જાન્યુઆરી .. જાહેર ખબરો.

ભારે વખણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની.

## દસ્કત શિક્ષક કોપીબુકો.

### આઠ ભાગમાં.

કેળવણી ખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેક્ટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બાઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રીપત્રકો.

મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સ્પેક્ટર. ઈ. જાઇલ્સ સાહેબે દસ્તક શિક્ષક કોપીબુકોને સઘળી મંજૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુક જ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુમ્બઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલકમિટીના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષક કોપીબુકોને જ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

એ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાથી થોડાં નીચે પ્રમાણે.

### ડિરેક્ટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો.

કે. એમ. ચેટફિલ્ડ. એમ. એ. માજી ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

ટી. બી. કર્ખીગ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર.

ઈ. જાઇલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી .ઇન્સ્પેક્ટર.

આ. સા. દોરાબજી એદલજી ગીમી, બી. એ, ઉ. વિ. ના. માજી એ. ઇ. અને સુરત. હાઈ સ્કૂલના હેડમાસ્તર.

રા. બા. ગોપાળજી સુરભાઈ દેશાઈ, ઉ. વિ. ના કેળવણી ખાતાના માજી આ. ઇ.

રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા, વડોદરા કે. ખાતાના માજી ડિ.

રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેક્ટર.

### દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

[illegible]રેબલ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.

[illegible]રેબલ. કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ., એલ. એલ. બી., આઈ. ઇ; મુમ્બાઈની હાઈ કોર્ટના માજી જજ.

[illegible]શંકર પાંડુરંગ પંડિત, એમ. એ; માજી ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર.

ગિર[illegible]ગોવનદાસ તુલસીદાસ મારફતીઆ, બી. એ; એલ. એલ. બી, ગુજરાતી હાઈકોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.

[illegible]ણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર; વડોદરા.

[illegible]અંબાલાલશંકર ઉમિયાશંકર ત્રવાડી, સબોર્ડિનેટ જજ, અમદાવાદ.

વિષય. પૃષ્ઠ.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૭ મું. જાન્યુઆરી ૧૮૯૮. અંક ૧ લો.

## માસ.

ઘણી નિશાળોમાં નિબન્ધનો વિષય હાલ બરાબર શિખવાતો નથી એવી ફરીઆદ સાંભળવામાં આવે છે. પબ્લિક સર્વિસની અને ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષામાં પણ ઉમેદવારો ઘણા હસવા લાયક નિબન્ધો લખે છે. ગુજરાતના વતનીઓ ૭ સાત વરસ નિશાળમાં ગાળ્યા પછી શુદ્ધ અને સરળ ગુજરાતી ન લખી શકે એ શિક્ષકોને નીચું જોવડાવે છે. આ બાબત હમે થોડી મુદ્દત ઉપર કેટલીક સૂચનાઓ કરી હતી, પરન્તુ શરૂથી પગથીએ પગથીએ કેમ ચાલવું એ વિગત સાથે બતાવ્યા વિના શિક્ષકોને વાક્ય રચનાનો વિષય શિખવવાનું ઠીક પડતું નથી એમ લાગે છે. આ કારણથી વાક્ય રચના અને નિબન્ધ એ મથાળા નીચે કેટલાક પાઠ આપવાનું આ માસથી શરૂ કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તેથી શિક્ષકોનું કામ સરળ થશે, અને વિદ્યાર્થીઓને સમજ સાથે શુદ્ધ લખતાં આવડશે. એ પાઠોના સમ્બન્ધમાં કોઈ શિક્ષકને કાંઈ સૂચના કરવી હશે તો તે હમે ઉપકાર સાથે સ્વીકારીશું. હમને લાગે છે કે આ પાઠો ચોથા ધોરણથી શરૂ કરવાનું ઠીક પડશે. પાંચમી ચોપડીમાં સૂક્ષ્મદર્શક, કષ્ટનષ્ટાષ્ટક, ઉદકપ્રવાહ આદિ શબ્દો શીખનાર બાળકોને આ પાઠોમાં થોડા નવા શબ્દો આવશે તે અઘરા નહિ પડે એમ ધારીએ છીએ.

---

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને કેળવણી ખાતું એ બેની એકઠી મહેનતથી ગુજરાતી ભાષાની તકરારી જોડણી નક્કી કરી એક શબ્દ કોષ બનાવવાનું કામ હાલ ચાલે છે. તે સમ્બન્ધમાં શબ્દ કોષ કમિટીના એક મેમ્બરે કમિટી તરફ લખેલો પત્ર અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ, અને તેમાં સૂચવેલી બાબતો વિષે આ પત્રના વાંચનારને પોતાના અભિપ્રાય

અમારા તરફ લખી મોકલવા વિનતિ કરીએ છીએ. ગુજરાતી ભાષાની સેવા બજાવવી એ સર્વ કેળવાયલા ગુજરાતીઓની—મુખ્યત્વે કરી વિચારશીલ શિક્ષક વર્ગની—ફરજ છે, માટે તેમના પાકટ અભિપ્રાય આવ્યા વિના નહિ રહે એવી આશા છે. તે પૈકી જે વિચારો કમિટી આગળ મૂકવા જેવા હશે તે ત્યાં રજુ કરવામાં આવશે.

---

બ્રિટિશ હિન્દનાં લોકલ બોર્ડોની હકીકત સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ થઈ છે. આ દેશમાં સને ૧૮૯૫–૯૬ માં ૧૦૮૭ લોકલ બોર્ડો હતાં, તેમની હદમાં ૧૯,૩૦,૯૮,૯૦૦ માણસની વસ્તી હતી. એ બોર્ડોમાં કુલ ૧૬,૮૬૭ મેમ્બરો હતા, તેમાંથી ૬,૫૦૩ રૈયતે નીમેલા હતા, અને બાકીના સરકારે નીમ્યા હતા. મેમ્બરો પૈકી ૧,૧૧૬ યુરોપિયન, અને ૧૫,૭૫૭ દેશી હતા; તેમાંથી ૩,૭૨૮ સરકારી નોકર હતા, અને બાકીના ખાનગી ગૃહસ્થો હતા.

---

એ સાલમાં લોકલ બોર્ડોની ઇલાકાવાર ઊપજ અને કેળવણી પાછળ ખર્ચ નીચે જણાવ્યા મુજબ હતાં:—

| ઇલાકો. | કુલ ઊપજ. | તે પૈકી નિશાળોની ફી ઇત્યાદિની ઊપજ. | કેળવણીનો કુલ ખર્ચ. |
|---|---|---|---|
| | રૂપિયા. | રૂપિયા. | રૂપિયા. |
| મદ્રાસ | ૮૯,૫૪,૮૭૫ | ૨,૨૭,૧૧૧ | ૧૧,૬૭,૧૬૮ |
| મુમ્બઈ | ૫૦,૮૦,૪૩૭ | ૧,૫૯,૪૮૪ | ૧૫,૫૯,૯૯૩ |
| બંગાળા | ૬૭,૭૦,૯૮૬ | ૫૩,૮૩૬ | ૧૨,૨૬,૬૪૨ |
| વાયવ્યપ્રાન્તો | ૩૭,૮૪,૪૨૦ | ૨,૨૦,૨૯૧ | ૧૨,૬૩,૯૬૫ |
| પંજાબ | ૩૧,૧૬,૪૩૩ | ૮૪,૩૭૮ | ૬,૪૬,૪૫૦ |
| મધ્યપ્રાન્તો | ૯,૦૮,૭૪૪ | ૯,૨૨૪ | ૨,૮૧,૦૫૮ |
| આસામ | ૧૨,૨૨,૪૧૧ | ૩૪૩ | ૧,૯૯,૪૦૬ |
| વરાડ પ્રાન્ત | ૬,૫૭,૯૨૪ | ૫૦,૧૨૪ | ૨,૦૦,૫૦૦ |
| કુલ | ૩,૦૪,૯૬,૨૩૦ | ૮,૦૪,૭૯૧ | ૬૫,૪૫,૨૯૩ |

કુલ ઊપજના પ્રમાણમાં વધારેમાં વધારે, એટલે ઊપજના ૩૪ ટકા જેટલો કેળવણી પાછળ ખર્ચ વાયવ્ય પ્રાન્તોમાં થાય છે. મુમ્બઈનાં લોકલ બોર્ડો પોતાની કુલ ઉપજના ૩૧ ટકા, મધ્ય પ્રાન્ત અને વરાડનાં ૩૦ ટકા, પંજાબનાં ૨૦ ટકા, બંગાળાનાં ૧૯ ટકા, આસામનાં ૧૭ ટકા, અને મદ્રાસનાં ૧૩ ટકા કેળવણી પાછળ ખર્ચે છે.

---

મુમ્બઈ ઇલાકાનાં લોકલ બોર્ડોના ૧૫,૫૯,૯૯૩ રૂપિયાના ખર્ચ પૈકી મ્હોટો ભાગ એટલે ૧૩,૧૪,૭૪૩ રૂપિયા પ્રાથમિક કેળવણીમાં ગયા હતા, ૧,૨૦,૦૪૩ ગ્રાન્ટ ઇન એડ તરીકે આપવામાં આવ્યા હતા, અને ૧૪,૮૫૮ રૂપિયા ટ્રેનિંગ કાલેજો આદિ ખાસ શાળાઓમાં ખર્ચાયા હતા. મુમ્બઇનાં બોર્ડો મધ્યમ કેળવણી માટે માત્ર ૨,૭૭૦ રૂપિયા આપે છે, અને હાઇસ્કૂલોને કાંઈ જ આપતાં નથી. વાયવ્ય પ્રાન્તોમાં મુમ્બઈ કરતાં ઘણો જુદો વહિવટ જોવામાં આવે છે. ત્યાંના ૧૨,૬૩,૯૬૫ રૂપિયાના કુલ ખર્ચ પૈકી નિશાળોની તપાસણી ખાતે ૧,૧૯,૮૬૧, હાઈ સ્કૂલોમાં ૨,૪૦,૦૮૩, મધ્યમ શાળાઓમાં ૧,૭૯,૩૭૮, પ્રાથમિક નિશાળોમાં ૫,૪૭,૬૮૦; અને ગ્રાન્ટ ઇન એડ પાછળ ૧,૨૭,૬૩૬ રૂપિયા ખર્ચાયા હતા. સરકારે આ પ્રાન્તનાં લોકલ બોર્ડોને પ્રાથમિક કેળવણી પાછળ વધારે પૈસા ખર્ચવાનું સૂચવ્યું છે, અને તે માટે તેમને હસ્તક વધારે પૈસા પણ આપવામાં આવ્યા છે. મધ્ય પ્રાન્તોના ૨,૮૧,૦૫૮ રૂપિયાના ખર્ચમાંથી ૫૨,૭૧૪ રૂપિયા મધ્યમ શાળાઓ બદલ, ૧,૨૮,૬૯૮ પ્રાથમિક શાળાઓ પાછળ, અને ૮૭,૪૦૯ રૂપિયા ગ્રાન્ટ ઇન એડ પાછળ અપાયા હતા. મદ્રાસનાં લોકલ બોર્ડોના તાબામાં ૫ ટ્રેનિંગ સ્કૂલો છે, અને તેઓ બીજા પ્રાન્તો કરતાં ટ્રેનિંગ સ્કૂલો અને ખાસ શાળાઓ પાછળ વધારે, એટલે ૫૨,૧૭૯ રૂપિયા ખર્ચે છે. એ બોર્ડો હાઈસ્કૂલો પાછળ ૪૨,૯૩૫, મધ્યમ શાળાઓ પાછળ ૧,૪૧,૪૭૩, પ્રાથમિક શાળાઓ પાછળ ૫,૮૬,૧૬૭, અને ગ્રાન્ટ ઇન એડ પાછળ ૨,૩૧,૪૫૮ રૂપિયા ખર્ચે છે. બંગાળાના ૧૨,૨૬,૬૪૨ રૂપિયાના ખર્ચ પૈકી ૧,૬૧૯ રૂપિયા જેટલી ન્હાની જ રકમ હાઈ સ્કૂલોને અપાય છે, અને જ્યારે પ્રાથમિક શાળાઓ

પાછળ પ્રત્યક્ષ ખર્ચે ૨,૭૨,૩૩૮ રૂપિયા જ કરવામાં આવે છે, ત્યારે પ્રાથમિક શાળાઓની મદદમાં (ગ્રાન્ટ ઇન એડમાં) ૫,૦૭,૩૭૩ રૂપિયા અપાય છે. બંગાળાનાં નવ બોર્ડોએ ઉદ્યોગ શાળાઓ સ્થાપી છે, અને તેઓ ટ્રેનિંગ અને ખાસ શાળાઓ પાછળ ૨૧,૩૯૯ રૂપિયા ખર્ચે છે. વીસ બોર્ડોએ સ્ત્રીઓને વૈદ્યકની કેળવણી લેવાનું ઉત્તેજન આપવા માટે સ્કૉલરશિપો કાઢી છે.

---

બધા કરતાં મુમ્બઈનાં બોર્ડો પ્રાથમિક કેળવણી પાછળ વધારે પૈસા ખર્ચે છે. લોકલ બોર્ડોના કેળવણીના કુલ ખર્ચ સાથે મુકાબલો કરીએ તો તે પૈકી મુમ્બઈ ઇલાકામાં ૮૪ ટકા, પંજાબમાં ૫૩ ટકા, આસામમાં ૭૫ ટકા, વરાડમાં ૯૭ ટકા, મદ્રાસમાં ૫૦ ટકા, મધ્ય પ્રાન્તોમાં ૪૫ ટકા, વાયવ્ય પ્રાન્તોમાં ૪૩ ટકા, અને બંગાળામાં ૨૨ ટકા પ્રાથમિક કેળવણીમાં જાય છે.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ગઈ ત્રિમાસિક સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ છે:—

**પ્રશ્ન ૧ લો.**—૧૩ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મહેતાજી પોપટલાલ કેવળચન્દ શાહ રાજકોટનાને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૨ જો.**—૧૪ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મંગળજી હરજીવન ઓઝા, આસિસ્ટંટ માસ્તર પ્રાક્ટિસિંગ સ્કૂલ રાજકોટના ને રૂ. ૧) નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૩ જો.**—૧૮ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી રતનજી દુર્લભભાઈ લાડ, મહેતાજી મોજે ગોથાણ તાલુકે ઓરપાડ જિલ્લે સુરતના ને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ—

(૧) આફ્રિકાના કયા કયા ભાગોમાં હિન્દના લોકો જઈ વસ્યા છે? ત્યાંના સંસ્થાનિકો તેમની પ્રત્યે કેવી રીતે વર્ત્તે છે? હિન્દ વાસીઓના સમ્બન્ધમાં હાલમાં કયાં સંસ્થાનોએ શા કાયદા કર્યા છે? (ઇનામ રૂ. ૨)

(૨) ભૂગોળ અને ઇતિહાસના શિક્ષણથી મનની કઈ કઈ શક્તિઓ કેવી રીતે કેળવાય છે? (ઇનામ રૂ. ૧)

(૩) બાળ વર્ગને વાર્તાઓ કહેવાનો શો ઉદ્દેશ છે? તેથી બાળકની કઈ શક્તિઓ કેળવાય છે? વાર્તાઓ કેવી જોઈએ, અને તે કહેનારમાં શા ગુણ હોવા જોઈએ? વાર્તા મુખ્ય મહેતાજીએ જ કહેવી એમ ઠરાવવામાં ધોરણો બનાવનારનો શો હેતુ હશે? (ઇનામ રૂ. ૨)

ટીપ—સ્પર્ધાના નિયમ માટે એપ્રિલ સને ૧૮૯૭ ના અંકમાં જોવા. તા. ૨૦ મી ફેબ્રુઆરી પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

---

# ગુજરાતી જોડણી.

ગુજરાતી શબ્દ કોષ તૈયાર થાય છે, તથા જોડણી મુકરર કરવામાં આવે છે, તે દરમ્યાન એક બે વાત શબ્દ કોષ કમિટી રૂબરૂ મુકવાની હું રજા લઉં છું.

પહેલી વાત એ, ઍ, ઓ, ઑનાં ઉચ્ચારણોના સમ્બન્ધની છે. દરેક ઉચ્ચારણ લખવા માટે એક જ જુદું નિશાન, અને દરેક નિશાનનું એક જ ઉચ્ચારણ, એમ વ્યવસ્થા હોય તો લેખન પદ્ધતિ યથાસ્થિત અને સમ્પૂર્ણ કહેવાય છે. ઇંગ્રેજીમાં તેવું નથી માટે તેની જોડણી અપૂર્ણ ગણાય છે. સંસ્કૃત લેખનમાં ઘણું કરી સમ્પૂર્ણતા છે, એટલે તેમાં જેટલાં ઉચ્ચારણો છે તેટલાં માટે જુદાં નિશાન છે, અને દરેક નિશાનનું બહુધા એક જ ઉચ્ચારણ થાય છે. સંસ્કૃતમાંથી વિકાર પામી પ્રાકૃત, અપભ્રંશ, ઇત્યાદિ દ્વારા હાલની ભાષાઓ બની છે, તેમાં મૂળ શબ્દો બદલાયા છે,

પર ભાષાનાં શબ્દો દાખલ થયા છે, એ વગેરે કારણોથી સંસ્કૃતમાં હોતાં તેવાં થોડાં ઉચ્ચારણો વધ્યાં છે. અને જ્યારે ઉચ્ચારણો વધ્યાં છે ત્યારે તે દર્શાવનાર નિશાનો પણ વધવાં જોઈએ. તે વિના લેખ શુદ્ધ કહેવાય નહિ. સંસ્કૃત કરતાં વધારે ઉચ્ચારણોનો ઉપયોગ કરવો છતાં લેખી નિશાનો સંસ્કૃત જેટલાં જ રાખવાં એ વાજબી જણાતું નથી આજ સુધી સારો પૂર્ણ માન્ય ગુજરાતી કોષ બનાવવાનો અને જોડણ મુકરર કરવાનો સબળ પ્રયત્ન થયો નહોતો, ત્યાં સુધી ગમે તેમ ચાલ્યું તે ઠીક જ છે. પણ જ્યારે આવો કોષ થાય છે અને જોડણી મુકરર કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, ત્યારે તો આજની તારીખ સુધી ભાષાએ જે વિકારો ગ્રહણ કર્યા છે તે ધ્યાનમાં લઈ તે મુજબની વ્યવસ્થા કરવી જોઈએ. ઉમ્મર મ્હોટી થયા પછી પણ બાલ્યાવસ્થાનાં ઝભલાં બોચલા પહેરાવીએ તો હસવા સરખો દેખાવ થાય છે. કોઠી (દાણા ભરવાની) અને કૉઠી (ઝાડ), કેરી (=તણી) અને કૅરી (ફળ), ગોળ અને ગૉળ, એમનાં ઉચ્ચારણ જુદાં છતાં તેમને એક જ રીતે લખીએ એ બરાબર નથી. મ્હારો અભિપ્રાય એવો છે, કે કેટલાક લેખકોએ પ્રયત્ન કર્યો છે તે મુજબ આ કોષ બનાવવાના પ્રસંગનો લાભ લઈને ઍ, એ, ઑ, ઓનાં જુદાં નિશાન દાખલ કરવાં. આ કોષ મુજબ સરકારી શાળા ખાતાંની ચોપડીઓની જોડણી સુધારવાની છે, એટલે કાળે કરી એ નિશાનો સાધારણ પરિચયમાં આવી જશે. બાળકોને શુદ્ધ વાંચન શિખવવાનું સરળ કરવા માટે તેમની ચોપડીઓમાં તેવાં નિશાનોની જરૂર છે. ઍ અને ઑ માટે કયાં નિશાન રાખવાં તે બાબત મ્હારો ખાસ આગ્રહ નથી. સવડ પડે તો ઊંધી માત્રા દાખલ કરો, અને સવડ પડે તો અર્ધ વર્તુળ દાખલ કરો—જે નિશાન દાખલ કરવામાં આવશે તે હું કબૂલ કરીશ. મ્હારો આગ્રહ માત્ર એટલો જ છે, કે આ તકનો લાભ લઈને જે ઉચ્ચારણો માટે હજી જુદાં નિશાન દાખલ થયાં નથી તેમને માટે તે દાખલ કરવાં. અત્યાર સુધીમાં કોષનાં જે થોડાં પ્રૂફો મ્હારી તરફ આવ્યાં છે તેમાં આ તફાવત રાખ્યો દેખાતો નથી.

બીજી જે વાત હું કમિટી રૂબરૂ લાવવા માગું છું તે અનુસ્વાર, અને જોડાક્ષરની શરૂમાં આવતા અનુનાસિકના સમ્બન્ધની

છે. એ બે ઉચ્ચારણ જુદાં છે, અને તેમનાં નિશાન પણ જુદાં હોવાં જોઈએ. જ્યાં અનુનાસિક એકલો આવે છે ( જેમકે કામ, કાન ), અથવા તે જોડાક્ષરનો છેલ્લો ભાગ હોય છે ( જેમકે સ્નાન, કૃષ્ણ ), ત્યાં તો અનુનાસિક જ લખાય છે અને કાંઈ તકરાર પડતી નથી. પરન્તુ જ્યાં અનુનાસિક જોડાક્ષરનો પહેલો વ્યંજન હોય છે ( જેમકે અઙ્ક, કમ્પ, વગેરે ), ત્યાં તેને અનુસ્વાર માફક લખવામાં આવે છે અને મુશ્કેલી પેદા થાય છે. આમ થવાથી વિદ્યાર્થીઓ અશુદ્ધ ઉચ્ચાર કરે છે એ મ્હેં ઘણી વાર જોયું છે. સંસ્કૃત શબ્દ वाचन છે, તેમાં પ્રાકૃતની અસરથી અસલ નહિ તેવો અનુસ્વાર* દાખલ થતાં ગુજરાતીમાં વાંચન શબ્દ થયો છે, તેને વાઞ્ચન બોલતા મ્હેં છઠ્ઠા ધોરણમાં પાસ થયેલા વિદ્યાર્થીઓને વારંવાર સાંભળ્યા છે. સંસ્કૃત उष्ट्रમાં પણ તેવો જ અનુસ્વાર દાખલ થઈ ઊંટ શબ્દ થયો છે, તેનો છોકરાઓ ઘણી વાર ઉણ્ટ ઉચ્ચાર કરે છે. તે જ રીતે उच्चमांથી થયેલ ઊંચું ને બદલે ઉઞ્ચું ઉચ્ચાર કરે છે. સૂંઠને બદલે સુણ્ઠ પણ બોલવામાં આવે છે. આવી બીજી ભૂલો પણ વારંવાર જોવામાં આવી છે. અનુનાસિક અને અનુસ્વાર એક જ રીતે લખવાથી આવી ભૂલો થાય છે એ નિઃશંક છે. કાંતી ( લોઢું ) અને કાન્તિ આ બેનું ઉચ્ચારણ જુદું છે, એટલે તે બન્ને માટે અનુસ્વાર લખવાથી વાંચનારને ગૂંચવણ પડ્યા વિના રહેતી નથી. ખેતરમાંથી ઘાસ નીંદવું, અને કોઈ માણસને નિન્દવો, એ બેમાં પણ જુદાં ઉચ્ચારણ

---

* પ્રાકૃતની અસરથી આવી રીતે ઘણી વખત અનુસ્વાર દાખલ થાય છે; જેમકે—

સં. दर्शन, પ્રા. दंसण;
સં. स्पर्शः, પ્રા. फंसो, ગુ. ફાંસો;
સં. अश्रु, પ્રા. अंसु, ગુ. આંસુ;
સં. वक्रः, પ્રા. वंको, ગુ. વાંકો;
સં. पुच्छ, પ્રા. पुंछ, ગુ. પૂંછ ( છું );
સં. गुच्छ, પ્રા. गुंछ, ગુ. ગુંછ ( છું ); વગેરે.

છે. એ વાત ખરી છે, કે સંસ્કૃતમાં અનુનાસિકને ઠેકાણે અનુસ્વાર લખવાનો વહિવટ છે. પરન્તુ એ ભાષામાં અનુસ્વારનો ઉચ્ચાર संयोग, संहार, संस्कार જેવા શબ્દોમાં જ થાય છે, અને ત્યાં અનુનાસિક બોલાઈ જવાનો સમ્ભવ નથી. જ્યાં વર્ગીય વ્યંજનો આવે છે ત્યાં તેમની પૂર્વે અનુસ્વાર લખો કે અનુનાસિક લખો પણ ઉચ્ચાર બધે અનુનાસિકનો જ કરવાનો હોય છે. આ કારણથી સંસ્કૃતમાં ગુજરાતી જેવી ગૂંચવણ પડતી નથી. સંસ્કૃતમાં सिंच् લખો કે सिञ्च् લખો પણ ઉચ્ચારણ એક સરખું હોવાથી કોઈ બોલવામાં ભૂલ કરતું નથી. ગુજરાતીમાં સિઞ્ચવું અને સીંચવું એ બે જુદાં ઉચ્ચારણો છે, અને તેમને એક રીતે લખીશું તો વાંચનારને ગૂંચવણ પડશે. આ દૃષ્ટાન્ત પ્રાકૃતમાંથી આવેલો ગુજરાતીના સમ્બન્ધનો એક નિયમ સૂચવે છે. તે એ છે, કે જે સંસ્કૃત શબ્દોના અનુનાસિકનો ઉચ્ચાર મોળો પડી ગુજરાતીમાં આવતાં અનુસ્વાર જેવો થઈ જાય છે, તે શબ્દોમાં તેમ થતાં જોડાક્ષર મટી જવાથી માત્રાઓ સરખી રહેવા સારૂ પૂર્વેનો સ્વર દીર્ઘ થાય છે. નીચેનાં દૃષ્ટાન્તોથી આ વાતની ખાત્રી થશેઃ—

| | |
|---|---|
| સં. जङ्घा——— | ગુજરાતી જાંઘ. |
| સં. अङ्ग——— | ગુજરાતી અઙ્ગ અને આંગ. |
| સં. अङ्क——— | ગુજરાતી અઙ્ક અને આંક. |
| સં. पञ्च——— | ગુજરાતી પઞ્ચ અને પાંચ. |
| સં. कण्ठ——— | ગુજરાતી કણ્ઠ અને કાંઠ ( લો ). |
| સં. कण्टक——— | ગુજરાતી કાંટો. |
| સં. दन्त——— | ગુજરાતી દાંત. |
| સં. मन्द——— | ગુજરાતી મન્દ, મન્દો, અને માંદો. |
| સં. बन्धन——— | ગુજરાતી બન્ધન અને બાંધણ. |
| સં. सन्ध्या——— | ગુજરાતી સન્ધ્યા ( કાળ ) અને સાંઝ. |
| સં. कम्प्——— | ગુજરાતી કમ્પવું અને કાંપવું. |
| સં. चन्द्र——— | ગુજરાતી ચન્દ્ર, ચાંદો, ચાંદું. |
| સં. जङ्गल——— | ગુજરાતી જઙ્ગલ, જઙ્ગલી, જાંગલો. |

આ પ્રમાણે જ્યાં અનુનાસિક ઉચ્ચારણ કાયમ રહે છે ત્યાં પૂર્વ સ્વર હ્રસ્વ રહે છે; જ્યાં અનુનાસિકનું ઉચ્ચારણ બદલાઈને અનુસ્વાર જેવું થાય છે ત્યાં જોડાક્ષર મટવાથી પૂર્વ સ્વર દીર્ઘ થાય છે. ગુજરાતીમાં અઙ્ગ અને આંગ, અઙ્ક અને આંક, બન્ધન અને બાંધણ, સન્ધ્યા અને સાંઝ, ચન્દ્ર અને ચાંદો, એ વગેરેમાં જેવડાં ઉચ્ચારણ છે, તો તેમને લખવાનો વહિવટ પણ જુદો હોવો જોઈએ. પૂર્વ સ્વર દીર્ઘ થાય ત્યાં અનુસ્વાર લખવો બરાબર છે; પરન્તુ જ્યાં પૂર્વ સ્વર દીર્ઘ ન થયો હોય ત્યાં પણ અનુસ્વાર લખવો એ વાજબી નથી. વળી જ્યાં એક જ અનુનાસિક બેવડાયો હોય છે ત્યાં હાલને વહિવટે પહેલાને અનુસ્વાર જેવો લખવાથી હસવા જેવું રૂપ થાય છે, જેમકે—હુન્નરને બદલે હુંનર, કિન્નર ને બદલે કિંનર, કિમ્મત ને બદલે કિંમત, અન્નને બદલે અંન, ઇત્યાદિ. સંસ્કૃતમાં મરજી માફક અનુસ્વાર કે અનુનાસિક લખવા છતાં ઉપર કહ્યું તેમ વર્ગીય વ્યંજનો પહેલાં ઉચ્ચારણ અનુનાસિકનું જ થાય છે. ગુજરાતીમાં એક જ મૂળના શબ્દોમાં બે પ્રકારનું ઉચ્ચારણ છે. એટલે સંસ્કૃતથી ગુજરાતીનો વહિવટ ઊલટો છે. સંસ્કૃત બે નિશાનો (અનુસ્વાર અને અનુનાસિક) નું ઘણે ઠેકાણે એક જ ઉચ્ચારણ કરે છે; ગુજરાતીનો હાલનો વહિવટ એક નિશાન (અનુસ્વાર) નાં બે ઉચ્ચારણ કરવા માગે છે. બે જુદાં ઉચ્ચારણ એક જ રીતે લખવાથી સ્હેલાઈ આવશે એમ કોઈ ધારતું હોય તો તે ભૂલ છે. તેથી સ્હેલું થવાના બદલામાં વાંચનારની મુશ્કેલી વધી ઈંગ્રેજી put અને but, to અને so, good અને door, વગેરેની માફક અઘરું થવાનો વધારે સમ્ભવ છે. ગુજરાતીમાં હાલ તેવું થાય છે તેની ઉપર બતાવેલી ભૂલોથી ખાત્રી થાય છે. વળી ઙ્ અને ઞ્ ગુજરાતી ભાષામાં નથી એમ કોઈ ધારતું હોય તો તે પણ ભૂલ છે. તેમનાં ઊચ્ચારણ હજી કાયમ છે, માત્ર તેમનો લખવામાં ઉપયોગ થતો નથી. સંગ, જંગલ, ઇત્યાદિમાં અનુસ્વાર લખવા છતાં ઙ્નો જ ઉચ્ચાર થાય છે. એ વાત ખરી છે કે ઙ્ અને ઞ્ ગુજરાતીમાં લખાતા નથી, અને જોડાક્ષરના પ્રથમ વ્યંજન તરીકે બીજા અનુનાસિકો લખવાનો પણ બહુ પરિચય નથી. તેથી તે બધા લખવાનો વહિવટ પાછો દાખલ કરવાથી સર્વે માન્ય થશે કે કેમ તે વિષે શંકા લેવા

જેવું છે. નર્મદાશંકરે અઙ્ક વગેરે લખવાનો પ્રયત્ન કર્યો તેનું બહુ અનુકરણ થયું નથી. પાંચ અનુનાસિકો લખવા છાપવાની મહેનત પણ ધ્યાનમાં લેવા જેવી છે. આ બધાં કારણોથી હું એવી દરખાસ્ત કરું છું, કે **જયાં જયાં અનુસ્વાર જેવું ઉચ્ચારણ થતું હોય ત્યા હાલ પ્રમાણે અનુસ્વારનું ટપકું કાયમ રાખવું; જયાં અનુનાસિક જેવું ઉચ્ચારણ થતું હોય ( પછી ગમે તે અનુનાસિક હોય ) ત્યાં અનુસ્વારની જગાએ અક્ષર ઉપર ૦ આવું વર્તુળાકાર મીંડું કરવું (જેમકે, અ̊ક અને આંક, જ̊ગલ અને જાંગલો, વગેરે).** આથી લખવા છાપવાની મુશ્કેલી બહુ નહિ વધે, અને અનુસ્વાર તથા અનુનાસિકનાં જુદાં ઉચ્ચારણ માટે જુદાં નિશાન થશે. સંસ્કૃતમાં બધા વર્ગીય વ્યંજનો પહેલાં અનુસ્વાર લખવા છતાં પછી આવતા વ્યંજનને આધારે પાંચે અનુનાસિકના જુદા ઉચ્ચાર થઈ શકે છે, તેમ ગુજરાતીમાં એક જ વર્તુળાકાર મીંડાથી બધા અનુનાસિકોનું ઉચ્ચારણ થઈ શકશે. હાલ માત્ર અનુનાસિક અને અનુસ્વારનું ઉચ્ચારણ જુદી રીતે દર્શાવવું એટલું જ કરવાનું છે; પાંચે અનુનાસિકો એક બીજાથી જુદા પાડવાની તેટલી અગત્ય નથી. અજ્ઞ, હુન્નર જેવા શબ્દોમાં એક જ અનુનાસિક બેવડાય છે ત્યાં મીંડાનો ઉપયોગ ન કરતાં હજી જોડાક્ષર લખાશે; અને અવર્ગીય વ્યંજનો પહેલાં તથા શબ્દને છેડે હાલ માફક અનુસ્વાર લખાશે (અંશ, રાતું, ઇત્યાદિ). વળી જન્મ, પ્રદ્યુમ્ન જેવા શબ્દોમાં જુદા જુદા વર્ગના અનુનાસિકોનો જોડાક્ષર બને છે ત્યાં પણ અનુનાસિક જ લખાશે. શરૂઆતમાં અહિં સૂચવેલું મીંડું નવું લાગશે, પણ પ્રચાર વધતાં નવાઈ નહિ રહે, અને લેખન તથા વાંચનની શુદ્ધિ વધશે. લખવાની મહેનત અને મુશ્કેલીઓ ઘણી ન વધારવી એમ કેટલાકનું કહેવું છે તે છેક ગેરવાજબી નથી. છતાં એટલું યાદ રાખવું જોઈએ, કે બજારના વ્યાપારીઓ જ્યારે હુગમરટપર, પુજરધા, સાવતાશ્રી, વગેરે લખતા હતા ત્યારે લખવાની સઘળી મુશ્કેલીઓ નાશી ગઈ હતી. તે વહિવટ દૂર કરી બોલવા પ્રમાણે લખવાનો વહિવટ દાખલ કર્યો ત્યારે લખવાની મહેનત અને મુશ્કેલીઓ વધી, પણ વાંચનની મુશ્કેલી ઘટી, અને લેખન પહેલાં કરતાં વધારે ચોક્કસ અને શુદ્ધ થવા લાગ્યું. હજી હ્રસ્વ દીર્ઘ સમ્બન્ધી મુશ્કેલીઓ પડે છે, છતાં વાણીઆની માફક તે એક સરખી રીતે લખવાનું આપણે સ્વપ્નામાં પણ ધારતા

નથી. કોઈ કોઈ મુમ્બઈ તથા કરાંચીના ન્યુસપેપરવાળા તથા બીજા લખનાર ત્યાં ને બદલે તયાં, પત્ર ને બદલે પતર, આવ્યો ને બદલે આવયો, જણાવ્યું ને બદલે જણાવયું, નિષ્ફળ ને બદલે નીષ્ફળ, ભાગ્યે ને બદલે ભાગયે, સ્કૂલ ને બદલે સકૂલ, વગેરે લખે છે તે પણ સ્હેલું છતાં કબૂલ કરવાનો આપણે વિચાર કરતા નથી. ઊલટી જરૂર પડે છે ત્યાં ગુરુત્વાકર્ષણ, ઊર્ધ્વપુંડ્ર, કષ્ટનષ્ટાષ્ટક જેવી અઘરી જોડણી દાખલ કરીએ છીએ. એટલે લેખન બને તેટલું સ્હેલું કરવાનું ધ્યાનમાં રાખવા છતાં સ્હેલાઈનો વિચારને હદમાં રાખવો પડે છે. લેખન સ્હેલું કરતાં વાંચન અશુદ્ધ અને અઘરું ન થાય એ ધ્યાનમાં રાખવાનું છે. હાલના લેખનમાં જે થોડી ખામીઓ દેખાય છે તે દૂર કરવાની અત્રે સૂચના કરી છે, અને તેમ થવાથી બોલવું તેમ લખવું એ નિયમનો વધારે સારો અમલ થશે. અનુનાસિકના ઉચ્ચારણ માટે અત્રે સૂચવેલું વર્તુળ મુશ્કેલ નથી અને બહુ ગૂંચવણ વધારતું નથી, તેથી તે કબૂલ થશે એમભરોંસો રહે છે.

અત્રે જણાવવું જોઈએ કે પ્રાકૃતમાં અનુસ્વાર અને અનુનાસિક જુદી રીતે દર્શાવવાનો વહિવટ હતો. નાન્યતરના બહુવચન માટે હેમચન્દ્રનું સૂત્ર છે કે,

जस् शस् इँ इं णयः सप्रागदीर्घाः ॥

क्लीवे वर्तमानान्नाम्नः परयोः जस् शसोः स्थाने सानुनासिक सानुस्वारौ इकारौ णिश्च आदेशाः भवन्ति, एषु सत्सु पूर्व स्वरस्य दीर्घत्वं विधीयते इत्यर्थः [=નાન્યતર જાતિના નામ પછી પ્રથમા તથા દ્વિતીયાના બહુવચનના (સં. नि) પ્રત્યયને સ્થાને અનુનાસિકવાળી इ (=इँ), અનુસ્વારવાળી इ (=इं), ને णि આદેશ થાય છે, અને તેની પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે]. અનુનાસિકવાળી इ (=इँ) ના દૃષ્ટાન્ત તરીકે जाइँ वयणाइँ (=સં. यानि वचनानि), અને અનુસ્વારવાળી इ (=इं) ના દૃષ્ટાન્ત તરીકે दहीइं (=સં.

दधीनि ), महूइँ ( =सं. मधूनि ), पंकयाइं ( =सं. पंकजानि ) વગેરે શબ્દો આપ્યાં છે. આ પ્રમાણે પ્રાકૃતમાં इँ અને इं, એટલે અનુનાસિક અને અનુસ્વારનાં જુદાં ઉચ્ચારણ દર્શાવવા માટે જુદાં નિશાન વપરાતાં જણાય છે. તુલસીદાસ જયરામ રઘુનાથે પ્રસિદ્ધ કરેલા તુળસી કૃત રામાયણની હિન્દી ભાષામાં પણ એવો ભેદ કરેલો જણાય છે, જેમકે—

मै विभावरी भूरी अँधेरी,

विद्यामें विश्वास अघाता, ઇત્યાદિ.

આ પ્રમાણે પ્રાકૃત તથા હિન્દીમાં અનુસ્વાર અને અનુનાસિક લખવામાં ભેદ રાખેલો છે, તેવો ભેદ ગુજરાતીમાં દાખલ કરવો એ બિલકુલ ગેરવાજબી નથી. ઉપર મ્હેં એ, ઍ, વગેરે વચ્ચે ભેદ રાખવા સૂચના કરી છે, અને તેમના ઉપર અનુસ્વાર આવશે ત્યારે એં, ઍં (જેમકે ઍંડા ), વગેરે રૂપો થશે. માટે ગુજરાતીમાં પ્રાકૃતની માફક અનુનાસિક દર્શાવવાને અક્ષર ઉપર ✓ નિશાન લખવું ઠીક પડશે નહિ. તે માટે ઉપર સૂચવેલું ૦ ( વર્તુળાકાર મીંડું ) જ વધારે અનુકુળ આવશે. તે અનુસ્વારના ટપકાને કાંઇક મળતું છે, અને લખવામાં મુશ્કેલ પડે તેવું નથી.

શબ્દકોષ કમિટીના ગૃહસ્થો ઉપરની સૂચનાઓનો વિચાર કરી પસન્દ પડે તો કોષમાં તે મુજબ જોડણી લખવા હુકમ આપશે એમ મ્હારી વિનતિ છે. કન્સલ્ટિંગ કમિટીના ગૃહસ્થોનો અભિપ્રાય લેવા વિચાર થાય તો તેમ કરવાને મ્હારી હરકત નથી. માટે તેમ કરવા ઠરાવ થાય તો આ પત્ર છાપી શબ્દ સંગ્રહ સાથે કન્સલ્ટિંગ કમિટીના મેમ્બરોને મોકલવા કૃપા થવી. તા૦ ૧૩—૧૨—૯૭.

લી. સેવક

માધવલાલ હરિલાલ દેસાઈ.

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

( ચાલુ પુ. ૩૬ માના પૃ. ૩૭૦ થી. )

(૨૦) ગુજરાતી, હિન્દી, મરાઠી આદિ ભાષાઓમાં સંસ્કૃત અને

પ્રાકૃતની માફક સર્વનામો ઉપરથી કેટલાંક વિશેષણ તથા ક્રિયાવિશેષણો બન્યાં છે. દૃષ્ટાન્ત તરીકે નીચેનાં ગુજરાતી રૂપો આપીએ છીએઃ—

| | | સમ્બન્ધી જે ઉપરથી થયેલાં. | દર્શક તે ઉપરથી થયેલાં. | દર્શક એ ઉપરથી થયેલાં. | દર્શક આ ઉપરથી થયેલાં. | પ્રશ્નાર્થે કે (સં. कि-म्—क) ઉપરથી થયેલાં. |
|---|---|---|---|---|---|---|
| વિશેષણો. | સામ્ય દર્શક. | જેવું | તેવું | એવું | આવું | કેવું |
| | સંખ્યા અને માપ દર્શક. | જેટલું | તેટલું | એટલું | આટલું | કેટલું |
| | મહત્ત્વ દર્શક. | જેવડું | તેવડું | એવડું | આવડું | કેવડું |
| ક્રિયાવિશેષણ. | રીત દર્શક. | જેમ, જ્યમ, જિમ | તેમ, ત્યમ તિમ | એમ, ઇમ | આમ | કેમ, કયમ, કિમ |
| | કાળ દર્શક. | જ્યારે | ત્યારે | | અત્યારે | ક્યારે |
| | સ્થળ દર્શક. | જહિં, જહાં, જિહાં, જ્યાં, જહીં | તહિં તહાં, તિહાં, ત્યાં, ત્હીં. | ઇહાં, ઈહાં. | અહિં, આંહિં, અહિંયાં, અહાં, હાં. | કહિં, કહાં, કિહાં, ક્યાં, ક્હીં. |

હિન્દી આદિ ભાષાઓમાં પણ એ જ મુજબ વિશેષણ તથા ક્રિયા-વિશેષણો થાય છે. હવે તે બધાનાં મૂળ તપાસીએ.

(અ) સંસ્કૃતમાં સામ્ય દર્શક (તેના જેવું એ અર્થ કરનાર) વિશેષણ બનાવવાને સર્વનામ પછી दृश પ્રત્યય જોડવામાં આવે છે, જેમકે यादृश, तादृश, एतादृश, ईदृश, कीदृश, વગેરે. આ શબ્દો મહારાષ્ટ્રી પ્રાકૃતમાં આવતાં दृश ના द् નો લોપ થાય છે, ऋ ની रि થાય છે,

अने श नो स बने छे. पछी अपभ्रंशमां आवतां रि ना र् नो लोप थाय छे, अने पूर्वे स्वर टूंकाय छे अथवा तेनो अ बने छे. ए मुजब संस्कृत यादृशः नुं प्रा. जारिसो* अने अपभ्रंश जइसो बने छे, अने ते उपरथी हिन्दी जैसा, कनोज जैसो, मारवाडी जिस्यो, जिसो, जैरो,卐 मराठी जसा शब्दे नीकळे छे. ए ज रीते संस्कृत तादृशः नुं प्राकृत तारिसो, अप. तइसो, हिन्दी तैसा, कनोज तैसो, मारवाडी तिस्यो, तैरो, अने मराठी तसा; कीदृशः उपरथी प्राकृत केरिसो, अप. कइसो, हिन्दी कैसा, कनोज कैसो, मारवाडी किस्यो, कैरो, मराठी कसा; अने ईदृशः उपरथी प्रा. एरिसो,+ अप. अइसो, हिन्दी ऐसा, कनोज ऐसो, मारवाडी इस्यो, ऐरो, मराठी असा शब्दे बने छे. अपभ्रंश जइस, तइस, कइस, अइस ( जइसो, तइसो, कइसो, अइसो मांथी नर जाती प्रथमा एक वचननो ओ प्रत्यय दूर

---

* प्राकृत जारिसो, तारिसो, केरिसो, एरिसो, कीदिसो, ईदिसो वगेरेमां छेवटे ओ प्रत्यय छे ते नरजातिए प्रथमा एक वचननो छे. ते प्रत्यय काढी लईए तो मूळ शब्द जारिस, तारिस, केरिस, एरिस, कीदिस, ईदिस रहे छे. तेमनी नारी जाति करवाने ई प्रत्यय लागे छे, अने नान्यतरमां म् प्रत्यय आवे छे.

卐 मारवाडी जैरो, तैरो, कैरो, ऐरो नो रो लघुता वाचक प्रत्यय छे.

+ विक्रमोर्वशीमां प्राकृत केरिसो ने बदले कीदिसो, अने एरिसो ने बदले ईदिसो जोवामां आवे छे. दृश प्रत्ययना ऋ नी इ थवाथी अने श नो स थवाथी सं. कीदृशः नुं प्रा. कीदिसो, अने सं. ईदृशः नुं प्रा. ईदिसो बने छे.

કરતાં રહેલા મૂળ શબ્દો ) માં अ તથા इ ની સન્ધિ થતાં અને स् નો ह् થતાં એ જ ભાષામાં जेह, तेह, केह,* एह શબ્દો બને છે, અને પ્રથમા એક વચનમાં આગળ આપેલા નિયમ મુજબ અન્ત્ય अ નુ उ થતાં તેમનાં जेहु, तेहु, केहु, एहु રૂપો થાય છે. બીમ્સ ધારે છે કે जेह, तेह, केह, एह ના ह् નો व् થઈને નરજાતિ પ્રથમા એકવચનનો ओ, નારી જાતિની ई, અને નાન્યતર જાતિનું उं મેળવવાથી ગુજરાતીમાં જેવો—જેવી—જેવું, તેવો—તેવી—તેવું, કેવો—કેવી—કેવું, એવો—એવી—એવું રૂપો થયાં છે. પરન્તુ સંવત્ ૧૫૧૨ માં લખાયલા કહાનડદે પ્રબન્ધની પ્રાચીન ગુજરાતીમાં *एहवुं (નાન્યતર જાતિ), एहवु ( નર જાતિ ), एहवा ( નર જાતિ બ. વ. ), एहवी અને एन्ही ( નારી જા. ), जेहवा અને तेव्हा ( નર જા. બ. વ. ), એ રૂપો જોવામાં આવે છે, તેમાં ह અને व બન્ને કાયમ છે. હાલ પણ એ શબ્દોના ઉચ્ચારણમાં હ નો કાંઇક ભાસ રહેલો છે ( જેમકે, જહેવો, ત્હેવો, કહેવો, હેવો ). તેથી ह् નો व् થયાની બીમ્સની કલ્પના ખરી લાગતી નથી.‡

---

* પંજાબી ભાષામાં केहे—किह કેવો ના અર્થમાં છે, અને સિન્ધી ભાષા લઘુતાવાચક ड़ो ઉમેરીને किहड़ो શબ્દ બનાવે છે.

* કહાનડદે પ્રબન્ધમાં આ, જે, તે, એ ઉપરાન્ત વારંવાર જેહ, તેહ, એહ, કેહ શબ્દો જોવામાં આવે છે, અને ત્રીજી વિભક્તિ જેહે પણ મળી આવે છે. एह રૂપ કદાચ પ્રા: एस ( સં. एषः ) ના स् નો ह् થવાથી બન્યું હોય, અને તેની દેખાદેખી જે, તે, કે પછી હ ઉમેરવાનો વહિવટ પડ્યો હોય. વળી તેમાં पातसाहनी वेटी जेय માં जेय એટલે य વાળું રૂપ પણ જોવામાં આવે છે. અર્થ રહિત क ઉમેરાઈ તેમાંના क् નો લોપ થતાં તેની જગાએ य् આવવાથી जेय રૂપ બની શકે છે. એ જ પુસ્તકમાં તે અને જે ને બદલે तेउ, जेउ રૂપો પણ મળે છે.

‡ ઉપર આપણે જોયું કે મારવાડીમાં લઘુતા વાચક रो પ્રત્યય લાગીને जैरो, तैरो, कैरो, ऐरो રૂપો થયાં છે. મેવાડીમાં र् ને બદલે

વળી 'કન્હડદે પ્રબન્ધ'માં નીચેનાં રૂપો વારંવાર વાપરેલાં જોવામાં આવે છેઃ—

(૧) અપભ્રંશના जइस (પ્રથમા એક વ. जइसो) ઉપરથી નર અને નાન્યતર એક વચન जसिउ, जसिउं, जेसिउ, जिस्यु, जेस्युं, जेस्यु, जिस्युं, નરજાતિ બહુ વ. जिसा, जिस्या, जेस्या, जेशा, નાન્યતર બહુ વ. जिस्यां, નારી જાતિ जिसइ, जिसी;

(૨) અપભ્રંશ तइस (तइसो) ઉપરથી નર અને નાન્યતર એક વચન तिसिउ, तिस्यु, तसिउ, तिस्युं, तस्युं, નારી જાતિ तिसी;

---

इ वपराय છે, તેથી તેમાં जश्यो, तश्यो, कश्यो, अश्यो ઉપરાન્ત એ જ અર્થમાં जैडो, तैडो, कैडो, ऐडो (એટલે લઘુતાવાચક डो વાળાં) રૂપો જોવામાં આવે છે. ત્યારે ગુજરાતી જેવો, તેવો, કેવો, એવો નો વો પણ લઘુતા વાચક તો નહિ હોય? કેલૉગ મુજબ હિન્દીમાં કોઈ કોઈ પ્રસંગે वा લઘુતા દર્શાવે છે; જેમકે, पुर ઉપરથી पुरवा (ન્હાનું ગામ, પુરું), घोडवा (ન્હાનો ઘોડો, તુચ્છ ઘોડો), ઇત્યાદિ. ગુજરાતીમાં ગોળ ઉપરથી ગોળવો બને છે, અને જોડકાં ને બદલે જોડવાં-જોળવાં શબ્દો વપરાય છે. અથવા સંસ્કૃતમાં इव, एव, एवं શબ્દોમાં જે व પ્રત્યય છે તે અહિં આવ્યો હશે. જેવું, તેવું, કેવું, એવું માં વ શી રીતે આવ્યો તે એક બીજી રીતે પણ સમજાવી શકાય છે. ગુજરાતીમાં એ રૂપો વિશેષણ છે તેમ જ રીત બતાવનાર ક્રિયાવિશેષણ પણ છે. સંસ્કૃતમાં સર્વનામ પછી था પ્રત્યય જોડીને રીત બતાવનાર ક્રિયાવિશેષણ બનાવાય છે; જેમકે, यथा, तथा, कथं, इत्थं. અપભ્રંશમાં તે ઠેકાણે म्व પ્રત્યય વપરાઈને जिम्व, तिम्व, किम्व, एम्व બને છે. એ ઉપરથી જેવું, તેવું, કેવું, એવું શબ્દો આવ્યા હોય તો તે અસમ્ભવિત નથી.

(૩) અપભ્રંશ कइस (कइसो) ઉપરથી નર અને નાન્યતર कासिउ, किहुं, નાન્યતર कसिउं, किसिउं, किसुं, किस्युं, किस्यूं, कस्युं, નારી જાતિ किसी, कसी, નર જાતિ બહુ વ. किस्या, किश्या;

(૪) અપભ્રંશ अइस (अइसो) ઉપરથી નાન્યતર आसिउं, अस्यूं, असुं, નારી જાતિ असि; વળી નર જાતિ एस्यो, નાન્યતર इसिउ, इसिउं, इस्युं, इस्यूं, નર જાતિ બહુ વ. इस्या, નાન્યતર બહુ વ. इस्यां, નારી જાતિ इसी, इसि.

આ ગ્રંથમાં લેખક દોષથી અથવા ગમે તે કારણથી જોડણી અવ્યવસ્થિત છે, અને નર તથા નાન્યતરનાં રૂપ ઉકારાન્ત હોવાથી સેળભેળ થઈ જાય છે. ઘણું કરી અનુસ્વારવાળાં રૂપ નાન્યતર અને તે વિનાનાં નર જાતિનાં હોય એમ દેખાય છે, પરન્તુ તે નિયમ સર્વત્ર પાળેલો જણાતો નથી. સંવત્ ૧૪૫૦ માં લખાયલા મુગ્ધાવબોધ ઔક્તિક નામે વ્યાકરણમાં નાન્યતર એક વચનમાં किसिउं, *किसउं, किसउ, किसुं (=કેવું અથવા શું), जिसिउं (=જેવું), तिसिउं (=તેવું), ईसिउं,

* બીમ્સ ધારે છે કે સંસ્કૃત कीदृश, પ્રાકૃત केरिसो, પ્રાચીન હિન્દી कइसा, कसा ઉપરથી ગુજરાતીમાં કશો, અને પછી શો શબ્દ થયો છે. પરન્તુ આપણે ચૌદમા પન્દરમા સૈકાની પ્રાચીન ગુજરાતીમાં किसउं, किसुं, कसिउं, कस्युं વગેરે રૂપો વપરાતાં જોઈએ છીએ, એટલે હાલના કશો—કશી—કશું, અને ક નો લોપ થઈને શો—શી—શું તેમાંથી આવવાનો વધારે સમ્ભવ છે. છતાં પ્રાચીન ગુજરાતી અને પ્રાચીન હિન્દીનું મૂળ તો એક જ છે. को (कः) ના क् નો श् થવાથી શો શબ્દ થયો છે એમ ટેલર કહે છે તે તો ખોટું જ છે.

'इसिउ, इसउ (=એવું), નારી જાતિ इसी (=એવી), એ રૂપો જોવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે ઇસ્વી સનના ચૌદમા અને પન્દરમા સૈકાની ગુજરાતી ભાષામાં સર્વનામ ઉપરથી થયેલાં સકારાન્ત અને વકારાન્ત બન્ને જાતનાં સામ્ય દર્શક વિશેષણો વપરાતાં હતાં. તે પછીના કાળમાં સકારાન્તનો લોપ થયો અને વકારાન્તનું પ્રાધાન્ય થયું.

(૫) હેમચન્દ્ર પ્રમાણે સંસ્કૃત માપ કે મહત્ત્વ દર્શક यावत् નું મહારાષ્ટ્રી પ્રાકૃતમાં जाव, जित्तिअं, जेत्तिअं, जेत्तिलं; तावत्‌નું ताव, तित्तिअं, तेत्तिअं, तेत्तिलं; एतावत्‌નું इत्तिअं, एत्तिअं,*एत्तिलं; इयत्‌નું एत्तिअं, एत्तिलं; અને कियत् નું केत्तिअं, केत्तिलं* થાય છે. વળી હેમચન્દ્ર સંસ્કૃત यावत् ને બદલે અપભ્રંશમાં जाम, जाउं, जामहिं,ँ जेवडु; સં. यत् ને ઠેકાણે जेवडु, जेत्तुलो; સં. तावत् ને ઠેકાણે ताम, ताउं, तामहिं, तेवडु; સં. तत् ने ઠેકાણે तेवडु, तेत्तुलो; સં. इयत् ને બદલે एवडु, एत्तुलो; સં. किं અથવા कियत् ને બદલે केवडु, केत्तुलो આપે છે. પ્રાકૃત जेत्तिलं, तेत्तिलं, एत्तिलं, केत्तिलं, અપભ્રંશ जेत्तुलो, तेत्तुलो, एत्तुलो, केत्तुलो ઉપરથી ગુજરાતી માપ દર્શક વિશેષણ જેટલું, તેટલું, એટલું, કેટલું ઉત્પન્ન થયાં દેખાય છે. વળી

* વિક્રમોર્વશીમાં एत्तिको રૂપ જોવામાં આવે છે. તેથી જણાય છે કે एत्तिअं, इत्तिअं, અને તે જ મુજબ तेत्तिअं, तित्तिअं, जेत्तिअं, जित्तिअं ઇત્યાદિ રૂપો અર્થ રહિત क મળી તેમાંના क् નો લોપ થવાથી બન્યાં છે, અને છેડે अ રહ્યો તેને વિભક્તિ વચનના પ્રત્યય લાગે છે.

* ल લઘુતા વાચક પ્રત્યય દેખાય છે.

ँ हिं એ અપભ્રંશમાં સાતમી એક વચનનો પ્રત્યય છે, અને સંસ્કૃત स्मिन् પરથી ઉત્પન્ન થયો છે.

અપભ્રંશ जेवडु, तेवडु, एवडु, केवडु ઉપરથી ગુજરાતી મહત્ત્વ દર્શક વિશેષણ જેવડો, તેવડો, એવડો, કેવડો આવ્યાં છે.

સંવત્ ૧૫૧૨ વાળા કહાનડદે પ્રબન્ધમાં માપ દર્શક નાન્યતર जेतलुं, तेतलुं, एतलुं, केतलुं,* નર જાતિ બહુવચન जेतला, तेतला, केतला, નારી જાતિ एतली, અને નાન્યતર બહુવચન केतलां, એટલા શબ્દો મળી આવે છે. સંવત્ ૧૪૫૦ ના મુગ્ધાવબોધ ઔક્તિકમાં નીચે પ્રમાણે સંસ્કૃત અર્થ સાથે શબ્દો આપ્યા છેઃ—

| નાન્યતર એકવચન. | નરજાતિ બહુવચન. |
|---|---|
| जेतलउं (=સં. यावत्, यावन्मात्रं) | जेतला (=સં. याति,* यावन्तः) |
| एतलउं (=સં. इयत्, एतावत्) | तेतला (=સં. ताति, तावन्तः) |
| केतलउं (=સં. कियत्) | केतला (=સં. कति, कियन्तः) |

આ રીતે પ્રાકૃત અને અપભ્રંશમાંથી પ્રાચીન ગુજરાતીમાં આવ્યા પછી त् નો द् થતાં હાલના ગુજરાતી માપ દર્શક જેટલું, તેટલું, એટલું, કેટલું શબ્દો બન્યા છે.

મહત્ત્વ દર્શક વિશેષણોનાં દૃષ્ટાન્ત કહાનડદે પ્રબન્ધમાં બહુ જૂજ છે. તેમાં નર તથા નાન્યતર જાતિ एवडु, અને નારી જાતિ एवडी એ બે જ શબ્દ મળે છે. મુગ્ધાવબોધ ઔક્તિકમાં નીચે પ્રમાણે શબ્દો સંસ્કૃત અર્થ સાથે આપ્યા છેઃ—

---

* કહાનડદે પ્રબન્ધમાં જૂજ પ્રસંગે केतुं (નાન્યતર), અને एतु (નર જાતિ), રૂપો પણ જોવામાં આવે છે,—जोउ मांन कहइ केतुं घटइ; एतु काल (=એટલો કાળ).

* જેટલો, તેટલો આદિ याति, ताति વગેરેમાંથી ઉત્પન્ન થયા એમ ટેલર સૂચવે છે એ પણ અસમ્ભવિત નથી. અન્ત્ય इ નો લોપ થઈ લઘુતા વાચક ल આવવાથી એ રૂપ થઈ શકે છે. કદાચ પ્રાકૃત जेत्तिल, तेत्तिल વગેરે એમ જ ઉત્પન્ન થયા હશે.

जेवड्डुं (=સં. यावद् वृद्धं=જેટલું વડું અથવા મ્હોટું ),
तेवडउं (=સં. तावद् वृद्धं=તેટલું વડું અથવા મ્હોટું ),
केवडउं (=સં. कियद् वृद्धं=કેટલું વડું અથવા મ્હોટું ).

આ ઉપરથી જણાય છે કે સંસ્કૃત यावत्, तावत्, इयत्, कियत् ના वत् નો લોપ થઈ તેમાં वृद्ध (અપભ્રંશ वड्ड, ગુજરાતી વડું) શબ્દ મળીને અપભ્રંશમાં जेवड्डु, तेवड्डु, एवड्डु, केवड्डु* શબ્દ બન્યા, અને તે ઉપરથી ગુજરાતીમાં જેવડું, તેવડું, એવડું, કેવડું શબ્દો આવ્યા. બીમ્સનો અભિપ્રાય પણ એમ જ છે કે यावत्, तावत्, વગેરેમાં वृद्धं મળવાથી એ શબ્દો બન્યા છે.

હિન્દીમાં મહત્ત્વ દર્શક શબ્દો જુદા નથી. તેમાં जित्ता, जितना, तित्ता, तितना, इत्ता, इतना, कित्ता, कितना શબ્દો માપ બતાવવાનું કામ કરે છે, અને તે અપભ્રંશમાંથી નહિ, પણ મહારાષ્ટ્રી પ્રાકૃત

---

* આ શબ્દો મહારાષ્ટ્રી પ્રાકૃતમાં દેખાતા નથી. અપભ્રંશના મૂળ શબ્દો जेवड, तेवड, एवड, केवड છે. એ ભાષાના નિયમ પ્રમાણે માત્ર અન્ત્ય अ નું उ કરવાથી પ્રથમા એકવચન બને છે. તે રીતે जेवड्डु, तेवड्डु, एवड्डु, केवड्डु એ પ્રથમા એકવચનનાં રૂપ છે, અને जेवडउं, तेवडउं, एवडउं, केवडउं એ નાન્યતર જાતિએ પ્રથમા તથા દ્વિતીયાના એકવચનનાં રૂપ છે. व નો લોપ થઈ સિન્ધી ભાષામાં केडो, અને પંજાબીમાં केडा-केड्डु શબ્દ બને છે. ટેલર કહે છે કે સં. तावत्, यावत् ઇત્યાદિના અન્ત્ય त् નો ड થઈ ગુ. તેવડો, જેવડો ઇત્યાદિ બન્યા છે, પણ એ કલ્પના ખોટી છે. પ્રાકૃત નિયમ પ્રમાણે અન્ત્ય त् નો લોપ થવો જોઈએ, અને તે મુજબ પ્રાકૃતમાં तावत् નું ताव, यावत् નું जाव થાય છે. वृद्धः નો વડો થઈ તેવડો, જેવડો બન્યું એ કલ્પના વધારે ખરી છે, અને તેને મુગ્ધાવબોધ ઔક્તિકથી ટેકો મળે છે.

जित्तिअ, तित्तिअ, इत्तिअ, केत्तिअ માંથી ઉત્પન્ન થયાં છે. द्दद्ध મળેલું મહત્ત્વ દર્શક રૂપ હિન્દીમાં નથી. તેના બદલામાં कितना वडा, इतना वडा, વગેરે બોલાય છે. મારવાડી जतरो, ततरो, इतरो, कुतरो¶ નું પણ હિન્દી પ્રમાણે છે.

મરાઠીમાં ગુજરાતીની પેઠે માપ દર્શક અને મહત્ત્વ દર્શક વિશેષણો જુદાં છે. जितका, तितका, इतका, कितका એ શબ્દો માપ દર્શક છે, અને તે મહારાષ્ટ્રી પ્રાકૃતનાં जित्तिअ, तित्तिअ, इत्तिअ, कित्तिअ રૂપોમાં લઘુતા વાચક क પ્રત્યય મળીને બન્યાં છે. એ ભાષાના મહત્ત્વ દર્શક जेवढा, तेवढा, एवढा, केवढा શબ્દો ગુજરાતીની માફક સર્વનામમાં द्दद्ध શબ્દ મળેલા રૂપમાંથી આવ્યા છે. ફેર એટલો જ છે, કે द्दद्ध નું અપભ્રંશ वड्ड થઈ તે ઉપરથી ગુજરાતી જેવડું વગેરે બન્યા છે, અને द्दद्ध નું પ્રાકૃત वड्ढ* થઈ તે ઉપરથી મરાઠી जेवढा ઇત્યાદિ શબ્દો થયા છે. (અધૂરું).

---

¶ ગુજરાતી જેટલો, તેટલો, એટલો, કેટલો માં જેમ લો, અને હિન્દી जितना, तितना, इतना, कितना માં ना પ્રત્યય લઘુતા વાચક છે, તેમ મારવાડી जतरो, ततरो, इतरो, कतरो માં रो પ્રત્યય પણ લઘુતા વાચક છે. મરાઠી માપ દર્શક વિશેષણ जितका, तितका, इतका, कितका નો का પ્રત્યય પણ લઘુતા વાચક છે. પ્રાચીન હિન્દીમાં केता રૂપ પણ છે.

* પ્રાકૃતમાં द्दद्ध નું वड्ढ અને वुड्ढ (પ્રથમા એકવચન वुड्ढो) થાય છે. वुड्ढ ઉપરથી ગુજરાતી બુઢ્ઢો, બુઢ્ઢું, બુઢ્ઢી, બુઢીઓ, ઇત્યાદિ શબ્દ બન્યા છે. તેવી જ રીતે સં. वर्द्धमान ઉપરથી પ્રથમ वड्ढमाण બની પછી વઢવાણ શબ્દ થાય છે.

# પંચાંગ.

## ઇસ્વી સન ૧૮૯૮. સંવત્ ૧૯૫૪-૫૫.

| તારીખ. | જાન્યુઆરી. | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રિલ. | | મે. | | જૂન. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોસ-માહ. | | માહ-ફાગણ. | | ફાગણ-ચૈત્ર. | | ચૈત્ર-વૈશાખ. | | વૈશાખ-જેઠ. | | જેઠ-અષાઢ. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૯ | શ. | ૧૦ | મં. | ૯ | મ. | ૧૦ | શુ. | ૧૦ | ર. | ૧૨ | બુ. |
| ૨ | ૧૦ | ર. | ૧૧ | બુ. | ૯ | બુ | ૧૧ | શ. | ૧૧ | સો. | ૧૩ | ગુ. |
| ૩ | ૧૧ | સો. | ૧૨ | ગુ. | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૨ | મં. | ૧૪ | શુ. |
| ૪ | ૧૨ | મં. | ૧૩ | શુ. | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૧૩ | બુ. | ૧૫ | શ. |
| ૫ | ૧૩ | બુ. | ૧૪ | શ. | ૧૨ | શ. | ૧૪ | મં. | ૧૪ | ગુ. | ૧ | ર. |
| ૬ | ૧૪ | ગુ. | ૧૫ | ર. | ૧૩ | ર. | ૧૫ | બુ. | ૧૫ | શુ. | ૨ | સો. |
| ૭ | ૧૫ | શુ. | ૧ | સો. | ૧૪ | સો. | ૧ | ગુ. | ૧ | શ. | ૩ | મં. |
| ૮ | ૧ | શ. | ૨ | મં. | ૧૫ | મં. | ૨ | શુ. | ૨ | ર. | ૪ | બુ. |
| ૯ | ૧ | ર. | ૩ | બુ. | ૧ | બુ. | ૩ | શ. | ૪ | સો. | ૫ | ગુ. |
| ૧૦ | ૨ | સો. | ૪ | ગુ. | ૨ | ગુ. | ૪ | ર. | ૫ | મં. | ૬ | શુ. |
| ૧૧ | ૩ | મં. | ૫ | શુ. | ૩ | શુ. | ૫ | સો. | ૬ | બુ. | ૭ | શ. |
| ૧૨ | ૪ | બુ. | ૬ | શ. | ૪ | શ. | ૬ | મં. | ૭ | ગુ. | ૮ | ર. |
| ૧૩ | ૫ | ગુ. | ૭ | ર. | ૫ | ર. | ૭ | બુ. | ૮ | શુ. | ૯ | સો. |
| ૧૪ | ૬ | શુ. | ૮ | સો. | ૭ | સો. | ૮ | ગુ. | ૯ | શ. | ૧૦ | મં. |
| ૧૫ | ૮ | શ. | ૯ | મં. | ૮ | મં. | ૯ | શુ. | ૧૦ | ર. | ૧૧ | બુ. |
| ૧૬ | ૯ | ર. | ૧૦ | બુ. | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૧ | સો. | ૧૨ | ગુ. |
| ૧૭ | ૧૦ | સો. | ૧૧ | ગુ. | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૨ | મં. | ૧૩ | શુ. |
| ૧૮ | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૧૩ | બુ. | ૧૪ | શ. |
| ૧૯ | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૨ | શ. | ૧૪ | મં. | ૧૪ | ગુ. | ૩૦ | ર. |
| ૨૦ | ૧૩ | ગુ. | ૩૦ | ર. | ૧૩ | ર. | ૩૦ | બુ. | ૩૦ | શુ. | ૧ | સો. |
| ૨૧ | ૧૪ | શુ. | ૧ | સો. | ૧૪ | સો. | ૧ | ગુ. | ૧ | શ. | ૨ | મં. |
| ૨૨ | ૩૦ | શ. | ૨ | મં. | ૩૦ | મં. | ૨ | શુ. | ૨ | ર. | ૩ | બુ. |
| ૨૩ | ૧ | ર. | ૩ | બુ. | ૧ | બુ. | ૩ | શ. | ૩ | સો. | ૪ | ગુ. |
| ૨૪ | ૨ | સો. | ૪ | ગુ. | ૨ | ગુ. | ૩ | ર. | ૪ | મં. | ૫ | શુ. |
| ૨૫ | ૩ | મં. | ૫ | શુ. | ૩ | શુ. | ૪ | સો. | ૫ | બુ. | ૬ | શ. |
| ૨૬ | ૪ | બુ. | ૬ | શ. | ૪ | શ. | ૫ | મં. | ૬ | ગુ. | ૭ | ર. |
| ૨૭ | ૫ | ગુ. | ૭ | ર. | ૫ | ર. | ૬ | બુ. | ૭ | શુ. | ૮ | સો. |
| ૨૮ | ૬ | શુ. | ૮ | સો. | ૬ | સો. | ૭ | ગુ. | ૮ | શ. | ૯ | મં. |
| ૨૯ | ૭ | શ. | | | ૭ | મં. | ૮ | શુ. | ૯ | ર. | ૧૦ | બુ. |
| ૩૦ | ૮ | ર. | | | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | સો. | ૧૧ | ગુ. |
| ૩૧ | ૯ | સો. | | | ૯ | ગુ. | | | ૧૧ | મં. | | |

| તારીખ. | જુલાઈ. | | ઑગસ્ટ. | | સપ્ટેમ્બર. | | ઑક્ટોબર. | | નવેમ્બર. | | ડિસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અષાઢ-શ્રાવણ. | | શ્રાવણ-ભાદરવો. | | ભાદરવો-આસો. | | અધિકઆસો-દ્વિતીયઆસો | | દ્વિતીયઆસો-કાર્તિક. | | કાર્તિક-માગશર. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૧૨ | શુ. | ૧૪ | સો. | ૧ | ગુ. | ૨ | શ. | ૩ | મં. | ૩ | ગુ. |
| ૨ | ૧૩ | શ. | ૧૫ | મં. | ૨ | શુ. | ૩ | ર. | ૪ | બુ. | ૪ | શુ. |
| ૩ | ૧૫ | ર. | ૧ | બુ. | ૩ | શ. | ૪ | સો. | ૫ | ગુ. | ૫ | શ. |
| ૪ | ૧ | સો. | ૨ | ગુ. | ૪ | ર. | ૫ | મં. | ૬ | શુ. | ૬ | ર. |
| ૫ | ૨ | મં. | ૩ | શુ. | ૫ | સો. | ૬ | બુ. | ૭ | શ. | ૭ | સો. |
| ૬ | ૩ | બુ. | ૪ | શ. | ૬ | મં. | ૬ | ગુ. | ૮ | ર. | ૮ | મં. |
| ૭ | ૪ | ગુ. | ૫ | ર. | ૭ | બુ. | ૭ | શુ. | ૯ | સો. | ૯ | બુ. |
| ૮ | ૫ | શુ. | ૬ | સો. | ૮ | ગુ. | ૮ | શ. | ૯ | મં. | ૧૦ | ગુ. |
| ૯ | ૬ | શ. | ૭ | મં. | ૯ | શુ. | ૯ | ર. | ૧૦ | બુ. | ૧૧ | શુ. |
| ૧૦ | ૭ | ર. | ૮ | બુ. | ૧૦ | શ. | ૧૦ | સો. | ૧૧ | ગુ. | ૧૨ | શ. |
| ૧૧ | ૮ | સો. | ૯ | ગુ. | ૧૧ | ર. | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૩ | ર. |
| ૧૨ | ૯ | મં. | ૧૦ | શુ. | ૧૨ | સો. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૪ | સો. |
| ૧૩ | ૧૦ | બુ. | ૧૧ | શ. | ૧૩ | મં. | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૩૦ | મં. |
| ૧૪ | ૧૧ | ગુ. | ૧૨ | ર. | ૧૪ | બુ. | ૧૪ | શુ. | ૧ | સો. | ૧ | બુ. |
| ૧૫ | ૧૨ | શુ. | ૧૩ | સો. | ૩૦ | ગુ. | ૩૦ | શ. | ૨ | મં. | ૨ | ગુ. |
| ૧૬ | ૧૩ | શ. | ૧૪ | મં. | ૧ | શુ. | ૧ | ર. | ૩ | બુ. | ૩ | શુ. |
| ૧૭ | ૧૪ | ર. | ૩૦ | બુ. | ૨ | શ. | ૨ | સો. | ૪ | ગુ. | ૪ | શ. |
| ૧૮ | ૩૦ | સો. | ૧ | ગુ. | ૩ | ર. | ૩ | મં. | ૫ | શુ. | ૬ | ર. |
| ૧૯ | ૧ | મં. | ૨ | શુ. | ૪ | સો. | ૪ | બુ. | ૬ | શ. | ૭ | સો. |
| ૨૦ | ૨ | બુ. | ૩ | શ. | ૫ | મં. | ૫ | ગુ. | ૭ | ર. | ૮ | મં. |
| ૨૧ | ૩ | ગુ. | ૪ | ર. | ૬ | બુ. | ૬ | શુ. | ૮ | સો. | ૯ | બુ. |
| ૨૨ | ૪ | શુ. | ૫ | સો. | ૭ | ગુ. | ૮ | શ. | ૯ | મં. | ૧૦ | ગુ. |
| ૨૩ | ૫ | શ. | ૬ | મં. | ૮ | શુ. | ૯ | ર. | ૧૦ | બુ. | ૧૧ | શુ. |
| ૨૪ | ૬ | ર. | ૭ | બુ. | ૯ | શ. | ૧૦ | સો. | ૧૧ | ગુ. | ૧૨ | શ. |
| ૨૫ | ૭ | સો. | ૮ | ગુ. | ૧૦ | ર. | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૩ | ર. |
| ૨૬ | ૮ | મં. | ૯ | શુ. | ૧૧ | સો. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૪ | સો. |
| ૨૭ | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૨ | મં. | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૧૫ | મં. |
| ૨૮ | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૩ | બુ. | ૧૪ | શુ. | ૧૫ | સો. | ૧ | બુ. |
| ૨૯ | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૧૫ | ગુ. | ૧૫ | શ. | ૧ | મં. | ૨ | ગુ. |
| ૩૦ | ૧૨ | શ. | ૧૪ | મં. | ૧ | શુ. | ૧ | ર. | ૨ | બુ. | ૨ | શુ. |
| ૩૧ | ૧૩ | ર. | ૧૫ | બુ. | | | ૨ | સો. | | | ૩ | શ. |

# પેસ્ટેલોઝી.

ઈંગ્લન્ડમાં થોડા માસ ઉપર કૉલેજ ઑફ્ પ્રિસેપ્ટર્સના આશ્રય નીચે મહા ગુરુ પેસ્ટેલોઝીના ૧૫૦ મા જન્મ દિવસ નિમિત્ત ઉત્સવ કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે એ પ્રસિદ્ધ શિક્ષા ગુરુ સમ્બન્ધી ભાષણો થયાં હતાં તથા નિબન્ધો વંચાયા હતા, તેનો સાર એજ્યુકેશનલ ટાઇમ્સ ઉપરથી અત્રે આપીએ છીએ. દરેક શિક્ષકે પેસ્ટેલોઝી વિષે માહિતી મેળવવી અગત્યની છે.

ઉત્સવ પ્રસંગે પ્રમુખ પદ સર જોશુઆ ફ્રિચ, જેમને આપણે અત્યાર સુધી ડૉક્ટર ફ્રિચના નામથી ઓળખતા આવ્યા છીએ, અને જેમને થોડા વખત ઉપર મહા રાણીજીએ નાઇટની પદવી આપી છે, તેમણે લીધું હતું. સભાનું કામ શરૂ કરતાં પ્રમુખે કહ્યું કે મહા પુરુષોની જયન્તી નિમિત્ત ઉત્સવ કરવાનો વહિવટ ઘણો જૂનો અને ઉપયોગી છે, અને તે બધા દેશોમાં ચાલે છે. તેથી આપણને તેવા પુરુષનાં લક્ષણ, વૃત્તાન્ત, લેખો, વગેરેમાં જે યાદ રાખવા લાયક હોય તેનું સ્મરણ રહે છે, અને આપણે કેટલે દરજ્જે તેના આભાર નીચે છીએ તેનો વિચાર કરી શકીએ છીએ. કેળવણી શાસ્ત્ર, તેનાં મૂળતત્ત્વો, તેનો ઇતિહાસ, અને તેની પદ્ધતિઓનું જ્ઞાન ભાષણો, સભાઓ, વગેરે દ્વારા પ્રસારવાનો કૉલેજ ઑફ પ્રિસેપ્ટર્સે અત્યાર સુધી પ્રયાસ કર્યો છે, એટલે એ જ કૉલેજના આશ્રય નીચે પેસ્ટેલોઝી ઉત્સવ થાય એ યોગ્ય જ છે. એ ઉત્સવ ખાતે આજ રોજ પેસ્ટેલોઝીના વૃત્તાન્ત, શિક્ષણ, મૂળતત્ત્વો, અને અસર બાબત પ્રસિદ્ધ શિક્ષકો નિબન્ધો વાંચશે, અને તેઓ પેસ્ટેલોઝીના શિક્ષણમાં અલ્પ કાળ પહોચે તેવું શું હતું અને કયાં મૂળતત્ત્વો હમેશ કાયમ રહે તેવાં છે તે બતાવી આપશે. પેસ્ટેલોઝીએ આપણને જે વાતો શીખવી છે, તેમાંની બે ત્રણ જે બહુ અગત્યની અને કદી ન ભૂલવી જોઈએ તેવી છે તે વિષે હું થોડા શબ્દો બોલીશ. પહેલી વાત એ છે, કે સમજ શક્તિ અને સ્મરણ શક્તિ ઉપરાન્ત ઇન્દ્રિયો અને શરીરની શક્તિઓ ખિલવવાનું પેસ્ટેલોઝી બહુ અગત્યનું ગણતો હતો. તેની પદ્ધતિનો એ જ મૂળ પાયો છે, અને તે જ કારણથી બાળકો સ્પષ્ટ જુએ, અવલોકન શક્તિને ઉપયોગમાં લાવે, ચિત્ર કાઢે, વસ્તુને અડકે,

હાથમાં લે, ખોળી કાઢે, શોધ કરે, નકલ કરે, એવી સાદી યુક્તિઓ તે રચતો. છાપેલા અક્ષર અને શબ્દના શિક્ષણને તે જ્ઞાનની ખરી શરૂઆત તરીકે ગણતો ન હોતો. અવલોકન શક્તિની ખીલવણી, જિજ્ઞાસાનું ઉત્તેજન, એને તે બાળક કેળવણીનો મુખ્ય હેતુ માનતો હતો. આમાંથી એક ઘણું અગત્યનું હમેશ પહોંચે તેવું મૂળતત્ત્વ મળી આવે છે, તેને આધારે હસ્ત કેળવણી વગેરે આ જમાનાના અગત્યના ઘણા સવાલોનો ખરો નિર્ણય થઈ શકશે. રેમર નામનો પેસ્ટેલોઝીનો એક વિદ્યાર્થી ખરું કહે છે, કે તેણે સઘળા શિક્ષકવર્ગને પોતાનો સઘળો વહિવટ ફરીથી તપાસી જોવાની, અને માણસનાં લક્ષણ તથા ઉદ્દેશ વિષે તેમ જ ન્હાનપણથી તેને તે ઉદ્દેશ તરફ વાળવાના ખરા રસ્તા વિષે વિચાર કરવાની ફરજ પાડી છે. પેસ્ટેલોઝીની જિન્દગીનો આ મુખ્ય હેતુ હતો. કુદ્રત અને અનુભવના વધારે તાજા અભ્યાસથી કેળવણીની રીતિનો ખરો પાયો ખોળવાની, અને બીજાને તે ખોળવામાં મદદ કરવાની તેણે કોશીસ કરી છે. રોસોની માફક તેણે જૂના વિચાર અને જૂના વહિવટને ગાળો દીધી નથી; તેણે માત્ર શિક્ષકો અને માબાપોને આજીજી કરીને કહ્યું છે, કે પુસ્તકો અને જૂના વહિવટ ઉપર સઘળો આધાર ન રાખતાં કુદ્રત અને બાળ લક્ષણનો અભ્યાસ કરો. વળી તે સ્વભાવે અતિ ધાર્મિક હતો, શિક્ષકના ધન્ધાને અતિ પવિત્ર ગણતો, અને નીતિની કેળવણીને શાળાનો ઊંચામાં ઊંચો ઉદ્દેશ માનતો. તે કહેતો કે જ્ઞાન કરતાં લક્ષણ (સદ્વર્તન) વધારે અગત્યનું છે, જ્ઞાન જાતે જ છેવટનો ઉદ્દેશ નથી પણ બીજા ઊંચા ઉદ્દેશનું માત્ર સાધન છે, અને ઘર તથા શાળાનું બહુ અગત્યનું કામ ધર્મ વિષે પાઠો ગોખાવવાનું નથી, પણ તેમણે બાળકની આસપાસ પ્રેમ, પવિત્રાઈ, અને સૌજન્યની હવાનો એટલો પ્રસાર કરવો જોઈએ, કે તેમાં બાળકનાં સઘળાં ઊંચાં અને સુન્દર લક્ષણો ઊગી શકે. જેમ વિચાર અને બુદ્ધિનો ઉપયોગ કરવાથી વિચાર કરવાની શક્તિ આવે છે, સ્નાયુઓનો ઉપયોગ કરવાથી વ્યવહાર અને ઉદ્યોગનાં કામ કરવાની શક્તિ આવે છે, તે જ પ્રમાણે નીતિનાં તત્ત્વો પણ નીતિનું આચરણ કરવાથી જ ખીલે છે. શરીર, બુદ્ધિ, નીતિ, સઘળામાં બાળકે જાતે કામ કરવું, આચરવું, એ જ ખરું કેળવણીનું મૂળતત્ત્વ છે. પૂતળાની પેઠે પહોળું મ્હો કરી બેશી રહેવું, બીજા લોકોના વિચારો અને અભિપ્રાયો શિક્ષક

કહે તે ગળામાં ઉતારી દેવા, અને તે પાછા બોલી જવા, એનું નામ કેળવણી નથી. પેસ્ટેલોઝીની પદ્ધતિનું એક અગત્યનું લક્ષણ એ છે કે તે ગોખણનો–પોપટની પેઠે શબ્દો બોલી જવાના વહિવટનો દુશ્મન હતો. ભાષાના શિક્ષણની—શબ્દોના ખરા ઉપયોગની અગત્ય તે જાણતો હતો, પણ તે કહેતો કે વસ્તુઓ કે વિચારો પ્રથમ સમજવા જોઈએ, અને પછી જ તેમને લગતા શબ્દો આપવા જોઈએ. છાપેલા પ્રશ્નોત્તર ગોખાવવાનું તે અતિશય ધિક્કારતો હતો, અને કહેતો કે શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે ખરા સજીવ સવાલ જવાબ ચાલે તેથી જ ખરી કેળવણી આપી શકાય છે. તેનો આ વિચાર હવે સર્વમાન્ય થયો છે. હવે પેસ્ટેલોઝી વિષે એક વાત કહેવાની રહે છે. તેની પદ્ધતિ છેવટની પદ્ધતિ નથી. તેણે માત્ર આગેવાન તરીકે માર્ગ બતાવ્યો છે. કેટલાંએક ખરાં મૂળતત્ત્વો તેણે સ્પષ્ટ રીતે જોયાં છે, પણ એ સત્યો જુદે જુદે ઠેકાણે અને જુદી જુદી સ્થિતિમાં કેવી રીતે લાગુ કરી શકાય તે એ જોઈ શકયો નથી. જર્મની અને સ્વિટ્ઝર્લેન્ડમાં તેણે જે સાદી જિન્દગી ગુજારી હતી તેટલાના અનુભવથી ભારે વસ્તીવાળાં મ્હોટાં શહેરોની જરૂરીઆતો તે સમજી શકયો નથી. તેણે લન્ડન, પારિસ, કે માન્ચેસ્ટર જોયું હોત, તો તેવાં મ્હોટાં શહેરોની વસ્તી અને ઉદ્યોગોને લગતી જરૂરીઆતો પૂરી પાડવાને કેટલીક ઉપયોગી યુક્તિઓ તેને સુઝી આવત. આપણને આ જરૂરીઆતોનો અને આ જમાનાનો અનુભવ થયો છે, માટે હાલની જુદા પ્રકારની સ્થિતિને પેસ્ટેલોઝીનાં ઉત્તમ મૂળતત્ત્વો લાગુ કરવાં એ આપણું કામ છે. એટલું યાદ રાખવું જોઈએ, કે પેસ્ટેલોઝીની પદ્ધતિ હોય કે ગમે તેની પદ્ધતિ હોય, પણ તેનું રહસ્ય સમજીને તે પ્રમાણે કામ ન થાય, તો દરેક પદ્ધતિ શુષ્ક, નિર્જીવ, ફાયદા વિનાની બને છે, અને માત્ર ઉપર ઉપરનો આકાર અને ડોળ જ જોવામાં આવે છે. ઇન્સ્પેકટર તરીકે લાંબા અનુભવથી મ્હારા જોવામાં આવ્યું છે, કે પોપટની પેઠે પેસ્ટેલોઝીના શબ્દો બોલવા, તેના પદાર્થ પાઠોની નકલ કરવી, તેના તર્કો કબૂલ કરવા એ સઘળું સ્હેલું છે, પરન્તુ એ મહા ગુરુનો અસલ જુસ્સો, તેની પદ્ધતિનું ખરું રહસ્ય નથી હોતું, ત્યારે માત્ર અક્કલ વિનાની ધરેડ મુજબ કામ ચાલે છે. માટે તેની પદ્ધતિ તેમ જ તે પદ્ધતિનો મૂળ જુસ્સો એ બન્ને કાયમ રાખવાને પ્રયત્ન કરવો, તેનાં મૂળતત્ત્વોને ફરી ફરીને તપાસી જવાં, અને તેમને નવા અનુભવો તથા બદલાતી જતી સ્થિતિને અનુકૂળ કરવાં.

———

(અપૂર્ણ.)

# वाक्यरचना अने निबन्ध.

## પ્રકરણ ૧ લું.

### શબ્દ, વાક્ય, કર્તૃપક્ષ, વિધાનપક્ષ.

છોકરાં, તમ્હારી ચોપડી ઉઘાડો અને તેમાંથી થોડું વાંચો.

" એક છોકરો બહુ રીસાળ હતો. "

" એક દહાડો એને રીસ ચઢી. "

" તે એક ખૂણે જઈને બેઠો. "

" ત્યાં તેને વીંછી કરડ્યો. "

આ દરેકને વાક્ય કહે છે. તેમાં " એક, " " છોકરો, " "બહુ," "રીસાળ, " "હતો, " વગેરેને શબ્દ કહે છે. શબ્દો મળીને વાક્ય બને છે. એક અથવા વધારે શબ્દો આવીને મનમાં ધારેલો પૂરો વિચાર જણાવાય ત્યારે વાક્ય બન્યું એમ કહીએ છીએ.

ઉપર આપેલા પહેલા વાક્યમાં આપણે છોકરા વિષે વાત કરીએ છીએ; અને તે બહુ રીસાળ હતો એમ કહીએ છીએ. એટલે એમાં બે વાનાં આવે છેઃ (૧) જેની વાત કરીએ છીએ તે; (૨) તેને વિષે જે વાત કરીએ છીએ તે. આ રીતે દરેક વાક્યમાં ઓછાંમાં ઓછાં બે વાનાં હોવાં જોઈએ. પહેલાને એટલે જેની વાત કરતા હોઈએ અથવા જે કામ કરે છે તેને કર્ત્તા કે કર્તૃપક્ષ કહે છે. કર્ત્તા વિષે જે બોલવામાં આવે છે તેને વિધાન પક્ષ કહે છે. "છોકરો જાય છે, " એ વાક્યમાં " છોકરો " કર્તૃપક્ષ છે, અને " જાય છે ". એ વિધાન પક્ષ છે. "તું જા," એમાં "તું" કર્તૃપક્ષ અને "જા" વિધાન પક્ષ છે. કોઈ વખત "તું" અધ્યાહાર રહે છે, અને "જા" એટલું જ બોલીએ છીએ; છતાં ત્યાં પણ "તું" એ કર્તૃપક્ષ છે.

આપણે ઉપર જોયું કે કર્તૃપક્ષ અને વિધાન પક્ષ એ બે વિના પૂરું વાક્ય બને નહિ. માટે દરેક વાક્ય તપાસતાં જોવું કે એ બન્ને છે કે નહિ. તેમાંથી એક હાજર ન હોય અથવા તેનો અધ્યાહાર ન હોય તો જાણવું કે વાક્ય અધૂરું છે.

વાક્યમાં ઘણું કરીને પહેલો કર્તા અને પછી વિધાન પક્ષ ગોઠવવામાં આવે છે.

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનાં કર્તૃપક્ષ અને વિધાનપક્ષ ખોળી કાઢો:

| | |
|---|---|
| છોકરો ખાય છે. | બાળક ઊંઘે છે. |
| ચકલી ઊડે છે. | માણસ આવે છે. |
| ગોવાળ આવ્યો. | ગાય ચરે છે. |
| ગોવાળણી દાઝી. | ઢોર ગયાં. |

## મનોયત્ન ૨ જું.

ડાબી ઓળમાંથી એક એક શબ્દ કર્તૃપક્ષ તરીકે અને જમણી ઓળમાંથી તેને લાગુ પડતો એક એક શબ્દ વિધાન પક્ષ તરીકે લઈને વાક્યો બનાવો:

| | |
|---|---|
| કાગડો. | ઊગે છે. |
| પોપટ. | બોલે છે. |
| ધણી. | કરડ્યો. |
| ચોપડી. | પડી છે. |
| વરસાદ. | ખોદે છે. |
| ઊંદર. | આવ્યો. |
| સાપ. | ઊડે છે. |

## મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દોમાંથી એક એક કર્તૃપક્ષ અને એક એક વિધાનપક્ષ લઈને વાક્યો રચો:

આવશે, તે, જાઉં છું, પાકે છે, ખા, રાજા, પક્ષીઓ, હું, કેરી, દોડ્યો, હાથી, ઊડ્યાં, અનાજ, તું.

## મનોયત્ન ૪ થું.

નીચેનાં વાક્યોમાં કર્તા પૂરો કરો:

| | |
|---|---|
| ...... જાઉં છું. | ...... દોડે છે. |
| ...... રમીશું. | ...... હતી. |
| ...... જાઓ. | ...... ગયા હતા. |

મનોયત્ન ૫ મું.

નીચેનાં વાક્યોમાં વિધાન પક્ષ પૂરું કરોઃ

| | |
|---|---|
| માણસો...... | હમે ...... |
| ઘેટાં........ | તું ....... |
| તેઓ.......... | હું ...... |

પરીક્ષાના પ્રશ્ન.

૧. થોડા શબ્દો બોલો.
૨. વાક્ય કોને કહીએ ?
૩. થોડાં વાક્યો આપો.
૪. દરેક વાક્યમાં શું શું હોવું જોઈએ ?
૫. કર્તૃપક્ષ એટલે શું ?
૬. વિધાન પક્ષ એટલે શું ?
૭. વાક્યમાં કર્તૃપક્ષ અને વિધાન પક્ષ કયા અનુક્રમમાં આવે છે ?

( અપૂર્ણ. )

# ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.

## (૧) જા—ગયો.

ગુજરાતીમાં જા ધાતુનું ભૂત કાળ ગયો કરીએ છીએ. વર્તમાન કાળ જાય, ભૂત કાળ ગયો, ભવિષ્ય કાળ જશે, કૃદન્તો જવું, જતો, જઈને, જનાર, ગયો, ગયેલો, આદિ રૂપો બને છે. આ રૂપો સંસ્કૃતના या અને गम् એ બે ધાતુઓમાંથી ઉત્પન્ન થયાં છે. ગયો અને ગયેલો એ રૂપો गम् ધાતુમાંથી, અને બાકીનાં या ધાતુમાંથી આવ્યાં છે. અજબ જેવું છે કે સંસ્કૃતના બે ધાતુ એકઠાં થઈ ગુજરાતીમાં એક જ ક્રિયાપદનું કામ કરે છે. या ધાતુમાંથી ગુજરાતીમાં બધાં રૂપો થાય છે, પણ તેમાંથી ભૂત કૃદન્તનાં રૂપો આવ્યાં નથી. તેમ गम् ધાતુમાંથી માત્ર ભૂત કૃદન્તનાં જ રૂપો ઉતરી આવ્યાં છે. या નો જા થઈ પછી તેમાંથી જશે, જઈને, જનાર, જવું, જતો, વગેરે રૂપો બનતાં અન્ત્ય આ ટૂંકાઈને તેનો અ બને છે. થા વગેરે બીજા કેટલાક આકારાન્ત ધાતુઓમાં પણ તેવું જ થાય છે. કાઠિયાવાડમાં એ ધાતુઓનો આ કાયમ રહે છે, જેમકે જાવું, જાશે, જાજો, થાશે, થાનાર, ઇત્યાદિ.

ગુજરાતમાં પણ ખા ધાતુનાં રૂપોમાં અન્તે આ કાયમ રહે છે, જેમકે ખાશે, ખાઈને, ખાનાર, ઇત્યાદિ. સંસ્કૃતમાં गम् ધાતુનું ભૂત કૃદન્ત गत થાય છે, તેનું પ્રાકૃતમાં त् ના લોપે गअ, અને લોપાયલા વ્યંજનની જગા य् એ લેવાથી गय રૂપ બને છેઃ—

कामं गया पसिद्धिं.

(વાક્પતિ કૃત ગઉડવહો નામે પ્રાકૃત કાવ્ય, આર્યા ૭૫).

[= कामं गताः प्रसिद्धिं=તેઓ મરજી માફક પ્રસિદ્ધિ પામ્યા].

આ સમ્બન્ધમાં વિચિત્ર જેવી વાત એ છે કે ઇંગ્રેજીમાં પણ એ જ અર્થના બે ધાતુઓ મળીને હાલ એક ક્રિયાપદ બન્યું છે. એ ભાષામાં Go નું ભૂતકાળ Went કહેવામાં આવે છે. પરન્તુ went રૂપ go માંથી નહિ, પણ wend ધાતુમાંથી બનેલું છે. હાલ Wend ધાતુમાંથી બનેલું માત્ર ભૂતકાળનું જ રૂપ કાયમ રહ્યું છે. Go ધાતુમાંથી goes, going, gone, વગેરે રૂપો બને છે, પણ તેમાંથી ભૂતકાળનું રૂપ બનતું નથી.

---

(૨) મચ્છર.

આ શબ્દ ગર્વ, અદેખાઈ, ઇત્યાદિ અર્થમાં વપરાય છે. મૂળ સંસ્કૃત શબ્દ मत्सर છે, તેનું પ્રાકૃતમાં त्स નો छ थई બેવડાવાથી मच्छर બને છે, જેમકે ગઉડ વહોમાં

अवलम्बिऊण कं मच्छरो फुरउ.

[=સં. कं अवलम्ब्य मत्सरः स्फुरतु = કોને આધારે મત્સર (મચ્છર, અદેખાઈ) થાય ]. પ્રાકૃત मच्छर નું ગુજરાતીમાં મચ્છર બને છે.

मच्छर નામનું જે જીવડું કરડે છે તેને પણ સંસ્કૃતમાં मत्सर (નારી જાતિ मत्सरा) કહે છે, અને તેનું પણ પ્રાકૃતમાં मच्छर બની ગુજરાતી મચ્છર થયેલું છે. વળી ગુજરાતીમાં નાન્યતર એક વ. મછરૂં, બહુ વ. મછરાં બને છે, એમાં છેલ્લા અક્ષરની માત્રા વધવાથી, અથવા જોડાક્ષરની પૂર્વના અક્ષર ઉપરનો ભાર (accent) કાંઈક મળભો પડવાથી, જોડાક્ષર ચ્છ એકવડો થઈ માત્ર છ કાયમ રહે છે. પત્થર—પથરો, દિ શબ્દોમાં પણ તેવું જ બને છે. વંચ્છ—વાછ (ડું) [ સં. वत्स-वच्छ ], વગેરે શબ્દોમાં જુદો જ રસ્તો લેવાય છે, એટલે જોડાક્ષર એકવડો છ થવાથી પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે. (અપૂર્ણ.)

---

# जगत्‌नी भिन्न भिन्न भाषाओ.

(ચાલુ પુ. ૩૬ માના પૃ. ૩૭૭ થી.)

(લખનાર ગ. ગો. બર્વે.)

## તુરાનિયન ભાષાઓ.

### (૨) યૂરલ આલ્ટાઇક.

આ ભાષાઓની મ્હોટી જાત છે, તેમાં (अ) સામોયેડિક, (व) આલ્ટાઇક, (क) ફિનો ઉગ્રીક એવાં ૩ કુળો છે.

(अ) સામોયેડિક—આ ભાષા બોલનારા લોકો એનિસી અને ઓબી એ બે નદીઓને કાંઠે રહે છે. તેઓની સંખ્યા આશરે ૧૬,૦૦૦ સુધી જ છે. પણ તેમની પાંચ પેટા ભાષાઓ છે. તે પૈકી એક ભાષાનું મળતાપણું કિંચિત્ આર્ય તથા સેમિટિક ભાષા સાથે છે. આ ભાષામાં જાતિભેદ નથી, પરન્તુ વચનો ૩ અને વિભક્તિઓ આઠ છે.

(व) આલ્ટાઇક—આ ભાષાની (૧) તુંગુસિક, (૨) મોંગોલિક, અને (૩) તુર્કી, એવી ત્રણ શાખાઓ છે. તે પૈકી પહેલી બે શાખાની પેટા શાખાઓ પૈકી કેટલીકને 'અવિકૃતૈકમૂલ' ની અવસ્થા હવે પ્રાપ્ત થાય છે, અને તુર્કી ભાષા ત્રીજા વર્ગની અવસ્થામાં આવવા માંડી છે. આ સઘળી ભાષાઓમાં સ્વરૈકતાનતા* છે.

(૧) તુંગુસિક—આ શાખા ચીન દેશની ઉત્તર સરહદથી તે સૈબિરિયા સુધી અને પશ્ચિમ રેખાંશ ૧૧૩ સુધી પ્રસરેલી છે. આ ભાષા

---

* સ્વરૈકતાનતા (Vocálic-Harmony) એ ભાષાઓનો વિશેષ પ્રકાર છે. આ પ્રકાર આર્ય અને સેમિટિક સિવાય એશિયા યૂરપની કેટલીક ભાષામાં છે. શબ્દના પ્રધાન મૂળમાંનો જે શબ્દ હોય તેને અનુસરી બીજા અપ્રધાન મૂળમાંના શબ્દો બદલાય છે. તૅમિલ અને તેલગી એ બે ભાષાઓમાં આ નિયમ છે, અને આ ભાષામાં કોઈ કોઈ વખતે પ્રત્યયમાંના સ્વરો પ્રમાણે પ્રધાન મૂળ રૂપનો શબ્દ બદલાય છે. તુર્કી ભાષામાં કઠોર અને મૃદુ એવા સ્વરોના બે પ્રકાર છે.

બોલનારાં લોકોની સંખ્યા આશરે ૭૦,૦૦૦ ઉપરાન્ત છે. આમાંની એક જાત ચીન દેશના અધિરાજ્યને તાબે છે તેને મન્દશુ કહે છે. ઇ. સ. ૧૬૪૪ માં એ લોકોએ ચીન દેશ છતી હાલ જે રાજ્યવંશ ચાલે છે તે વંશની સ્થાપના કરી. આ લોકો જે પ્રાન્તમાં રહે છે તેને મન્દશુરિયા (મન્ચુરિયા) કહે છે. આ ભાષામાં પણ સ્વરૈકતાનતા છે.

(અપૂર્ણ.)

---

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

### ફરજીઆત ડ્રોઇંગ.

સરકારના ઠરાવ નં. ૧૩૦૭ તા. ૧ લી સેપ્ટેમ્બર સને ૧૮૯૭ ને આધારે મહેરબાન ડિરેક્ટર ઓવ્હ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ પોતાના ઇ. નં. ૫૧૪૮ તા. ૨૨ મી નોવેમ્બર સને ૧૮૯૭ થી ફરમાવે છે, કે ગુજરાત મેલ ટ્રેનિંગ કોલેજમાં જાન્યુઆરી સને ૧૮૯૮ થી દાખલ થનાર સઘળા વિદ્યાર્થીઓને પહેલા ગ્રેડનું ડ્રોઇંગ શિખવવામાં આવશે, અને તે વિષય ફરજીઆત ગણાશે.

અમદાવાદ, તા. ૮-૧૨-૯૭ }

M. H. Desai,
પ્રિન્સિપલ, ગુ. મે. ટ્રેનિંગ કોલેજ.

---

## જાહેર ખબર.

### નવાં પુસ્તકો.

જા. નં. ૨૫૮ મુમ્બઈ તા. ૪-૧૨-૯૭

માહે નવેમ્બર ૧૮૯૭ આખરે નવી બુકો છપાવી વિક્રીને માટે તૈયાર છે તેમનાં નામઃ—હોપ-પાંચમી દર ૦-૬-૦, હોપ-વ્યાકરણ દર ૦-૧-૦.

J. C. Dubash,
કયુરેટર ગ. સેન્ટ્રલ બુક ડીપો મુમ્બઈ.

---

---



---



---



---



---

કપડાના પૂઠાનો, કિંમત રૂ. ૪-૦-૦ પોસ્ટેજ ૦-૬-૦

જીતકર વાડી ગીરગામ. } રામદાસ કાશીદાસ મોદીની. કંપની. પુસ્તક પ્રસારક મંડળી મુંબાઇ.

## લેખનકળા કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઇલાકે ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજર અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરો કદ તથા લખાણની ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વ પીબુકો કરતાં ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી,છપાવી બહાર પાડી

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુ બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમ અનુભવી વિચારને ટેકો મળવા, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ

૧. કોપીબુકોની સફાઇ ને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પ૦ (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એકજ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે,કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી એ જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એકજવખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથે ધ્રુજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘૂંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘૂંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે. કારણકે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે કારણ-કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસંદ પડેલાં છે.

એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે ત્રીસ ટકા કમિશનથી આપવામાં આવશે અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકશાઈ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઈની કમ્પની રંગારી સ્ટ્રીટ, મુમ્બઈ.

આત્મારામ અને દલાભાઈની કમ્પની દ. દલાભાઈ દ્વારકાદાસ દેસાઈ.

અંક ૨ જો. પુસ્તક ૩૭ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.




ફેબ્રુઆરી સને ૧૮૯૮.

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી ).

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

ફેબ્રુઆરી. જાહેર ખબરો.

ભારે વખણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી,

# આદરજી કાવસજી માસ્તરની.

## દસ્કત શિક્ષક કોપીબુકો.

### આઠ ભાગમાં.

કેળવણી ખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેક્ટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બાઈ તથા ગુજરાતના સર્વે ન્યૂસ છાપા તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રીપત્રકો.

મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સ્પેક્ટર ઈ. જાઇલ્સ સાહેબે દસ્તક શિક્ષક કોપીબુકોને સઘળી મંજૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુક જ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુમ્બાઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલકમિટીના અનુભવી સદ્ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષક કોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

એ કોપીબુકો માટે જે જે સદ્ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડાં નીચે પ્રમાણે.

### ડિરેક્ટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો.

કે. એમ. ચેટફિલ્ડ. એમ. એ. માજી ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.
ટી. બી. કર્ખામ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર.
ઈ. જાઇલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેક્ટર.
ખા. સા. હોરમજી એદલજી ગીમી, બી. એ, ઉ. વિ. ના. માજી એ. ઇ. અને સુરત. હાઈ સ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઈ દેસાઈ, ઉ. વિ. ના કેળવણી ખાતાના માજી આ. ઇ.
રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા, વડોદરા કે. ખાતાના માજી ડિ.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેક્ટર.

### દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઓનરેબલ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.
ઓનરેબલ. કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ., એલ, એલ. બી. સી. આઈ. ઇ; મુમ્બઈની હાઈ કોર્ટના માજી જજ.
રા. બા. શંકર પાંડુરંગ પંડિત, એમ. એ; માજી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર.
રા. રા. નગીનદાસ તુલસીદાસ મારફતીઆ, બી. એ; એલ. એલ, બી, મુમ્બઇની હાઇકોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
દિ. બા. મણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર; વડોદરા.
રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી, સબોર્ડિનેટ જજ, અમદાવાદ.

પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમિશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

નમુના

શ્રી દરજી કાવસજી માસ્તરની

દસ્કત શિક્ષક કોપી બુકોની

સ્ટીલપેનોના

| નં.૧નં.૨. | નં.૩. | નં.૪. | નં.૫એ. | નં.૫બી | નં.૬એ. | નં.૬બી | નં.૭નં.૮. |
|---|---|---|---|---|---|---|---|

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૭ મું.　　ફેબ્રુઆરી　　૧૮૯૮.　　અંક ૨ જો.

## માસ.

એશિયા અને યુરોપની સરળ ભૂગોળ એ નામની, "પાંચમા ધોરણના વિદ્યાર્થીઓના ખાસ ઉપયોગ સારૂ" રૂપાલની આર્ય જ્ઞાનોત્કર્ષક સભાના અધિપતિ રા. ગૌરીશંકર જેઠારામ દ્વિવેદીએ બનાવેલી, બે આનાની કિમ્મતની, ન્હાનાં છેતાળીસ પાનાંની ચોપડી કર્તાએ હમને મોકલી છે. મ્હોટા આગલના આ બે ખંડોની ભૂગોળ લખવાને કર્તાની શી યોગ્યતા છે તે એમાં જણાવ્યું નથી. પુસ્તક રચવામાં મદદ કરનારનાં કેટલાંક નામ આપ્યાં છે તે પણ પ્રસિદ્ધિમાં આવેલાં જણાતાં નથી. ગ્રન્થકર્તા પ્રસ્તાવનામાં લખે છે કે, "આ પુસ્તક પાંચમા ધોરણવાળા વિદ્યાર્થીઓને અત્યન્ત ઉપયોગી થઈ પડે એવા હેતુથી જે બાબતો જોઈતી ને જરૂરીક હતી, તે લઈ બાકીની એક તરફ કાઢી નાંખવામાં આવી છે; કારણ તે બાબતો નજીવી અને કંટાળો આપે એવી હતી; એટલે તેની આં સ્થળે જરૂર નથી."

પુસ્તક તપાસતાં તેમાં નામોની લાંબી ટીપો સિવાય બીજું કાંઈ નજરે પડતું નથી. એક બે સ્થળે ક્ષેત્રફળ અને વસ્તીના લાંબા આંકડા આપ્યા છે, બાકી સઘળે ઠેકાણે નામોનો દરીઓ રેલી રહ્યો છે. આખી ચોપડીમાં કેટલાં નામ સમાવ્યાં છે તે ગણવાને હમને ફુરસદ નથી, પણ અનાયાસ એક પાનાનાં નામ જોતાં તે ૭૦ થાય છે. દર પાને સરેરાશ ૫૦ થી ૭૦ સુધી નામ આપેલાં ગણીએ, તો આખી ચોપડીમાં સુમારે ૨૫૦૦ નામોની અજમાયશ આવે છે. બળેવને દિવસે શુક્લ ઋષિઓની વંશાવળી ભણી જાય છે, તેમ આ ચોપડીમાં પાંચમા ધો-

રણનાં બાળકોએ કાંઈ પણ વર્ણન વિના સુમારે અઢી હજાર નામ ગોખી જવાનાં છે. ટીપોના એક બે દાખલા અહિં આપીએ છીએ : " જર્મની અને પ્રુશીયાનાં શહેરો—બર્લીન એ રાજધાની છે. લીપઝીક, ડાન્ટઝીક, ગાટીન્જેન, મ્યુનીચ, સાલ, સ્ટેટીન, બ્રેસ્લા, માગડીબર્ગ, હામ્બર્ગ, કીલ, લ્યુબેક, કોનીગ્સબર્ગ, ડ્રેસ્ડેન, આલ્ટોના, બ્રેમન, સ્ટાસબુર્ગ, બ્રન્સ્વીક, ઓલ્ડેનબર્ગ, વીગરે છે." " ભુશીરો—સ્કોટલાંડમાં ડનેટહેડ, ગાલોવે લોમલ, ડંકન્સ્બીહેડ ખરો છે. આયર્લાંડની ઉત્તરે મલીનહેડ, ફેરહેદ, અને કલીયર છે...... ......ઓર્ટીગલ, ફીનેસ્ટરે, ટ્રાફલગર પોઇંટ, ફુઝ, ટરીફા, વાર્ડ, એ સ્પેનમાં છે........માટાપાન, કોલોના, એકલા, એ ગ્રીસમાં છે" એક પણ નામની સાથે કાંઈ વર્ણન નથી. વળી આપેલાં નામો હમેશ ખરાં કે યોગ્ય અનુક્રમમાં ગણાવેલાં જણાતાં નથી. સિલોન અને લંકા એવા બે જુદા બેટ આપ્યા છે. વ્યાપારની વસ્તુઓનાં નામ પણ ઋષિઓની વંશાવળીની માફકજ ગણાવ્યાં છે. "તુર્કસ્તાનમાં—ધાન્ય, ફળ, દારૂ, તમાકુ, રેશમ, રૂ, ઉન, બકરાં અંગોરા નામે થાય છે, અફીણ, લોહચુંબક, તાંબું, વગેરે ખનીજો માટે પ્રખ્યાત છે." "રૂશિયામાં—ધાન્ય, સણ, બીડી, ઇમારતી લાકડું, ચરબી, તેલ, ઉન, ચાંમડાં, સલોમ ચર્મ, ડામર, પારદર્શક, સરેશ, યુરલ પર્વતમાં ધાતુની સારી ખાણો છે." અહિં અને બીજે ઠેકાણે વ્યાકરણ અને જોડણીની ભૂલો દેખાય છે. આ દેશોની કંઈ ખાસ ભૂતળ રચનાથી કે હવાના સબબથી ગણાવેલી વસ્તુઓ પેદા થાય છે, અને તેથી લોકોના ઉદ્યોગ, જિંદગી, સુખ, રીતભાત, રાજ્યવ્યવસ્થા, વગેરે ઉપર શી અસર થાય છે તે બતાવવાની ગ્રન્થ કર્તાએ તસ્દી લીધી નથી. કોઈ જગાનું ચિત્ર બાળકની આંખ આગળ ખડું થાય એવું એકે વર્ણન પણ આપ્યું નથી. લંકા એટલે લ ને માથે અનુસ્વાર અને ક ને કાનો તથા અનુસ્વાર, એટલો જ બાળકને ભાસ થાય છે. જે નામ આપ્યાં છે તેમનો માણસની જિંદગી સાથે સમ્બન્ધ જોડવાના પ્રયત્નનું સ્વપ્નું પણ દેખાતું નથી. વિદ્યાર્થીની કલ્પના શક્તિ કે તર્ક શક્તિ કેળવાય એવી હકીકત આપવી એ ગ્રંથ કર્તાને મન "નજીવું, બિન જરૂરી, અને કંટાળો આપનાર" છે. તેમને વિચારે નામોની લાંબી યાદીઓ ગોખવી એ જ "અત્યન્ત ઉપયોગી"

છે. ગ્રન્થ કર્ત્તાએ કોઈ ઠેકાણે શિક્ષકનું કામ કર્યું છે કે નહિ, અને કેળવણી એટલે શું તે એ સમજે છે કે કેમ તે પુસ્તકથી જણાતું નથી. હમને લાગે છે કે બાળકોને યોગ્ય કેળવણી આપવા કરતાં ચોપડીથી પૈસા પેદા કરવા એ તેમને વિચારે વધારે અગત્યનું છે.

---

ભૂગોળ વિદ્યા કેમ શિખવવી અને તેનાં પુસ્તકો કેવાં હોવાં જોઈએ એ બાબત વારંવાર વિવેચન થાય છે, છતાં હજી આવી ગોખણીઆ, બાળકની બુદ્ધિને હાનિ પહોચાડનારી ચોપડીઓ ચોકબન્ધ નીકળે છે એ વિસ્મય પમાડનારૂં છે. આ ચોપડીની આ કેટલામી આવૃત્તિ છે, અથવા કેટલા હજાર નકલો છપાવી છે તે બતાવ્યું નથી, છતાં એવી જ બીજી નઠારી ચોપડીઓની માફક આની પણ ઘણી નકલો ખપતી હશે એમ ધારીએ છીએ. આ કામમાં મુખ્ય વાંક શિક્ષકોનો છે. તેઓ બાળકોનું હિત ન વિચારતાં કમિશનની લાલચે આવી વિનાશકારી ચોપડીઓની લાખો નકલો ખપાવી આપે છે. સઘળા શિક્ષકોને અને ખરી કેળવણીના સઘળા શુભ ચિન્તકોને હમારી નમ્ર વિનતિ છે, કે આવતી હોળીને દિવસે તેમણે આવી સઘળી ચોપડીઓનો એક મ્હોટો ઢગલો કરી સળગાવી મૂકવો. એથી હોળી માતા પ્રસન્ન થશે, અને બાળકોનું ભલું થશે.

---

ચોપડીને ૪૨ મે પાને "અગાઉથી થનાર ગ્રાહકોનાં મુબારક નામ," અને તેમણે રાખેલી નકલોની સંખ્યા આપી છે. તેમાંથી નીચે થોડો ઉતારો કરીએ છીએઃ

મેસાણા—મે. છગનલાલ અમુલખ હે. મા. સા. — ૫૦ નકલો.
સિદ્ધપુર—મે. નારણલાલ ગીરધર ઠાકર માસ્તર સાહેબ.— ૨૦ ,,
સરઢવ તા. કલોલ—મે. મોહનલાલ ઉમેદરામ, હે. મા.
સ. ગુ. નિશાળના. — ૨૦ ,,
,, ,, ,, —રા. મોહનલાલ રામશંકર દવે, આસિ.
સરઢવ.—૧૬૨ ,,
,, ,, ,, —રા. મગનલાલ અમીરામ, પે. આ.— ૫ ,,
,, ,, ,, —રા. ઝીણાલાલ નારણદાસ, આ. મા.— ૧૦ ,,

સરઢવ તા. કલોલ—રા. ખોડાભાઈ ઉઝમદાસ, આ.માસ્તર— ૫ નકલો.
વિસનગર——— લક્ષ્મીશંકર વૈજનાથજી માસ્તર સાહેબ— ૨૫ ,,
ગુંજા તા. વિસનગર—મે. કુબેરભાઈ મનસુખરામ હે. મા.સા.— ૨૫ ,,
અઘાર તા.પાટણ—રા.કુબેરભાઈ શીવરામ, સ્કુલ માસ્તર સાહેબ.—૨૫ ,,
બાળવા તા. કલોલ—રા. મગનલાલ ઉમેદરામ,સ. ગુ.ની.મહેતાજી.—૧૫ ,,
નાદરી તા. કલોલ—રા. લલ્લુભાઈ દામોદર, સ.આ.મેહેતાજી—. ૧૦ ,,
રૂપાલ તા. કલોલ—પ્રીય આત્મિક કાળીદાસ દલસુખરામ,
માસ્તર સા. કડી— ૨૫૦ ,,
,, ,, ,, —મે. શંભુલાલ છગનલાલ, હે. માસ્તર.— ૨૫ ,,
,, ,, ,, —રા. પુંજાભાઈ તળશીભાઈ, પે.આ.મા.— ૧૦ ,,
,, ,, ,, —રા. જેઠાલાલ વૈજનાથજી, બી. આ.મા.— ૧૫ ,,
,, ,, ,, —રા. મગનલાલ રઘુભાઈ, આ. મા.— ૧૫ ,,
,, ,, ,, —રા. ખોડાભાઈ હિંમતરામ, ક.શા.મે.— ૧૫ ,,
,, ,, ,, —મે. માધવજી સગંલજી, સ્કુલ. મા.
સાહેબ કાલપડા— ૨૫ ,,
શાહપુર, કડી —રા. ચુનીલાલ હિમતલાલ,આ. માસ્તર.— ૧૦ ,,
માલેકપુર તા. વડનગર—રા. કૃષ્ણારામ મનસુખરામ, શાળા
માસ્તર સાહેબ — ૫૦ ,,

લિસ્ટમાં જેમને શિક્ષક તરીકે જણાવ્યા છે તેમનાં જ નામ હમે અત્રે ઉતાર્યાં છે. તે બધા ગાયકવાડી રાજ્યના મહેતાજીઓ અને આસિસ્ટંટો છે. તેમણે અગાઉથી આશ્રય આપ્યો છે એટલે તેઓ તો ચોપડીને પસન્દ કરી જ ચૂક્યા છે, અને તેને પોતપોતાના વિદ્યાર્થીઓમાં ઉત્તેજન આપ્યા વિના રહેશે નહિ. એમ ન હોય તો "પ્રીય આત્મિક કાળીદાસ દલસુખરામ, માસ્તર સા. કડી" એ ૨૫૦ નકલો લીધી છે તેનો તેઓ શો ઉપયોગ કરશે? બીજા કેટલાક શિક્ષકોએ ૧૬૨, ૫૦, ૨૫, ૨૦, ૧૫, ૧૦, એમ જથાબન્ધ નકલો રાખી છે તે પણ ઘણું કરી વિદ્યાર્થીઓમાં જ જશે. ગ્રન્થકાર ૪૩ મે પાને લખે છે કે, "છપાવ્યા અગાઉ ઉત્તેજન ખાતર બુકો ખપી ગઈ છે, અને હાલ તો થોડી જ નકલો બાકી છે, જરૂર હોય તેમણે જણાવેલે કોઈ પણ ઠેકાણેથી મંગાવી લેવી.

સેંકડે પચીસ ટકા સામટી લેનારને કમીશન મળશે". આ છેલ્લાં શબ્દોમાં રહેલા જાદુથી જ આવી નુકસાનકારક ચોપડીઓની વારંવાર મના કર્યા છતાં હજારો નકલો ખપે છે, અને એ જ જાદુને લીધે કદાચ ઉપર કહેલા શિક્ષકોએ ઘણી નકલો રાખી હશે.

---

ગ્રન્થ કર્ત્તા ચોપડીને ૪૪ મે પાને જણાવે છે કે તેમણે ગુજરાતનો પ્રશ્નોત્તર ઇતિહાસ કિમ્મત ૦—૧—૬, ગાયકવાડી રાજ્યની સરળ ભૂગોળ કિમ્મત ૦—૧—૬, વગેરે ચોપડીઓ પ્રસિદ્ધ કરી છે, અને લખે છે કે, "જથાબન્ધ ખરીદનારને ઘણું કમીશન આપવામાં આવશે. હજારો નકલો ઉપયોગી થઈ પડવાથી માગણી થાય છે." "મળવાનાં ઠેકાણાં—

ડંડ તા. કડી—માસ્તર બાળાશંકર કેવળરામ.

સિદ્ધપુર—ઠાકર નારાયણલાલ ગિરધરલાલ માસ્તર સ. ગુ. નિશાળમાં.

સરઢવ—મોહનલાલ રામશંકર દ્વિવેદી માસ્તર.

કડી—રા. રા. કાળીદાસ દલસુખરામ માસ્તર સાહેબ મુખ્ય શાળા, વડોદરા સ્ટેટ.

મલેકપુર તા. વડનગર—મી. કૃષ્ણારામ મનસુખરામ ત્રિવેદી, શાળા માસ્તર સાહેબ.

જેતલ વાસણા—રા. રા. સાંકળેશ્વર હરિશંકર દ્વિવેદી, ગ્રાન્ટ શાળા માસ્તર.

રાજપુર તા. કડી—ચુનીલાલ હિંમતરામ માસ્તર."

આ રીતે માસ્તરો જ "અગાઉથી ગ્રાહક" થાય, તે જ વેચવાનું કામ કરે, અને તેઓ "ઘણું કમિશન" કમાય, એટલે આવી હાનિકારક ચોપડીઓનો પ્રસાર થાય એ નવાઈ જેવું નથી. સુભાગ્યે આ ચોપડી હજી ગાયકવાડી રાજ્યના ઉત્તર ભાગથી આગળ વધી દેખાતી નથી. હમે આ વાત ગાયકવાડી રાજ્યના કેળવણી ખાતાના ધ્યાન પર લાવીએ છીએ, અને મજબૂત ભલામણ કરીએ છીએ કે જ્યાં એ પ્રસરી હોય ત્યાંથી તેને બન્ધ કરવી, અને બીજે ઠેકાણે પ્રસરતી અટકાવવી. આ ચોપડી અમદાવાદમાં છપાઈ છે, અને બનાવનારના એક બે

એજંટો એ શહેરમાં પણ છે, માટે અમદાવાદની સ્કૂલ કમિટીને અને ઇ-ડીઅન્ગ રાજ્યના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબોને પણ હમે તેવી જ ભલામણ કરીએ છીએ.

---

છેવટે જે શિક્ષકોનાં અત્રે નામ આપવાં પડયાં છે તેમની ક્ષમા માગીએ છીએ. હમે તેમને ખાત્રી આપીએ છીએ કે હમારો હેતુ કોઈ રીતે તેમને ફજેત કરવાનો કે નુકસાનીમાં આણવાનો નથી. આવી ચોપડીઓ પ્રસરતી અટકે, અને કેળવણી ખરાં મૂળતત્ત્વો મુજબ અપાય એટલી જ હમારી ઇચ્છા છે. હમે આશા રાખીએ છીએ કે હવે પછી કોઈ શિક્ષક આવી ગોખણીઆ ચોપડીઓને ઉત્તેજન આપશે નહિ.

---

# गुजराती जोडणी.

( ચાલુ પૃષ્ઠ ૧૨ થી. )

### શાન્ત અ.

હમે આગળ કહ્યું છે, કે સંસ્કૃતમાં જે અક્ષરો લખાય છે તે સઘળાનું ઉચ્ચારણ થાય છે, અને જે ઉચ્ચારણો થાય છે તે બધાં લખાય છે. જ્યારે વ્યંજનમાં સ્વર મળેલો હોતો નથી ત્યારે લખવામાં તેની નીચે વિરામ ( ્ આવું વ્યંજન ચિન્હ) કરવામાં આવે છે, જેમકે— चर्, जीव्, नामन्, यशस्, सम्पद् ઇત્યાદિ. પરન્તુ ગુજરાતીમાં चर्, जीव् આદિ ધાતુઓ, તથા आशिस्, विद्वान्, राजन्, शरद्, सम्पद् આદિ શબ્દો હજી સંસ્કૃતની માફક ( વ્યંજનાન્ત ) બોલાય છે, છતાં વિરામ લખવાનો વહિવટ બન્ધ થવાથી તેમના અન્ત્ય વ્યંજનમાં अ મળ્યો હોય એમ તેમને લખવામાં આવે છે, જેમકે—ચર, જીવ, આશિષ, વિદ્વાન, રાજન, શરદ, સમ્પદ, વગેરે. વળી जीव, राम, लोक, देव આદિ અકારાન્ત શબ્દો ગુજરાતીમાં સંસ્કૃતની માફક લખાવા છતાં વ્યંજનાન્ત (જીવ્, રામ્, લોક્, દેવ્ ) હોય એમ બોલાય છે. સંસ્કૃતના કેટલાક વ્યંજનાન્ત શબ્દો પ્રાકૃત ભાષામાં આવતાં તેમના અન્ત્ય વ્યંજનનો લોપ

થવાથી સ્વરાન્ત બને છે, અને તેમનો બાકી રહેલો ભાગ પૂર્ણ બોલાય છે, જેમકે, સં. नामन्—પ્રા. नाम, સં. यशस्—પ્રા. जस, વગેરે. આ શબ્દો પ્રાકૃત દ્વારા ગુજરાતીમાં આવ્યા છે, અને પ્રાકૃતની માફક લખાય છે, છતાં બોલવામાં તેમના પણ અન્ત્ય अ નો લોપ થઈ જાણે તે વ્યંજનાન્ત (નામ્, જસ્, વગેરે) હોય એમ તેમનું ઉચ્ચારણ થાય છે.

આ રીતે ગુજરાતી ભાષાના કેટલાક શબ્દોમાં અ મેળવીને પૂરો વ્યંજન લખાવા છતાં અ નો ઉચ્ચાર થતો નથી, તેને શાન્ત અ એવું નામ આપીશું. કયે કયે સ્થળે અ શાન્ત હોય છે, અને ક્યાં તેનું ઉચ્ચારણ થાય છે, તે બાબત થોડા નિયમ થઈ શકે છે તે નીચે આપીએ છીએ.

(૧) શબ્દની શરૂઆતના અક્ષરમાં મળેલો અ હમેશ પૂર્ણ બોલાય છે, જેમકે—

ઘર, મન, કળા, કઢી, ચરણ, કડબ, કપાસ, કણબી, કરવત, મતાદાર, કબજીઅત, ઇત્યાદિ.

(૨) શબ્દના અન્ત્ય અક્ષરમાં મળેલો અ હમેશ શાન્ત રહે છે, એટલે તેનો ઉચ્ચાર થતો નથી, જેમકે—

ઘર, મન, રણ, રામ, ચોર, હીર, અક્ષર, ચરણ, ધોબણ, અજાણ, કડબ, કપાસ, કાપડ, કરવત, મતાદાર, ચોખવટ, કાછીઅણ, અકળામણ, ગડગડાટ, કબજીઅત, ઇત્યાદિ.

પરન્તુ શુદ્ધ સંસ્કૃત શબ્દનો અન્ત્યાક્ષર જોડાક્ષર હોય તો તેમાં મળેલા અનું ઉચ્ચારણ થાય છે, જેમકે—કર્મ, રત્ન, વિપ્ર, પુત્ર, ચિત્ર, પાત્ર, પત્ર, શબ્દ, પવિત્ર, ચરિત્ર, ઇત્યાદિ.

(૩) ત્રણ અક્ષરના શબ્દમાં વચલા તથા છેડેના અક્ષરમાં અ મળ્યો હોય તો વચલા અક્ષરનો અ પૂર્ણ બોલાય છે (અને બીજા નિયમ પ્રમાણે અન્ત્ય અ શાન્ત રહે છે), જેમકે—

મચ્છર, કડવ, ચરણ, અક્ષર. અકલ, અક્કડ, પત્થર, કાપડ, કરજ, ભુરજ, ધોબણ, ગૂગળ, ઇત્યાદિ.

(૪). ત્રણ અક્ષરના શબ્દમાં વચલા અક્ષરમાં અ હોય, અને

છેલ્લાં અક્ષરમાં બીજો કોઈ સ્વર મળ્યો હોય, તો વચ્ચેના અક્ષરનો અ શાન્ત રહે છે, જેમકે—

મછરું, પથરો, કાપડું, કડણી, ગુગળી, કણબી, બરફી, સરખું, અજમો, કડછી, કબજો, પાંદડું, છોકરો, ચાળણી, ઓરણી, ઇત્યાદિ.

(૫) ચાર અક્ષરના શબ્દમાં પહેલા અને ત્રીજા અક્ષરમાં આવેલા અ નો ઉચ્ચાર હમેશ થાય છે, જેમકે—

કરવત, ચળવળ, ખટપટ, મરકટ, ગરબડ, અખતરો અકબન્ધ મતાદાર, ગન્દવાડ, કકળાટ, કકળાણ, ગભરાટ, વરતારો, કરનાર, અકસીર, ખજવાળ, ચોખવટ, કિરમજ, ખેરસલા, ઇત્યાદિ.

પહેલા અક્ષરના અનો પહેલા નિયમમાં સમાસ થાય છે.

(૬) ચાર અક્ષરના શબ્દમાં બીજા અને ચોથા અક્ષરમાં મળેલો અ શાન્ત રહે છે, જેમકે—

કરવત, ચળવળ, ખટપટ, મરકટ, ગરબડ, અકબન્ધ, ખજવાળ, અખસાર, કંઠમાળ, ગન્દવાડ, કરનાર, ગભરાટ, ગજવેલ, અકસીર, ચોખવટ, મુકરર, કોથમીર, ખાસદાર, એઠવાડ, કરવતી, વરતારો, અખતરો, મતાદાર, કાછીઅણ, ઇત્યાદિ.

ચોથા અક્ષરના અ નો સમાસ બીજા નિયમમાં થઈ શકે છે.

(૭) પાંચ અક્ષરના શબ્દના અન્ત્યાક્ષરમાં અ હોય, તો પહેલા, ત્રીજા, અને ચોથા અક્ષરમાં મળેલા અનું ઉચ્ચારણ થાય છે, જેમકે—

ગડમથલ, કરકસર, ગડગડાટ, કડકડાટ, ગણગણાટ, કડકડિત, ગરબડાટ, ખણખણાટ, કબરસ્તાન, કબજીઅત, અજમાયશ, પરમેશ્વર (પરમેશર), અથડામણ, અકળામણ, અખરામણ, અચકામણ, અટકામણ, ઇત્યાદિ.

પહેલા અક્ષરના અ નો પહેલા નિયમમાં સમાસ થાય છે.

(૮) પાંચ અક્ષરના શબ્દના અન્ત્યાક્ષરમાં અ હોય, તો બીજા અને પાંચમા અક્ષરમાં મળેલો અ શાન્ત રહે છે, જેમકે—

ગડમથલ, કરકસર, ગડગડાટ, કડકડાટ, કડકડિત, કબરસ્તાન,

કબજીઆત, અજગાયશ, પરમેશ્વર (પરમેશ્શર), અશ્રગામણ, ઇત્યાદિ.

પાંચમા અક્ષરના અ નો સમાસ બીજા નિયમમાં થઈ શકે છે.

(૯) પાંચ અક્ષરના શબ્દના અન્ત્યાક્ષરમાં અ વિના બીજો સ્વર મળેલો હોય, તો પહેલા અને ત્રીજા અક્ષરમાં મળેલા અ નો ઉચ્ચાર થાય છે, જેમકે—

કરડકણું, અટકણીઉં, અગનોતરો, ઇત્યાદિ.

પહેલા અક્ષરના અ નો સમાસ પહેલા નિયમમાં થાય છે.

*(૧૦) પાંચ અક્ષરના શબ્દના અન્ત્યાક્ષરમાં અ વિના

---

* ઉપર આપેલાં દૃષ્ટાન્ત તપાસતાં જણાય છે, કે બોલવામાં શબ્દોના એવી રીતે ભાગ પડી જાય છે કે પહેલા ચાર નિયમોથી બસ થઈ શકે છે; બાકીના નિયમો તેમના પેટામાં આવી જાય છે. ચાર અક્ષરવાળા શબ્દો દુભાગાઈ બબ્બે અક્ષરનાં ઝુમખાં બને છે, અને દરેક ઝુમખાનો સમાસ પહેલા અને બીજા નિયમમાં થાય છે. દાખલા તરીકે, કરવત શબ્દના બે ભાગ કર અને વત થાય છે, તે દરેકના પહેલા અક્ષર (ક, વ) નો અ પહેલા નિયમ મુજબ પૂર્ણ બોલાય છે, અને છેલ્લા અક્ષર (ર,ત) નો અ બીજા નિયમ પ્રમાણે શાન્ત રહે છે. એટલે પાંચમો અને છઠ્ઠો નિયમ પહેલા અને બીજા નિયમમાં આવી જાય છે. પાંચ અક્ષરી શબ્દોના પણ બે ભાગ થાય છે; પહેલો ભાગ પહેલા બે અક્ષરનો, અને બીજો બાકીના ત્રણ અક્ષરનો બને છે. ગડમથલ શબ્દના ગડ અને મથલ એવા બે ભાગ બને છે; ગડ ને પહેલો અને બીજો નિયમ લાગે છે, અને મથલને પહેલો, બીજો, અને ત્રીજો નિયમ લાગુ પડે છે. કરકસર વગેરે શબ્દોનું પણ તેમ જ થાય છે, અને સાતમો અને આઠમો નિયમ પહેલા ત્રણ નિયમમાં સમાઈ જાય છે. કરડકણું અને અગનોતરો શબ્દોના પહેલા ભાગ કર અને અગ ને પહેલો તથા બીજો નિયમ લાગે છે; બીજા ભાગ ડકણું અને નોતરો ને પહેલો અને ચોથો નિયમ લાગુ પડે છે. એટલે નવમા અને દસમા નિયમનો સમાસ પહેલા, બીજા, અને ચોથા નિયમમાં થાય છે. આ રીતે પહેલા ચાર નિયમથી સઘળો કારભાર નભી શકે છે.

**બીજો સ્વર મળેલો હોય,** તો બીજા અને ચોથા અક્ષરમાં મળેલો અ શાન્ત રહે છે, જેમકે—

કરડકણું, અગનોતરો, અટકણીઉં, ઇત્યાદિ.

શબ્દો પછી પ્રત્યય આવે છે, અથવા બે શબ્દ મળી સમાસ બને છે, ત્યારે પણ ઘણું કરી ઉપરના નિયમોમાં ફેર પડતો નથી. નીચેનાં દૃષ્ટાન્તોથી આ વાત સ્પષ્ટ થશેઃ—

(૧) બીજા નિયમના સમ્બન્ધમાં—

| | |
|---|---|
| ઘર — ઘરને, ઘરવાળો. | અજાણ — અજાણતાં. |
| મન — મનનું, મનડું. | કચર — કચરવું. |
| કપાસ— કપાસમાં | કમાન — કમાનદાર. |
| ચોર — ચોરટો.* | પરવ — પરવડી. |
| રામ — રાંમલો. | કુસુમ — કુસુમગર. |
| હીર — હીરકારી. | અગર — અગરવાળ |
| ગરાસ— ગરાસણી. | અગડ — અગડબમ્બ |
| કોપર+બરાસ=કોપરબરાસ. | ખેંચ+તાણ- ખેંચતાણ. |
| લેણ+દેણ=લેણદેણ. | |

(૨) ત્રીજા નિયમના સમ્બન્ધમાં—

| | |
|---|---|
| કાપડ — કાપડનું, કાપડીઓ. | અગર — અગરવાળ. |
| પરવ — પરવડી. | અગડ — અગડબમ્બ. |
| કરજ — કરજદાર. | કલમ — કલમદાન. |
| કચર — કચરવું. | કદર — કદરદાન. |
| અક્કલ — { અક્કલગરો, અક્કલમન્દ. | કપ્પડ — કપ્પડછણ. |
| | કોપર+બરાસ=કોપરબરાસ |

અછબ(ડા), મરઘ(ડો), અધર(ણી), કણસ(લું), બોલક(ણો), કેળવ(ણી), વગેરેમાં પણ એ જ નિયમ લાગુ પડતો દેખાય છે. કમાનદાર, કુસુમગર, અગડબમ્બ, અગરવાળ, કદરદાન, કપ્પડછણ, અક્કલગરો, અક્કલમન્દ, વગેરેમાં મૂળ શબ્દ કમાન, કુસુમ, અગડ, અગર, કદર, કપ્પડ, અક્કલ વગેરેનું ઉચ્ચારણ બીજા અને ત્રીજા નિયમ પ્રમાણે,

---

* ચોરટોમાંના રના અ નો ઉચ્ચાર ન થવાથી ચોર્ટો એમ બોલાય છે. પછી પ્રાકૃત નિયમ પ્રમાણે ર્ નો લોપ થતાં ટ્ બેવડાય છે, તેથી ચોટ્ટો શબ્દ બને છે.

અનેપ્રત્યય દાર, ગર, બન્ધ, વાળ, દાન, છણ, ગરો, મન્દ, વગેરેનું પહેલા અને બીજા નિયમ મુજબ થાય છે. કોપરબરાસમાં કોપરને બીજો અને ત્રીજો, અને બરાસને પહેલો અને બીજો નિયમ લાગે છે. ઉગ્રેજી શબ્દનો વિકાર થઈ ગુજરાતીમાં છ અક્ષરનો કમ્પનસેશનશબ્દ વારંવાર બોલાય છે,તે પણ જાણે ત્રણ ત્રણ અક્ષરના બે શબ્દોનો સમાસ થઈ બન્યો હોય એમ બોલાય છે; એટલે કમ્પનને પહેલો, બીજો, અને ત્રીજો, અને સેશનને બીજો અને ત્રીજો નિયમ લગાડવામાં આવે છે.

(૩) ચોથા નિયમના સમ્બન્ધમાં.

| | | | |
|---|---|---|---|
| કાપડું | — કાપડામાં | છોકરો | — છોકરાનું. |
| કણબી | — કણબીને | સરખો | — સરખાપણું, સરખામણ. |

• સરખાપણું અને સરખામણ શબ્દોમાં પહેલા ભાગ સરખાને પહેલો અને ચોથો નિયમ લાગુ પડે છે, અને બીજા ભાગ પણુંને પહેલો, તથા મણને પહેલો અને બીજો નિયમ લાગે છે.

( અપૂર્ણ )

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

( ચાલુ પૃ૪. ૨૧ થી. )

( ક ) સંસ્કૃતમાં સ્થળ દર્શક ક્રિયાવિશેષણ બનાવવાને સર્વનામ પછી त्र પ્રત્યય જોડવામાં આવે છે, જેમકે अत्र, तत्र, यत्र, कुत्र, सर्वत्र, पूर्वत्र, एकत्र, ઇત્યાદિ. કોઈ વખત આ શબ્દોનો સાતમી વિ. એક વચન જેવો પ્રયોગ પણ થાય છે, જેમકે— एकत्र पुरुषे (=એક પુરુષમાં). સંસ્કૃતમાં સર્વનામની સાતમી વિ. ના એક વચનનો પ્રત્યય स्मिन् છે, જેમકે अस्मिन् , तस्मिन् , यस्मिन् , कस्मिन् , सर्वस्मिन् , ઇત્યાદિ. स्मिन् અને त्र ઉપરથી મહારાષ્ટ્રી પ્રાકૃતમાં સાતમી વિ. એક વચનના स्सिं, स्सि, म्मि, हिं, त्थ,* આદિ પ્રત્યયો ઉત્પન્ન

---

* કેટલાક त्थ પ્રત્યયને સં. स्थाने શબ્દમાંથી નીકળ્યો ધારે છે, જેમકે મારવાડી अठै = સં. अस्मिन् स्थाने,
,, जठै = સં. यत्स्थाने, ઇત્યાદિ.

થાય છે, અને નીચેનાં રૂપ બને છેઃ—

સં. तस्मिन्—પ્રા. तम्मि, तस्सि, तहिं, तत्थ. વિક્રમોર્વશીમાં तंस्मि, વરરુચિમાં तहिं, અને ઉવાસગ દસાઓમાં ताहे રૂપો પણ વાપરેલાં જોવામાં આવે છે.

સં. कस्मिन्—પ્રા. कम्मि, कस्सि, कहिं, कत्थ.

સં. यस्मिन्—પ્રા. जम्मि, जस्सि, जहिं, जत्थ. ઉવાસગ દસાઓમાં जाहे રૂપ પણ વાપર્યું છે.

સં. अस्मिन्—પ્રા. अस्सि, इमम्मि, इमस्सि. હેમચન્દ્ર કહે છે કે इदम् સર્વનામ પછી हिं અને त्थ પ્રત્યય લાગતા નથી, પણ સાતમી એકવચનમાં इह રૂપ વપરાય છે. છતાં વિક્રમોર્વશીમાં अत्थ, एत्थ રૂપો મળી આવે છે. વરરુચિ પ્રમાણે एतस्मिन् નું પ્રાકૃત एत्थ થાય છે.

પ્રાકૃતમાં સ્થળાર્થે અવ્યય તરીકે त्थ અને हिं બન્ને પ્રત્યયવાળાં રૂપો વપરાય છે, જેમકે—

સં. तत्र—પ્રા. तहि, तह, तत्थ. વિક્રમોર્વશીમાં तत्त, तत्थ, तहिं રૂપો જોવામાં આવે છે.

સં. कुत्र—પ્રા. कहि, कह, कत्थ. વિક્રમોર્વશીમાં कहिं રૂપ વાપર્યું છે. ચોથા અંકમાં ગાંડો થયેલો રાજા कइ રૂપ પણ વાપરે છે.

સં. यत्र—પ્રા. जहि, जह, जत्थ.

સં. अत्र—વિક્રમોર્વશીમાં इह, अत्त, अत्थ, एत्थ રૂપો જોવામાં આવે છે. ચોથા અંકમાં एइ રૂપ પણ વાપર્યું છે. ચંડમાં अत्र ને વાસ્તે પ્રા. एत्थ અને इह રૂપો જોવામાં આવે છે, અને ઉવાસગ દસાઓમાં एत्थ રૂપ વાપર્યું છે.

અપભ્રંશ ભાષાનાં રૂપો પ્રાકૃતમાંથી આવ્યાં છે. હેમચન્દ્ર તે નીચે મુજબ આપે છેઃ

| | |
|---|---|
| સં. यस्मिन् = અપ. जहिं | સં. यत्र = અપ. जेत्थु |
| સં. तस्मिन् = અપ. तहिं | સં. तत्र = અપ. तेत्थु |
| સં. कस्मिन् = અપ. कहिं | સં. कुत्र = અપ. केत्थु |
| | સં. अत्र = અપ. एत्थु, एत्थ. |

ઉપર આપેલાં રૂપોમાંથી ગુજરાતી સ્થળ દર્શક ક્રિયાવિશેષણ *જહિં—જહાં—જિહાં—જ્યાં—જ્હાં, તહિં—તહાં—તિહાં—ત્યાં—ત્હાં, કહિં—કહાં—કિહાં—ક્યાં—ક્હાં, અહિં—આંહિં—અહિંયાં—અહાં—હાં—ઇહાં—હ્યાં* બને છે. સુરત તરફ એથે, કેત્થે, ઇત્યાદિ રૂપો પણ વપરાય છે. મુગ્ધાવબોધ ઔક્તિકની પ્રાચીન ગુજરાતીમાં जिहां, तिहां, किहां, અને इहां રૂપ વાપર્યાં છે. કહાનડદે પ્રબન્ધમાં નીચેનાં રૂપો જોવામાં આવે છે:

जिहां, ज्यां;
तिहां, तिहांथी, तहीं लगि, तांहि लगइं, तिहं;
किहां, किहीं, कहिं;
ईहां, इहांथु ( = અહિંથી), आंहि.

હિન્દીમાં जहां, तहां, कहां, यहां, મારવાડીમાં जठै—जठी (જ્યાં અને ત્યાં બન્ને માટે તેનાં તે રૂપ છે), कैठै—कोठै—कठै—कठी, अठै—अठी—ईठै, અને મરાઠીમાં जेथें, तेथें, कोठें, एथें શબ્દો વપરાય છે, તે પણ ઉપર આપેલાં રૂપોમાંથી જ નીકળે છે.

( ૩ ) સંસ્કૃતમાં રીત દર્શક ક્રિયાવિશેષણ બનાવવાને था પ્રત્યયનો ઉપયોગ કરવામાં આવે છે, જેમકે—यथा, तथा, कथा—कथम्, इत्था—इत्थम्. મહારાષ્ટ્રી પ્રાકૃતમાં यथाનું जहा—जह, तथाનું तहा—तह—तहं, कथम्નું कह—कहं થાય છે. અપભ્રંશમાં જુદાં જ રૂપો જોવામાં આવે છે, જેમકે—

સં. यथा—અપ. जिम, जेम, जिम्व, जेम्व, जिवँ, जेवँ, जिध, जिह, जिहिं;

સં तथा—અપ. तिम, तेम, तिम्व, तेम्व, तिवँ, तेवँ, तिध, तिह;

સં. कथम्—અપ. किम, केम, किम्व, केम्व, किध, किह;

સં. एवम्—एम्व

સં. यथा यथा—અપ. जिम्व जिम्व ( =ગુ. જેમ જેમ )

સં. तथा तथा—અપ. तिम्व तिम्व ( =ગુ. તેમ તેમ );

સં. एवमेव—અપ. एम्वइ

સં. कथंचित्—અપ. केम्वइ

સંસ્કૃત थ નો અપભ્રંશમાં ध તેમ જ ह થાય છે, તેથી यथा, तथा, कथम् નું जिध, जिह, तिध, तिह, किध, किह બને છે.

રીત દર્શક અવ્યય બનાવવાને સંસ્કૃતમાં था ઉપરાન્ત व નો ઉપયોગ પણ થાય છે, અને તે લાગવાથી इव, एवं, एव, ઇત્યાદિ શબ્દો બને છે. સં. एवं (=એવું) નું અપભ્રંશમાં एम्व થાય છે તે આપણે ઉપર જોયું. તેવી જ રીતે जेम—जिम, तेम—तिम, केम—किम, અને તે ઉપરથી जेम्व—जिम्व, तेम्व—तिम्व, केम्व—किम्व રૂપો ઉત્પન્ન થયાં લાગે છે. હેમચન્દ્ર કહે છે કે સં. यथा, तथा, कथं ના था—थं નો અપભ્રંશમાં एम—इम થવાથી जेम—जिम, तेम—तिम, केम-किम રૂપો બને છે, અને પછી म નો म्व કે वँ થવાથી जेम्व—जिम्व, जेवँ—जिवँ આદિ રૂપો થયાં છે. પરન્તુ थ નો म થવાના બીજા દાખલા નથી. ઉલટું હેમચન્દ્ર પોતે व નો म થવાના દાખલા આપે છે, જેમકે, સં. यावत्—तावत् = અપ. जाम—ताम (અન્ત્ય त् નો લોપ, व નો म, અને य નો ज ). પછી म નો म्व અને वँ થવાથી जा-

म्व –जावँ, ताम्व– तावँ રૂપો પણ થાય છે. સં. एवं નું અપભ્રંશમાં एम्व થયાનું હેમચન્દ્ર કહે છે તે પણ એવી જ રીતે થયું હશે, એટલે व નો પ્રથમ म થઈ પછી म्व થયો હશે. બાકીના શબ્દોમાં પણ તેમ જ થયું હશે એમ સમ્ભવે છે. એટલે લોકો व વાળાં રૂપ બોલતા હશે, તેમાંથી અપભ્રંશમાં પ્રથમ जेम, तेम, વગેરે રૂપો થઈ તે ઉપરથી जेम्व, तेम्व, जेवँ, तेवँ, ઇત્યાદિ શબ્દ થયા હશે. અપભ્રંશ રૂપો ઉપરથી ગુજરાતી રીતદર્શક એમ—ઇમ, જેમ—જિમ—જયમ, તેમ—તિમ—ત્યમ, કેમ—કિમ—કયમ ઉત્પન્ન થયાં છે. મુગ્ધાવબોધ ઔક્તિકમાં તેમ જ કહાનડદે પ્રબન્ધમાં इम, जिम, तिम, किम, आम રૂપો જોવામાં આવે છે. ગુજરાતી સામ્યદર્શક વિશેષણ એવું, જેવું, તેવું, કેવું, આવું પણ રીત દર્શક ક્રિયાવિશેષણનું કામ કરે છે, તેમની ઉત્પત્તિ પણ કદાચ व પ્રત્યય લાગીને થઈ હશે.

જૂની બૈસવારી હિન્દીમાં इमि રૂપ છે તે કેલોગ ધારે છે કે અપભ્રંશ एम्वમાંથી નીકળ્યું છે. इमि—इम ઉપરથી મારવાડી इऊं—ऊं, અને હિન્દી यूं ઉત્પન્ન થઈ શકે છે. બાકીનાં રૂપ મારવાડીમાં जिऊं (જેમ અને તેમ બન્ને માટે) અને किऊं, અને હિન્દીમાં ज्यूं, त्यूं, क्यूं છે. આથી જણાય છે કે બીજી ભાષાઓ કરતાં ગુજરાતીનાં રૂપો અપભ્રંશને વધારે મળતાં છે.

આ દૃષ્ટાન્તોથી જણાય છે કે ઉપર કહ્યું તેમ અપભ્રંશ ભાષા મહારાષ્ટ્રી પ્રાકૃતમાંથી નિકળેલી પશ્ચિમ હિન્દની લોક બોલી હતી, અને હિન્દી, ગુજરાતી, મારવાડી, આદિ પશ્ચિમ તરફની અર્વાચીન ભાષાઓનાં રૂપો અપભ્રંશ દ્વારા ઉત્પન્ન થયાં છે. આપણે એમ પણ જોઈએ છીએ કે અપભ્રંશ સાથે બીજી ભાષાઓ કરતાં ગુજરાતીનો સમ્બન્ધ વધારે ધાડો છે. પશ્ચિમ તરફના સઘળા પ્રાન્તોની અપભ્રંશ બોલી એક જ હતી કે કેમ એ નક્કી કરવું મુશ્કેલ છે. પરંતુ તે જુદી જુદી હોવાનો સમ્ભવ વિશેષ છે, અને એમ હોય તો હેમચન્દ્રવાળી અપભ્રંશ ગુજરાત તરફની બોલી હોય એ સમ્ભવિત

છે. છતાં સઘળી અપભ્રંશ બોલીઓ હાલની ભાષાઓ કરતાં એક બીજાને વધારે મળતી હોવી જોઈએ. એટલું તો નક્કી છે કે પહેલાંથી મુખ્ય પ્રાકૃત તરીકે મનાતી આવેલી જૈન ધર્મ પુસ્તકોની મહારાષ્ટ્રી ભાષા પછી બાકીની પ્રાકૃતોમાં હેમચન્દ્રે અપભ્રંશને પ્રાધાન્ય આપ્યું છે, તેના નિયમોનો વધારે વિગતથી વિસ્તાર કર્યોછે, અને લગભગ દરેક નિયમના દૃષ્ટાન્ત તરીકે કવિતાના ફકરા આપ્યા છે. હેમચન્દ્ર પોતે અપભ્રંશ ભાષાને કેટલી અગત્યની ગણતા હતા તે આ ઉપરથી સમજાય છે. કુમારપાળ પ્રબન્ધ વગેરે ગ્રન્થોથી પણ જણાય છે, કે ભાટ ચારણ અને કવિઓ પાટણના દરબારમાં અપભ્રંશ કવિતા બોલતા હતા. એટલે હેમન્દ્રવાળી અપભ્રંશને બીજી ભાષાઓ કરતાં ગુજરાતી સાથે વધારે નિકટનો સમ્બન્ધ હતો એમ અનુમાન કરવાને સબળ કારણો મળે છે.

હેમચન્દ્રવાળી અપભ્રંશ કયે કાળે લોક ભાષા તરીકે બોલાતી હતી એ નક્કી કરવું જરા મુશ્કેલ છે, તેથી હાલ તે વિષય મુલતવી રાખીને આવતા અંકથી એ ભાષાના હેમચન્દ્રે આપેલા દોહાઓ અર્થ સાથે આપવા માંડીશું.

(અપૂર્ણ.)

---

# પેસ્ટેલોઝી.

( ચાલુ પૃષ્ઠ ૨૯ થી. )

પ્રમુખનું વ્યાખ્યાન પૂરું થયા પછી મિ. રસલ નામના શિક્ષકે પેસ્ટેલોઝીના જન્મ ચરિત્રની મુખ્ય હકીકત કહી સમ્ભળાવી. જોહાન હેનરિચ પેસ્ટેલોઝી ધર્મના કારણથી ઇટલીથી નાશી આવેલા એક કુટુમ્બનો વંશજ હતો, અને તેનો બાપ વૈદ્યનો ધન્ધો કરતો હતો. તેનો જન્મ સ્વિત્ઝરલન્ડના ઝુરિચ નગરમાં સને ૧૭૪૬ ના વરસમાં થયો હતો, અને જ્યારે રૂસોએ "જન મંડળનો કરાર" અને "એમિલી" નામે પુસ્તકો પ્રગટ કર્યાં ત્યારે તે યુનિવર્સિટીમાં વિદ્યાર્થી હતો. રૂસોએ વેરેલાં બી ઝુરિચમાં તૈયાર જમીન ઉપર પડ્યાં. પેસ્ટેલોઝી પોતાની આસપાસ જે દુંઃખ અને જુલમ જોતો હતો, અને તેને બોડમર અને બીજા પ્રોફેસરો તરફથી જે શિક્ષણ મળ્યું હતું, તેથી તેના મગજમાં

સુધારાના વિચાર પૂર જોરમાં દાખલ થયા હતા. અને જોકે 'તેણે પાછ-ળથી રૂસોના ઘણા સિદ્ધાન્તોને નાકબૂલ કર્યા, અને કેટલાકને તેમનું મૂળ પરખાય નહિ તેટલા બદલી ખિલવીને અનુભવમાં આણ્યા, તોપણ એ-ટલું નક્કી છે કે પેસ્ટેલોઝી ઘણો ખરો રૂસો વડે તૈયાર થયો હતો. રૂસોનાં પ્રખ્યાત પુસ્તકો સને ૧૭૬૨ માં પ્રસિદ્ધ થયાં, અને સને ૧૭૬૫ માં પેસ્ટેલોઝી, જે એ વખત ઓગણીસ વરસની ઉમ્મરનો હતો, તે "સર્વેથી સમજાય તેવી રીતે કેળવણીનાં થોડાં મૂળતત્ત્વો તૈયાર કરીને સઘળાં માબાપોને વહેંચવાં જોઈએ" એવું જાહેર છાપામાં લખતો માલૂમ પડે છે. વળી તે જ વરસમાં તેણે પોતાના જમાનાને ધડો આપવાને ઇરાદે સાદાઈ અને સમાનતા માટે સ્પાર્ટાના રાજા એજીસે કરેલા પ્રયત્નની વાર્તા પ્રસિદ્ધ કરી. ખેતીથી નિર્વાહ ચલાવીને કુદરતના સહવાસમાં જિંદગી ગાળવાનો ઝુરિચના વિદ્યાર્થીઓમાં અને બીજા લોકોમાં આ વખત જે પવન ફુંકાયો હતો, તેમાં રૂસોની અસર વધારે સ્પષ્ટપણે દેખાઈ આવે છે. પેસ્ટેલોઝી પર આ પવનની અસર થઈ, અને એક મિત્રની જાગીર પર સુધરેલી ખેતીનો અભ્યાસ કરીને તેણે થોડા પૈસા ઉછીના લઈ ઝુરિચની નજીક ન્યુહોફ ગામમાં જમીન ખરીદી, અને સાદી જિંદગી ગાળવાને ઇરાદે તથા પોતાના દાખલાથી ત્યાંના ગામડીઆઓની સ્થિતિમાં સુધારો કરવાના વિચારથી તે ત્યાં રહ્યો. આ પ્રયોગ સને ૧૭૬૮ થી ૧૭૭૫ સુધી સાત વરસ પહોંચ્યો, પરન્તુ પ્રથમનો અભ્યાસ છતાં પેસ્ટેલોઝી અનુભવી ખેડુત કે ધન્ધાદારી નહિ હોવાથી તે નિષ્ફળ નીવડ્યો. પ્રયોગના દરમ્યા-ન તે પરણ્યો અને તેને એક છોકરો થયો, એટલે બાળકના લાભ માટે પાછી તેણે રૂસોનાં મૂળતત્ત્વોની સહાય લીધી. આ બાળક માટેની કાળજીએ તેની આખી જિંદગી ઉપર અસર કરી. હવે પછી કેળવણીએ જ તેનું આખું ધ્યાન રોક્યું. સને ૧૭૭૪ માં તેણે જે રોજનીશી શરૂ કરી, અને જેમાં તેણે પોતાના બાળકની કેળવણીના પ્રયોગોની નોંધ કરી છે, તેના પહેલા પાનાથી માંડીને તેના મોતના એક વરસ પહેલાં (એટલે સને ૧૮૨૬માં) "ઘર આગળ બાળકોની શરૂઆતની કેળવણી" વિષે તેણે જે નિબન્ધ લખ્યો તેના છેલ્લા પાના સુધી એ જ વિષયનું તે રટણ કર્યા કરે છે. છોકરો પાંચ વરસનો થયો ત્યાં સુધીમાં બાપ પોતાના ખેતીના પ્રયોગોને લીધે દેવાળું કાઢવાની

ભિખારી પર આવી રહ્યો. આટલી નુકસાનીમાં ડૂબ્યા છતાં એ અતિ ઉત્સાહી નરે પોતાની જમીન છોડી દઈને બીજો ધન્ધો ખોળ્યો નહિ; પરન્તુ ગરીબ લોકોને તેમની અધમ દશામાંથી બહાર કાઢે તેવી કેળવણીની પદ્ધતિ મુકરર કરવાને ઇરાદે ખેતી અને કેળવણીને એકઠાં કરી પોતાના પ્રયોગને નવું રૂપ આપવા માટે તે હતો ત્યાં જ રહ્યો. તેનો વિચાર એવો હતો, કે કેટલાંક ગરીબ છોકરાંને પોતાના ઘરમાં રાખી તેમની પાસે ખેતી કરાવવી, અને કામની સાથે તેમને કેળવણી આપવી. આ રીતે પાંચ વરસ સુધી તરફડીઆં મારીને સ્વાર્થ ત્યાગ કર્યા પછી—ભીખારીઓને માણસના જેવી જિંદગી ગાળવાનું શિખવવાને પોતે ભીખારી જેવી જિંદગી ગાળ્યા પછી—આ બીજો પ્રયોગ પણ છોડી દેવો પડ્યો, અને દમડી વગરનો તથા નિરાશ થઈ ગયેલો પેસ્ટેલોઝી બોલ્યો, કે મ્હારી આશાઓનો અન્ત આવ્યો છે, અને મ્હારી જિંદગી નિષ્ફળ નીવડી છે. આ વખત તેની ઉમ્મર ચોત્રીસ વરસની હતી. ત્યાર પછી અરાઢ વરસ સુધી પેસ્ટેલોઝી અને તેની સ્ત્રી ન્યૂહોફ ગામમાં જ રહ્યાં, અને એક જૂની ચાકરડીએ પ્રેમથી પોતાના બચાવેલા પૈસા રજુ કર્યા અને જાત મહેનતથી મદદ આપી, તેમ જ પેસ્ટેલોઝી જાહેર લખાણોથી જે થોડું કમાયો, તે ઉપર તેમણે પોતાના દહાડા નિર્ગમન કર્યા. કારણ કે, કેળવણી અને સાંસારિક સુધારા વિષે જે વિચારો પેસ્ટેલોઝીના મનમાં સ્ફુરતા હતા તેમને જોકે અમલમાં લાવવામાં તે નિષ્ફળ થયો, છતાં કેટલાક મિત્રોની સલાહથી તેણે તે પ્રસિદ્ધ કરવા માંડ્યા. આથી એટલું પરિણામ થયું, કે પેસ્ટેલોઝી અને તેના ઉત્તમ લોકોમાં કાંઇક જણાવા લાગ્યા. સને ૧૭૮૧ માં તેણે "લિયોનાર્ડ અને ગરટ્રૂડ" નામની વાર્તાનો પહેલો ભાગ પ્રગટ કર્યો. આ ચોપડીનો સાર થોડા જ શબ્દમાં આપી શકાય તેમ છે. તેની શરૂઆતમાં લિયોનાર્ડ નામના એક ગામડાના કડીઆએ દુર્વ્યસનથી પોતાના કુટુમ્બને ભીખારી અવસ્થાએ પહોંચાડેલું દેખાય છે. પછી તેની સ્ત્રી ગરટ્રૂડે પોતાની અક્કલ ને સદ્ગુણોથી કેવી રીતે પોતાના ધણીને સુધાર્યો, પોતાનાં છોકરાંને કેળવ્યાં, અને તે ઉપરાન્ત આખા ગામનો સુધારો થાય તેવી સાંસારિક અને કેળવણીની પદ્ધતિ ચલાવી, તેની વાર્તા ચાલે છે. લોકોની સ્થિતિ સુધારવાની પેસ્ટેલોઝીની ઇચ્છા આ વાર્તામાં

સ્પષ્ટ દેખાઈ આવે છે. તે કહે છે કે, "**કાંઈ જાણવા કરતાં કાંઈ થવું એ વધારે અગત્યનું છે.**" આ શબ્દોમાં પેસ્ટેલોઝીનું કેળવણીને લગતું તત્ત્વજ્ઞાન સમાઈ જાય છે, અને પાછળથી તેણે જે સત્યો ખુલ્લાં કર્યાં તે બધાંનું મૂળ આ શબ્દોમાં છે. સને ૧૭૮૦ થી ૧૭૯૮ સુધીની અઢાર વરસની સુનકાર મુદ્દતના બીજા લેખોથી પેસ્ટેલોઝીની જિંદગી કે પદ્ધતિ ઉપર વિશેષ અજવાળું પડતું નથી. તેમાં તેણે મનુષ્યની વૃદ્ધિનો છોડના ઉગવા સાથે મુકાબલો કર્યો એટલું જ જાણવા જેવું છે. તે કહે છે, કે આ વધારો સેન્દ્રિય છે, અવ્યવસ્થિત કે અનિયમિત નથી. સને ૧૭૯૮ નું વરસ આવ્યું ત્યારે પેસ્ટેલોઝીની ઉમ્મર પચાસ વરસ ઉપરની થઈ હતી, હજી તેની બૂજ થઈ નહોતી, અને તે પોતે જ કહેતો હતો કે મ્હારી જિંદગી વ્યર્થ ગઈ છે અને હવે તે પૂરી થઈ છે. પરન્તુ આ વખત કીર્ત્તિ તેને મળવાને આવતી હતી, અને તેની લાંબા વખતની આશાઓ હજી હવે પૂરી થવાની હતી. ૧૭૯૮ ના સ્વિટ્ઝર્લૅન્ડના રાજ્ય ફેરફારથી તેનો લાગ આવ્યો. ઉન્ટરવોલ્ડનના કેથોલિક પન્થના પરગણામાં ફ્રેન્ચ સિપાઈઓએ જે કતલ ચલાવી તેથી સેંકડો છોકરાં માબાપ કે ઘર વિનાનાં થઈ પડ્યાં. સરકારે તેમને માટે સ્ટાન્ઝ નામે ન્હાના કસ્બામાં એક આશ્રયસ્થાન બનાવ્યું, અને "લિયોનાર્ડ અને ગરટ્રૂડ" ના પુસ્તકની કીર્ત્તિ ઉપરથી પેસ્ટેલોઝીને તેની વ્યવસ્થા માટે નીમ્યો. તેણે એકદમ આ નીમનોક કબૂલ કરી, અને પોતાના જૂના ઉત્સાહ સાથે તે કામમાં મંડી પડ્યો. આ કામ માટે તેનું બળ પહોંચી શકશે નહિ એવી ચિન્તાથી તેની સ્ત્રીએ લખેલા પત્રના જવાબમાં તે લખે છે કે, "જે ઉપેક્ષા અને તિરસ્કાર સાધારણ રીતે મ્હારા તરફ બતાવવામાં આવ્યાં છે તેને હું ખરેખર પાત્ર હોઉં તો આપણે માટે કાંઈ આશા છે જ નહિ. પરન્તુ જો મ્હારે વિષે બન્ધાયલા વિચાર ખોટા હોય, જો હું ધારું છું તેટલું ઝવેર ખરેખર મ્હારામાં હોય, તો થોડા જ વખતમાં મ્હારાથી તને સુખ અને ટેકો મળશે. ત્હેં ત્રીસ વરસ સુધી રાહ જોઈ છે. બીજા ત્રણ મહિના રાહ નહિ જુએ ?" એક ઘરડી ચાકરડી સિવાય બીજા કોઈની મદદ નહિ છતાં, એકલે હાથે તેણે હવે તેને સોંપેલાં સઘળાં વયનાં અને બન્ને

જાતિનાં (સ્ત્રી અને પુરુષ) આશરે સો કમનસીબ બાળકોની સમ્ભાળ કરવામાં અને તેમને કેળવણી આપવામાં પોતાનાં મૂળ તત્ત્વો લાગુ કરવા માંડ્યાં. અનાથાશ્રમ માહે જાન્યુઆરી સને ૧૭૯૯ ની શરૂમાં એક મઠને લગતાં બહારનાં મકાનોમાં ઉઘાડવામાં આવ્યું. તા. ૧૧ મી ફેબ્રુઆરીના એક સરકારી રિપોર્ટમાં તેને વિષે નીચે મુજબ લખ્યું છેઃ-" અનાથાશ્રમ સારું ચાલે છે. પેસ્ટેલોઝી રાત દહાડો કામ કરે છે. તેમાં હવે ૭૨ છોકરાં છે, પરન્તુ પથારીઓ પૂરતી ન હોવાથી ૫૦ કરતાં વધારે આખી રાત રહી શકતાં નથી. આ નહિ થાકે એવો માણસ કેટલો ચાલાક છે અને આટલા થોડા વખતમાં છોકરાંએ કેટલો અભ્યાસ કર્યો છે તે જોઈને અચમ્બો લાગે છે. છોકરાં અભ્યાસ સારૂ ઘણાં આતુર જણાય છે. આ ઉપયોગી આશ્રમ પાછળ રાજ્ય તરફથી જે ખર્ચ થાય છે તેનો બદલો થોડાં વરસમાં વળી જશે. હું આશા રાખું છું કે મઠમાં રહેનારી ભલી આર્જાઓ થોડા વખતમાં સ્વર્ગે પધારશે અથવા બીજા મઠમાં જશે, અને આશ્રમ માટે મઠ ખાલી કરી આપશે." પરન્તુ આર્જાઓએ મઠ છોડ્યો નહિ, અને જેવા રાજ્ય ફેરફારોથી આશ્રમ ઉઘડ્યો હતો તેવા જ રાજ્ય ફેરફારોથી એ જ વરસના જૂન માસમાં પાછો તે બન્ધ થયો, અને પેસ્ટેલોઝીએ જે પ્રયત્ન પાછળ પોતાની તનદુરસ્તી ખરાબ કરી હતી, પરન્તુ જેમાંથી તેને પુષ્કળ અનુભવ મળ્યો હતો, તે પ્રયત્ન ફેંકી દેવામાં આવ્યો. એમ કહેવાય છે કે સ્ટાન્ઝમાં આ ટૂંકો પ્રયોગ થયો તે હાલની પ્રાથમિક શાળાનું મૂળ છે. એટલું તો નક્કી છે કે એથી પેસ્ટેલોઝીને પોતાના તર્કો ઉપર વધારે વિશ્વાસ આવ્યો. એણે પોતાના આ વખતના અનુભવનો હેવાલ લખ્યો છે, તેમાં "લિયોનાર્ડ અને ગરટ્રૂડ" માં સૂચવેલી કેળવણીની યોજના અમલમાં મૂકવાને પોતે કેવી રીતે પ્રયત્ન કર્યો તેનું તે વર્ણન કરે છે.

(અપૂર્ણ.)

---

# વાક્યરચના અને નિબન્ધ.

( ચાલુ પૃષ્ઠ ૨૯ થી ).

## પ્રકરણ ૨ જું.

### કર્મ.

ગયા પાઠમાં આપણે વિધાનપક્ષની વાત કરી તેમાં ક્રિયાપદ હોય છે, તેથી તેને ક્રિયાપક્ષ પણ કહે છે. ક્રિયાપદ જ્યારે સકર્મક હોય છે ત્યારે તેની સાથે કર્મ આવીને ક્રિયાપદનો અર્થ પૂરો કરે છે." છોકરો ચોપડી વાંચે છે, " એમાં " છોકરો " એ કર્ત્તા, " ચોપડી " એ કર્મ, "વાંચે છે" એ વિધાનપક્ષ છે.

સાધારણ રીતે વાક્યમાં પહેલો કર્ત્તા, પછી કર્મ, અને પછી વિધાનપક્ષ, એમ ગોઠવવામાં આવે છે. " મણિલાલ રોટલી ખાય છે, " એમાં " મણિલાલ " કર્ત્તા છે, " રોટલી " કર્મ છે, અને "ખાય છે " એ વિધાનપક્ષ છે.

---

### મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોમાંથી કર્ત્તા, કર્મ, અને વિધાનપક્ષ ખોળી કાઢોઃ

| | |
|---|---|
| હું ચોપડી વાંચું છું. | છોકરો સ્લેટ ભાગે છે. |
| છોડી કાગળ ફાડે છે. | બકરે ઘાસ ખાધું. |
| તેણે રોટલી લીધી. | બળદ ગાડી ખેંચે છે. |
| હું તમને પકડીશ. | ચાકર દેવતા સળગાવે છે. |
| તમે કમાડ વાસજો. | બકરી માટલું મૂકી આવી. |
| કૂકડી બચ્ચાંને જાળવે છે. | આપણે દાણા ખાઈએ છીએ. |

---

### મનોયત્ન ૨ જું.

પહેલી ઓળમાંથી એક એક કર્ત્તા, બીજીમાંથી કર્મ, અને ત્રીજીમાંથી વિધાનપક્ષ લઈને વાક્યો રચોઃ

| | | |
|---|---|---|
| કૂકડી. | કોઈને. | કરડયો. |
| સાપ. | બચ્ચાંને. | ખોતરે છે. |
| તેણે. | ઊકરડા. | સેવે છે. |
| કીડીએ. | ઈંડાં. | ઢાંકી દે છે. |

| | | |
|---|---|---|
| ચકલી. | કીડીઓને. | દીધો. |
| સૂરજ. | ચટકો. | આપે છે. |
| કૂકડો. | ગરમી. | ચગદી નાંખી. |

## મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દોમાંથી એક એક કર્ત્તા, કર્મ, અને વિધાનપક્ષ લઇને વાક્યો રચોઃ

ફૂલાવ્યું, સમડી, તેને, નાંખ્યો, તેણે, બળદ, પેટ, ઝાલવા ગઈ, મારતો હતો, મ્હેં, ચોરે, કૂતરું, બચ્ચાંને, વાઘરી, દીઠો, દેડકીએ, રોટલો, મિઠાઈ, જોયું હતું, રાખી હતી, તેમણે.

## મનોયત્ન ૪ થું.

નીચેનાં વાક્યોમાં કર્મ પૂરાં કરોઃ

આપણે... ... ... ... ... ...મગાવીએ.
મહેતાજી ... ... ... ... ...લખાવે છે.
તું ... ... ... ... ... ...કરાવ.
ત્હેં ... ... ... ... ... ...રંગી.
મ્હેં ... ... ... ... ... ...મોકલી હતી.
લોકો ... ... ... ... ... ...ધોતા હતા.
તેમણે ... ... ... ... .. ...મૂક્યાં છે.

## પરીક્ષાના પ્રશ્ન.

૧. ક્રિયાપક્ષ કોને કહે છે ?
૨. કર્મ ક્યારે આવે છે ?
૩. કર્ત્તા, કર્મ, અને વિધાનપક્ષ વાક્યમાં કયા અનુક્રમમાં આવે છે ? (અપૂર્ણ.)

# ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.

(ચાલુ પૃષ્ઠ ૩૦ થી.)

### (૩૰) વીંછી—વીંછૂ—વીછવો—બીછવો.

મૂળ સંસ્કૃત શબ્દ वृश्चिक છે અને તેનો व्रश्च् ધાતુ છે, વરરુચિ

કહે છે, કે પ્રાકૃતમાં આવતાં આ શબ્દના ऋ ની इ થાય છે, श्च નો ञ्छ અથવા च्छ બને છે, इ નું उ થાય છે, અને क् લોપાય છે. આ ફેરફારોથી પ્રાકૃતમાં विञ्छुअ, विच्छुअ—પ્રથમા એકવચન विञ्छुओ, विच्छुओ બને છે. વરરુચિ કરતાં ચંડનું પ્રાકૃત વ્યાકરણ જૂનું છે, તેમાં विंचुओ શબ્દ આપ્યો છે. હેમચન્દ્ર विंछिओ રૂપ આપે છે, તેથી જણાય છે કે श्चि માંની इ નું હમેશ उ થતું નહોતું, પણ इ અને उ બન્ને વાળાં રૂપો વપરાતાં હતાં. પ્રાકૃતમાં સં. वृश्चिक ના क નું શેષ अ રહે છે, પણ ગુજરાતી, હિન્દી, મરાઠી આદિ અર્વાચીન ભાષાઓમાં ઘણી વખત તે નિશાન જણાતું નથી એટલું જ નહિ, પણ પ્રાકૃત इकारान्त અને उकारान्त નામોનું પ્રથમા એકવચન કરતાં અન્ત્ય इ કે उ દીર્ઘ થાય છે તેમ આ શબ્દમાં પણ બને છે. अ વાળું રૂપ કોઈ કોઈ વખત દેખાય છે, પણ ઘણી વખત દીર્ઘ ઈકારાન્ત કે ઉકારાન્ત રૂપ જોવામાં આવે છે. આ ઉપરથી અનુમાન થાય છે કે સંસ્કૃત કાળમાં અને પછી પ્રાકૃત કાળમાં પણ લોકની બોલીમાં હમેશ क ઉમેરાતો નહિ હોય, અને સં. वृश्चि—પ્રા. विञ्छि, विञ्चु, विञ्छु, विच्छु (પ્રથમા એકવચન विञ्छी, विञ्चू, विञ्छू, विच्छू), તેમ જ સં. वृश्चिक— પ્રા. પ્રથમા એકવ. विंछिओ, विंचुओ, विञ्छुओ, विच्छुओ રૂપો બોલાતાં હશે. ગુજરાતીમાં આવતાં પ્રાકૃત विञ्छी ના અનુનાસિકનું અનુસ્વાર બનતાં જોડાક્ષર મટવાથી પૂર્વની इ દીર્ઘ થાય છે, અને વીંછી શબ્દ બને છે. સુરત તરફ વીંછૂ શબ્દ બોલાય છે તે પ્રાકૃત विञ्छू માંથી આવે છે. હિન્દીમાં बिच्छू શબ્દ છે તે પ્રાકૃત विच्छू માંથી આવ્યો જણાય છે. મરાઠી विंचू પ્રાકૃત विंचू માંથી આવ્યો છે. क વાળા સં. वृश्चिक શબ્દ માંથી પ્રાકૃત विंछिओ, विंचुओ, विञ्छुओ, विच्छुओ થાય છે એ આપણે ઉપર જોયું. તે ઉપરથી હિન્દી बिछुआ, ગુજરાતી વીછુઓ, વીછવો, બીછવો શબ્દો પેદા થાય છે. बिछुआ, બીછવો એ સ્ત્રીઓને પગે પહેરવાનું ઘરેણું છે. વીંછીના જેવો ઘાટ હોવાથી એ નામ પડ્યું લાગે છે.

## (૪). ગરુઓ—ગરવો.

આ શબ્દ ગુજરાતી કવિતામાં જોવામાં આવે છે. સંસ્કૃતમાં गुरु શબ્દ સાથે અર્થ રહિત क મળવાથી गुरुक બને છે, તેનું પ્રાકૃતમાં પ્રથમ उ નો अ થવાથી તથા क् ના લોપથી गरुअ બને છે. વળી લોપાયલા क् ની જગાએ य् આવવાથી गरुय પણ થાય છે. ગઉડવહોમાં गरुयाण (=સં. गुरुकानां છઠ્ઠી વિ. બહુ વ.) વગેરે રૂપો જોવામાં આવે છે. અપભ્રંશ ભાષામાં પણ गरुअ શબ્દ મળી આવે છે, જેમકે—

गरुआ भर पेक्खेवि.

[=સં. गुरुकं भारं प्रेक्ष्य=બહુ ભાર જોઈને ]. પ્રાકૃત અને અપભ્રંશ गरुअ નું નરજાતિએ પ્રથમા એક વચન गरुओ થાય છે, અને તે ઉપરથી ગુજરાતી ગરુઓ—ગરવો શબ્દ બને છે. નર્મદાશંકરમાં નીચેની લીટી જોવામાં આવે છેઃ

જય જય ગરવી ગુજરાત, ઇત્યાદિ.

## (૫) થાણું.

સંસ્કૃત स्थान શબ્દ ઉપરથી પ્રાકૃતમાં ठाण અને थाण બન્ને થાય છે, અને નાન્યતર પ્રથમા એક વચનમાં ठाणं—थाणं બને છે. ગઉડવહોમાં અને બીજે ઘણે સ્થળે ठाण શબ્દ જોવામાં આવે છે. બાલરામાયણમાં स्थानस्थ નું પ્રા. थानत्थ, स्थल નું પ્રા. थल ઇત્યાદિ મળે છે. અપભ્રંશ ભાષામાં નાન્યતર પ્રથમા એક વચનના અન્ત્ય अम् નું उं બને છે, અને તે ઉપરથી ગુજરાતી નાન્યતરનો उं પ્રત્યય આવે છે. આ કારણથી પ્રા. थाणं શબ્દનું ગુજરાતીમાં થાણું બને છે. થાણા જિલ્લાનું નામ બધા જાણે છે. મરાઠા લોકો તેને ठाणें કહે છે, તે શબ્દ પ્રાકૃત ठाण ઉપરથી થયો છે. મરાઠીમાં નાન્યતર એક વચનનાં નામોને અન્તે एं પ્રત્યય આવે છે, તે મુજબ ठाण નું ठाणें બન્યું છે.

(અપૂર્ણ.)

# સામાન્ય પદાર્થો વિષે પાઠ.

( ચાલુ પુ. ૩૬ મું, પૃષ્ઠ ૨૪૬ થી. )

પગથીઉં ૭ જું.

પાઠ ૨ જો.

## લમ્બ, ક્ષિતિજસમસૂત્ર, અને તિર્યક્ લીટીઓ.

૧ લા અને ૨જા પગથીઆના ત્રીજા પાઠ સમ્બન્ધી પાંચ મિનિટમાં જલદી જલદી સવાલ પૂછી આ પાઠ શરૂ કરવો.

હવેથી ઊભી, આડી, અને ત્રાંસી લીટીઓને લમ્બ, ક્ષિતિજ સમસૂત્ર, અને તિર્યક્ લીટીઓ કહીશું એવું બાળકોને કહી નીચે પ્રમાણે પ્રશ્નોત્તર કરવાઃ—

"જુઓ, હવે હું કાળા પાટીઆ પર સીધી લીટીઓ દોરું છું.



જેમ જેમ દોરતો જાઉં, તેમ તેમ તેનાં નામ તમારે બોલતા જવું" લમ્બ, તિર્યક્, ક્ષિતિજસમસૂત્ર, ઇત્યાદિ.

"હવે હું પોઇન્ટર હાથમાં લઉં છું. જે જે સ્થિતિમાં ઝાલતો જાઉં તે તે સ્થિતિનું નામ તમારે બોલતા જવું."

"પોઇન્ટર કઈ સ્થિતિમાં ઝાલ્યું છે ——— ?" ક્ષિતિજ સમસૂત્ર.

"હવે કઈ સ્થિતિમાં છે ——— ?" તિર્યક્.

"હવે " " " | ?" લમ્બ.

"લમ્બ એટલે શું ?" ઊભી.

"ક્ષિતિજસમસૂત્ર એટલે શું ?" આડી.

"હવે તમારા હાથ ક્ષિતિજસમસૂત્ર સ્થિતિમાં રાખો. હવે લમ્બ સ્થિતિમાં રાખો. હવે તિર્યક્ સ્થિતિમાં રાખો."

"તમે ઊભા હો છો ત્યારે કઈ સ્થિતિમાં હો છો ?" લમ્બ.

"સૂતા હો છો ત્યારે કઈ સ્થિતિમાં હો છે ?" ક્ષિતિજસમસૂત્ર.

"આ ઓરડાની ભીંતો કઈ સ્થિતિમાં છે ?" લમ્બ.

"આ ઓરડામાં ક્ષિતિજસમસૂત્ર સ્થિતિમાં હોય એવી કેટલીક ચીજોનાં નામ બોલો." ભોંય તળીઉં, છત, મેજ, પાટલી, વગેરેનું ઉપલું પાટીઉં.

પછી બાળકો પાસે તેમની સ્લેટો જુદી જુદી સ્થિતિમાં મૂકાવવી.

વિશેષ મનોયત્ન તરીકે કાળા પાટીઆ પર ખૂણા કાઢી નીચે પ્રમાણે પ્રશ્નોત્તર કરવાઃ—

"આ કેવી લીટી છે | ?" લમ્બ.

"આ ખૂણો કેવો છે ?|_" કાટખૂણો.

"એ ખૂણો કેવી કેવી લીટીઓથી બનેલો છે ?" એક લમ્બ અને એક ક્ષિતિજસમસૂત્ર.

"આ ખૂણો કેવો છે V ? " સાંકડો ખૂણો.

"એ ખૂણો કેવી કેવી લીટીઓથી બનેલો છે ?" બે તિર્યક્ લીટીઓથી.

"આ ખૂણો કેવો છે \/ ?" પહોળો ખૂણો.

"એ ખૂણો કેવી કેવી લીટીઓથી બનેલો છે ?" બે તિર્યક્ લીટીઓથી.

---

## પાઠ ૩ જો.
## સમાન્તર લીટીઓ.

પાઠને માટે સામાનઃ—લાકડાની ચીપો, દોરી.

કાળા પાટીઆપર ચિત્ર કાઢી સમાન્તર લીટીઓનો પાઠ શરૂ કરવો, પણ નીચલા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે દોરીના ૭ ૭ ફુટ લાંબા બે ત્રણ કકડા ૭૭ ઇન્ચને અન્તરે લાકડાની બે ચીપો સાથે બાંધવાથી વધારે ચિત્તાકર્ષક દૃષ્ટાન્ત મળી આવશે, અને બાળકોના મનપર સારી અસર થશે. લખોટા યન્ત્રના સળીઆ પણ એક બીજા સાથે સમાન્તર હોય છે.



બે બાળકોને વર્ગની આગળ બોલાવી તેમની પાસે દોરીના કકડા તંગ ખેંચાવી ક્ષિતિજસમસૂત્ર સ્થિતિમાં રખાવવા, અને તે કકડાઓ વચ્ચેનું અન્તર જુદી જુદી જગાએથી માપવાનું ત્રીજા બાળકને કહેવું (જુઓ, પગથીઉં ૧ લું, પાઠ ૧૦ મો). પછી વર્ગને કહેવું કે આ દોરીઓ જે પાસે પાસે અને બધે ઠેકાણેથી સરખે અન્તરે આવેલી છે તેમને **સમાન્તર્** લીટીઓ કહે છે.

એ જ પ્રમાણે લમ્બ, તિર્યક્ અને વક્ર સમાન્તર લીટીઓ બાળકો આગળ રજુ કરવી.

*વિશેષ ઉદાહરણ અને મનોયત્ન માટે હવે કાળા પાટીઆ આગળ જાઓ.*

૧ લી આકૃતિમાં છે તેવી લીટીઓ દોરો. આ લીટીઓ તરફ આંગળી કરીને શિક્ષકે પૂછવું કે, આકૃતિ ૧ લી.

"આ લીટીઓ પાસે પાસે આવેલી છે? એક તરફના બે છેડા વચ્ચેનું અને બીજી તરફના બે છેડા વચ્ચેનું અન્તર સરખું છે? તેઓ સમાન્તર છે?" ના.

"હવે આ લીટીઓ તરફ નજર કરો (આ. ર જી.) તેઓ સમાન્તર છે?" ના. આકૃતિ ર જી.

"શા માટે સમાન્તર નથી?" તેઓ પાસે પાસે અને બધે ઠેકાણેથી સરખે અન્તરે આવેલી નથી.

"જુઓ આ બીજી લીટીઓ"


આ. ૩ જી.


આ. ૪ થી.


આ. ૫ મી.


આ. ૬ ઠ્ઠી.

( ૩ જી આકૃતિ તરફ આંગળી કરીને) "આ લીટીઓ કેવી છે ?" સમાન્તર, સીધી, લમ્બ.

"તે શામાટે સમાન્તર છે ?" કારણકે તેઓ પાસે પાસે અને સરખે અન્તરે આવેલી છે.

૪ થી, ૫ મી, અને ૬ ઠ્ઠી આકૃતિઓ (ક્ષિતિજ સમસૂત્ર, તિર્યક્ અને વક્ર સમાન્તર લીટીઓ) સમ્બન્ધી ઉપર પ્રમાણે પ્રશ્નો પૂછવા.

ઓરડાની અન્દરના પદાર્થો—ભીંતો, બારીઓ, બારીઓના કાચ, બારણાં, છબીઓ, મેજ, કાળું પાટીઉં, વગેરે સમાન્તર બાજૂવાળા પદાર્થોનાં ઉદાહરણ છે.

---

# જગત્‌ની ભિન્ન ભિન્ન ભાષાઓ.

( લખનાર ગ. ગો. બર્વે. )

(ચાલુ પૃષ્ઠ ૭૨ થી.)

## તુરાનિયન ભાષાઓ—(૨) યૂરલ આલટાઇક.

( ૨ ) મોંગોલિક—મોગલ ભાષા બોલનારા લોકો અસલ તો બૈકલ સરોવરના કિનારા અને સૈબિરિયાના પૂર્વ ભાગમાં રહેનારા છે. ત્યાં તેઓ ઇ० સ० ના ૯ મા સૈકાથી જોવામાં આવે છે. તેઓની ૩ જાતો હતી. તે ઝુંગીઝખાને (ઇ. સ. ૧૨૨૭માં) ભેગી કરી તેનું એક રાજ્ય-રાષ્ટ્ર બનાવ્યું, અને મુગલ બાદશાહીની સ્થાપના કરી. તેમાં ગોંગોલી, ટુંગુસી, અને તુર્કી એ જાતો પણ આવી ગઈ.

મુગલ-મોંગલ જાતને તાર્તાર પણ કહે છે. આગળ ઉપર તેમના રાજ્યમાં જે જે જાતો દાખલ થવા લાગી તેમને પણ એ જ નામ મળવા લાગ્યું, તેમ જ તુર્કને પણ કોઈ કોઈ વખતે તાર્તાર એવી સંજ્ઞા મળવા લાગી.

મુગલ લોકોનું રાજ્ય ઘણું ફેલાયું હતું. ચીંગીઝખાનના વંશજોએ પૂર્વ દિશામાં આવેલો ચીન દેશ જીતી લઈ ત્યાં યુઆન નામે મુગલ વંશની સ્થાપના કરી, પશ્ચિમે આવેલા બગદાદના ખલીફાઓને જીતી મૉસ્કો લીધું, અને ઇ. સ. ૧૨૪૦ માં પોલન્ડ ઉપર સ્વારી કરી. ત્યાર બાદ હુંગરી પ્રાન્ત તાબે કર્યો. તે વખતે આ રાજ્ય **ચીનથી** પોલન્ડ સુધી, અને સૈબિરિયાથી તે હિન્દુસ્તાન સુધી પ્રસરેલું હતું. પરન્તુ આવડું મ્હોટું રાજ્ય એકની જ સત્તામાં રહેવું ભારે થઈ પડ્યું, તેથી તેમાંથી વિભાગ થઈ ચીન, તુર્કસ્તાન, સૈબિરિયા, દક્ષિણ રશિયા, અને પર્શિયા (ઇરાન) માં સ્વતન્ત્ર મુગલ રાજ્યો સ્થપાયાં. ઇ. સ. ૧૩૬૦ માં મુગલ વંશજોને ચીન દેશમાંથી હાંકી કહાડવામાં આવ્યા. ૧૫ મા સૈકામાં રશિયા દેશમાંથી પણ તેમની સત્તાનો નાશ થયો. મધ્ય એશિયામાં તૈમૂર (ઇ. સ. ૧૩૬૯)ના વખતમાં પુનઃ તે રાજ્યની આબાદી થઈ ચઢતી કળા પ્રાપ્ત થઈ. પરન્તુ ઇ. સ. ૧૪૬૮માં પાછું તે ભાગી પડી જગતે પ્રાન્તમાં (જિહુંન અને સિહુન વચ્ચે) માત્ર તેની સત્તા રહી. ત્યાંથી બાબરે હિન્દુસ્તાનમાં આવી મુગલ રાજ્યની સ્થાપના કરી.

મુગલ ભાષા ચીન દેશથી તે વોલ્ગા નદી સુધી કેટલાક લોકો બોલે છે. તથાપિ વ્યાકરણના સમ્બન્ધમાં તેની સ્થિતિ સારી નથી. તેમાં સ્વરૈકતાનતા છે.

**(૩.) તુર્કી**—આ શાખામાંની ભાષાઓ ઘણી મહત્ત્વની છે. તેમાંની કૉન્સ્ટાન્ટિનોપલમાંની તુર્કી અથવા ઓસમાનલી ભાષા વિશેષ અગત્યની છે. આ ભાષાઓ લીના નદીથી આડ્રિઆટિક સમુદ્ર સુધી પ્રસરેલી છે. તેઓમાં સ્વરૈકતાનતા છે.

તુર્કી વ્યાકરણ ઘણું મનોરંજક છે. મનુષ્યની માનસિક શક્તિનો જે વિકાસ ભાષામાં હોય છે તેનો પૂર્ણ નમૂનો આ ભાષામાં જણાય છે, અને તે જોઈ ઘણું સાનન્દાશ્ચર્ય લાગે છે. તે વિકાસનું પ્રથમથી તે આખેર

સુધીનું સઘળું સ્વરૂપ જેવી રીતે આ ભાષામાં જણાય છે તેવી રીતે કોઈ પણ ભાષામાં જોવામાં આવતું નથી.

(क) ફિનો ઉગ્રીક—આ ભાષાની ચાર શાખાઓ છે તે આ પ્રમાણેઃ—

(૧) ઉગ્રીક, (૨) બલ્ગેરિક, (૩) પર્મેરિક અને (૪) ફિનિક. તે પૈકી ચોથી શાખાની બે પેટા શાખાઓ ફિન્ અને ઇસ્ટોશિયન એ વિશેષ મહત્ત્વની છે.

(૧) ફિન્ લોકો ફિન્લન્ડ પ્રાન્તમાં રહે છે. તેઓનું વાઙ્મય અને મુખ્યત્વે તેઓનું કાવ્ય એ બેમાં તેમનો સારો બુદ્ધિ પ્રભાવ જોવામાં આવે છે. તે સંગ્રહ ઘણા પ્રાચીન કાળમાં થયો હોવો જોઈએ. તેમ જ તે કાળમાં આ લોકો કવિ પ્રતિભાને વિશેષ સ્ફુરણ ચઢી શકે એવા પ્રદેશમાં રહેતા હશે. પ્રાચીન વીરરસ પ્રધાન ગાયનો હજુ પણ તેઓ ગાય છે, તે મ્હોએ રાખે છે, તેમ જ તે પૂર્ણ રીતે છન્દશાસ્ત્રનાં નિયમ પ્રમાણે રચેલાં હોય છે. શોમેન, લોનરોટ, કાસ્ટ્રેન, ફેલગેન, ડોનર વગેરે તદ્દેશીય વિદ્વાનોના પ્રયત્નવડે અપૂર્વ સાહિત્ય ભેગું થયું છે. ઘરડા વરડાઓનાં મ્હોનાં ગીતોનો સંગ્રહ કરી તેગણે ઇલિયડ જેવું સુન્દર, મ્હોટું, તથા પૂર્ણ કાવ્ય બનાવ્યું છે તેને કલેવલ કહે છે. જગતમાં મહાભારત, ઇલિયડ, શાહનામા અને નિબેલુંગે એવાં ચાર મહા કાવ્યો છે, તેની જ જોડમાં આવી શકે એવું આ પાંચમું રાષ્ટ્રીય મહાકાવ્ય છે. ન્હાનાં ન્હાનાં ગાયનો મળીને પ્રચણ્ડ વીરરસ કાવ્ય કેવી રીતે બને છે તે કલેવલના સંગ્રહ ઉપરથી સ્પષ્ટ જણાય છે. આ સંગ્રહ હમણાં જ થયેલો છે. આ કાવ્યવડે ફિન્ લોકોની ભાષા ઉપર સારી અસર થઈ. તે ભાષા બીજા વર્ગમાંની છે, અને તેમાં સ્વરૈકતાનતા છે, તેથી કાવ્યને વિશેષ સૌન્દર્યતા પ્રાપ્ત થયેલી છે. તેમ જ આ ભાષા સઘળી તુર્કી ભાષાઓથી હલકી છે.

આ સમ્બન્ધમાં મોક્ષમૂલર કહે છે કે, "આ નવા સંગ્રહેલા કલેવલ નામના કાવ્યથી, ધર્મ અને ગાથાનો ઇતિહાસ મેળવવામાં ઘણી મદદ થઈ પડી છે."

(૨) ઇસ્ટોશિયન આ લોકો ફિન્ લોકોની પડોશમાં રહે છે. બન્નેની ભાષામાં ઘણું સામ્ય છે. આ લોકોમાં પણ જૂનાં રાષ્ટ્રીય ગાયનો છે. ક્રુત્સવાલ્ડે સઘળાં ગાયનોનો સંગ્રહ કરી તેનું એક કાવ્ય બનાવ્યું છે, તેને **કલેવિપોએગ** (કલેવલનો પુત્ર) એવું નામ આપ્યું છે. આ કાવ્ય કલેવલ પ્રમાણે પૂર્ણ તથા ભવ્ય તો નથી, પરન્તુ મનોરંજકપણામાં ઠીક છે.

યુરલ તથા આલ્ટાઇક જાતની સઘળી ભાષાઓનાં શબ્દસ્વરૂપો એક સરખાં જ છે, એટલું જ નહિ પણ, ઉત્પત્તિના સમ્બન્ધમાં પણ ઘણો જ સમ્બન્ધ જોવામાં આવે છે. સાધારણ રીતે જોવા જતાં જણાય છે કે, આ સઘળી ભાષાઓ પહેલા વર્ગમાંથી બીજા વર્ગમાં હમણાં જ આવી છે અથવા આવવા લાગી છે. તથા કેટલીક ભાષાઓ તો ત્રીજા વર્ગમાં પણ આવી ગઈ છે. આ સઘળી ભાષાઓને રાસ્ક નામના ભાષા શાસ્ત્રીએ **સિથિયન** એવું નામ આપેલું છે. પ્રિચર્ડે "અહલો ફિલિઅન્" એવું નામ આપેલું છે, અને કેટલાકોએ તુરાનિયન એવું નામ આપેલું છે. પરન્તુ વાસ્તવિક રીતે વિચારતાં "અલ્લો ફિલિયન્" એ નામ વિશેષ યોગ્ય છે.

( અપૂર્ણ. )

---

# मि. धरमसी इनामी स्पर्धा.

બધી મળીને ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, અને મુમ્બઈમાંથી ૩૨ કવિતાઓ આવી છે, તે પૈકી એક મુમ્બઈ મસજીદ બન્દર કન્યાશાળાનાં હેડ મિસ્ટ્રેસ તરફથી, અને બાકીની પુરુષ શિક્ષકો તરફથી આવી છે. તેમાં સૌથી ચઢીઆતી કવિતા મુદ્દતની અન્દર માપ પ્રમાણે, ઊંચા વિચારો; યોગ્ય પ્રાસવાળી અમદાવાદથી મિ. નનામીઆં રસુલમીઆં તરફથી આવેલી છે.

બીજે નમ્બરે માસ્તર ગોવર્ધન જેઠાભાઈ ત્રવાડી, બોરૂ તાલુકે કાલોલનાની કવિતા છે, તેમાં વિચારો ઘણા વખાણવા લાયક છે, અને રચના એવી કારીગરીથી કરી છે કે "બડો રંક બેલી દયાળુ ધરમસી" એ ટેક સુન્દર રીતે વાંચી શકાય છે. એમાં ખરેખરી ચમત્કૃતિ છે, પણ એ

ફેબ્રુઆરી **जाहेर खबरो.**

## લેખનકળા કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

**કેળવણીખાતાના મે ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઈલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણની ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી,છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇ ને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે,કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રુજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘૂંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘૂંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે. કારણકે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે કારણ-કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે ત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકશાઈ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઈની કમ્પની રંગારી સ્ટ્રીટ, મુમ્બઈ.

આત્મારામ અને દલાભાઈની કમ્પની દ. દલાભાઈ દ્વારકાંદાસ દેસાઈ.

---

**અંકગણિતની સમજુતી.** કી. રૂ. ૦॥, પોસ્ટેજ સાથે. પાંચે, દશ; દશે, પંદર; વીશે, વીસ; અને પચીશે, પચીસ ટકા કમીશન. વે. પે. ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. ઝુંબાઇબૅંક. અમદાવાદ.

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા.સા.વામનરાવ આબાજી મોદક,બી.એ,માજી હે.મા.એલ્ફિન્સ્ટનહાઈસ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ; એલ. એલ.બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાતકોલેજના માજીપ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ; એમ. એ; પ્રિન્સિપલ, સર.જ. જી. પા. ચે. ઇન્સ્ટિટયુશન, મુમ્બઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ. હાઈ સ્કૂલ.
શેઠ ફરદુનજી ગનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા.સા.ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિગ કોલેજ, અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલયમ બીટી, બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈ સ્કૂલ
શેઠ હોરમજજી જાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સેજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખ૦ દુબાસ, બી. એ. કયુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો
શેઠ. માણેકશા.બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ.વ.સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાકયુલરસ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રાઈના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્વારુ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ મેસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ. | મે. મનજીલાલ પાનાચન્દ. |

મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:—રાસ્તગોફતાર, મુંમ્બાઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ, ગુજરાતી, યજદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેકટેટર, ગુજરાતમિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૧૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૭ મું.  માર્ચ.  ૧૮૯૮.  અંક ૩ જો.

## માસ.

ગઈ તા. ૨૨ મી ડિસેમ્બરને રોજ મદ્રાસની શિક્ષક સમાજના આશ્રય નીચે એ શહેરમાં કેળવણીનું બીજું કોન્ફરન્સ ભરાયું હતું. તે પ્રસંગે મદ્રાસ શહેરના અને બહાર ગામના મળી મ્હોટા ન્હાના આશરે બસેં શિક્ષકો હાજર થયા હતા. કોન્ફરન્સને પહેલે દિવસે કારોબારી કમિટી નીમીને કોન્ફરન્સની વ્યવસ્થા કરવાનું તથા સઘળા વિષયોની ચર્ચાને અન્તે જે વિષે લગભગ સઘળા મેમ્બરોનો એક મત માલૂમ પડે તે બાબતોને લગતી દરખાસ્તો કોન્ફરન્સ આગળ રજુ કરવાનું કામ એ કમિટીને સોંપ્યું હતું. કમિટી સિવાય બીજા કોઈને દરખાસ્તો લાવવાની સત્તા આપી નહોતી. વળી જે બાબતો વિષે પૂરેપૂરી ચર્ચા થઈ સઘળા મેમ્બરોનો એક મત જણાય નહિ તેવી દરખાસ્ત લાવવાની કમિટીને પણ સત્તા નહોતી. ગઈ સાલના કોન્ફરન્સમાં જે વિષે દસમા ભાગ જેટલા થોડા મેમ્બરો પણ વિરુદ્ધ હતા તેવી દરખાસ્તો પાછી ખેંચી લીધી હતી, અને આ સાલ પણ તેવું જ કરી સઘળા ઠરાવ એક મતે મંજૂર કર્યા હતા. આ રીતે વગર વિચારના અને ઉતાવળીઆ ઠરાવ થતા અટકાવીને મંજૂર થયેલા ઠરાવોનું વજન વધારવામાં આવ્યું હતું.

---

ઓનરેબલ મિ. સ્ટુઅર્ટે શિક્ષકોની સ્થિતી અને કામ વિષે વિવેચન કર્યા પછી મિ. નાગોજીરાવે "પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા કરતાં નજરમાં રાખવાના હેતુઓ" વિષે નિબન્ધ વાંચ્યો હતો. તેમના નિબન્ધનો ટૂંકો સાર નીચે મુજબ છેઃ—

(૧) કેળવણી માટે સરકાર અને લોકલ બોર્ડો પાસેથી જેટલા બને તેટલા વધારે પૈસા કઢાવવા;
(૨) લગભગ સઘળા વર્ગના (ખાસ કરી હલકા વર્ગના) લોકોને પ્રાથમિક કેળવણી મળી શકે તેવી ગોઠવણ કરવી;
(૩) હોશિયાર શિક્ષકો મેળવવા.
(૪) બાળકોની શું શું શીખવાની શક્તિ છે તે સ્પષ્ટ સમજીને તેટલું જ શિખવવાનો પ્રયત્ન કરવો, અને પ્રાથમિક શાળાની મારફત આરોગ્ય વિદ્યા, ખેતી, પાકશાસ્ત્ર, અને તેવી બીજી ઘણી બાબતો શિખવવાનાં નકામાં ફાંફાં મારવાનું છોડી દેવું.

---

ત્યાર પછી મિ. શેષગિરિ શાસ્ત્રીએ હિન્દની ભાષાઓના અભ્યાસ વિષે નિબન્ધ વાંચ્યો હતો, અને આ નિબન્ધની ચર્ચામાં ઘણા લોકોનો એવો મત જણાયો હતો, કે ઊંચા દરજ્જાની નિશાળોમાં હિન્દની અર્વાચીન ભાષાઓને વિસારી દેવામાં આવે છે તે બરાબર નથી. એ થયા પછી મિ. બેરોએ ઇતિહાસના શિક્ષણ વિષે નિબન્ધ વાંચ્યો હતો, તે ઉપર પણ ઘણી લાભકારી ચર્ચા થઈ હતી. કોન્ફરન્સને બીજે દિવસે મિ. સચિયનથને "ફરજીઆત કેળવણી" વિષે નિબન્ધ વાંચ્યો હતો. આ નિબન્ધની ચર્ચાનો હેતુ હાલ તરત ફરજીઆત કેળવણી દાખલ કરી દેવાનો નહોતો, પરન્તુ તેમ કરતાં પૈસા સમ્બન્ધી તથા સાંસારિક અડચણો કઈ કઈ નડે તેમ છે, અને કાળે કરી ભવિષ્યમાં ફરજીઆત કેળવણી કેવી રીતે દાખલ થઈ શકે તે બતાવવાનો હતો. એ સિવાય બીજા જે નિબન્ધો વાંચવામાં આવ્યા હતા તે વિષે અત્રે બોલવાની જરૂર નથી.

---

નિબન્ધો વંચાઈ રહ્યા પછી કોન્ફરન્સે સાત ઠરાવ મંજૂર કર્યા હતા, તે પૈકી નીચેના ઠરાવ અત્રે આપીએ છીએઃ—

(૧) પાછલાં થોડાં વરસમાં પ્રાથમિક કેળવણી (ખાસ કરી કેળવણીમાં પાછળ રહી ગયેલી જાતોમાં) વધારવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તેથી આ કોન્ફરન્સ ખુશી થાય છે, છતાં તેનો એવો

અભિપ્રાય છે, કે જ્યાં સુધી પ્રાથમિક શિક્ષકોને હાલ પ્રમાણે હલકા પગાર આપવામાં આવશે, ત્યાં સુધી પ્રાથમિક કેળવણી કદી સન્તોષકારક નીવડવાની નથી.

(૨) કેટલાંએક લોકલ બોર્ડોએ પોતાના તાબાના શિક્ષકોને પેન્શન આપવાની ગોઠવણ કરી છે તેથી આ કોન્ફરન્સને સન્તોષ થાય છે, અને તેવી ગોઠવણ બીજાં બોર્ડો પાસે કરાવવા ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબને વિનતિ કરવામાં આવે છે.

(૩) મદ્રાસની શિક્ષક સમાજને આ કોન્ફરન્સ વિનતિ કરે છે, કે શિક્ષકોનું પ્રોવિડન્ટ ફંડ સ્થાપવાનો એ સમાજ પ્રયત્ન કરે છે તે તેણે ચાલુ રાખવો.

(૪) આ કોન્ફરન્સ ધારે છે કે દેશનું ભલું ઇચ્છનારાઓનો આખરનો હેતુ દરેક માણસ કેળવણી લે એવો હોવો જોઈએ, અને સરકારને વિનતિ કરે છે, કે એ હેતુ પાર પાડવાના પહેલા પગથીઆ તરીકે પ્રાથમિક કેળવણી વધારવા માટે સરકારમાંથી તેમ જ લોકલ ફન્ડોમાંથી વધારે પૈસા આપવાની ગોઠવણ કરવી.

---

મદ્રાસના જાણીતા શાહુકાર લાડ કૃષ્ણદાસ અને ગોવિન્દદાસે એ શહેરમાં હિન્દુ અને મુસલમાનના આંધળા છોકરાઓને કેળવવા માટે પોતાને ખર્ચે નિશાળ સ્થાપવાનું માથે લીધું છે. આ નિશાળમાં અઢાર વરસની અન્દરની ઉમ્મરના છોકરાઓને દાખલ કરવામાં આવશે, અને તેમને વાંચન, લેખન, અંકગણિત, ટોપલી ગુંથવાનું, નેતર કામ, વગેરે શિખવવામાં આવશે.

---

રુશિયાની ઘણી પ્રાથમિક નિશાળો સાથે ખેતર, બાગ, અથવા શાકભાજીની વાડી જોડીને તે મારફત ઔદ્યોગિક શિક્ષણ આપવામાં આવે છે. આ શિક્ષણ પ્રાથમિક શિક્ષક જ આપે છે. એકતરીનોસ્લાવ નામના પ્રાન્તમાં ઝાડ ખડ્ જ જુજ જોવામાં આવે છે, ત્યાં ઝાડ વાવવાનું અને રેશમના કીડા ઉછેરવાનું શિખવવા પર ખાસ ધ્યાન અપાય છે, એ પ્રાન્તના

કેટલાક શિક્ષકો અને છોકરાઓએ મળીને આશરે હજારેક મધપૂડા રાખ્યા છે, અને માખીઓ ઉછેરી મધ બનાવરાવવાનું શિક્ષણ આપવામાં આવે છે. કેટલીક નિશાળોમાં દ્રાક્ષના વાડા પણ હોય છે.

---

જર્મનીમાં હાલ કેળવણીને લગતાં ૧૧૭ ચોપાનીઆં પ્રસિદ્ધ થાય છે.

---

જાપાનની યુનિવ્હર્સિટીઓમાં કેળવણી લીધા પછી ઇંગ્લન્ડ, ફ્રાન્સ, અને જર્મનીમાં વિશેષ અભ્યાસ માટે જનાર વિદ્યાર્થીઓ સારૂ જાપાનની સરકારે હાલમાં ૪૦ સ્કોલરશિપો સ્થાપી છે, અને દર વર્ષે તેમાં વીસ વીસ સ્કોલરશિપોનો વધારો કરવાનો વિચાર ચાલે છે.

---

જાપાનમાં હાલ બે યુનિવ્હર્સિટીઓ છે, તેમાં ૫૨૨૨ અભ્યાસ કરે છે. એ દેશમાં સ્ત્રીઓ માટે જુદી યુનિવ્હર્સિટી સ્થાપવાનો વિચાર ચાલતો કહેવાય છે.

---

# वाक्यरचना अने निबन्ध.

( ચાલુ પૃષ્ઠ ૫૪ થી. )

## પ્રકરણ ૩ જું.

### વાક્ય પૃથક્કરણ અને રચના.

પાછલાં પ્રકરણોમાં આપણે વાક્યના ત્રણ ભાગની વાત કરી—કર્ત્તા, કર્મ, અને વિધાનપક્ષ. બાકીના ભાગોની વાત હવે પછી આવશે. આખા વાક્યના ભાગ જુદા કરી તેમનો એક બીજા વચ્ચે સમ્બન્ધ બતાવવો તેને વાક્યનું પૃથક્કરણ કહે છે. "ગુલાબી ચોપડી લાવશે," એ વાક્યમાં "ગુલાબી" કર્ત્તા, "ચોપડી" કર્મ, "લાવશે" વિધાનપક્ષ છે, એમ ભાગ કરી જુદું બતાવવું તેને વાક્યનું પૃથક્કરણ કર્યું કહે છે. "છોકરો," "ઘોડો," "દોડાવે છે," એવા છૂટા ભાગો એકઠા કરી "છોકરો ઘોડો દોડાવે છે" એમ આખું વાક્ય બનાવીએ તેને વાક્ય

રચના કહે છે. આ પાઠોમાં આપણે વાક્યનું પૃથક્કરણ અને રચના વારંવાર કરવાં પડશે.

---

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરોઃ

| | |
|---|---|
| ૧. ઘોડો ચરે છે. | ૨. તે શું ખાય છે ? |
| ૩. ગાય બરાડે છે. | ૪. ઘોડો બોજો વહે છે. |
| ૫. કુંભાર વાસણું પકવે છે. | ૬. ઈશ્વરે આપ્યા છે ઉપાય. |
| ૭. દેસાઈએ ચપ્પુ આપ્યો. | ૮. તે સૌએ વખાણ્યો. |
| ૯. લલ્લુએ પાઘડી દીઠી. | ૧૦. પાઘડી કોઈએ કાપી નાંખી છે |
| ૧૧. રાજાએ વાત સાંભળી. | ૧૨. વા હાલે છે. |
| ૧૩. આપણે વીંઝણો હલાવીએ છીએ. | ૧૪. કીડા રેશમ કરે છે. |
| ૧૫. કીડો પાંદડાં ખાય છે. | ૧૬. તે સાંતણો કાંટે છે. |

---

## મનોયત્ન ૨ જું.

નીચેના શબ્દો લઈ ટૂંકાં વાક્યો રચોઃ

તમે, માણસ, માનો, જે, સાંભળો છો, ઘટે છે, પડી ગયાં, ઘણુએ માણસે, વાત, મહેનત, હાલે છે, શિક્ષા, છુપાવે, કર્યા, લાંજે, રમકડાં કાલાંવાલા, કરવી જોઈએ.

---

## પરીક્ષાના પ્રશ્ન.

૧ વાક્યનું પૃથક્કરણ એટલે શું ?

૨ વાક્ય રચના એટલે શું ?

(સંપૂર્ણ.)

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

( ચાલુ પૃષ્ઠ ૪૮ થી. )

### ૫. અપભ્રંશ ભાષાના નમૂના.

दोल्ला सामला धण चंपावण्णी ।
णाइ सुवण्णरेह कसवट्टइ दिण्णी ॥ १ ॥

( પાદ ૪—સૂત્ર ૩૨૯ )

સંસ્કૃત અર્થ—नायकः श्यामलः, प्रिया चंपकवर्णा; कषपट्टके सुवर्णरेखा दत्ता इव.

ગુજરાતી અર્થ—નાયક ( ધણી ) સામળો, પ્રિયા ( ધણ ) ચંપકવર્ણી ( છે ); જાણે કે કસોટીના પત્થર ઉપર સોનાની રેખા ( લીટી ) દોરી હોય. [ કવિ સામળા પતિ સાથેની પ્રિયાનો મુકાબલો કાળા કસોટીના પત્થર ઉપર દોરેલી સોનાની રેખા સાથે કરે છે. ]

ટીકા.

दोल्ला= સં. नायकः = ગુ. ઢોલ્લો, ધણી, પ્રિય જન. નામ, નર જાતિ, પ્રથમા એકવચન. મૂળ અપભ્રંશ શબ્દ दोल्ल છે, તેનું પ્રથમા એકવચન કરવાને અન્ત્યસ્વર દીર્ઘ થઈ પ્રત્યય (ओ) નો લોપ થાય છે. હિન્દી અને મરાઠીમાં નર જાતિનાં વિકારી નામ તથા વિશેષણ આકારાન્ત છે તે કદાચ આ રીતે થયાં હશે. જેમકે-घोडा, राता, ઇત્યાદિ. ગુજરાતીમાં આ શબ્દો ઓકારાન્ત છે, જેમકે-ઘોડો, રાતો, ઇત્યાદિ. નેપાળી ભાષામાં ढुलो (= મ્હોટો ) શબ્દ વપરાય છે. ચારણી ગુજરાતીમાં હજી ઢોલ્લો શબ્દ જોવામાં આવે છે.

सामला = સં. श्यामलः = ગુ. સામળો, કાળો. વિશેષણ, નર જાતિ, પ્રથમા એકવચન, વિશેષ્ય दोल्ला. સંસ્કૃત श्यामल નું અપભ્રંશ सामल બની પછી પ્રથમા એકવચન થવાને અન્ત્ય अ દીર્ઘ થયો. ગુજરાતીમાં સામળો શબ્દ છે.

धण = સં. प्रिया = ગુ. પ્રિયા. નામ, નારી જાતિ, પ્રથમા એકવચન. પ્રથમા એકવચનના પ્રત્યયનો લોપ થયો છે. અપભ્રંશ धण શબ્દ સંસ્કૃત धन એટલે દોલત ઉપરથી બન્યો લાગે છે, અને તેને સ્ત્રી અથવા પ્રિયાનાં

અર્થમાં વાપર્યો છે તે ઘણા જૂના કાળની સ્ત્રીને પુરુષની દોલત ગણવાની સંસારી રૂઢિ સૂચવે છે. હજી પણ કેટલાક હલકા લોકો પોતાની સ્ત્રીના સમ્બન્ધમાં બોલે છે કે " એ તો મ્હારો **માલ છે."** **ધન—ધણ** વાળો માણસ તે **ધની-ધણી** પતિના અર્થમાં વપરાય છે, અને **ધણી** ઉપરથી પાછો નારી જાતિનો **ધણિયાણી** શબ્દ બનાવવામાં આવે છે. સીમન્તવાળી સ્ત્રીને **ધેણ** કહે છે.

**चंपावण्णी** = સં. **चंपकवर्णा** = ગુ. ચંપાના રંગની. સામાસિક વિશેષણ, નારી જાતિ, પ્રથમા એકવચન, વિશેષ્ય **ધણ**. સં. **चंपकु** ના **कू** નો લોપ થવાથી **चंपअ** બની પછી સન્ધિ થતાં **चंपा** શબ્દ બને છે; **वर्णा** ના **र्** નો લોપ થવાથી **ण्** બેવડાઈને તથા નારી જાતિનો **ई** પ્રત્યય લાગીને **वण्णी** થાય છે. નારી જાતિ બનાવવાને સંસ્કૃતમાં **आ** અને **ई** બન્ને પ્રત્યય વપરાય છે, તેમાં **आ** વધારે વપરાય છે. અપભ્રંશમાં **आ** કરતાં **ई** નો વધારે ઉપયોગ થાય છે. ગુજરાતીમાં એકલો **ई** પ્રત્યય જ વપરાય છે. પ્રાકૃત **चंपअ** નું પ્રથમા વિ. એકવચન **चंपओ** બની તે ઉપરથી ગુજરાતી ચંપો શબ્દ ઉત્પન્ન થાય છે.

**णाइ** = સં. **इव** = ગુ. જેવું, જેમકે, જાણે કે. અવ્યય. સં. **इव** ને બદલે અપભ્રંશમાં **नाइ** શબ્દ વપરાય છે, અને **न्** નો **ण्** થવાથી તેનું **णाइ** પણ થાય છે.

**सुवण्णरेह** = સં. **सुवर्णरेखा** = ગુ. સોનાની રેખા, સોનાની લીટી. સામાસિક નામ, નારી જાતિ, પ્રથમા એકવચન. સં. **सुवर्ण** ના **र्** નો લોપ થવાથી **ण्** બેવડાય છે; **रेखा** ના **ख** નો **ह** થાય છે. અપભ્રંશમાં પ્રથમા એકવચન થતાં કોઈ વખત અન્ત્ય **आ** ટૂંકાઈને તેનો **अ** પણ બને છે, અને પ્રત્યય લાગતો નથી. **ધણ, रेह**, આદિ શબ્દોથી જણાય છે કે ગુજરાતીમાં વિભક્તિના કેટલાક પ્રત્યયનો લોપ થયો છે અને અ-

વિકારી રૂપો વપરાય છે તેની શરૂઆત અપભ્રંશ કાળથી થઈ હતી.

कसवट्टइ = સં. कषपट्टके = ગુ. કસોટીના પટમાં, કસોટીના પત્થર ઉપર. સામાસિક નામ, નર જાતિ, સાતમી વિ. એકવચન. સં. कष (=કસોટી) ના ष् નો स् થયો; पट्टक ના प् ને। व् થયો અને क् નો લોપ થયો. એ રીતે અપભ્રંશમાં कसवट्टअ શબ્દ બન્યો, તેને સાતમી વિ. એકવચનને। इ પ્રત્યય લાગવાથી कसवट्टइ રૂપ થયું. कसवट्ट (=સં. कषपट्ट) ના व નુ उ થઈ સન્ધિ થવાથી તથા નારી જાતિને। ई પ્રત્યય લાગવાથી ગુજરાતીમાં કસોટી શબ્દ બને છે.

दिण्णी = સં. दत्ता = ગુ. દીધી, આપી. ભૂત કૃદન્ત, નારી જાતિ, પ્રથમા એકવચન. સં. दद् (दा) નું ભૂત કૃદન્ત दत्त થાય છે, અને વરરુચિ તેમ જ હેમચન્દ્ર કહે છે કે दत्त નુ પ્રાકૃતમાં दिण्ण બને છે. त्त નો ण्ण શી રીતે થયો એ સમજાતું નથી. પાલી ભાષામાં दिन्न રૂપ છે. સંસ્કૃત કાળની લોક ભાષામાં दिद् ધાતુ હોય તો (खिद् નું खिन्न, भिद् નું भिन्न, વગેરે બને છે તેમ) તેનું ભૂત કૃદન્ત दिन्न થઈ તે ઉપરથી પાલી दिन्न અને પ્રાકૃત दिण्ण સહેલથી ઉતરી શકે છે. સંસ્કૃત વ્યાકરણ કે કોષમાં दिद् ધાતુ મળતો નથી. दिण्णને ई પ્રત્યય લાગીને નારી જાતિ दिण्णी બને છે. આ શબ્દમાં પણ સંસ્કૃતમાં નારી જાતિને। आ પ્રત્યય છે, ત્યારે અપભ્રંશમાં ई પ્રત્યયને। ઉપયોગ થયો છે.



ढोल्ला मइ तुहुं वारिओ मा करु दीहा माणु ।
निद्दए गमिही रत्तडी दडवड होइ विहाणु ॥ २ ॥

(પાદ ૪—સૂત્ર ૩૨૯)

સંસ્કૃત અર્થ—हे नायक, मया त्वं वारितः, दीर्घं मानं मा कुरु, रात्रिः निद्रया गमिष्यति, शीघ्रं विभातं भवति.

ગુજરાતી અર્થ—(સ્રી પતિને કહે છે) હે પ્રિય, મ્હારાવડે તું વારાયો (મ્હેં તને વાર્યો કે) તું લાંબું માન મા કર (બહુ ભાવ ન ખા, બહુ માનમાં ન જા); ઊંઘવડે (ઊંઘમાં) રાત ચાલી જશે (અને) જલદી વહાણું થાય છે.

ટીકા.

ढोल्ला = સં. हे नायक = ગુ. હે પ્રિય. નામ, નર જાતિ, સમ્બોધન એકવચન. પ્રથમા એકવચનની પેઠે જ ढोल्ल નો અન્ત્ય अ દીર્ઘ થઈને સમ્બોધન એકવચન બન્યું છે.

मइ (मइँ) = સં. मया = ગુ. મેં, મ્હેં. પ્રથમ પુરુષ, ત્રીજી વિ. એકવચન. અપભ્રંશમાં मइँ રૂપ બીજી, ત્રીજી, અને સાતમી, એ ત્રણે વિભક્તિના એકવચનમાં વપરાય છે. मइँ ઉપરથી ગુજરાતી ત્રીજી એક વ. મેં ઉત્પન્ન થાય છે.

तुहुं (तहुं) = સં. त्वं = ગુ. તું. બીજો પુરુષ, પહેલી વિ. એકવચન, वारिओ નો કર્તા. સં. त्वं ને બદલે અપભ્રંશમાં तुहुं રૂપ વપરાય છે. પ્રથમા એકવચન બનાવતાં અન્ત્ય अ નું उ થાય છે, તેથી કદાચ तुहुं રૂપ થયું હોય. પણ એક બીજી પ્રતમાં આ સ્થળે तुहुं જોવામાં આવે છે.

वारिओ = સં. वारितः = ગુ. વારાયો, વાર્યો. કર્મણિ ભૂત કૃદન્ત, નર જાતિ, પ્રથમા એકવચન. સં. ભૂત કૃદન્ત वारित ના त् નો લોપ થવાથી પ્રાકૃતમાં वारिअ બને છે, અને તેને નર જાતિ પ્રથમા એકવચનનો ओ પ્રત્યય લાગવાથી वारिओ રૂપ થાય છે. પછી સન્ધિ થતાં ગુજરાતીમાં વાર્યો શબ્દ બને છે, અને તે ભૂત કાળ તેમ જ ભૂત કૃદન્ત તરીકે વપરાય છે. ગુજરાતીમાં શુદ્ધ ભૂત કાળ ન હોવાથી ભૂત કૃદન્ત તે કામ કરે છે.

मा = સં. मा = ગુ. મા, ના. નિષેધાર્થ અવ્યય.

करु = સં. कुरु = ગુ. કર. આજ્ઞાર્થ બીજો પુરુષ એકવચન. कृ ધાતુનું कर् થઈને અપભ્રંશનો આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચન નો उ પ્રત્યય ઉમેરાવાથી करु રૂપ થયું છે. અપભ્રંશમાં આજ્ઞાર્થ બીજા પુરુષનું

એક વચન કરવાને इ, उ, ए, એ ત્રણમાંથી ગમે તે એક પ્રત્યય ઉમેરાય છે.

दीहा = સં. दीर्घम् = ગુ. લાંબુ. વિશેષણ, નર જાતિ, બીજી વિ. એકવચન, વિશેષ્ય माणु. સં. दीर्घ ના र् નો લોપ થઈ घ् નો ह् થવાથી અપભ્રંશમાં दीह શબ્દ થયો છે. પ્રાકૃતમાં दिग्घ અને दीह બન્ને રૂપ થાય છે. दीह ની બીજી વિ. એકવચન કરવાને અપભ્રંશ નિયમ પ્રમાણે અન્ત્ય अ દીર્ઘ થયો અને પ્રત્યયનો લોપ થયો. ઉપર પ્રથમા અને સમ્બોધન એકવચન તેવી રીતે થતું જણાયું છે, તે નિયમ બીજી વિભક્તિઓને પણ લાગુ પડે છે.

माणु = સં. मानम् = ગુ. માન. નામ નર જાતિ, બીજી વિ. એકવચન, करु નું કર્મ. પ્રાકૃત નિયમ મુજબ સં. मान ના न् નો ण् થવાથી माण શબ્દ બન્યો. પછી અપભ્રંશના નિયમ મુજબ બીજી વિ. એકવચન કરવાને અન્ત્ય अ નું उ થયું, અને म् પ્રત્યયનો લોપ થયો, એટલે माणु રૂપ થયું. અપભ્રંશમાં પ્રથમા અને દ્વિતીયા બન્નેનું એકવચન અન્ત્ય अ નું उ કરી પ્રત્યયનો લોપ કરવાથી પણ બને છે.

निद्दए = સં. निद्रया = ગુ. નિદ્રાએ, નિદ્રાવડે. નામ, નારી જાતિ, ત્રીજી વિ. એકવચન. સં. निद्रा ના र् નો લોપ થયો, द् બેવડાયો, અને आ હ્રસ્વ થયો, અને તેથી અપભ્રંશમાં निद्द શબ્દ બન્યો. પછી તેને ત્રીજી વિ. એકવચનનો ए પ્રત્યય લગાડવાથી निद्दए રૂપ થયું. હિન્દીમાં नींद् શબ્દ વપરાય છે તે આ ઉપરથી બન્યો લાગે છે. કાઠીઆવાડમાં "નીંદર આવી" કહે છે, તે સંસ્કૃત निद्रा ઉપરથી બારોબાર ઉત્પન્ન થાય છે.

गमिही = સં. गमिष्यति = ગુ. જશે. गम् ધાતુ, ભવિષ્ય કાળ, ત્રીજો પુરુષ, એકવચન. गम् ધાતુ सेट् હોવાથી પ્રથમ તેને इ લાગીને गमि બન્યું. પછી પ્રાકૃત અને અપભ્રંશમાં ભવિષ્ય કાળના નિશાન તરીકે વપરાતો हि પ્રત્યય (જે સં. स्य માંથી ઉત્પન્ન થાય છે તે) લાગ્યો. છેવટ ત્રીજા પુ. એકવચનનો इ પ્રત્યય (જે સં. ति માંથી ઉત્પન્ન થાય છે તે)

લાગ્યો. આ રીતે અપભ્રંશના ભવિષ્ય કાળ ત્રીજા પુ. એકવચનમાં गमिहिइ રૂપ ઉત્પન્ન થાય છે, અને સન્ધિ થઈ गमिही રૂપ પણ વપરાય છે.

रत्तडी = સં. रात्रिः = ગુ. રાત, રાતડી. નામ, નારી જાતિ, પ્રથમા એકવચન, गमिही નો કર્તા. સં. रात्रि ની त्रि માંની इ નો अ થઈ, त्र ના र् નો લોપ થવાથી त् બેવડાય છે અને પૂર્વ સ્વર હ્રસ્વ થાય છે. આ રીતે પ્રાકૃત અને અપભ્રંશમાં रत्त શબ્દ ઉત્પન્ન થાય છે, અને તે ઉપરથી ગુજરાતી રાત શબ્દ બને છે. પછી લઘુતા વાચક डी પ્રત્યય લાગવાથી અપભ્રંશ रत्तडी અને ગુ. રાતડી શબ્દો થાય છે.

दडवड = સં. अवस्कंदं, शीघ्रं = ગુ. જલદી. અવ્યય. ગુજરાતી દડબડ શબ્દ અપભ્રંશ दडवड માંથી ઉત્પન્ન થાય છે.

होइ = સં. भवति = ગુ. હોય, થાય. વર્તમાન કાળ, ત્રીજો પુ. એકવચન, કર્તા विहाणु. સં. भू ધાતુનું પ્રાકૃતમાં हो બને છે, અને વર્તમાન કાળ ત્રીજા પુ. એકવચનનો (સં. ति માંથી ઉત્પન્ન થયેલો) इ પ્રત્યય લાગવાથી होइ રૂપ થાય છે. ગુ. હો ધાતુ, અને વર્તમાન કાળ ત્રી. પુ. એકવચનનું હોય રૂપ એ ઉપરથી ઉત્પન્ન થાય છે.

विहाणु = સં. विभातं = ગુ. વહાણું, પ્હરોડીઉં. નાન્યતર, પ્રથમા એકવચન. પ્રાકૃત નિયમ મુજબ. भ् નો ह् થવાથી આ શબ્દ બન્યો છે. ટીકાકાર લખે છે કે સં. विभात નું પ્રાકૃતમાં विहाण થાય છે, પણ त् નો ण् કેવી રીતે થયો એ સમજાતું નથી. સંસ્કૃત કાળની લોક ભાષામાં विभान શબ્દતો નહિ હોય? એ શબ્દ સંસ્કૃત કોષમાં મળી આવતો નથી, પણ લોક ભાષામાં તેવો શબ્દ હોય તો न् નો ण् થઈને પ્રાકૃત विहाण શબ્દ સ્હેજ ઉત્પન્ન થઈ શકે છે. विहाण ના અન્ત્ય अ નું उ કરી म् પ્રત્યયનો લોપ થવાથી અપભ્રંશમાં પ્રથમા એકવ. નું विहाणु રૂપ થાય છે (माणु સાથે મુકાબલો કરો). નાન્યતરનો म् પ્રત્યય કાયમ

રહી અપભ્રંશમાં કોઈ વખત ઉં પણ બને છે, અને તે ઉપરથી ગુજરાતી નાન્યતરનો ઉં પ્રત્યય ઉત્પન્ન થયો છે. विहाण ની इ નો अ થઈ નાન્યતરનો ઉં પ્રત્યય લાગવાથી ગુજરાતીમાં વહાણું—વ્હાણું શબ્દ થાય છે.

(અપૂર્ણ.)

# ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.

(ચાલુ પૃષ્ઠ ૫૬ થી.)

## (૬). શ્રાવક—મેશરી.

સંવત્ ૧૫૧૨ માં પદ્મનાભ નામે વિસનગરા નાગર કવિએ કહાનડે પ્રબન્ધ લખ્યો છે તેમાં તે જાલ્હોર (जाल्हुर)ની વસ્તીનું નીચે મુજબ વર્ણન કરે છેઃ

च्यारि वर्ण उत्तम जाणिइं ॥ विवहारिया वसइं वाणिया ॥
वीसा दिसा विगति विस्तरी॥ एक एक श्रावक एक महेश्वरी ॥
फडीआ दोसी नइ जवहरि ॥ नामि नेस्ती कामि करी ॥ઇત્યાદિ.

અત્રે વાપરેલા महेश्वरी શબ્દ ઉપરથી હાલનો મેશરી શબ્દ નીકળ્યો જણાય છે. હાલ શ્રાવક મેશરી એમ સરખામણી કરવામાં આવે છે, તેવી સરખામણી પદ્મનાભના વખતમાં પણ થતી દેખાય છે. હાલ સાધારણ રીતે શ્રાવકથી ઉલટા વૈષ્ણવોને મેશરી શબ્દ લગાડવામાં આવે છે. શબ્દની વ્યુત્પત્તિ જોતાં પૂર્વે તે શબ્દ શૈવ ધર્મીને માટે વપરાતો હોવો જોઈએ. શબ્દની વ્યુત્પત્તિ અને તેના હાલના ઉપયોગ ઉપરથી એટલો ઇતિહાસ જડે છે, કે પહેલાં શ્રાવક અને શૈવ ધર્મી વચ્ચે સ્પર્ધા ચાલતી હતી, અને પાછળના કાળમાં જ્યારે વૈષ્ણવી સંપ્રદાય દાખલ થયો ત્યારે તેવી જ સ્પર્ધા શ્રાવક અને વૈષ્ણવો વચ્ચે ચાલવા માંડી. ગુજરાતના સોલંકી રાજાઓના કાળમાં શૈવ અને શ્રાવક ધર્મો વચ્ચે સ્પર્ધા હતી તે ઇતિહાસ વાંચનારને ખબર છે. ઇ. સ. ના છઠ્ઠા સાતમા સૈકામાં તેવી જ સ્પર્ધા શૈવ અને બૌદ્ધ મત વચ્ચે ચાલતી હતી.

## ( ૭ ). બ્રાહ્મણ—શરવણ.

સંસ્કૃતમાં **श्रमण** નો અર્થ તાપસ થાય છે. રામાયણમાં શબરીને **श्रमणा** એટલે તાપસી કહી છે. ત્યાર પછી બૌદ્ધ ધર્મના સાધુઓને પણ **श्रमण** કહેતા હતા, અને તેમાંથી હાલનો શરવણ શબ્દ નીકળ્યો છે. મૌર્ય વંશી અશોક રાજાનું રાજ્ય હિન્દના ઘણા ભાગ ઉપર પસરેલું હતું, અને તેણે બૌદ્ધ ધર્મનો પ્રસાર કરવાને ઘણી મહેનત લીધી હતી એ બધા જાણે છે. એ હેતુથી તેણે ઠેકાણે ઠેકાણે શિલા લેખો પણ કોતરાવ્યા હતા. એના લેખોમાં **ब्राह्मण** અને **श्रमण** ( પાલી ભાષામાં **ब्रामन समन** ) એ શબ્દો વારંવાર સાથે લખવામાં આવ્યા છે, અને તે બન્નેને માન આપવું, તે બન્નેનું પોષણ કરવું, તે બન્નેને દાન આપવું, એમ તેણે વારંવાર આજ્ઞાઓ કરી છે. ચીની મુસાફર હુએન્‌સંગ સુમારે ઇ. સ. ૬૪૦ માં કનોજના રાજા હર્ષવર્ધનના આમન્ત્રણથી ત્યાં ગયો હતો, અને તે લખે છે, કે હર્ષવર્ધન દર રોજ ૧૦૦૦ શ્રમણો અને ૫૦૦ બ્રાહ્મણોને જમાડતો હતો. વળી હર્ષવર્ધને એક વખત ધર્મ સમાજ બોલાવ્યો ત્યારે ત્યાં તેના તાબાના વીસ રાજાઓ પોત પોતના રાજ્યના પ્રખ્યાત શ્રમણો અને બ્રાહ્મણોને તેડીને આવ્યા હતા. રાજા બૌદ્ધ ધર્મી હતો, અને બ્રાહ્મણો અને શ્રમણો વચ્ચે સ્પર્ધા ઘણી હતી. ચીની મુસાફર લખે છે કે રાજાએ સઘળી દક્ષણા શ્રમણોને આપી તેથી બ્રાહ્મણોએ હર્ષવર્ધનને મારી નંખાવવાનો પ્રયત્ન કર્યો, અને આ કાવતરું પકડાઈ જતાં કેટલાક બ્રાહ્મણોને સજા કરવામાં આવી.

એ રીતે અશોકના કાળથી કે તે પહેલાંથી **ब्राह्मण श्रमण** એમ એકઠા વપરાતા શબ્દોને હજી પણ આપણે બ્રાહ્મણ શરવણ એ રૂપે એકઠા વાપરીએ છીએ.

---

## ( ૮ ). પીલવું.

"ઘાંચી તલ **પીલે છે,**" વગેરેમાં ગુજરાતીમાં "પીલ" ધાતુનો અર્થ ઘાણીથી "કચરવું" થાય છે. એ જ ધાતુનો અર્થ "હરકત કરવી, પીડવું" એવો પણ કેટલીક વખત થાય છે. બહુ શ્રમ પડે છે ત્યારે પણ માણસ ખૂબ પીલાણો એમ કહેવાય છે. કાલિદાસ કૃત વિક્રમોર્વશી

ત્રોટકમાં નીચે મુજબ એક પ્રાકૃત વાક્ય જોવામાં આવે છેઃ

मम्पि बम्हणं असिदव्व विमुहं दढं पीलेदि.

એવું છાયામાં સંસ્કૃત ભાષાન્તર નીચે મુજબ કર્યું છેઃ—

माम् अपि ब्राह्मणं अशितव्य विमुखं दढं पीडयति.

એટલે, "મ્હને બ્રાહ્મણને પણ ખોરાક વિના (રાખીને) ખૂબ પીડે છે."

આ રીતે સંસ્કૃત पीड् ધાતુનું પ્રાકૃતમાં पील् બને છે, અને તેનો અર્થ "પીડા કરવી, હેરાન કરવું," એવો થાય છે. ગુજરાતી "પીલવું" શબ્દ પ્રાકૃત पील् ઉપરથી આવ્યો જણાય છે.

---

## (૯). આંબાવાડીઉં, આંબાવાડી, અમરાઈ.

આનું સંસ્કૃત आम्रवाटी કે आम्रवाटिका છે. અશોકના દિલ્હીના આઠમા લેખમાં अंबावडिका लोपापिता (આંબાવાડીઓ રોપાવી) એમ લખેલું છે. પાલીમાં તેમ જ પ્રાકૃતમાં ट् નો ड् થાય છે, आम्र નું પ્રાકૃતમાં अम्ब (ગુ. આંબો) બને છે, क લઘુતા વાચક છે, અને નાન્યતર आम्रवाटिकं ઉપરથી ગુજરાતી નાન્યતર આંબાવાડીઉં શબ્દ બને છે. आम्रवाटी ઉપરથી આંબાવાડી શબ્દ થાય છે. આ દેશમાં રાજાઓએ આંબાવાડીઓ રોપાવવાનો ચાલ અશોકના વખત પહેલાંથી હતો એવું ઉપર કહેલા લેખથી જણાય છે. પાછલા કાળમાં ગુજરાતના સુલતાન મહમદ બેગડાને ઝાડોનો ઘણો શોખ હતો, અને તેણે આંબાવાડીઓ રોપાવ્યાના દાખલા છે. અમદાવાદ પાસે *અમરાઈ (બાગ ફરદોસ) ગામ છે, ત્યાં મહમદ બેગડાએ ઘણા આંબા રોપાવેલા તેથી તેનું નામ સં. आम्रराजी, પ્રા. अम्बराई ✻ (આંબાની હાર)

---

* જુઓ. એદલજી કૃત ગુજરાતનો ઇતિહાસ.

✻ જુઓ. પૃ ૯૪ ચંડ વ્યાકરણ અને વિક્રમોર્વશી અંક ૨જો-સં. मेघराजी—પ્રા. मेहराई, સં वनराजी—પ્રા. वणराई.

ઉપરથી પડ્યું જણાય છે. સુરત તરફ અંબરાઈ શબ્દ આંબાવાડીઆં માટે વપરાય છે. મરાઠીમાં પણ ઝાડોની ઘટાને રાઈ કહે છે. મહંમદ બેગડાએ જે જગા સુન્દર બનાવી તેનું નામ બાગ ફરદોષ એટલે સ્વંર્ગનો બાગ પડ્યું હતું, તે જગાએ હાલ અમદાવાદની મ્યુનિસિપાલિટી શહેરનું નર્ક એકઠું કરે છે એ કાળચક્રનું બળ બતાવે છે.

---

## (૧૦). આસમાન.

આ શબ્દ ફારસી ભાષાનો છે, અને એ ભાષાની સાથે ઇરાનથી આ દેશમાં આવીને આપણી ભાષામાં દાખલ થયો છે. હાલની ફારસી ભાષા પુરાતની ઝેંદ અવેસ્તાની ભાષામાંથી ઉત્પન્ન થઈ છે. મિ. પાલનજી બરજોરજી દેસાઈ પોતાના તારીખે શાહાને ઇરાન ( પુરાતન ઇરાનની તવારીખ) નામના ગ્રંન્થના પુસ્તક પહેલાને પાને ૧૩૭ મે લખે છે કે, " આકાશ માટે અવસ્તા ( પારસી ધર્મ પુસ્તક) નો શબ્દ अस्मन છે, જેના અર્થ ઉપરથી એમ મનાતું કે તે પત્થરનો બનેલો છે." પારસી અંવસ્તાનો अस्मन શબ્દ સંસ્કૃત अश्मन् (= પત્થર )ઉપરથી આવેલો જણાય છે. તેનો મૂળ વૈદિક અર્થ ખાતું-પસરતું એવો થાય છે. અવસ્તા ભાષા સંસ્કૃતની સગી બહેન છે. એટલે અવસ્તાનો अस्मन શબ્દ સંસ્કૃતમાંથી તેમાં નથી ગયો એમ માનીએ, તો પણ જે મૂળમાંથી એ બન્ને ભાષાઓ નીકળી છે તેમાંથી અવસ્તા ભાષામાં अस्मन અને સંસ્કૃતમાં अश्मन् શબ્દ આવ્યો હોવો જોઈએ, અને તે બન્નેમાં તેનો અર્થ પત્થર થાય છે. જૂના પારસી લોકો આકાશને પત્થરનું બનેલું સમજતા હતા તેથી તેનું નામ अस्मन ( હાલ આસમાન ) પડ્યું એ પ્રાચીન કાળનો વિચિત્ર ઇતિહાસ દર્શાવે છે.

---

# ગુજરાતી જોડણી.

( ચાલુ પૃષ્ઠ ૪૩ થી. )

### અક્ષરેપર ભાર.

ગયા એકમાં આપેલા શબ્દોનો વિચાર કરતાં એક બીજી વાત લોપ -

આવે છે. ઇંગ્રેજીમાં શબ્દના અક્ષરો પર ભાર (accent) હોય છે, અને તેથી ઉચ્ચાર પર અસર થાય છે. વૈદિક સંસ્કૃતમાં accent નું પુષ્કળ પ્રાધાન્ય છે, અને તેને સ્વર કહે છે. ત્યાર પછીના સંસ્કૃત વૈયાકરણોએ તેમ જ પ્રાકૃત ભાષાના અને અર્વાચીન વૈયાકરણોએ એ વિષય ઉપર ધ્યાન આપ્યું દેખાતું નથી. છતાં હજી અક્ષર ઉપર ભાર (accent) નું બળ છે, અને તેથી ઉચ્ચાર પર અસર થાય છે, એ બારીક તપાસ કરતાં માલૂમ પડે છે. મચ્છર—મછરું, ચપ્પણ—ચપણું, પત્થર—પથરો, પકકો—પાકો, ભઠ્ઠી—ભાઠી, બત્તી—વાતી—વાટ, કબર—કબરસ્તાન, કાપડ—કાપડું, કપટ—કપટી, જીભ—જિભડી, ગૂગળ—ગુગળી, ખ્હૂડ—ખ્હુડીઓ—ખુડ્ડો—ખુઢીઓ, કીડી—કિડિયારું, ગુર્જર—ગુજજર—ગૂજર—ગુજરાત, જહાંગીર—જહાંગિરી, શીખ—શિખવ, પૂર—પુરાવ, કાપ—કપાવ, છાંટ—છંટાવ, ઢૂંઢ—ઢુંઢાવ, છાંડ—છંડાવ, છૂપવું—છુપાવું, ચીર—ચિરાવ, ચૂસ—ચુસાવ, ચીપ—ચિપાવ, ચૂંટ—ચુંટાવ, ચૂંથ—ચુંથાવ, ચૂક—ચુકાવ—ચુકાદો, ચૂંથો—ચુંથારો, ચૂડ—ચૂડો—ચૂડી—ચુડલો—ચુડેલ, ચૂનો—ચુનારો—ચુનાળવો, મ્હૂલ—મ્હુલડી, ચૂરો—ચુરાડો, છૂટ—છૂટક—છુટકો—છુટકારો, ચૂપ—ચુપકી, ધણી—ધણિયાણી, ઇત્યાદિમાં જેમ ભારનું સ્થાન બદલાય છે તેમ ઉચ્ચારમાં અને તેથી જોડણીમાં ફેર પડે છે. આ વિષયની પૂરી ખોજ હજી થઈ શકી નથી, તેથી પૂરી ખાત્રીથી કહી શકાતું નથી. પણ હમને લાગે છે, કે ગુજરાતીમાં શબ્દના પહેલા અક્ષર ઉપર ઘણું કરી ભાર હોય છે, તે કારણથી તેમાંનો અ હમેશ પૂરો બોલાય છે. તેવી જ રીતે અકારાન્ત શબ્દના છેલ્લા અક્ષર ઉપર ભાર હોતો નથી, તેથી તેમાં મળેલો અ હમેશ શાન્ત રહે છે. કાપડ માં પ ઉપર ભાર છે તેથી તેમાંના અ નો ઉચ્ચાર થાય છે, પણ જ્યારે કાપડું શબ્દ બને છે ત્યારે વચલા અક્ષર ઉપરનો ભાર છૂટે જાય છે અને પ માંનો અ શાન્ત થઈ જાય છે. ગૂગળ—ગુગળી ઇત્યાદિ શબ્દોમાં તેવું બને છે એટલું જ નહિ, પણ છેડે ભાર વધવાથી શરૂનો ગૂ હ્રસ્વ થાય છે, સં. रत्न શબ્દ ગુજરાતીમાં આવી અન્ત્ય અ

બોલાતો નથી ત્યારે ઉચ્ચારણ સરળ કરવા માટે જોડાઅક્ષરની વચમાં અ દાખલ થાય છે, અને **રતન** શબ્દ બને છે. કર્મ નું કરમ, ચિત્ર નું ચિતર, **પાત્ર નું પાતર,** વગેરે એવી જ રીતે થાય છે. **ગામ** નો અન્ત્ય અ શાન્ત રહે છે, અને ડું પ્રત્યય ઉમેર્યા પછી પણ તેમાં ફેર પડતો નથી. પરન્તુ **ગામડું** પછી ઈઓ ઉમેરાઈ **ગામડીઓ** થાય છે કે તરત મ માંનો અ શાન્ત મટી બોલાવા લાગે છે. ગયા અંકમાં આપેલા છઠ્ઠા નિયમ મુજબ **અકસ્માત** ના ક નો અ શાન્ત થવો જોઈએ, પણ સ્મા જોડાક્ષર હોવાથી તેની પૂર્વેના ક ઉપર ભાર પડે છે અને તેમાંના અ નું પૂરું ઉચ્ચારણ થાય છે. સં. **ગુર્જર** નું પ્રાકૃત નિયમ મુજબ ગુંજજર અને **ગુજર** બને છે, પણ **ગુજરાત** શબ્દ બનતાં છેડે અક્ષરો વધી ભારનું સ્થાન બદલાવાથી શરૂનો ગૂ હ્રસ્વ થાય છે. હમને લાગે છે કે **ગૂજરાત** લખનારા લોકો ભૂલ કરે છે. **પૂર નું પુરાવ, શીખ નું શિખવ,** ઇત્યાદિ પણ એવા જ કારણથી બને છે. **કબર** માં બ ઉપર ભાર હોવાથી તેમાંનો અ પૂરો બોલાય છે, પણ છેડે **સ્તાન** વધે છે ત્યારે **કબરસ્તાન** માં ભારનું સ્થાન બદલાઈ બ માંનો અ શાન્ત થઈ જાય છે, અને ર માંનો અ જે પહેલાં શાન્ત હતો તે પૂરો બોલાવા લાગે છે. **જહાંગીર, દિલગીર,** ઇત્યાદિમાં છેડે ઈ વધી **જહાંગિરી, દિલગિરી** બને છે, ત્યારે પણ તેવું જ થાય છે, એટલે ભારનું સ્થાન બદલાય છે અને **ગી** હ્રસ્વ બોલાય છે. **બૂડ—બુડીઓ—બુડીઓ, કીડી—કિડિયારું,** વગેરેમાં પણ તેવું જ થાય છે, નીચેનાં દૃષ્ટાન્તો પણ તે જ પ્રકારનાં છેઃ—

| | |
|---|---|
| પાણી (પાની)——પણઘટ (પનઘટ) | ફૂલ— { ફુલેલ(ફૂલ+તેલ). ફુલકારી. |
| લાખ———————લખેશરી. | ધૂપ—ધુપેલ (ધૂપ+તેલ). |
| ભીખ———————ભિખારી. | ધૂળ—ધુળાડો. |
| ભૂખ———————ભુખાળવો. | ઇત્યાદિ. |

ઉપરનાં દૃષ્ટાન્તોમાં છેડે ભાર વધવાથી શરૂઆતના અક્ષર ઉપર વજન ઘટીને દીર્ઘ સ્વર હ્રસ્વ બને છે. તેથી ઉલટાં દૃષ્ટાન્તો પણ જોવામાં આવે છે, તેમાં છેડેનો ભાર ઘટવાથી શરૂનો હ્રસ્વ સ્વર દીર્ઘ થાય છે. બીમ્સ નીચેનાં દૃષ્ટાન્ત આપે છેઃ—

"સં. कुल —— મરાઠી कूळ;
સં. मुषल——હિન્દી मूसल (ગુ. મૂસળ);
સં. पुर——હિન્દી पूर."

બીમ્સ લખે છે કે, "સંસ્કૃતમાં पुर શબ્દના પહેલા અક્ષર પર ભાર આવે છે, અને તે બે અક્ષરી શબ્દ છે. અર્વાચીન ભાષાઓમાં અન્ત્ય अ લોપાવાથી पुर् એવું ઉચ્ચારણ થઈને શબ્દ એકાક્ષરી બને છે, તેથી પહેલા અક્ષર ઉપર વજન વધી पूर (ઉચ્ચારમાં पूर्) શબ્દ થાય છે. સં. मुषल માં પણ પહેલા અક્ષર ઉપર ભાર છે, અને એમાં પણ છેવટના अ નો લોપ થવાથી પહેલા અક્ષર ઉપર વજન વધીને मूसल (ઉચ્ચારમાં मूसल्, ગુ. મૂસળ્) થાય છે. મરાઠી कूळ् નું હિન્દી पूर् પ્રમાણે છે."

બીમ્સે આ વિષય ઉપર કેટલુંક ધ્યાન આપ્યું છે, અને તે ધારે છે કે સંસ્કૃતમાં જે અકારાન્ત શબ્દોના અન્ત્ય અક્ષર ઉપર ભાર હતો તે શબ્દો ગુજરાતીમાં નર જાતિએ ઓકારાન્ત–નાન્યતર જાતિએ ઉંકારાન્ત (હિન્દીમાં નર જાતિએ આકારાન્ત) બન્યા છે, અને જેમના ઉપાન્ત્ય (છેલ્લાથી આગળના) અક્ષર ઉપર ભાર હતો તેઓ અર્વાચીન ભાષાઓમાં પણ અકારાન્ત કાયમ રહ્યા છે; જેમકે—

(૧) સંસ્કૃતમાં છેલ્લા અક્ષર ઉપર ભારવાળા—

સં. अण्ड, હિન્દી. अंडा, ગુ. ઈંડું.
સં. कीट, હિ. कीडा, ગુ. કીડો.
સં. क्षुर, હિ. छुरा, ગુ. છરો.
સં. चेट, હિ. चेडा—चेला, ગુ. ચેલો.
સં. चूर्ण, હિ. चूरा—चूना, ગુ. ચૂરો, ચૂનો.
સં. दीप, હિ. दीवा, ગુ. દીવો.
સં. नाल, હિ. नाला, ગુ. નાળું.
સં. वत्स, હિ. बचा, ગુ. બચ્ચો—બચ્ચું.
સં. भल्ल, હિ. भाला, ગુ. ભાલો.

સં. श्याल, હિ. साला, ગુ. સાળો.

( ૨ ) સંસ્કૃતમાં ઉપાન્ત્ય અક્ષર ઉપર ભારવાળા—

સં. ओष्ठ, પ્રા. ओट्ठ, હિ. ओंठ, ગુ. હોઠ.

સં. कर्ण, પ્રા. कण्ण, હિ. कान, ગુ. કાન.

સં. काष्ठ, હિ. काठ, ગુ. કાટ.

સં. कक्ष, પ્રા. कक्ख, હિ. कांख, ગુ. કાખ.

સં. कोश, હિ. कोस, ગુ. કોસ.

સં. गर्भ, પ્રા. गब्भ, હિ. गाभ, ગુ. ગાભ.

સં. ग्राम, હિ. गांव, ગુ. ગામ.

સં. जाल, હિ. जाल, ગુ. જાળ (ગુ. જાળું પણ થાય છે).

સં. तैल, હિ. तेल, ગુ. તેલ.

સં. दन्त, હિ. दांत, ગુ. દાંત.

સં. मार्ग, પ્રા. मग्ग, હિ. मांग, ગુ. માગ.

સં. वंश, હિ. वांस, ગુ. વાંસ.

સં. वट, હિ. वड, ગુ. વડ.

સં. विष, હિ. विख, ગુ. વિખ—વખ.

બીમ્સની કલ્પના કબૂલ કરીએ, તો અક્ષર ઉપરના ભારની અસર સંસ્કૃત કાળથી ચાલી આવતી જણાય છે. આ વિષય મુશ્કેલ છે તેમ તેના સમ્બન્ધમાં જોઈએ તેટલો શોધ થયો નથી, તેથી હાલ તરત તેને આટલેથી જ બન્ધ રાખીશું. છતાં હમને લાગે છે, કે ગુજરાતીમાં અક્ષર ઉપરના ભારની અસરથી શબ્દના ઉચ્ચાર અને જોડણી ઉપર અસર થાય છે એ નિઃશંક છે.

---

## પેસ્ટેલોઝી.

( ચાલુ પૃ૪ ૫૨ થી. )

સ્ટાન્ઝ છોડ્યા પછી તનદુરસ્તીની ખાતર પેસ્ટેલોઝીએ થોડો વખત

આરામ લીધો, અને પછી પાછું પોતાના કેળવણીના જુસ્સા માટે બીજું બારું ખોળ્યું. આ વખતે તેને કેટલાક રાજકીય મિત્રોની સહાયથી બર્ગડોર્ફ નગરની નિશાળનો સૌથી હલકો વર્ગ શિખવવાની પરવાનગી મળી. વર્ગમાં છોકરા છોકરી મળી પાંચથી આઠ વરસ સુધીની ઉમ્મરનાં વીસ પચીસ બાળકો હતાં. તે લખે છે, કે "સ્ટાન્ઝમાં મ્હેં જે પદ્ધતિ ચલાવી હતી તે પદ્ધતિએ મ્હેં સવારથી સાંજ સુધી પાછી એ. બી. સી. બોલાવવા માંડી. અક્ષરોને એકઠા મૂકી ક્રમસર શબ્દ રચનાની ગોઠવણ કરવા ઉપર મ્હેં પુષ્કળ મહેનત લીધી. સંખ્યાને માટે પણ તેવું જ કર્યું. વાંચન અને ગણિતનાં મૂળતત્ત્વ હરેક રીતે રહેલાં બનાવીને, તથા માનસશાસ્ત્રના નિયમ મુજબ તેમના સમૂહ પાડીને, બાળક પગથીએ પગથીએ રહેલથી અને ચોકસપણે આગળ વધે તેવો પુષ્કળ પ્રયત્ન કર્યો." આ પદ્ધતિ આઠ મહિના ચાલી એટલામાં બર્ગડોર્ફના સ્કૂલ કમિશને પેસ્ટેલોઝીના કામનાં પુષ્કળ વખાણ કર્યાં. કમિશન લખે છે કે, "તેમના લક્ષણ અને સ્વભાવમાં ઘણો ફેર છતાં બધાં બાળકોએ જે અચમ્બા ભરેલો વધારો કર્યો છે તેથી સ્પષ્ટ માલુમ પડે છે, કે જ્યારે શિક્ષક દરેક બાળકની બુદ્ધિ કેમ ખોળી કાઢવી તે જાણે છે અને તેને માનસશાસ્ત્રની ખરી પદ્ધતિએ કેળવે છે, ત્યારે દરેક બાળકમાં કાંઈ સત્ત્વ છે એમ ખાત્રી થાય છે." આવો સારો રિપોર્ટ થયો, તેથી સરકારે બર્ગડોર્ફની ગઢી અને કેટલાક પૈસા પેસ્ટેલોઝીને સ્વાધીન કર્યા, અને તેમાં તેની ઇચ્છા મુજબની નિશાળ બનાવવાની તેને તક આપી. આ શાળા સને ૧૮૦૦ ના ઑક્ટોબર માસમાં બર્ગડોર્ફની ગઢીમાં ઉઘાડવામાં આવી. તેના બે ભાગ કર્યા હતા, (૧) બાળકો માટે બોર્ડિંગ સ્કૂલ, અને (૨) બાર શિક્ષકો તૈયાર કરવા માટે દિવસની નોર્મલ સ્કૂલ. નોર્મલ સ્કૂલ વરસમાં ત્રણ માસ ચાલવાની હતી, અને તેને માટે બે લુઇની ફી ઠરાવી હતી. બોર્ડિંગ સ્કૂલ માટે વીસ લુઇની ફી રાખી હતી. નિશાળ સાથે માબાપ વિનાનાં બાળકો માટે આશ્રમ જોડવાનો પ્રથમ વિચાર હતો, પણ નાણાંની તાણને લીધે તે માંડી વાળવો પડ્યો. ફી આપનાર બાળકો ઉપરાન્ત પેસ્ટેલોઝીએ કેટલાંક ગરીબ બાળક દાખલ કર્યાં હતાં તેમણે ફીના પૈસા આપવાના બદલામાં જાત મ-

મ્હેનત કરવાનું કબૂલ કર્યું હતું. એમ કહેવામાં આવ્યું છે, કે પેસ્ટેલોઝીના તર્ક કરતાં તેનો વહિવટ કેળવણીને બહુ-ઓછો ઉપયોગી થયો છે, અને એ વિચારને પેસ્ટેલોઝી જાતે મળતો આવતો જણાય છે. તેણે પાછળથી એક ઠેકાણે કહ્યું છે કે બર્ગડોર્ફની શાળા કાઢી એ ભૂલ હતી, અને તે શિક્ષણની શાસ્ત્રીય પદ્ધતિ રચવાના હેતુથી જ ઉઘાડી હતી. તે લખે છે કે, "એ નિશાળની મ્હારે માત્ર થોડા વખત માટે જરૂર છે; બનતી તાકીદે હું તે બીજાઓને સ્વાધીન કરીશ. મ્હારી ઇચ્છા નિશાળ ચલાવવાની નથી, પણ મ્હારી પદ્ધતિ પૂર્ણ રચવાની છે." નિશાળ ઉઘડયા પછી એક વરસે એટલે સપ્ટેબર સને ૧૮૦૧ માં કારોબારી કાઉન્સિલનો જે રિપોર્ટ થયો તેમાં લખ્યું છે કે, "આ પ્રકારની આટલી આ પહેલી જ નિશાળ છે; અને તેમાં દર રોજ એટલા છોકરા આવવા માગે છે કે જગાની તંગાશને લીધે તેમને ના કહેવી પડે છે. બે વધારે સૂવાના ઓરડાની, અને માસ્તરો માટે છ ઓરડીઓની જરૂર છે." તીજોરીમાં પૈસા ન છતાં આ જરૂરીઆતો પૂરી પાડવામાં આવી. તે પછી એ જ વરસમાં પેસ્ટેલોઝીની અરજથી નિશાળ તપાસવાને એક કમિશન નીમવામાં આવ્યું, તેણે સમ્પૂર્ણ રિપોર્ટ કરી નિશાળ માટે બહુ પસન્દગી બતાવી. એ વરસના ડિસેમ્બર માસમાં બીજી મહેરબાનીઓ બતાવવા સાથે સરકારે જુદાં જુદાં પરગણાંના પસન્દ કરેલા શિક્ષકો માટે વરસ વરસની બાર નોર્મલ-સ્કૂલ સ્કોલરશિપો સ્થાપી. પરન્તુ સને ૧૮૦૩ ના માર્ચ માસમાં સ્વિસ પ્રજા સત્તાક રાજ્યની કારોબારી કાઉન્સિલનો અન્ત આવ્યો, અને નિશાળને આપાતી મદદ પણ બન્ધ થઈ. ત્યાર પછી નિશાળ એક વરસ ચાલી, અને છેવટે કોન્ઝરવેટિવ ટોળીએ તેને ગઢીમાંથી ઉઠાડી કાઢી. આ છેલ્લા વરસમાં નિશાળ ઘણી આબાદ અને ફતેહમન્દ હતી. ચાળીસ માફી સાથે એકન્દર સો વિદ્યાર્થી હતા. નિશાળ અને તેના સ્થાપનારની કીર્ત્તિ એટલે દૂર સુધી પ્રસરી હતી કે ઘણા દેશોથી ઘણા માણસો તે જોવા આવતા હતા. જોવા આવનારમાં સૌથી પ્રખ્યાત જર્મનીનો નામાંકિત કેળવણીકાર હરબાર્ટ, જે તે વખત બર્નના એક ખાનગી કુટુમ્બમાં શિખવતો હતો, તે હતો. ઉપર જણાવ્યું છે કે, બર્ગડોર્ફની નિશાળ ચલાવવામાં પેસ્ટેલોઝીનો હેતુ પોતાની પદ્ધતિ

પૂરી કરવાનો હતો. એ હેતુ મુજબ તેણે આ સમયમાં "ગરટ્રૂડ પોતાનાં છોકરાંને કેવી રીતે શીખવે છે," અને "માતાઓ માટે ચોપડી," એ પુસ્તકોદ્વારા પોતાની પદ્ધતિનો હેવાલ પ્રસિદ્ધ કર્યો. બર્ગડોર્ફ છોડવાની જરૂર પડવાથી, સને ૧૮૦૪ ના જૂન માસમાં એક મિત્રનાં આમન્ત્રણથી તે તેની સાથે અડધો કેળવણીને લગતો, અડધો ખેતીને લગતો પ્રયોગ કરવામાં સામિલ થયો. પરન્તુ એ બન્નેને એકઠું ફાવ્યું નહિ, અને ફ્રેન્ચ સ્વિત્ઝરલાન્ડમાં પોતાનાં કેળવણીનાં મૂળતત્ત્વોનો પ્રસાર કરવો ઠીક પડશે એમ ધારીને પેસ્ટલોઝી તે જ વરસના ઓક્ટોબર માસમાં પોતાના જૂના સોબતીઓ અને સીત્તેર છોકરાંને લઇને ન્યૂશેટ સરોવરના દક્ષિણ છેડાપર યવરડન ગામમાં ગયો. ત્યાંની મ્યુનિસિપાલિટીએ પોતાની જૂની ગઢી તેને નિશાળ માટે વાપરવા આપવાનું કબૂલ કર્યું હતું, અને તેનો કબજો તેણે સને ૧૮૦૫ ની શરૂઆતમાં લીધો. આ નિશાળ વીસ વરસ તેના કબજામાં રહી તે દરમ્યાન તેને ઘણા દેશોના વિદ્યાર્થીઓની, ઘણે દેશથી ટ્રેનિંગ માટે આવતા શિક્ષકોની, અને ઘણા મુલકોથી મુલાકાતે આવનાર નામાંકિત પુરુષોની ખોટ પડી નથી. નિશાળ જોવા આવનારમાં સૌથી વધારે નામાંકિત કિન્ડરગાર્ટનનો પિતા ફ્રેડરિક ફ્રોબલ હતો. આ વખત ફ્રોબલનાં મૂળ તત્ત્વો હજી બરાબર ઠર્યાં ન હોતાં, અને તે પેસ્ટેલોઝીની પદ્ધતિનો અભ્યાસ કરવાને તેની પાસે બે વરસ સુધી યવરડનમાં રહ્યો. તે ઉપરાન્ત નામાંકિત ભૂગોળવેત્તા કાર્લ રિટર, મેડમ ડિસ્ટેલ, ઇંગ્રેજી કેળવણીકાર બેલ, હેન્રી બ્રાઉહામ ગ્રીવ્સ, ઇત્યાદિ બીજા પણ ઘણા નામાંકિત માણસો યવરડનની શાળા જોવા આવ્યા હતા. ચરિત્રકારો લખે છે કે આ વીસ વરસ પેસ્ટેલોઝીએ ઘણો શ્રમ કર્યો અને તેની કીર્તિ ઘણી વધી, છતાં તેના શોધો સઘળા બર્ગડોર્ફમાં જ પૂરા થયા હતા, અને યવરડનમાં તેના તર્ક અથવા વહિવટમાં કાંઈ વધારો થયો નહોતો. તેનાં આ વખતનાં લખાણોમાં પણ પહેલાં જેટલો મોહ દેખાતો નથી, કારણકે તે તેના તરફથી તેના સોબતી નિડરે પ્રસિદ્ધ કર્યાં હતાં, અને તેમાં તેણે પેસ્ટેલોઝીના કરતાં પોતાના વિચારો આગળ પાડવાની વધારે કાળજી રાખી હતી. વળી બહારની આટલી

બધી આબાદી છતાં યવરડનની શાળા ખાતે તેને નુકસાન કરે-તેવી બે મ્હોટી ખામીઓ હતી. પેસ્ટેલોઝીમાં નાણાંની સમ્ભાળ રાખવાની શક્તિ ન હોતી, અને શાળામાં માસ્તરો અને છોકરા એકઠા રહેતા હતા તેમાંથી ગમે તે માણસ ગમે તેટલો ખરચ કરી શકતો હતો. આથી પૈસાની અવ્યવસ્થા થઈ, ને નિશાળને ભારે ધકકો લાગ્યો. પેસ્ટેલોઝી ગમે તે ગરીબ છોકરાને મફત રાખવાને કદી ના પાડતો નહિ તે પણ નાણાંની ભીડનું એક કારણ થઈ પડયું. પરન્તુ તેના કરતાં એ વધારે મ્હોટી મુસ્કેલી એ હતી કે પેસ્ટેલોઝીની આસપાસ એકઠા થયેલા માણસોને એક બીજા સાથે નિરન્તર અણબનાવ થતો, તેઓ એક બીજાની અદેખાઈ કરતા, સામાસામી ઠપકા આપતા, એક બીજા ઉપર ગમ્ભીર આરોપો લાવતા, અને કોર્ટમાં દાવા કરતા. બિચારો એંશી વરસનો ડોસો ( પેસ્ટેલોઝી ) આ તકરારોમાં ધસડાતો, અને પોતે જ જેમને અખત્યાર આપેલો તેવા માણસોની સત્તા તોડી શકતો નહિ. વાત છેવટે એટલે સુધી વધી કે મ્યુનિસિપાલિટીએ શાળાના ઉપયોગ માટે ગઢી આપી હતી તે પાછી લીધી અને નિશાળ બન્ધ કરી ( સને ૧૮૨૫ ). પેસ્ટેલોઝીની સ્ત્રી દસ વરસ પહેલાંથી મરણ પામી હતી, અને આ બનાવ પછી બે વરસમાં છેક ઘસાઈ ગયેલો ડોસો પણ પોતાને છેલ્લે આશ્રમે પહોચ્યો અને હમેશની શાન્તિ પામ્યો.

ઉપરનું વૃત્તાન્ત પૂરું થયા પછી મિસ હુકે કહ્યું કે, નઠારા કરતાં સારું વધારે બળવાન છે, અને લાંબી મુદત ટકે છે. પેસ્ટેલોઝીએ ઘણી ભૂલો કરી છે, પરન્તુ તેની જિન્દગીમાં સરસાઈ તથા મ્હોટાઈનો એટલો બધો ભાગ માલૂમ પડે છે કે આપણે તેને પૂજ્ય બુદ્ધિથી માન આપીએ છીએ. તેણે જાતે જેટલું કર્યું છે તે ઉપરાન્ત તેનાથી લાભ એ થયો છે કે ઘણા લોકમાં તેણે ઉત્સાહ, જાગૃતિ, અને હોંસ ઉત્પન્ન કર્યાં છે. દુનિયાએ પેસ્ટેલોઝીનો કેટલોક બોધ ગ્રહણ કર્યો છે એટલું જ નહિ પણ તે આગળ વધાર્યો છે. કેળવણીનાં શાસ્ત્રીય તત્ત્વોનો વિસ્તાર થયો છે, અને નવાં સત્યો ખોળી કાઢવામાં આવ્યાં છે, પરન્તુ પેસ્ટેલોઝીની જિન્દગીના સમ્બન્ધની કેટલીક વાતો હમેશ ધ્યાનમાં રાખવા જેવી છે. તેનો ઉત્સાહ, બીજાઓ

ઉપર તેનો વિશ્વાસ, પોતાની જાત માટે બિલકુલ નિઃસ્વાર્થપણું, આ ગુણો તેની જિન્દગીનું સૌન્દર્ય વધારે છે, અને એ જ ધન્ધામાં આપણે પડયા છીએ તેમણે એ કદી વિસરવા જોઈતા નથી. કેળવણી વિષે સાં કડો, હલકો, લાલચુ, ભાડુતી વિચાર આપણા મનમાં ન પેસે તેને સારૂ પૂર્વે થઈ ગયેલા પરાક્રમી પુરુષોનાં ચરિત્ર ધ્યાનમાં રાખવાં જોઈએ. પેસ્ટેલોઝી જેવો બીજો વીર મળવો કઠણ છે. તેની જિન્દગીના અન્ત સુધી તે વીર પુરુષ જ દેખાય છે. તેની બધી કલ્પનાઓ પૂરી થઈ ન હોતી, તેની ભૂલોની અસર તેને નડતી હતી, અને નિરાશા અને નાઉમેદીનાં કારણ જોઈએ તેટલાં હતાં, છતાં તેનો ઉત્સાહ નરમ પડયો નહોતો, બાળકો માટેનો તેનો નિઃસીમ પ્રેમ ઓછો થયો નહોતો, તેનો વિશ્વાસ નરમ પડયો નહોતો, અને સ્વાર્થનો એક છાંટો તેનામાં દાખલ થયો ન હોતો. "સઘળું બીજાઓ માટે, પોતાને માટે કાંઈ નહિ", એ તેના વર્ત્તનનું લક્ષણ હતું. આવા નિઃસ્વાર્થ, આત્મત્યાગી ગુરુનો જુસ્સો બધા શિક્ષકોમાં ઉતરો!

( અપૂર્ણ. )

# सामान्य पदार्थों विषे पाठ.

( ચાલુ પૃષ્ઠ ૬૦ થી. )

## પગથીઉં ૩ જું.

### પાઠ ૪ થો.

લીટીઓ અને ખૂણાઓ ( પરીક્ષા માટે મનોયત્ન ).

"આ શું છે V ?" ખૂણો.

"એ ખૂણો કેટલી લીટીઓથી બનેલો છે ?" બે.

"તેઓ લમ્બ લીટીઓ છે?" ના.

"ત્યારે કેવી છે ?" તિર્યક્.

"એ બે લીટીઓથી કેવો ખૂણો બન્યો છે ?" સાંકડો.

"એ લીટીઓ સમાન્તર છે ?" ના.

"શા માટે સમાન્તર નથી ?" તેઓ પાસે પાસે નથી તેમ જ બધે ઠેકાણેથી સરખે અન્તરે આવેલી નથી.

"આ બે લીટીઓ કેવી છે \\ ?" સમાન્તર અને તિર્યક્.

"અને આ કેવી છે // ?" સમાન્તર અને તિર્યક્.

"હવે તેમને આ પ્રમાણે જોડી દેઉં છું VV. સમાન્તર લીટીઓની કેટલી જોડો જોડી દીધી છે?" બે.

"એ પ્રમાણે જોડવાથી કેટલા અને કેવા ખૂણા થયા છે?" ત્રણ સાંકડા ખૂણા.

---

## પાઠ ૫ મો.

## તોળવાનાં કાટલાં—શેરીઓ, અચ્છેરો, પાશેરો, નવટાંકી, અને અધોળી.

બાળકોએ ન્હાનપણથી તોલનાં, ભરતનાં, અને લમ્બાઈનાં ઘણાં સાધારણ માપાં સમ્બન્ધી ચોકસ જ્ઞાન મેળવવું એ ઘણું જરૂરનું છે, અને તેટલા માટે દરેક શાળામાં તોળવાનું કાંઈક સાધન રાખવું જોઈએ. આ પાઠમાં શેર, અચ્છેર, પાશેર, નવટાંક, અને અધોળ વિષે વાત ચલાવીશું, અને મણ તથા ખાંડી સમ્બન્ધી વાત હવે પછીના પગથીઆ માટે રહેવા દેઈશું.

મેજ ઉપર ત્રાજવાં અને કાટલાં મૂકવાં, અને જરા વાતચિત સાથે પાઠ શરૂ કરવો. કયાં કયાં છોકરાંને તેમનાં મા બાપ ગાંધીની દુકાને મોકલે છે અને શું કરવા મોકલે છે? કેટલી ખાંડ કે ચારોળી શેર થઈ તે ગાંધીને શી રીતે માલૂમ પડે છે? બાળકોપાસેથી શેર, અચ્છેર, પાશેર, નવટાંક, અને અધોળનાં નામ કઢાવી તેમને તે કાટલાં બતાવવાં, અને શેર અચ્છેરથી, અચ્છેર પાશેરથી, પાશેર નવટાંકથી, અને નવટાંક અધોળથી ભારે છે એ શોધી કાઢવા સારૂ કેટલાંક બાળકોને તે હાથમાં લેઈ અજમાવવા દેવાં. બાળકોને દરેક કાટલાનું ખરું સમ્બન્ધિક વજન બતાવવા સારૂ રેત વાપરવી ઠીક પડશે. પહેલી એક શેર, પછી બે વાર અચ્છેર અચ્છેર રેત જોખવી. સાર પછી બતાવવું કે બે વાર અચ્છેર

અચ્છેર જોખેલી રેત ભેગી કરીએ તો શેર થાય. એ જ પ્રમાણે પ્રયોગથી બતાવવું કે બે પાશેરા મળી અચ્છેર, બે નવટાંકીઓ મળી પાશેર, અને બે અધોળીઓ મળી નવટાંક થાય છે.

હવે બાળકોને હાથે જોખવાનું કહેવું, અને તેમાં તેમને મદદ કરવી. આખો વર્ગ જુદાં જુદાં કાટલાં ઓળખી શકે, અને તેમનાં વજન કહી શકે ત્યાં સુધી બાળકો પાસે જોખાવવાનો મહાવરો રખાવવો.

પાઠ આવડ્યો કે નહિ તેની ખાતરી નીચેના પ્રશ્નો પૂછવાથી થશેઃ—

" આ કાટલાનું નામ શું ?" નવટાંકી.
" અને આનું નામ શું ?" અધોળી.
" કેટલીક અધોળીઓ મળીને નવટાંક થાય ?" બે.
" આ કાટલાનું નામ શું ?" પાશેરો.
" કેટલી અધોળીઓ મળીને પાશેર થાય ?" ચાર.
" આ કાટલાનું નામ શું ?" અચ્છેરો.
" કેટલી અધોળીઓ મળીને અચ્છેર થાય ?" આઠ.
" આ કાટલાનું નામ શું ?" શેરીઓ.
" કેટલી અધોળીઓ મળીને શેર થાય ?" સોળ.
" " નવટાંકીઓ " પાશેર થાય ?" બે.
" " " " અચ્છેર " ?" ચાર.
" " " " શેર " ?" આઠ.
" કેટલા પાશેરા મળીને અચ્છેર થાય ?" બે.
" " " " શેર " ?" ચાર.
" " અચ્છેરા " " " ?" બે.
" શેરની નવટાંકો કેટલાં ?" આઠ.
" અચ્છેરના પાશેરા કેટલા ?" બે.
" પાશેરની અધોળીઓ કેટલી ?" ચાર.
" શેરના અચ્છેરા કેટલા ?" બે.
" અચ્છેરની અધોળીઓ કેટલી ?" આઠ.

" પાશેરનાં નવટાંકાં કેટલાં ? " બે:

ટીપ.-કાટલાં સમ્બન્ધી બાળકોનું જ્ઞાન પાકું થાય ત્યાં સુધી આ પાઠ શિક્ષકે ફરી ફરીને ચલાવવો.

---

# ગુ. મેલ ટ્રૅ. કોલેજની પરીક્ષાના પ્રશ્નો, ૧૮૯૭.

( ચાલુ પુ. ૩૬ મું. પૃ૪ ૩૮૪ થી. )

## શિક્ષણ શાસ્ત્ર.

### પહેલું વર્ષ.

૧. " વિદ્યા એ બુદ્ધિનું ભોજન છે, અને ભણવાને મન પંડે મહેનત કરે તે બુદ્ધિની કસરત છે. " આ વાક્યનું સમ્પૂર્ણ વિવેચન કરી લખવાનો હેતુ સમજાવો.

૨. એક છોકરો ઘેરથી નિશાળનું નામ દઈ પોતાના દોસ્તદારને ઘેર ભરાઈ રહ્યા કરે છે; એમ થવાનાં કારણોનું તમે શું અનુમાન કરશો, અને એ કુટેવ સુધારવાને ઉપાય શા કરશો ?

૩. સામાન્ય જ્ઞાનના પાઠ શા માટે આપવા જોઈએ ?

૪. તમારી નિશાળમાં રૂ. ૧૫ ના આસિસ્ટંટની નીમનોક કરવાની તમને પરવાનગી મળવાથી વર્તમાનપત્રમાં જાહેર ખબર આપવી હોય તો તમે કેવી યોગ્યતાવાળા માણસની માગણી કરશો ?

૫. ત્રીજી ચોપડી શીખનારને ઘેરથી લખી લાવવાનું શું શું આપશો ?

૬. નીચેની કવિતા શિખવવાને પૂર્ણ નોંધ લખોઃ

ભોંમાં પેશી ભોંયરે, કરીએ કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત.

૭. ખેડુતોના ગામની નિશાળના તમે મહેતાજી છો. તમારા હાથ

નીચે બે ઉપશિક્ષક છે. પાંચમા ધોરણ સુધી અભ્યાસ છે. નીચે પ્રમાણે છોકરાઓની સંખ્યા છે. તો તા. ૧ લી ઓકટોબરથી તા. ૩૧ મી ડિસેમ્બર સુધીનું વખત પત્રક બનાવો.

| | | | | |
|---|---|---|---|---|
| ધોરણ. ૫ મું | – છોકરા. | ૪ | ધોરણ ૧ –લું છોકરા | ૨૦ |
| ,, ૪ થું | – ,, | ૬ | બાળ વર્ગ—— છોકરા | ૨૦ |
| ,, ૩ જું | – ,, | ૧૮ | ધોરણ બહાર—— ,, | ૩૫ |
| ,, ૨ જું | – ,, | ૨૦ | | |
| ,, ૧ લું | – ,, | ૧૬ | | ૧૧૯ |

૮. સવાલ પૂછવાની જુદી જુદી રીતો લખો. આખા વર્ગમાંથી સવાલ ખાલી ગયો તો કારણો શાં ધારશો?

## બીજું વર્ષ.

૧. આઇઝાક ટેલરે ભણાવવાની પદ્ધતિ સમ્બન્ધી પોતાના પુસ્તકમાં શું કહેલું છે?

૨. શરીર શિક્ષા સમ્બન્ધી કોલરિજ અને ડૉકટર જહોન્સનના અભિપ્રાય લખો.

૩. શિક્ષાની જુદી જુદી જાતો બતાવો.

૪. "વિશેષ ઉપરથી સામાન્ય ઉપર જવું," એ સમ્બન્ધી વિવેચન કરો.

૫. નીચે લખેલાં વચનોના અર્થ સ્પષ્ટ રીતે સમજાવોઃ-

શિક્ષા પુરુષવાચક બિલકુલ નથી. ઠપકો સાધારણ કરવો નહિ.
નિશાળ મહેતાજીનું નિરીક્ષા સ્થળ છે.
શબ્દ વાપર્યા પહેલાં તેની ગરજ દેખાડવી.

૬. "વિદ્યાનો વધારો" એ નામે પુસ્તકમાં એકલા તર્કના નિરુપયોગીપણા વિષે બેકને શું કહેલું છે?

### દફ્તર.

૭. નિશાળની હાજરી સમ્બન્ધી નિયમો લખો.

૮. કયા પ્રકારની રજા પેન્શન માટે નોકરીમાં ગણી શકાય?

## ત્રીજું વર્ષ.

૧. હેર્બર્ટ સ્પેન્સરના અભિપ્રાય પ્રમાણે શું કરવાથી દુનિયા સુધરી શકે? ખરેખરા અનુભવી માણસો કોણ?

૨. શરીર શિક્ષા સમ્બન્ધી કોલ્રિજ અને ડૉક્ટર જ્હોન્સનના અભિપ્રાય લખો.

૩. "હર કોઈ હુકમ બે વાર કદી કરવો નહિ." આ કોનો મત છે અને કયા નિયમના સમ્બન્ધમાં અપાયેલો છે?

૪. ભણવામાં સૌથી વધારે ઉત્તર કોની કનેથી માગવા?

૫. નીચે ટાંકેલાં વચનોનું સ્પષ્ટીકરણ કરો:—
આસક્તતાથી મ્હેતાજીને મ્હોટી શક્તિ પ્રાપ્ત થાય છે.
શિક્ષા પ્રતિફળદાયક અને નિવારક હોવી જોઈએ.
ઠપકો સાધારણ કરવો નહિ.
નિશાળીઆના મનમાં પ્રવેશ કરવો.

૬. શબ્દનાં મૂળ શિખવવા સમ્બન્ધી સૂચનાઓ લખો.

૭. "રડતો જાય તે મુઆની ખબર લાવે." આ કહેવત કેળવણી પ્રકારમાં શા સમ્બન્ધે વાપરવામાં આવી છે તે વિષે વિવેચન કરો.

૮. ત્રીજી બક્ષીશમાં ફ્રોબેલે આપેલા પહેલા દશ નમ્બર અનુક્રમે લખો. ત્રીજી અને ચોથી બક્ષીશનાં સાધનોમાં કેટલે દરજ્જે મળતાપણું છે અને કેટલે દરજ્જે ભિન્નતા છે તે દર્શાવો.

૯. બાદ બાકીનો ૧ લો પાઠ તમે શી રીતે શિખવશો?

### દફ્તર.

૧૦. (અ) ફી વસુલ કરવા તથા તેની વ્યવસ્થા સમ્બન્ધી નિયમો લખો.

(બ) ફ્રી રજા સમ્બન્ધી શરતો લખો.

(ક) આવક બારનિશીનાં પહેલાં ત્રણ આસન લખો.

# केळवणी खातानी खवरो.

જાહેર ખબર. (ઇ. નં. ૪૩૯૫ તા. ૯-૨-૯૮)

## સને ૧૮૯૮ની પબ્લિક સ. સર્ટિફિકેટ પરીક્ષાઓ માટે પુસ્તકો.

ઉત્તર ભાગ.

સને ૧૮૯૫ ના જાન્યુઆરી માસની ૧૭ મી તારીખના મુમ્બઈ સરકારી ગઝેટના ૧ લા ભાગ (પૃષ્ઠ ૪૯-૫૨) માં પ્રસિદ્ધ કરેલા સુધારેલા ધારાઓ * મુજબ સને ૧૮૯૮ ના સેપ્ટેમ્બર માસમાં થવાની પરીક્ષાઓ માટે નીચે લખેલાં પુસ્તકો ઠરાવવામાં આવ્યાં છેઃ—

ફર્સ્ટ ગ્રેડ.

(૧) ઇંગ્રેજી ગદ્ય.—સ્કોટ કૃત 'ટ્યાલિસ્મન.'
" પદ્ય.—શેક્સ્પીઅર કૃત 'રિચર્ડ ૩ જો.'
(૨) ગુજરાતી.—'બાળમિત્ર, ભાગ ૧ લો.'
(૨) ફ્રેન્ચ. —લ્યામર્ટાઇન કૃત 'ક્રિસ્ટોફી કોલોમ્બ.'

---

સેકન્ડ ગ્રેડ (પરિશિષ્ટ અ)

યોજના ૧ લી.

(૨) ઇંગ્રેજી ગદ્ય—(૧) મેકોલે કૃત 'ક્લાઇવ;' અથવા (૨) ગોલ્ડ્સ્મિથ કૃત 'વિકાર ઓવ્હ વેક્ફીલ્ડ.'
" પદ્ય.—'પ્યારેડાઇસ લોસ્ટ, સ્કન્ધ ૧ લો;' અથવા કાઉપર કૃત 'ટાસ્ક, સ્કન્ધ ૧ લો.'
(૩) ઉર્દુ. — 'બાગો બહાર, ૨ જો દર્વેશ.'

---

યોજના ૨ જી.

(૨) ઇંગ્રેજી ગદ્ય.—ચેમ્બર્સ કૃત એગ્ઝેમ્પ્લરી 'બાયોગ્રાફી.' કોલમ્બસ, પૃષ્ઠ ૨૫-૩૦; જેમ્સ ફર્ગ્યુસન, રોબર્ટ ડાક્સલી, જહોન હાઉવર્ડ, જોર્જ

---

* જુલાઈ સને ૧૮૯૫ ના શાળા પત્રનાં પૃષ્ઠ ૨૧૪-૨૨૩ જુઓ.

વોશિંગટન, પૃષ્ઠ ૧૨૦-૧૫૪; અથવાં લ્યામ્બ કૃત ટેલ્ઝફ્રોમ શેક્સ્પીઅર' માંથી નીચે લખેલી વાર્તાઓ:-રોમીઓ અને જ્યુલિયેટ પૃષ્ઠ ૧-૨૨; 'મ્યાક્બેથ' પૃષ્ઠ ૭૬-૮૯; હ્યાંમ્લેટ, પૃષ્ઠ ૧૨૫-૧૪૪. ટેમ્પેસ્ટ, પૃષ્ઠ ૧૪૫-૧૫૮

ઇંગ્રેજી પદ્ય,—ગોલ્ડ્સ્મિથ કૃત 'ડિઝર્ટેડ વિલ્લેજ' અથવા સ્કોટ કૃત 'લેડી ઓવ્હ ધ લેક, સ્કન્ધ ૫ મો, સ્ટેન્ઝા ૧-૬૫.

(૩) ગુજરાતી. —' નર્મગદ્ય ', ૫ મી આવૃત્તિ, પૃષ્ઠ ૧૮૫-૩૭૦.

(૩) ઉર્દુ. —'અખ્લાકે કાશી'; અથવા 'નોબતુન નસુહ.'

---

થર્ડ ગ્રેડ (પરિશિષ્ઠ ઘ)

યોજના ૧ લી.

(૨) ઇંગ્રેજી ગદ્ય. 'રોબિન્સન ક્રુસો' અથવા બનિયન કૃત 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'

" પદ્ય. સ્કોટ કૃત 'રોકબી.'

---

યોજના ૨ જી.

(૨) ગુજરાતી. — કેળવણી ખાતાની સાતમી ચોપડી.

(૨) ઉર્દુ. — 'અખ્લાકે કાશી' અથવા નોબતુન નસુહ.'

ટીપ.—તા. ૨ જી ડિસેમ્બર સને ૧૮૭૭ ના મુમ્બઈ સરકારી ગઝેટના ૨ જા ભાગના પૃષ્ઠ ૧૭૧૬ મે મધ્ય ભાગને માટે જે પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તે જ પુસ્તકો થાણા મધ્ય સ્થળના ઉમેદવારો માટે ઠરાવવામાં આવે છે.

અમદાવાદ, } J. OLIVER,
તા. ૨૩-૧૨-૭૭ } એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

જાહેર ખબર.

ફરજીઆત ડ્રોઇંગ.

મહેરબાન ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના ઈ. નં.

૬૦૦૬ તા. ૨૯-૧૨-૯૭ થી ફરમાવવામાં આવે છે કે,

૧. સરકારે ફર્સ્ટ ગ્રેડ ડ્રોઇંગને *આ કૉલેજમાં ફરજીઆત વિષય ઠરાવ્યો છે તેથી પહેલા વર્ષના બધા વિદ્યાર્થીઓને હવે ડ્રોઇંગનો અભ્યાસ કરવો પડશે.

૨. પહેલા વર્ષના વિદ્યાર્થીઓની મરજી હશે તો તેમને ફર્સ્ટ ગ્રેડ ડ્રોઇંગની પરીક્ષાના બધા વિષયો પૂરા કરવા દેવામાં આવશે. જેઓ એક વર્ષમાં બધા વિષયો પૂરા કરી શકશે નહિ તેમણે કમીમાં કમી ફ્રી હેન્ડ ડ્રોઇંગમાં પાસ થવું પડશે; તેમાં પાસ થયા વગર આ કૉલેજની પહેલા વર્ષની પરીક્ષામાં પાસ થયા ગણાશે નહિ.

૩. ખેતી અને સેકન્ડ ગ્રેડ ડ્રોઇંગ ઐચ્છિક વિષય તરીકે ચાલુ રહેશે, તેથી જે વિદ્યાર્થીઓ પહેલા વર્ષના વર્ગમાં ફર્સ્ટ ગ્રેડ ડ્રોઇંગના બધા વિષયોમાં પાસ થશે તેમને બીજા વર્ષના વર્ગમાં ચઢાવ્યા બાદ ખેતી અને સેકન્ડ ગ્રેડ ડ્રોઇંગ એ બેમાંથી ગમે તે એક વિષય ઐચ્છિક વિષય તરિકે પસન્દ કરવા દેવામાં આવશે.

૪. પહેલા વર્ષના જે વિદ્યાર્થીઓ વર્ષની આખરે ફક્ત ફ્રી હેન્ડ ડ્રોઇંગમાં પાસ થશે તેઓ બીજા વર્ષના વર્ગમાં ફર્સ્ટ ગ્રેડ ડ્રોઇંગનો અભ્યાસ ચાલુ રાખશે, અને તે વર્ગમાં તેમને મોડેલ ડ્રોઇંગ અને કર્તવ્ય ભૂમિતિમાં પાસ થવું પડશે. તેમાં પાસ થયા વગર આ કૉલેજની બીજા વર્ષની પરીક્ષામાં પાસ થયા ગણાશે નહિ.

૫. ત્રીજા વર્ષના વિદ્યાર્થીઓ ખેતી અને સેકન્ડ ગ્રેડ ડ્રોઇંગ એ બેમાંથી એક વિષય ઐચ્છિક વિષય તરીકે પસંન્દ કરશે.

૬. ફર્સ્ટ ગ્રેડ ડ્રોઇંગની પરીક્ષાના વિષયો ઉપરાન્ત બધા વિદ્યાર્થીઓને કાળા પાટીઆ પર નકશા દોરવાનું અને શિક્ષક તરીકે પાઠ સમજાવતાં જે ચિત્રો તેમને વારંવાર દોરવાં પડશે તેવાં ચિત્રો ઝડપથી દોરતાં શીખવું પડશે.

અમદાવાદ. }
૧૩-૨-૯૮ } MADHAVLAL H. DESAI.
પ્રિન્સિપલ, ગુજરાત મેલ ટ્રેનિંગ કૉલેજ.

---

* જુઓ જાન્યુઆરી સને ૧૮૯૮નું ગુજરાત શાળા પત્ર, પૃષ્ઠ ૪૨મું.

તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વે-નો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પૂગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ. માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું

૬ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી-કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમિશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.




દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદનો અક્ષરોને જ બન્ધબેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ સ્ટીલપેનો ગુજરાતી, મરાઠી, ઉરદુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે. દરેક બોકસમાં ડજન—૬ કિંમત રૂ ૦॥ નંબરવાર પેન ૧ થી ૬

---



---



---



---

રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી, ડે. એ. ઇ; હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ. ઇ; સોરઠપ્રાન્ત, કાઠિયાવાડ.
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની, બી. એ; ડે. એ. ઇ. પંચ મ. રેવા.
રા. સા. આર. એસ. તાકી. બી. એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી, હાઇ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૦ હા૦ સ્કૂલના સેક્રિટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બઈની જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપી-બુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એ જ કોપી વાપરવી.

| | |
|---|---|
| મે. ડોકટર ટોમસ બ્લેની. | મે. ક્રેટન જીઅરી. |
| મે. કેખશરૂ નવરોજજી કાબરાજી | મે. પ્રોફેસર આર. જી. ઓકસનેહામ |
| મે. અબદુલા મીરઅલી ધરમસી. | મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ. |
| મે. ગણેશરામ નીલકંઠ નાડકરની. | |

મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઇ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સોમાંશ્રેષ્ઠ લેખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખડાવેલી.

| | |
|---|---|
| મે. રેવરન્ડ જે. શિલેડી. | મે. ભાનુશંકર નારણશંકર. |
| મે. મંછારામ ઘેલાભાઇ. | મે. હરિલાલ તુળજારામ ધરૂ. |
| મે. સૈયદ મોલવી અબ્દુલ કાદર | મે. નતુમીઆં બપુમીઆં શેખ. |

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક બી. એ. માજી હે. મા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ. જી. પા. ચે. ઇન્સ્ટિટયુશન, મુમ્બઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ. હાઈ સ્કૂલ.
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.
મિ. એ. એસ. જર્વિસ; સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલયમ બીટી, બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી મટેલ, બી. એ; માજી હેડમાસ્તર સુરત હાઈસ્કૂલ
શેઠ હોરમજજી જાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૩૭ મું. એપ્રિલ. ૧૮૯૮. અંક ૪ થો.

## मास:

માહે જાનેવારી સને ૧૮૯૮ ના અંકમાં "ગુજરાતી જોડણી" ના વિષયમાં કેટલીક સૂચનાઓ કરવામાં આવી છે, તે વિષે એ જ અંકમાં હમે શિક્ષક વર્ગનો અભિપ્રાય માગ્યો છે. અમુક ચિન્હો હોવા યા ન હોવાથી બાળકોને શિખવતી વખત શિક્ષકોને હરકત પડે છે, તેથી તેવી બાબતોમાં તેઓ પ્રત્યક્ષ અનુભવથી અભિપ્રાય આપી શકે છે કેટલાક શિક્ષકોનો અભિપ્રાય આવી ગયા છે. બાકીના શિક્ષકોને વિનંતિ છે, કે તેમણે તેમના અભિપ્રાય સત્વરે મોકલવા.

---

પાંચસેં ગ્રાહકો થશે તો ગુજરાતી શિક્ષકોની ડિરેક્ટરી ગુજેરાતી ભાષામાં પ્રસિદ્ધ કરવાનો વિચાર હમે થોડાં માસ ઉપર જણાવ્યો હતો; અને જેમને ગ્રાહક થવાની ઇચ્છા હોય તેમને નામ નોંધાવવાની વિનતિ કરી હતી. અત્યાર સુધીમાં ૨૨૭ ગ્રાહકોનાં નામ નોંધાયાં છે, એટલે હજી પુરતી સંખ્યા થઈ નથી. છતાં શિક્ષકોને ડિરેક્ટરીની અગત્ય ઘણી હોવાથી મે આખર સુધી વાટ જોઈશું. અને ત્યાં સુધીમાં પુરતાં ગ્રાહકો થશે તો ડિરેક્ટરી પ્રસિદ્ધ કરીશું. તેમ નહિ થાય તો જે ગ્રાહકોના પૈસા આવ્યા છે તેમને તે પાછા મોકલીશું. અત્રે જણાવવું જોઈએ કે ડિરેક્ટરીમાંથી હમારે કાંઈ જ નફો કાઢવાનો ઇરાદો નથી. સઘળો ખર્ચ પૂરો થાય એટલી જ કિમ્મત રાખવામાં આવી છે.

---

બે મહિના ઉપર હમે એશિયા અને યુરોપની સરળ ભૂગોળ નામની ચોપડી ઉપર ટીકા કરી હતી, અને તેને અગાઉથી આશ્રય આપનાર

શિક્ષકોનાં નામ આપ્યાં હતાં. તે પૈકી એક શિક્ષક હમને લખી જણાવે છે કે ચોપડી બનાવનારે તેમનું નામ તેમની સમ્મતિ વિના દાખલ કરી દીધું છે. આ મુજબ થયું હોય તો તે ઘણું ખોટું છે. આવી રીતે ચોપડી ખપાવવાનો પ્રયત્ન થાય એ વખાણવા લાયક ગણાશે નહિ. આવી ગોખણીઆ ચોપડીને ઉત્તેજન નહિ આપ્યાં છતાં ઉત્તેજન આપનાર તરીકે ગણાવાથી નકામા ફજેત થયેલા શિક્ષક માટે હમે દિલસોજી ધરાવીએ છીએ, અને આશા રાખીએ છીએ કે ઘણા શિક્ષકોને તેમ થયું નહિ હોય.

---

આ ઇલાકાની પુરુષોની ટ્રેનિંગ કોલેજોમાં ડ્રોઇંગનો વિષય ફરજીઆત ઠરાવવામાં આવ્યો છે એ ગયા જાન્યુઆરી અને માર્ચના અંકથી જાણવામાં આવ્યું હશે. ડ્રોઇંગનું જ્ઞાન શિક્ષકને કેટલું ઉપયોગી છે તે બાબત ડૉક્ટર ઑગ્સબર્ગ નીચે મુજબ લખે છેઃ—

"ડ્રોઇંગનું જ્ઞાન શિક્ષકને ઘણું ઉપયોગી છે. તે વડે એ શિક્ષણની મહેનત ઓછી કરી શકે છે, છતાં નિશાળને વધારે મોહક બનાવે છે, ડ્રોઇંગની મદદથી શિક્ષક બાળકોને શેનો ખ્યાલ ન આપી શકે તે કહી શકાતું નથી. એ વડે તે નદી, સરોવર, પર્વત, સઘળી જાતનાં પશુ, પક્ષી, જન્તુ, સઘળા પ્રકારનાં ઝાડ, છોડ, વેલ, ફૂલ, ફળને બાળકના મન આગળ રજુ કરી શકે છે. ઉત્તરના ઠરી ગયેલા પ્રદેશનો ઇસ્કિમો, અથવા દક્ષિણના ઉષ્ણ પ્રદેશનો જંગલી માણસ કેવી રીતે જિન્દગી ગુજારે છે તે ડ્રોઇંગની મદદથી દર્શાવી શકાય છે. એથી મિસર દેશના પિરામિડ કે ચીનનાં દેવળ બાળક આગળ પ્રત્યક્ષ કરી શકાય છે. પદાર્થો વિષેના પાઠોમાં, તેમ જ હસ્ત ઉદ્યોગ, વાંચન, ગણિત, ભાષાઓ, ઇતિહાસ, ભૂગોળ, અને ઇન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્રમાં ડ્રોઇંગનો ઉપયોગ થઈ શકે છે, અને તેને સઘળા વિદ્યાઓનો દાસ બનાવી શકાય છે. માણસ પોતે જે જુએ છે, જે વિચારે છે, જે કલ્પે છે, તે એ ડ્રોઇંગવડે બહાર દર્શાવી શકે છે. આથી તેને એક નવી જ દુનિયા ખુલી થાય છે, એક નવું સાધન હાથ આવે છે, અને જિન્દગી વધારે બહોળી, ઊંડી, વિસ્તારવાળી બને છે."

આટલું છતાં જે શિક્ષક ડ્રોઇંગ ન જાણે અથવા શિક્ષણમાં તેનો ઉપયોગ ન કરે તેને કમભાગ્ય સમજવો.

---

ડ્રોઇંગ શીખનાર વિદ્યાર્થીને એ વિષય શીખવાથી શા લાભ થાય છે તે એ જ ગૃહસ્થ નીચે મુજબ જણાવે છે:—

(૧) ડ્રોઇંગથી હાથ કેળવાય છે અને ઔદ્યોગિક શિક્ષણનો પાયો નંખાય છે.

(૨) સ્હેલામાં સ્હેલા પદાર્થનું પણ ચિત્ર દોરવામાં હાથને બરાબર ચલાવવા સારૂ મનને એકાગ્ર થવું પડે છે. આથી એકાગ્રતાની ટેવ વધે છે. વળી મન અને હાથ વારંવાર સાથે કામ કરે છે તેથી ચોકસપણાની ટેવ ખીલે છે. આ ટેવો આગળ ઉપર ઘણી ખપમાં આવે છે.

(૩) ડ્રોઇંગથી ગ્રહણ શક્તિ કેળવાય છે, અને જે વિષયોના શિક્ષણનો આધાર અવલોકન પર રહેલો છે તે શીખતાં ઓછી વાર લાગે છે. ગ્રહણ શક્તિ કેળવાવાથી કલ્પનાની શક્તિમાં ઘણો વધારો થાય છે, અને કેળવાયલી કલ્પના શક્તિવાળો વિદ્યાર્થી વહેળીઆંથી નદીનો, ટેકરીથી પર્વતનો, ખાબોચીઆથી સરોવરનો ખ્યાલ કરી શકે છે. વળી તે કલ્પનામાં નિઃસીમ સાગરોની પાર, ગાઢાં જંગલોની અન્દર, વિસ્તીર્ણ મેદાનો ઉપર, અને ઊંચા ડુંગરોની પેલી તરફ મુસાફરી કરી શકે છે, જે આકારો તેની ચર્મચક્ષુ આગળ નથી હોતા તે તે જોઈ શકે છે, અને જે મહત્ત્વો માપી શકાતાં નથી તેનો પાર પામી શકે છે."

---

ઇંગ્લન્ડની ભૂગોળ સમાજે ત્યાંની યુનિવર્સિટીઓ, કૉલેજ ઑફ પ્રિસેપ્ટર્સ, સિવિલ સર્વિસ કમિશન, ઇત્યાદિ પરીક્ષક મંડળીઓને ભૂગોળના શિક્ષણમાં સુધારો કરવા માટે નીચે મુજબ ભલામણો કરી છે:—

(૧) શરૂથી આખર સુધીનાં બધાં ધોરણોમાં ભૂગોળના શિક્ષણનો પાયો ભૂતળનાં મૂળતત્ત્વો ઉપર રચવો જોઈએ, અને એ વાત સઘળી પરીક્ષાઓમાં ધ્યાનમાં રાખવી જોઈએ.

(૨) ભૂતળનાં મૂળતત્ત્વોને આધારે આખી પૃથ્વીની ભૂગોળનું સામાન્ય જ્ઞાન આપવા ઉપરાન્ત કોઈ એક ભાગ (જેવો કે હિન્દુસ્તાન, મધ્ય યુરોપ, દક્ષિણ અમેરિકા, ઇત્યાદિ) નો ખાસ અભ્યાસ કરાવવો જોઈએ.

(૩) પરીક્ષક મંડળોએ આ વિચારોને અનુસરીને અભ્યાસ ક્રમો ઠરાવવા જોઈએ.

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

( ચાલુ પૃષ્ઠ ૭૬ થી. )

विट्टीए मइ भणिअ तुहं मा करु वंकि दिट्ठी ।
पुत्ति सकण्णि भल्लि जिम मारइ हिअइ पइट्ठि ॥ ३ ॥
( પાદ ૪—સૂત્ર ૩૩૦ )

સંસ્કૃત અર્થ—हे पुत्रिके, त्वं मया भणिता, वक्रां दृष्टिं मा कुरु; हे पुत्रि, यथा सकर्णा भल्ली हृदये प्रविष्टा मारयति (तथा त्वदीया वक्रदृष्टीभूता भल्ली परस्य हृदये प्रविष्टा मारयिष्यति).

ગુજરાતી અર્થ—હે બેટી, તું મ્હારાવડે ભણાઈ (મ્હેં તને કહ્યું કે) વાંકી દૃષ્ટિ મા કર; હે પુત્રિ, જેમ આંકડાવાળી ભાલોડી હૃદયમાં પેઠેલી મારે છે (તેમ ત્હારી વાંકી દૃષ્ટિ રૂપી ભાલોડી સામાના હૃદયમાં પેસીને મારશે).

ટીકા.

विट्टीए=સં. हे पुत्रिके=ગુ. હે બેટી, નામ, નારી જાતિ, સમ્બોધન એકવચન. સંસ્કૃત पुत्री નો અપભ્રંશમાં विट्टी આદેશ થાય છે. અર્થ રહિત क, નારી જાતિ ના લાગીને क् નો લોપ થવાથી विट्टीआ બને છે. નારી જાતિના નામના સમ્બોધનમાં પ્રાકૃત નિયમ મુજબ છેડેના आ નો ए થાય છે. विट्टी ઉપરથી ગુજરાતી બેટી શબ્દ થાય છે.

मइ=સં. मया=ગુ. મ્હેં (બીજા દોહાની ટીકા જુઓ).

भणिअ=સં. भणिता=ગુ. ભણાઈ. કર્મણિ ભૂત કૃદન્ત, નારી જાતિ, પ્રથમાનું એકવચન. भणिता ના त् નો લોપ થવાથી भणिआ રૂપ થયું. પછી પ્રથમાના એકવચનમાં आ હ્રસ્વ થઈ अ થયો અને પ્રત્યયનો લોપ થયો.

तुहुं=સં. त्वं=ગુ. તું. બીજો પુરુષ, પ્રથમા એકવચન, भणिअ નો કર્તા. (બીજો દોહો જુઓ).

मा
करु } (બીજા દોહાની ટીકા જુઓ).

वंकि=સં. वक्रां=ગુ. વાંકી. વિશેષણ, નારી જાતિ, બીજીનું એકવચન, दिट्ठी નું વિશેષણ. સંસ્કૃત वक्र ના र् નો લોપ થઈ, તથા व ઉપર અનુસ્વાર દાખલ થઈ, નારી જાતિ નો ई પ્રત્યય લાગ્યો. બીજીના એકવચનના પ્રત્યય अम् નો લોપ થયો અને ई હ્રસ્વ થઈ. वंकी ઉપરથી ગુ. વાંકી બને છે.

दिट्ठी=સં. दृष्टिं=ગુ. દૃષ્ટિ. નામ, નારી જાતિ, બીજીનું એકવચન, करु નું કર્મ. दृ ના ऋ ની इ થઈ, તથા ष्ट નો ठ થઈ બેવડાયો, તેથી दिट्ठि રૂપ થયું. પછી દ્વિતીયાના अम् પ્રત્યયનો લોપ થયો અને અન્ત્ય इ દીર્ઘ થઈ.

पुत्ति=સં. हे पुत्रि=ગુ. હે પુત્રી. સમ્બોધન એકવચન. त्र માંના र् નો લોપ થવાથી त् બેવડાયો અને पुत्ति રૂપ થયું.

सकण्णि=સં. सकर्णा=ગુ. કાનવાળી, આંકડાવાળી. વિશેષણ, નારી જાતિ, પ્રથમા એકવચન. નારી જાતિનો ई પ્રત્યય લાગી પ્રથમા એકવચનમાં તે ई હ્રસ્વ થઈ. र् નો લોપ થવાથી ण् બેવડાયો.

भल्लि=સં भल्ली=ગુ. ભાલોડી, એક જાતનું આંકડાવાળું બાણ. નામ, નારી જાતિ, પ્રથમા એકવચન, मारइ નો કર્તા. છેડાની ई હ્રસ્વ થઈ પ્રથમા એકવચનના પ્રત્યયનો લોપ થયો.

जिम=સં. यथा=ગુ. જેમ. અવ્યય. य નો ज, અને था નો इम બની यथा નું जिम રૂપ થયું એમ હેમચન્દ્ર કહે છે, પરન્તુ એ બાબત ઉપર જોવું. પ્રાચીન ગુજરાતીમાં અને ચરોતરમાં જિમ શબ્દ વપરાય છે. સાધારણ ગુજરાતી શબ્દ જેમ છે.

मारइ=સં. मारयति=ગુ. મારે છે. मृ ધાતુનું પ્રેરક રૂપ मार બની પછી તેને વર્ત્તમાન કાળ ત્રીજા પુરુષ એક વચનનો પ્રત્યય इ લાગ્યો. मारइ ઉપરથી ગુજરાતીમાં મારે રૂપ થાય છે.

हिअइ=સં. हृदये=ગુ. હઇઆમાં. સાતમી વિભક્તિ એકવચન. हृ ના ऋ ની इ થઈ, द् તથા य् નો લોપ થયો, તેથી हृदय નું પ્રાકૃતમાં हिअअ રૂપ થયું, અપભ્રંશમાં સાતમી એકવચનનો इ પ્રત્યય લાગતાં અન્ત્યસ્ય अ નો લોપ થઈ हिअइ રૂપ બન્યું. નાન્યતર પ્રથમા એકવચન हिअअं ઉપરથી ગુજરાતી હઈઉં શબ્દ થાય છે.

पइट्ठि=સં. प्रविष्टा=ગુ. પેઠી, પેઠેલી. ભૂત કૃદન્ત, નારી જાતિ, પ્રથમા એકવચન, भक्ति નો ગુણ બતાવે છે. प्र ના र् નો અને वि ના व् નો લોપ થયો, ष्ट નો ठ થઈ બેવડાયો, અને आ ને બદલે નારી જાતિનો ई પ્રત્યય લાગ્યો, પછી પ્રથમા એકવચનમાં ई હ્રસ્વ થઈ પ્રત્યયનો લોપ થયો, એટલે पइट्ठि રૂપ બન્યું. पइट्ठी ઉપરથી ગુજરાતીમાં પેઠી શબ્દ બને છે.

(અપૂર્ણ.)

---

# वाक्यरचना अने निबन्ध.

(ચાલુ પૃષ્ઠ ૬૯ થી.)

## પ્રકરણ ૪ થું.

### કર્ત્તાનો વધારો.

આગલાં પ્રકરણોમાં આપણે કર્ત્તા, કર્મ, અને વિધાનપક્ષની વાત કરી. ઘણી વખત કર્ત્તા વિષે કાંઈ વધારે કહેવાની જરૂર પડે છે.

"ઘોડો દોડયો,"

આ વાક્યમાં "કયો ઘોડો" એ સવાલ ઊઠે છે, ત્યારે ઘોડાને ઓળખાવવાને

"કાળો ઘોડો દોડયો,"

એમ કહેવાની જરૂર પડે છે. એ જ રીતે નીચેનાં વાક્યોમાં થાય છે:—

એક છોકરો બેઠો,

આ ગાડું આવે છે,
પેલો કૂવો ખોદાયો,
પેલી બાઈએ કાગળ આપ્યો,
એ છોકરે માને છેતરી, ઇત્યાદિ.

આ વાક્યોમાં એક, આ, પેલો, પેલી, એ શબ્દો છોકરો, ગાડું, કૂવો, બાઈએ, છોકરે, એ કર્ત્તાઓને ઓળખાવે છે—તેમના અર્થમાં વધારો કરે છે, માટે તેમને **કર્ત્તાનો વધારો** કહે છે.

વાક્યની રચનામાં પહેલો કર્ત્તાનો વધારો અને પછી કર્ત્તા ગોઠવવામાં આવે છે.

---

### મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરોઃ--

૧. બે ન્હાના છોકરા હતા.
૨. બેઉ છોકરા નીસર્યા.
૩. જે પગાર મળતો.
૪. એક આખલો કૂદો.
૫. કોઈ એક મૂર્ખ ન્હાનો છોકરો હશે.
૬. પેલો છોકરો વિચારવા લાગ્યો.
૭. ઉપજે હેત અથાગ.
૮. મળે...રાતા પીળા રંગ.
૯. બહુ તાપ પડે છે.
૧૦. એક માતેલો સાંઢ બેઠો હતો.

### મનોયત્ન ૨ જું.

નીચેનાં વાક્યોના કર્ત્તાનો વધારો કરોઃ—

૧. લાડુ આવ્યા.
૨. વરાળ નીકળે છે.
૩. સાપ કરડે.
૪. સિંહ ઊંઘતો હતો.
૫. ઊંદરે જાળ કાતરી નાંખી.
૬. રીંછ ફળ ખાય છે.
૭. કડીઆએ ભીંતો બનાવી.
૮. અનાજ પાકે નહિ.

### મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દો લઈ ટૂંકાં વાક્યો રચોઃ—

બકરો, એક, ઊભા રહ્યા, બકરા, પૂંછડીવાળા, દેખાય છે, પૈસો, પસ્તાવો, ચરતો હતો, બેઉ, તારા, કહે છે, માણસ, અણુસમજુ, ઉપજ્યો, થયો, ઘણો, બહુ.

**પરીક્ષાના પ્રશ્ન.**

૧. કર્ત્તાનો વધારો એટલે શું?
૨. તેની શા માટે જરૂર પડે છે?
૩. વાક્યમાં તે ક્યાં મૂકાય છે?

---

## પ્રકરણ ૫ મું.

### કર્મનો વધારો.

જેમ કર્ત્તાને ઓળખાવવાને અથવા તેના અર્થમાં કાંઈ વિશેષપણું બતાવવાને તેનો વધારો કરવો પડે છે, તેમ કર્મનો વધારો કરવાની પણ જરૂર પડે છે, જેમકે—

વાઘરી બે બચ્ચાં લઈ ગયો,
પોપટ ભૂંડી ગાળો દેવા લાગ્યો, વગેરે.

પહેલા વાક્યમાં "કેટલાં બચ્ચાં" એવો સવાલ થાય છે ત્યારે "બે" એમ કહીએ છીએ. બીજા વાક્યમાં "કેવી ગાળો" એ જાણવા માટે "ભૂંડી ગાળો" એમ કહેવામાં આવે છે. એ જ પ્રમાણે નીચેનાં વાક્યોમાં થાય છેઃ—

ભેંસો ઘણું દૂધ દે છે,
લલ્લુએ મ્હોટી પાઘડી દીઠી,
હું એક કૂકડી લઈશ,
ગાય બહુ દૂધ દેશે,.
હું ઘણા રૂપીઆ કમાઈશ, વગેરે.

આ વાક્યોમાં ઘણું, મ્હોટી, એક, બહુ, ઘણા, એ કર્મનો વધારો કરે છે.

વાક્યમાં કર્મનો વધારો સાધારણ રીતે કર્મની પહેલાં મૂકવામાં આવે છે.

---

**મનોયત્ન ૧ લું.**

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરોઃ—

૧. તેણે ઘણી ચોપડીઓ લીધી. ૨. તમે આ ભારી બાંધો.

૩. એ ભારી છોડી નાંખો.
૪. એવા તૈયાર કરેલા કાગળ કાગદી વેચે છે.
૫. ગધેડાં બહુ વૈતરું કરે છે.
૬. આ મ્હોટા સાંઢીઆને મ્હેં હરાવ્યો.
૭. પેલા છોકરાએ આખો લાડુ લીધો.
૮. એ છોકરે બહુ માઠું કામ કર્યું.
૯. તેણે પોતાની વ્હાલી માને છેતરી.
૧૦. જાણી વાતો જે કરે.

### મનોયત્ન ૨ જું.

નીચેનાં વાક્યોમાં કર્મનો વધારો કરો:—

૧. રીંછ કાણું પાડે છે.
૨. લોકો ઘઉં ખાય છે.
૩. તે કણુસલાંને મસળે છે.
૪. હું ઘર જોવા ગયો હતો.
૫. તેણે પાટી મારી.
૬. એણે પગરખી ફેંકી.
૭. કીડીને કબૂતરે દીઠી.
૮. કબૂતરે પાંદડું નાંખ્યું.
૯. વાઘરી ઝાંપ નાંખતો હતો.
૧૦. આપણે પાડ માનવો જોઈએ.

### મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દો લઈ એવાં ટૂંકાં વાક્યો બનાવો કે ઘણું કરી દરેકમાં કર્મનો વધારો થાય:—

ચણી, સુતાર, લાંબા, જડે છે, ખલાસી, નળીઆં, કેટલાંક, કહે છે, કડીઆએ, ઘાલે છે, વળીઓ, બહુ, સરડે છે, ચઢાવે છે, અણુરામજી, આપણે, ભીંતો, મોભ, ઊભી, કામઠાં, પાકાં, ખારવા, માણસ, ગર્જના, સાંભળીએ છીએ, ઘનુને, વેણીરામે, જોયો.

### પરીક્ષાના પ્રશ્ન.

૧. કર્મનો વધારો એટલે શું ?
૨. તેની શા માટે જરૂર પડે છે ?
૩. વાક્યમાં તે ક્યાં મૂકાય છે ?

---

## પ્રકરણ ૬ ઠું.

### વિધાનપક્ષનો વધારો.

જેમ કર્તા અને કર્મના અર્થમાં વધારો કરવામાં આવે છે, તેમ

વિધાનપક્ષના અર્થમાં પણ વધારો થઈ શકે છે.

છોકરો ગયો,

એ વાક્યમાં "ક્યાં ગયો," "ક્યારે ગયો," "કેવી રીતે ગયો," ઇત્યાદિ સવાલો ઊઠે છે, ત્યારે આપણે કહીએ છીએ કે,

છોકરો **ગામમાં** ગયો,
છોકરો **ત્યાં** ગયો,

છોકરો **હમણાં** ગયો,
છોકરો **સવારે** ગયો,
છોકરો **હીંડીને** ગયો,
છોકરો **જલદી** ગયો, વગેરે.

આ વાક્યોમાં **ગામમાં, ત્યાં, હમણાં, સવારે, હીંડીને, જલદી,** એ શબ્દો ગયો એ વિધાનપક્ષના અર્થમાં વધારો કરે છે, તેથી તેમને **વિધાનપક્ષનો વધારો** કહે છે. નીચેનાં વાક્યોમાં પણ વિધાન પક્ષનો વધારો કરવામાં આવ્યો છે:—

એક છોકરો **સવારે ગામ** જતો હતો,
કૂતરો તે **વહેલો વહેલો** ખાઈ ગયો,
પેલો છોકરો **આગળ** ચાલ્યો,
તેણે આંધળાને **બહાર** કાઢ્યો,
છોકરો **ઉતાવળો** આવ્યો,
તે **ખોડંગતો** હીંડતો હતો, ઇત્યાદિ.

ઘણું કરીને વાક્યની રચનામાં વિધાન પક્ષનો વધારો પહેલો આવે છે, અને પછી વિધાન પક્ષ આવે છે.

---

### મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો:—

૧. હું હમણાં આવું છું. ૨. તું અહિં બેસજે.
૩. એમાં તું પડી જાય. ૪. ત્યાં જઈશ નહિ.

૫. તે હું નથી જાણતી. ૬. છોકરાં આમ દુઃખ પામે છે.
૭. એણે માની શિખામણ માની નહિ.
૮. નાદાન છોકરાંને સારી શિખામણ કડવી લાગે છે.
૯. દિલમાં ડહાપણ ડોળવા, તે લાગ્યું તત્કાળ.
૧૦. તે રોજ સાચું બોલે.

મનોયત્ન ૨ જું.

નીચેનાં વાક્યોમાં વિધાન પક્ષનો વધારો કરો:—

૧. કેશવલાલે જોયું. ૨. વાંદરી હતરી.
૩. મહેતાજી જતા હતા. ૪. તે પાવલી ભૂલી ગયા.
૫. કેશવલાલે નિશાળ ઉઘાડી ૬. જે માણસ પાણી ભરતો હતો.
૭. તેણે પાવલી મૂકી. ૮. ત્હારી આબરૂ વધી.
૯. બે બિલાડીઓ એક રોટલો લાવી. ૧૦. તે વઢી પડી.

મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દો ઉપરથી એવાં ટૂંકાં વાક્યો રચો, કે દરેકમાં વિધાન પક્ષનો વધારો થાય:—

પછી, એક, તેણે, તે, હવે, હમે, હું, વાંદરાં, હજી, કર્યા, નીચું, કટકો, પાછો, તમે, જોઈએ છીએ, ગયો હતો, છાપરે, વાંદરાએ, બાકીનો, કટકા, પહેલું, અમદાવાદ, એક, નમ્યું, મૂક્યો, રોટલાના, કૂદે છે, વાત, પશુને, બે, પલ્લામાં, આપ, ઘેર, રોજ, હમને, જાઓ, રહી ગઈ.

પરીક્ષાના પ્રશ્ન.

૧. વિધાન પક્ષનો વધારો એટલે શું ?
૨. તેની શા માટે જરૂર પડે છે ?
૩. વાક્યમાં તે ક્યાં મૂકાય છે ? (અપૂર્ણ.)

---

# ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ

(ચાલુ પૃષ્ઠ ૭૯ થી.)

(૧૧) પૂંછવું, પૂંછયું.

સંસ્કૃતમાં उञ्छ् ધાતુ છે તેને प्र ઉપસર્ગ લાગીને प्रोञ्छ् ક્રિયાપદ

બને છે, અને તેનું ભૂત કૃદન્ત **प्रोञ्छित** થાય છે. તેનો અર્થ "લ્હોવું, લૂછવું" એવો થાય છે. પાઇયલચ્છી નામમાળા નામના પ્રાકૃત કોષમાં **प्रोञ्छित** નું પ્રાકૃત રૂપ **पुञ्छियं** આપ્યું છે, તે ઉપરથી ગુજરાતી પૂંછિઉં—પૂંછ્યું શબ્દ બને છે ગુજરાતી પૂંછ ધાતુ પણ તેમજ ઉત્પન્ન થાય છે ञ् અનુનાસિકનું અનુસ્વાર થવાથી જોડાક્ષર મટી જઈ આગલો સ્વર દીર્ઘ થાય છે.

## (૧૨) વીજ—વીજળી.

સંસ્કૃત શબ્દ **विद्युत्** છે. પ્રાકૃત નિયમ મુજબ અન્ત્ય **त्** નો લોપ થતાં, તથા **द्य** નો **ज** થઈ બેવડાતાં **विद्युत्** નું પ્રાકૃતમાં **विज्जु** (પ્રથમા એકવચન **विज्जू**) રૂપ થાય છે, અને તે ઉપરથી ગુજરાતીમાં **વીજ** શબ્દ આવે છે કોઈ લોક વીજળી નામની છોકરીને લાડમાં **વીજૂ** કહીને બોલાવે છે. લઘુતાવાચક ली પ્રત્યય પ્રાકૃતમાંથી લાગુ થયો છે, અને વરરુચિ **विज्जुली** શબ્દ આપે છે. પ્રાકૃત **विज्जुली** ઉપરથી ગુજરાતી **વીજળી** બને છે.

## (૧૩) પીળો—પીળી—પીળું.

આ અર્થનો સંસ્કૃત શબ્દ **पीत** છે, તેના **त्** નો લોપ થવાથી પ્રાકૃતમાં **पीअ** બને છે, અને લઘુતા વાચક **ल** લાગી **पीअल** પણ થાય છે. વરરુચિ **पीअ** અને **पीअल** બન્ને શબ્દ આપે છે. **पीअल** ને નર જાતિ પ્રથમા એકવચનનો **ओ** પ્રત્યય લાગતાં પ્રાકૃતમાં **पीअलो** થઈ તે ઉપરથી ગુજરાતી **પીળો**, નારી જાતિ **પીળી**, નાન્યતર **પીળું** બને છે.

## (૧૪) ફાંસ, ફાંસો, ફાંશી.

કાંટો વગેરે વાગે છે ત્યારે આપણે **ફાંસ** વાગી એમ કહીએ છીએ. કોઈ ગળે **ફાંસો** ખાય છે, અને ખુનીને સરકાર-**ફાંશીએ** ચઢાવે છે. આ ત્રણે શબ્દો સંસ્કૃત **स्पर्श** શબ્દમાંથી નીકળ્યા જણાય છે. પ્રાકૃત નિયમ મુજબ જોડાક્ષર **स्प** નો **फ** થાય છે; કોઈ વખત **स्** ઊડી જઈ એકલો **प** પણ રહે છે. **फ** ઉપર અસલ સંસ્કૃતમાં નહિ તેવો અનુસ્વાર (ઉચ્ચારમાં અનુનાસિક) પણ આવે છે. **र्श** ના **र्**

નો લોપ થાય છે, અને शं નો स् બને છે. र् નો લોપ થવાથી स् બેવડાય છે પણ ખરો. આટલા પ્રાકૃત નિયમો લાગી સંસ્કૃત स्पर्श શબ્દનાં પ્રાકૃતમાં फंसं, पस्स, फरस, फरिस એટલાં રૂપ થાય છે. વરરુચિ, હેમચન્દ્ર, વાકપતિ, અને પાઇયલચ્છી નામમાળાનો કર્તા फंस શબ્દ આપે છે. વિક્રમોવર્શીના ચોથા અંકમાં पस्स શબ્દ જોવામાં આવે છે રમ્ભા-મંજરી નાટિકામાં फरस અને फरिस રૂપો મળે છે આ બે છેલ્લાં રૂપો પતાં र् કાયમ રહે છે પણ જોડાક્ષર તૂટી તેની વચમાં अ કે इ દાખલ થાય છે. फंस શબ્દમાં फ ઉપર અનુનાસિક છે, એટલે र्श ના र् નો લોપ થવા છતાં स् બેવડાતો નથી; એ અનુનાસિક દાખલ ન થયો હોત તો स् બેવડાત. स्पर्श નું पस्स બને છે તેમાં અનુનાસિક ન હોવાથી स् બેવડાયો છે. પાલી ભાષામાં स्पर्श નું फस्स થાય છે. તેમાં પણ स् બેવડાયો છે. फंस નું અનુનાસિક ઉચ્ચારણ નબળું પડી અનુસ્વાર જેવું થવાથી આગલો સ્વર દીર્ઘ થઈ ફાંસ શબ્દ બને છે. फंस નું નર જાતિએ પ્રથમા એકવચન फंसो થાય છે, તેનું ગુજરાતીમાં ફાંસો બને છે, અને નારી જાતિ **ફાંશી** થાય છે.

---

## (૨૫) ઓઝો.

આ કેટલાક લોકોની અટક હોય છે. એ અટક કાઠિયાવાડના બ્રાહ્મણોમાં જોવામાં આવે છે. ઉત્તર હિન્દુસ્તાનમાં પણ તેમ જ છે. વિક્રમોર્વશીમાં સંસ્કૃત उपाध्याय (=ગુરુ, શિક્ષક) ને માટે પ્રાકૃત उअज्झाअ, નર જાતિ, પ્રથમા એકવચન उअज्झाओ રૂપ આપ્યું છે. (સંસ્કૃત ध्य નું પ્રાકૃતમાં ज्झ બને છે). જૈન ગ્રન્થોમાં उवज्झायो શબ્દ જોવામાં આવે છે. ચ્યર એક બીજા ગ્રન્થમાંથી ओज्झाओ રૂપ આપે છે. આમાંથી હિન્દી ओझा અને ગુજરાતી **ઓઝો** શબ્દ નીકળ્યા છે. ગુજરાતીમાં ઉપાધ્યાય, ઉપાધ્યા, ઉપાધીઆ એ અટક પણ જોઈએ છીએ. વળી "ઘરનાં છોકરાં ઘંટી ચાટે, ઉપાદીઆને આટો," એમાં **ઉપાદીઓ** શબ્દ પણ દીઠામાં આવે છે. આ શબ્દો પ્રાકૃતમાં થઈને આવ્યા નથી, પણ પાછળના કાળમાં उपाध्याय શબ્દ સંસ્કૃતમાંથી બારોબાર ગુજરાતીમાં દાખલ થઈને તેમાંથી બન્યા છે. એમ દાખલ થયાને કાળ થોડો

ગયેલો હોવાથી તેમાં ફેરફાર પણ થોડો જ થયો છે. દક્ષણીઓમાં પાધ્યે ઉપનામ હોય છે તે પણ उपाध्याय માંથી જ આવેલું છે.

ગુજરાતીમાં કુંભારને પણ ઓઝો કહે છે તેને પૂર્વે ઉપાધ્યાય કહેતા હશે. અને તેથી હાલ તેનું નામ ઓઝો પડ્યું હશે? એક મિત્ર જણાવે છે કે કાનડા જિલ્લામાં લુહારને આચાર્ય કહે છે, અને તેની દુકાનને આચાર્યની શાળા કહે છે. જ્યારે દેશના એક ભાગમાં લુહારને આચાર્ય કહેછે; ત્યારે બીજા ભાગમાં કુંભારને ઉપાધ્યાય કહેવાનો વહિવટ હોય તો તે નવાઈ સરખો ગણાય નહિ. શબ્દોનો આ ઉપયોગ દેશનો કાંઈક પ્રાચીન ઇતિહાસ સૂચવે છે.

---

### (૧૬) કામ, કર્મ, કરમ.

સંસ્કૃત कर्मन्—कर्म શબ્દનું પ્રાકૃતમાં कम्म બને છે. અન્સ नનો લોપ થાય છે, અને र् નો લોપ થવાથી म् બેવડાય છે. પ્રાકૃત कम्म માંથી એક म् નો લોપ થતાં આગલો સ્વર દીર્ઘ થઈ ગુજરાતીમાં કામ શબ્દ બને છે. વળી પાછલા કાળમાં कर्म શબ્દ સંસ્કૃતમાંથી બરોબર ગુજરાતીમાં આવી દાખલ થયો છે, અને કાંતો તે શુદ્ધ રૂપે વપરાય છે, અથવા તેમાં થોડો ફેર થઈ, એટલે જોડાક્ષર તૂટી જઈ તેના વ્યંજન વચ્ચે अ દાખલ થઈ કરમ રૂપે વપરાય છે. જેટલો ફેરફાર થઈને કામ શબ્દ બન્યો છે, તેટલો ફેરફાર કરમમાં થયો નથી. કામ શબ્દ પ્રાકૃતદ્વારા ગુજરાતીમાં આવ્યો છે, કરમ પાછલા કાળમાં સંસ્કૃતમાંથી બારોબાર આવીને બન્યો છે, તે કારણથી તેમાં થોડો ફેરફાર થયો છે. ગુજરાતીમાં દાખલ થયાની જૂનવટ પ્રમાણે ગોઠવીએ તો સૌથી જૂનો શબ્દ કામ છે, ત્યાર પછી કરમ, અને છેવટે કર્મ આવે છે. ત્રણે શબ્દો એક મૂળના હોવા છતાં રૂપની સાથે તેમના અર્થમાં પણ થોડો ફેર પડ્યો છે. કામ શબ્દ મૂળના કાર્યના અર્થમાં વપરાય છે,–તે કામ કરે છે. કરમ નસીબ અથવા ખોટા કામના અર્થમાં વપરાય છે,—કર્યાં કરમ ભોગવે છે, કરમ ફૂટી ગયું. કર્મ શબ્દ ધર્મ કાર્ય-ક્રિયા, કર્માન્તરના અર્થમાં વપરાય છે. "ક્રિયાપદનું કર્મ" પણ કહેવાય છે.

---

### (૧૭) કાજ, કાર્ય, કારજ.

આ શબ્દોનો ઇતિહાસ પણ કામ, કર્મ, કરમ શબ્દોના જેવો છે.

મૂળ સંસ્કૃત શબ્દ कार्य છે, તેનું પ્રાકૃતમાં कज्ज થાય છે. य् નો ज् થઈ र् ના લોપથી બેવડાય છે, અને તે બેવડાવાથી પૂર્વનો સ્વર હ્રસ્વ થાય છે. આ રીતે પ્રાકૃતમાં कज्ज શબ્દ ઉત્પન્ન થઈ પછી એક ज् નો લોપ થતાં પાછો પૂર્વ સ્વર દીર્ઘ થઈ ગુજરાતી કાજ શબ્દ બને છે, અને તે મૂળના कार्य શબ્દના અર્થમાં વપરાય છે. ઘણું કરીને હાલ કાજ શબ્દ એકલો વપરાતો નથી, પણ કામ ની સાથે જોડાઈને કામકાજ એમ બોલાય છે. પાછળના કાળમાં વળી कार्य શબ્દ સંસ્કૃતમાંથી બારોબાર ગુજરાતીમાં આવ્યો, અને અત્યાર સુધીમાં તેમાં થોડો ફેરફાર થઈ કારજ શબ્દ બન્યો છે. ફેરફાર થવાને થોડો વખત મળ્યો છે માટે થોડો ફેરફાર થયો છે. ગુજરાતીમાં કારજ શબ્દ ખાસ અર્થમાં વપરાય છે—તેના બાપના કારજમાં એક હજાર રૂપીઆનો ખર્ચ થયો. કાજ શબ્દ મૂળ અર્થમાં એકલો છૂટો વપરાતો બન્ધ થયો, એટલે વળી कार्य શબ્દ પાછો દાખલ થયો, અને તે મૂળ અર્થમાં અસલ રૂપે વપરાય છે.

---

## (૧૮) માગ, માર્ગ, મારગ.

મૂળ સંસ્કૃત શબ્દ मार्ग છે તેનું પ્રાકૃતમાં मग्ग બને છે. र् નો લોપ થવાથી ग् બેવડાય છે, અને તે બેવડાવાથી પૂર્વનો સ્વર હ્રસ્વ થાય છે. આ રીતે પ્રાકૃત मग्ग બન્યા પછી તેમાંના એક ग् નો લોપ થતાં પૂર્વસ્વર પાછો દીર્ઘ થઈ ગુજરાતીમાં માગ શબ્દ આવે છે. પરન્તુ ગુજરાતીમાં આવતાં તેનો અર્થ કાંઈક બદલાય છે, અને તે જગાના અર્થમાં વપરાય છે—અહિં માગ નથી; માગ કરો; માગ મૂકીને બેસજો. આ રીતે અર્થ બદલાતાં ગુજરાતીમાં પાછો સંસ્કૃત मार्ग શબ્દ લેવાની જરૂર પડી, અને અત્યાર સુધીમાં તેમાં થોડો ફેરફાર થઈ મારગ શબ્દ બન્યો છે તે મૂળ અર્થમાં વપરાય છે. કેટલાક સંસ્કૃતમય લખનારા મારગને અશુદ્ધ ગણી માર્ગ લખે છે, પણ ગુજરાતી કવિઓમાં

"મારગડો મ્હેલોને કહાના કહું છું ક્યારની જો,"

ઇત્યાદિમાં મારગ જોવામાં આવે છે. શુદ્ધ માર્ગ શબ્દ ગુજરાતીમાં પન્થ, સંપ્રદાયના અર્થમાં પણ વપરાય છે,--બીજમાર્ગી, વૈષ્ણવમાર્ગ, ઇત્યાદિ. (અપૂર્ણ.)

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ગઈ ત્રિમાસિક સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ છેઃ—

પ્રશ્ન ૧ લો.—૫ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી રતનજી દુર્લભભાઈ લાડ, મ્હેતાજી મોજે ગોથાણ જિલ્લે સુરતના ને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

પ્રશ્ન ૨ જો.—૭ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી માણેકલાલ છગનલાલ, મહેતાજી મોજે વકલાટ તાલુકે આમોદના ને રૂ. ૧) નું ઇનામ આપવામાં આવ્યું છે.

પ્રશ્ન ૩ જો.—૧૩ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મંગળજી હરજીવન ઓઝા, મહેતાજી રાજકોટ પ્રાક્ટિસિંગ સ્કૂલના ને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ—

(૧) આંક શિખવવાનો હાલનો ક્રમ બરાબર છે કે કેમ તે કારણ સાથે લખો. હાલનો ક્રમ બરાબર લાગતો ન હોય તો તેમનો યોગ્ય લાગે તેવો નવો ક્રમ કારણ સહિત ગોઠવી આપો. આંકની સાથે મ્હોના ન્હાના ગુણાકાર અને ભાગાકાર કેવી રીતે શિખવશો તે લખો, અને તે શિખવવાના થોડા પ્રશ્નો રચો. ઇનામ રૂ ૨).

(૨) જો પૃથ્વીને લગતો બધી રીતે હાલના ચન્દ્ર જેવો જ એક બીજો ચન્દ્ર હોત, અને તે પૃથ્વીથી હાલના ચન્દ્રના જેટલે જ અન્તરે, પણ તેનાથી હમેશ બરાબર ઉલટી દિશાએ રહેતો હોત, તો ભરતી ઉપર શી અસર થાત તે લખો. ઇનામ રૂ ૧).

(૩) હિન્દુસ્તાનમાં વ્યાપારને ઉપયોગી પડે તેવી કઈ કઈ મુખ્ય નદીઓ છે? તે રસ્તે ક્યાંથી ક્યાં સુધી ક્યા લોકો દ્વારા શો વ્યાપાર ચાલે છે તેનું વર્ણન કરો. કઈ નદીઓનો વ્યાપાર પડી ભાગ્યો છે તે કારણ સાથે લખો. ઇનામ રૂ ૨).

ટીપ—સ્પર્ધાના નિયમ માટે એપ્રિલ સને ૧૮૯૩ ના અંકમાં જોવા. તા. ૨૦ મી મે પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

---

# પેસ્ટેલોઝી.

( ચાલુ પૃષ્ઠ ૮૮ થી. )

ત્યાર પછી જર્મની ઉપર પેસ્ટેલોઝીની શી અસર થઈ છે તે મિ. સેડલરે કહી બતાવ્યું. તે બોલ્યા કે પ્રખ્યાત જર્મન કેળવણીકાર ડિસ્ટરવીગે એક વખત કહ્યું હતું, કે પેસ્ટેલોઝીનું નામ એવું નથી કે માણસો તેને એક વાર માન આપી પછી ભૂલી જાય. ખરો શિક્ષક અને મનુષ્ય જાત ઉપર ખરો પ્રેમ રાખનાર માણસ તેને હમેશાં માન આપશે. આ વર્ષે પેસ્ટેલોઝીના અને તેના બોધના સ્મરણાર્થે આખા જર્મનીમાં ઠેકાણે ઠેકાણે શિક્ષકોના મ્હોટા મેળાવડા થયા છે જર્મની ઉપર પેસ્ટેલોઝીનો ઉપકાર થયો છે, તેવી જ રીતે કાંઇક પેસ્ટેલોઝી ઉપર જર્મનીનો પણ ઉપકાર છે. આગળ કહેવામાં આવ્યું છે કે પેસ્ટેલોઝીના યુવાવસ્થાના પ્રયાસો ઉપર રૂસોના વિચારોની કેટલીક અસર હતી. પરન્તુ સને ૧૭૮૯ માં ફ્રાન્સમાં કાપાકાપી ચાલી, અને પિતા તરીકે તેને પોતાને કેટલોક અનુભવ થયો, તેથી તે ફ્રેન્ચ વિચારોથી કંઇક અંશે પાછો હઠયો જણાય છે. સને ૧૭૯૨ માં તેણે જર્મનીની મુલાકાત લીધી, અને હરડર, વાઈલાન્ડ, અને ગીઠીનું ઓળખાણ કર્યું. સને ૧૭૯૭ માં તેણે " મનુષ્ય જાતિની ખિલવણીમાં કુદરતની રીતોની તજવીજ " એ નામનું એક લઘુ પુસ્તક પ્રસિદ્ધ કર્યું. તેના વિચારોમાં કેટલો ફેરફાર થયો હતો તે એ ઉપરથી જણાય છે. આ પુસ્તકમાં તે લખે છે, કે દરેક માણસ વિષે ત્રણ પક્ષે વિચાર કરી શકાય છે—પ્રાણી તરીકે, જન સમૂહના એક ભાગ તરીકે, અને નીતિમાન પુરુષ તરીકે; અને નીતિમાન પુરુષ તરીકે માણસ કોઈ પણ વસ્તુ વિષે પોતાની આસપાસની પ્રાણી તરીકેની જરૂરીઆતોથી સ્વતન્ત્ર રીતે વિચાર કરી શકે છે. તે કહે છે કે, " ફલાણું મ્હારે કરવું જ જોઈએ, ફલાણી મ્હારી ફરજ છે, એવો હું જ્યારે નિયમ લઉં છું ત્યારે હું સારો—ઊંચો બનું છું." પેસ્ટેલોઝી આ વિચારો આપે છે તેમાં જર્મન તત્ત્વવેત્તા કેન્ટે સને ૧૭૮૩ અને ૧૭૮૮ માં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોની અસર જણાયછે. આ રીતે પેસ્ટેલોઝી ઉપર બેવડી અસર થયેલી માલૂમ પડઉ—એક તરફથી ફ્રાન્સના રૂસોની ઉશ્કેરનારી અસર, અને બીજી તરફથી જર્મનીના કેન્ટની નીતિ-

બળ આપનારી અસર. અને જે બુદ્ધિની અને સાંસારિક અસરોથી જર્મન રાજ્યાધિકારીઓ પોતાની પ્રજાનું નીતિબળ મજબૂત કરી શક્યા તેમાં કેન્ટ અને પેસ્ટેલોઝી બન્નેની અસર માલૂમ પડે છે. સને ૧૮૦૬ માં જીનાની લઢાઈમાં પ્રશિયાની ભારે હાર થઈ; અને હાલના જમાનામાં સિડાનની હાર પછી ફ્રાન્સની કેળવણીની પદ્ધતિમાં સુધારો થયો છે, તેમ તે જમાનામાં જીનાની હાર પછી એક મ્હોટી પ્રજા ફરી બનાવવાને ઇરાદે પ્રશિયાની કેળવણીની પદ્ધતિ નવા પાયાપર રચવામાં આવી. સને ૧૮૦૭–૮ માં તત્વવેત્તા ફિચે જર્મન પ્રજાની નજર પેસ્ટેલોઝી તરફ ખેંચી, અને એક જાહેર વિનતિ પત્રમાં કહ્યું, કે જેમ પૂર્વ કાળમાં મનુષ્યના સુધારા માટે લ્યૂથર થઈ ગયો હતો, તેમ ઈશ્વરે આ કાળમાં ગરીબોના ઉદ્ધાર માટે આ તત્વવેત્તા (પેસ્ટેલોઝી) ને સ્વિતઝર્લેન્ડમાં ઉત્પન્ન કર્યો છે. ફિચના શબ્દોએ પ્રશિયાના રાજા ફ્રેડરિક વુલ્યમના અન્તઃકરણમાં અસર કરી, અને રાજાએ પ્રસિદ્ધ કર્યું કે, " આપણી પ્રજાએ બહારનું બળ અને બહારની કીર્તિ ખોયાં છે. આપણે અન્દરનું (મનનું) બળ અને અન્દરની કીર્તિ સમ્પાદન કરવાં જોઈએ, અને તે માટે **પ્રજાની કેળવણીની ખાસ સમ્ભાળ લેવી** એવી મ્હારી મજબૂત ઇચ્છા છે." રાણી લુઇસીએ પણ લખ્યું કે, "હાલ હું પેસ્ટેલોઝી કૃત લિયોનાર્ડ અને ગરટ્રુડ નામનું પુસ્તક વાંચુ છું. સામાન્ય લોકોની પેઠે હું સ્વતન્ત્ર હોત તો તરત સ્વિતઝર્લેન્ડમાં પેસ્ટેલોઝી પાસે જઈ તે મ્હોટા માણસનો ઉપકાર માનત. મનુષ્ય જાતિ માટે તેનો હેતુ કેવો ઉમદા છે! આખી મનુષ્ય જાતિને નામે હું તેનો ઉપકાર માનું છું." આ રીતે પ્રશિયાના કેળવણી ખાતા પર પેસ્ટેલોઝીની અસર થઈ, અને એ ખાતાના એક કરતાં વધારે પ્રધાનોએ કેટલાક જુવાન શિક્ષકોને તેની પાસે સ્વિતઝર્લેન્ડ મોકલ્યા, કે તેઓ તેના વિચાર અને તેના ઉદ્દેશો શીખી આવી તથા તેમનો પ્રશિયાની સઘળી શાળાઓમાં પ્રસાર કરી નિશાળોનો ઉદ્ધાર કરે. એ જુવાનો પેસ્ટેલોઝી પાસેથી તેની પદ્ધતિ લાવ્યા એટલું જ નહિ, પણ પદ્ધતિ કરતાં પણ વધારે અગત્યનું—જાહેર કેળવણીનો નિઃસ્વાર્થી ઉદ્દેશ—લઈ આવ્યા. તેમના રૂબરૂ પેસ્ટેલોઝી કહેતો, કે રાજા અને ભિખારી, તવંગર અને ગરીબ, ઊંચા અને નીચા, સઘળાને પોતાના ખરા

મનુષ્યત્વની ખિલવણી માટે સરખો હક છે. આવા વિચારો લઈને એ જુવાનો જર્મની પાછા ગયા, અને બની શકે તો પોતાના દેશી બન્ધુઓની દેશ ભક્તિ પુનઃ જાગૃત કરીને જર્મન પ્રજા ફરી બનાવવી એવો તેમણે નિશ્ચય કર્યો. આ રીતે જર્મની અને જર્મન કેળવણીનો યુરોપ ઉપર જે કાંઈ ઉપકાર થયો છે, તેનું બહુ અંશે મૂળ પેસ્ટેલોઝીની નિઃસ્વાર્થ બુદ્ધિ છે, એના કેટલાક સિદ્ધાન્તો નિચે મુજબ હતા;—

(૧) પેસ્ટેલોઝીનો એવો મત હતો, કે માણસની સઘળી શક્તિઓ અને કુદરતી બક્ષીસોની સ્વાભાવિક, સર્વદેશી, સમાન ખિલવણી કરવી એ કેળવણીનો ઉદ્દેશ હોવો જોઈએ. મ્હોટાં જંગી કારખાનાં નીકળવાથી અને મહેનતના વિભાગ વધવાથી માણસની કેળવણી અને શક્તિ એક દેશી થવાનો બહુ ભય રહે છે. આ ખામી દૂર કરવાને જર્મન નિશાળોમાં વધારે વિસ્તૃત કેળવણી આપવી, અને માત્ર બુદ્ધિની કે હસ્તની કેળવણીથી સન્તોષ ન પામતાં લક્ષણો ખિલવવાની કાળજી રાખવી.

(૨) બાળક પાસે જાતે અવલોકન તથા અનુભવ કરાવી તે ઉપરથી તેની કાર્યશક્તિ ખિલવવી, એ મૂળતત્ત્વ દાખલ કરીને પેસ્ટેલોઝીએ જર્મનીમાં કેળવણીની શાસ્ત્રીય રીતિના અભ્યાસને ઘણી મજબૂતી આપી. ગોખણ એ કેળવણી નથી એ વાતને તે બહુ જ પ્રાધાન્ય આપતો.

(૩) તે માનતો, અને જર્મન શિક્ષક હજી માને છે, કે કેળવણી ઘેર શરૂ થવી જોઈએ. કુટુમ્બની અન્દર મળતી કેળવણી સુધરે એવી તેની બહુ ઇચ્છા હતી. તે કહેતો, કે મનુષ્યની કેળવણીનો ખરો પાયો ઘર છે. નિશાળ ઘરની જગા લઈ શકતું નથી; ઘર અને નિશાળે એકઠાં મળીને કેળવણીનું કામ કરવું જોઈએ.

(૪) તે બાળકોની ધાર્મિક કેળવણીને સાંકડી બનાવી દેવાની વિરુદ્ધમાં હતો. તે કહેતો, કે ન્હાની ઉમ્મરે બહુ ધર્મ નિયમો—મનો—મગજમાં ભરી દેવા એ ડહાપણ ભરેલું નથી. શિક્ષક ધર્મના નિયમો મ્હોએ કહી જાય કે ગોખાવી જાય તેના કરતાં શિક્ષકનો દાખલો—તેની વર્તણૂક—વધારે બળવાન અને અસરકારક છે.

(પં) કેળવણીને લગતી દરેક વ્યવસ્થામાં ગરીબને મદદ કરવાની બળવાન ઇચ્છા રાખવી જોઈએ, અને એ ઇચ્છા શિક્ષકનાં પોતાનાં લક્ષણોથી દીપી નીકળવી જોઈએ પેસ્ટેલોઝી સાથેના પોતાના અનુભવનો જે હેવાલ ફ્રોબલે લખ્યો છે તેમાં તે ખાસ કરીને જણાવે છે કે, પેસ્ટેલોઝીનાં લક્ષણનું બળ એટલું ઊંચું હતું, કે જેઓ તેને જોતા અગર સાંભળતા તેમનામાં જોસભેર ઉત્સાહ ઉત્પન્ન થતો. ઉત્તર વયમાં પેસ્ટેલોઝી કેળવણીનો સુધારક જ દેખાતો નથી, માત્ર દીર્ઘદર્શી રાજ્યનીતિજ્ઞ જણાતો નથી, પણ એક સન્ત પુરુષ હોય તેવો માલુમ પડે છે. સ્ટાન્ઝમાં તેણે માબાપ વિનાનાં છોકરાં સાથે જે જિન્દગી ગાળી છે તેનું વર્ણન હૃદયને પીગળાવી નાંખે છે, અને જર્મન શિક્ષકો એ વાતને નકલ કરવા લાયક ગણી પોતાની નજર સામે રાખે છે. તેઓ કદી ભૂલતા નથી કે પેસ્ટેલોઝી નિરાધારનો બાપ અને ગરીબોનો મિત્ર હતો, તેણે બીજાઓના જ ભલા માટે નિઃસ્વાર્થ જિન્દગી ગાળી છે.

(અપૂર્ણ.)

---

# પ્રાણી વર્ણન.

(ચાલુ પુ. ૩૬ મું પૃ૪ ૩૭૪ થી.)

## નોળીઓ.

ઉંદરનો નાશ કરવામાં આ પ્રાણી ઘણું જબરું છે. લંડન શહેરમાં એક ગૃહસ્થે ઘરમાંથી ઉંદરનો નાશ કરવા સારૂ નોળ પાળ્યો હતો. તે નોળે દોઢ મિનિટમાં મ્હોટા બાર ઉંદર મારી નાંખ્યા હતા. જમેઇકા બેટમાં શેરડીનાં ખેતરોમાં ઉંદર ઘણા હતા. પણ આ છેલ્લાં પન્દર વર્ષથી ત્યાંના ખેડુતોએ ખેતરોમાં નોળીઆ પાળ્યા છે ત્યારથી ત્યાં નુકસાન ઘણું જ ઓછું થાય છે એવી ગણત્રી કરવામાં આવી છે કે જમેઇકા બેટમાં નોળ પાળવાથી દર વર્ષે પન્દર લાખ રૂપિયાનું નુકસાન થતું અટક્યું છે.

આ પ્રાણી ઘણે ભાગે રાત્રે જ બહાર નીકળે છે. દિવસે તો પોતાના દરમાં ભરાઈ રહે છે સન્ધ્યાકાળથી સવાર સુધીમાં શિકાર કરે છે. કોઈ

કોઈ વખતે દિવસે પણ બહાર આવે છે પણ તે વખતે દરથી ઘણે દૂર જતો નથી. ખોરાકની શોધમાં હોય છે ત્યારે તે એક જાતનો ઝીણો અવાજ કરે છે. પણ જ્યારે ગુસ્સે થાય છે ત્યારે મ્હોટેથી સમ્ભળાય તેવો અવાજ કાઢે છે. તે વખતે તેની પૂંછડીના વાળ ઉભા થઈ જાય છે. નોળ બહુ સ્વચ્છ રહે છે. ખાધા પછી પંઝાવડે તે પોતાના દાંત સાફ કરે છે.

બીજી એક જાતના નોળ થાય છે તેને રાતો નોળ કહે છે. તે ઉપલી જાત કરતાં કદમાં મ્હોટો થાય છે. તેની વસ્તી સિલોન, નેલુર, નીલગિરિની તળેટી અને રાજપીપળાના પહાડોમાં વધારે છે. નીલગિરિમાં બીજી એક જાતનો નોળ થાય છે તેને નીલગિરિનો તપખીરીઓ નોળ કહે છે. આ નોળની પૂંછડીપર લાંબા વાળ હોય છે. સૌથી મ્હોટી એક જાત થાય છે તેને ચટાપટાવાળો નોળ કહે છે. તેને પણ પૂંછડીપર લાંબા વાળ ઊગે છે. આ જાતના નોળ દિવસે પણ ખોરાક શોધવા બહાર નીકળે છે. નીલગિરિ પહાડપર તેની વસ્તી ઘણી છે. આ નોળ કદમાં મ્હોટા હોવાથી સસલાં જેવડાં ચોપગાં પ્રાણીઓનો શિકાર પણ કરી શકે છે.

હિમાલયના આસામ તરફના ભાગમાં તથા આસામ, આરાકાન, પેગુ, તીનાસરીમ અને ચીનના દક્ષિણ ભાગમાં એક જાતનો નોળ થાય છે તેને કરચલા નોળ કહે છે. ઉપરની જગાઓમાં નદીઓ અને વહેળાના કિનારાપર બગલાની પેઠે ધ્યાન ધરીને બેસી રહે છે અને જ્યારે દેડકાં, કરચલા, વગેરે જળચર પ્રાણીઓ કિનારા નજીક આવે છે ત્યારે તેમને પકડીને ખાઈ જાયછે.

---

# સામાન્ય પદાર્થો વિષે પાઠ.

( ચાલુ પૃષ્ઠ ૯૧ થી. )

પગથીઉં ૬ ઠ્ઠું.

પાઠ ૬ ઠ્ઠો.

**ભરતનાં માપાં.**—અધોળની, નવટાંકની, અને પાશેરની પળીઓ, અચ્છેરીઉં પવાલું, શેરીઉં પવાલું, દશશેરીઓ ઘરા.

મેજ ઉપર અધોળની, નવટાંકની, અને પાશેરની પળીઓ, અ-

અચ્છેરનું પવાલું, શેરીઉ પવાલું, અને દશ શેરીઓ ઘડો હારબન્ધ અનુક્રમે ગોઠવવાં.

જે ચીજો આપણે તોલથી અને લમ્બાઈના માપથી લેઈએ છીએ તે પૈકી કેટલીકનાં નામ પૂછી આ પાઠ શરૂ કરવો, અને પછી દૂધ અથવા બીજા કોઈ પ્રવાહી* પદાર્થ શી રીતે ખરીદીએ છીએ તે સમ્બન્ધી પ્રશ્ન પૂછી પ્રવાહી પદાર્થો વેચવા સાટવા માટે બીજી જાતનાં માપ હોવાં જોઈએ એ બાળકો પાસે કઢાવવું.

પછી મેજ પર ગોઠવેલાં વાસણો તરફ બાળકોનું ધ્યાન ખેંચવું, તેમનાં નામ દેવાં, અને પછી પ્રયોગ વડે⁂ (રેત અથવા પાણી વાપરી) બતાવવું કે,

અધોળની બે પળીઓ મળીને નવટાંક થાય છે,
નવટાંકની „ „ „ પાશેર „ „
પાશેરની „ „ „ અચ્છેર „ „
અચ્છેરીઆં „ પવાલાં „ શેર „ „
શેરીઆં દસ પવાલાં મળીને દશ શેર થાય છે.

છેવટે નીચે પ્રમાણે પ્રશ્નોત્તર કરવાઃ—

"કેટલી અધોળની પળીઓ મળીને નવટાંક થાય છે?" બે.
" „ નવટાંકની „ „ પાશેર „ „?" બે.
" „ પાશેરની „ „ અચ્છેર „ „?" બે.
"કેટલાં અચ્છેરનાં પવાલાં મળીને શેર થાય છે?" બે.
"કેટલાં શેરીઆં પવાલાં મળીને દશ શેર થાય છે?" દસ.
"શેરીઆ પવાલામાંથી પાશેરની કેટલી પળીઓ ભરાય?" ચાર.
"દશ શેરીઆ ઘડામાંથી કેટલાં અચ્છેરીઆં પવાલાં ભરાય?" વીસ.
"પાંચશેરની વટલોઈમાંથી પાશેરની કેટલી પળીઓ ભરાય?" વીસ.

ઇત્યાદિ.

---

* કોઈ કોઈ ઠેકાણે મીઠું તેલ, ઘી, દાણા, વગેરે માપથી અપાય લેવાય છે.

⁂ બનતાં લગી બાળકો પાસે પ્રયોગ કરાવવો.

# जगतूनी भिन्न भिन्न भाषाओ.

(લખનાર ગ. ગો. બર્વે.)

( ચાલુ પૃષ્ઠ ૬૩ થી. )

## ( ૩ ) દ્રવિડી ભાષાઓ.

આ વર્ગમાં તૅમિલ, તેલંગી, કાનડી, અને મલ્યાળી એવી દક્ષિણ હિન્દુસ્તાનમાં બોલાતી ભાષાઓ, તેમ જ ઉત્તર હિન્દુસ્તાનમાંની ગોંડ, રાજમહાલ, ઉરાઓનકોલ, બ્રાહુઈ, વગેરે લોકોની ભાષાઓ આવે છે. દ્રવિડી ભાષાઓ ઉત્તર હિન્દુસ્તાનમાં ચાલે છે તે ઉપરથી તે ભાષા બોલનારા લોકો મૂળ ત્યાંના હશે, અને આર્ય લોકોએ તેમને દક્ષિણમાં હાંકી કહાડ્યા હશે એમ જણાય છે.

દ્રવિડી ભાષાઓ સિથિઅન વર્ગની છે એમ રાસ્કે ઇ. સ. ૧૮૨૧ માં પ્રારંભે જ સિદ્ધ કરી બતાવ્યું. તેમના મૂળાક્ષરો ભિન્ન છે. સંસ્કૃત કરતાં તે ભાષામાં મૂળાક્ષરો ઘણા છે. આ સઘળી ભાષા બોલનારાઓની સંખ્યા ભરતખંડમાં આશરે ૬-૭ કરોડ છે. હાલમાં અહિં સંસ્કૃત ભાષાની સમકાલીન એવી ૧૨ દ્રવિડી ભાષાઓ છે, તે પૈકી તૅમિલ, તેલંગી, કાનડી, તથા મલ્યાળી ઘણી મહત્વની છે. આ સઘળીમાં તૅમીલ ભાષા ઘણી સુધરેલી છે. જૂની તૅમિલ અને નવી તૅમિલમાં ઘણો તફાવત છે. વર્તમાન સમયની દ્રવિડી ભાષાઓ ૮ મા સૈકાથી ૧૨ મા સૈકા સુધીમાં શરૂ થયેલી છે એમ વિદ્વાનો ધારે છે,

**(૧) તૅમિલ**–પલિકતથી તે કેપ કોમોરિન (કન્યા કુમારી) સુધી આ ભાષા બોલાય છે. આશરે ૧॥ કે ૧॥ કરોડ લોકોની આ જન્મ ભાષા છે. ૧૮૮૮ માં આ ભાષામાં ૪૨૫ ગ્રન્થો રજિસ્ટર થયા હતા. આર્ય ભાષાનો આ ભાષા સાથે કોઈ પણ જાતનો સમ્બન્ધ નહોતો. જૈન લોકોએ આર્ય વિદ્યાનો પ્રસાર આ દેશમાં કર્યો ત્યારથી ઘણા સંસ્કૃત શબ્દો તેમાં દાખલ થયા. "અગસ્ત ઋષિએ સઘળાં શાસ્ત્રો બનાવ્યાં" એમ તે લોકો માને છે. જૈન લોકોએ ૮ મા તથા ૯ મા સૈકામાં ગ્રન્થો લખ્યા. આ ભાષામાં સંસ્કૃત શબ્દો સેંકડે ૪૦ છે. હાલમાં જે ગ્રન્થો છપાય છે તે ત્યાંના

કેળવણી ખાતા તરફ ખપે છે. દક્ષિણ હિન્દુસ્તાનમાંની ભાષાઓ ઉત્તર તરફની ભાષાઓ પ્રમાણે જલદી વધતી—સુધરતી નથી.

**(૨) તેલંગી**—સઘળી દ્રવિડ ભાષામાં આ ભાષા બોલનારાઓની સંખ્યા ઘણી છે. આશરે ૨૧ કરોડ લોકોની આ જન્મ ભાષા છે. પલિકતથી તે ચિકાકોલ સુધી આ ભાષા બોલાય છે. ૧૮૮૮ માં ૨૨૧ ગ્રન્થો રજિસ્ટર થયા. કણ્વે સંસ્કૃતમાં ગ્રન્થો લખ્યા, અને બારમા સૈકામાં નાનાબાએ ભારત અને ભાગવતનાં ભાષાન્તરો કર્યાં. તેના મૂળાક્ષરો કાનડી જેવા જ છે. આ ભાષા અત્યન્ત કર્ણ મધુર છે.

**(૩) કાનડી**—બેદર, મ્હેસૂર, અને કર્નાટક પ્રાન્તમાં આ ભાષા બોલાય છે. તે બોલનારાઓની સંખ્યા ૧ા કરોડ સુધી છે. ૧૮૮૮ માં ૧૫૪ ગ્રન્થો રજિસ્ટર થયા હતા. મૂળાક્ષરો તેલંગી પ્રમાણે છે. આ ભાષામાંના જૂના લેખો સંસ્કૃતમાં છે. ચોથા સૈકામાં જૈનોએ ગ્રન્થો લખ્યા, અને બારમા સૈકામાં કેશવ કવિએ કવિતાઓ રચી.

**(૪) મલ્યાળી**—આ તેમીલની ઉપશાખા છે. તેમાંના ગ્રન્થો બસેં કે ત્રણસેં વર્ષમાંના, તે પણ ઘણા જ થોડા છે. ૧૮૮૮ માં ૭૦ ગ્રન્થો રજિસ્ટર થયા. ૦ાા કરોડ લોકોની આ જન્મ ભાષા છે. તેમાં સંસ્કૃત શબ્દો ઘણા છે. ભારત અને ભાગવત એ બે ગ્રન્થો આ ભાષામાં ઘણા જૂના છે.

દ્રવિડી ભાષાઓમાં, તેમાં વિશેષે કરી તેલંગી ભાષામાં, સ્વરૈકતાનતા વિશેષ છે. આર્ય અને સેમિટિક ભાષામાં સ્વરૈકતાનતા બિલકૂલ નથી. મોગલ, તુર્કી, તેલંગી, તથા તુળુવી, એ ભાષાઓ એકબીજાથી ઘણી દૂર હોવા છતાં તેમાં સ્વરૈકતાનતા છે એ આશ્ચર્ય છે!!

## (૪) ઇતર તુરેનિયન ભાષાઓ.

**(૧) મુંડા**—આ એક સ્વતન્ત્ર વર્ગ છે. સાન્થાલ, કોલ, હોસ, અને ભૂમિજ એ સઘળી ભાષાઓ આ વર્ગમાં ગણાય છે. સર જોર્જ કૅમ્પ્બેલે મુંડા ભાષાઓને કોલેરિયન એવી સંજ્ઞા આપેલી છે.

**(૨) તાઇક**—આ વર્ગમાં સિયામ, લાઓ, શાન, અહોમ, ખામતી, અને કાશિયા (ખાશિયા) ની ભાષાઓ મોજૂદ છે.

**(૩) ગાંગેય**—આ વર્ગમાં તિબેટી, લેપચા, મુર્મી, મગર,

શ્રુગ વગેરે ભાષાઓનો સમાવેશ થાય છે.

**(૪) લોહિત્ય**—આ વર્ગમાં બ્રહ્મી, બોડો, ગારો, નાગા, સિંગફો વગેરે ભાષાઓ ગણાય છે.

લોહિત્ય અને ગાંગેય ભાષાઓને ભૂતાની ભાષાઓ પણ કહે છે.

**(૫) પૂર્વ તરફના દ્વીપકલ્પમાંની ઈતર ભાષાઓ**—માં આસામ, પેગૂ, કામ્બોજની ભાષાઓ આવી શકે છે. તે ભાષાઓનો શોધ વિશેષ રીતે થયો નથી, તેથી તે વિષે નિશ્ચયાત્મક કંઈજ કહી શકાતું નથી. ચીન, હિન્દુસ્તાન, તિબેટ એ દેશોના ધર્મ તથા લોકો સાથે અહિંના લોકોનો વિશેષ પરિચય છે.

**(૬) કોકેશસ ભાષાઓ**—આ વર્ગમાં જોર્જીઆ, લેઝિયા, સરકાશિઆ, વગેરે પ્રાન્તની ભાષાઓ ગણાય છે. એ સઘળી ભાષાઓનું વર્ગીકરણ હજી થયું નથી.

(અપૂર્ણ.)

---

# ગુ. મેલ. ટ્રે. કોલેજની પરીક્ષાના પ્રશ્નો, ૧૮૯૭.

( ચાલુ પૃષ્ઠ ૯૩ થી. )

## વિદ્યા.

## પ્રવેશક પરીક્ષા.

### આરોગ્ય વિદ્યા.

૧. હવાને બગાડનારાં અનિવાર્ય કુદરતી કારણોનાં નામ લખો. તે કારણો પૈકી સૌથી વધારે બગાડ કોણ અને કેવી રીતે કરે છે?

૨. ગામડાંની આરોગ્યતા સંભાળવાનું કામ કોને માથે છે? અને તે સમ્ભાળનારને તે સમ્બન્ધમાં શો શો અધિકાર છે?

૩. ઊંઘના સમ્બન્ધમાં જે જે નિયમો તમે જાણતા હો તેનાં નામ લખો.

૪. જાણીતા રોગો પૈકી ચેપી રોગોનાં નામ લખો. "આંખનું દુખવા આવવું" આ રોગ ચેપી છે કે નહિ? જો હોય તો કેવી રીતે?

૫. ન્હાવાના સમ્બન્ધમાં જે જે નિયમો અગત્યના હોય તે તે લખો.

---

## પહેલું વર્ષ.

### ભૂતળ.

૧. ઝાકળ તે શું? એ કેમ બને છે? ક્યારે પડે છે? કેવી વસ્તુઓ ઉપર સૌથી વધારે પડે છે અને તેનું કારણ શું?

૨. વરસાદનું પાણી વાદળમાંથી પડે ત્યાંથી તે કૂવામાં ઝરણ રૂપે આવે ત્યાં સુધીમાં તે હવા તથા પૃથ્વી ઉપર શી શી ક્રિયાઓ કરે છે અને તેથી રસાયનિક ફેરફાર શા શા થાય છે?

૩. કેટલીક નદીઓમાં ઉન્હાળામાં પૂર આવે છે તેનું કારણ શું? એવી બે નદીઓનાં નામ તેના ચોકસ ઠેકાણા સહિત આપો.

૪. બ્લાંક પર્વતની ઉંચાઈ અને આટલાન્ટિક મહાસાગરની ઉંડાઈમાં શો ફરક છે અને તે કેવી રીતે જાણવો?

૫. જ્વાળામુખી પર્વત ફાટે ત્યારે શું શું થાય છે? એશિયા ખંડમાં એવા પર્વતો ક્યાં છે અને તે વિષે તમે શું જાણો છો?

### સામાન્ય જ્ઞાન.

૧. મીઠું, મોતી, ફટકડી, અને પારામાં પાણી છે કે નહિ? જો છે તો કેટલું કેટલું છે? તે શી રીતે સાબીત કરશો?

૨. કેરોસિન તેલની રસાયનિક વ્યાખ્યા આપો અને એ બળે છે ત્યારે શા શા રસાયનિક ફેરફારો થાય છે તે લખો.

૩. સાબૂ અને મીણબત્તિનું એક જ કારખાનું હોય કે બેઉ જુદાં જુદાં હોય તો શેમાં વધારે ફાયદો પડે તે કારણો સહિત લખો.

૪. પાટ અને તેજાબના સોનામાં શો ફરક છે અને તે કેમ થયો?

### આરોગ્ય વિદ્યા.

૧. ઉધર્વાનાં કારણો લખો.

૨. ન્હાવાના નિયમો લખો.

૩. મરકીના વખતમાં હવા તથા કૂવાનાં પાણી સ્વચ્છ રાખવાના ઉપાયો તથા તે ઉપાયોની ક્રિયાઓ લખો.

૪. જોડા તથા છત્રીની જરૂર આરોગ્ય પરત્વે ઉન્હાળા કરતાં ચોમાસામાં વધારે કે ઓછી તે સમજાવો.

---

## બીજું વર્ષ.

### રસાયન.

૧. ૧૦ પાઉન્ડ કલોરિન બનાવવામાં મીઠું કેટલું વપરાય ?

૨. વાતાવરણ એ રસાયની સંયોગ છે કે મિશ્રણ છે ? જે હોય તે સાબીત કરો.

૫૦૦ પાઉન્ડ વાતાવરણમાંની બધી ઑક્સિજન લઈ લેવાને કેટલા પાઉન્ડ કોલસો બાળવો જોઈએ ?

૩. પીળા અને લાલ ફૉસ્ફરસમાં શો ફેર છે ? લાલ ફૉસ્ફરસ કેમ બને છે ? પી$_૨$ ઓ$_૫$ ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થાય છે?

૪. નવસાર અને ચૂનો મેળવીને ચોળીએ તો કયો પદાર્થ નીકળે, તે કયાં કયાં તત્વોનો બનેલો છે, તેમાં શા શા ગુણો છે ? તેજાબમાં અને એમાં શો ફેર છે અને તે ફેર બતાવશો ?

૫. પાણીમાં હ અને ઓ વજનનાં પ્રમાણમાં કેટલાં છે, એ નક્કી કરવાનો પ્રયોગ લખો, અને એ પ્રયોગથી રસાયની સંયોગનો જે કાયદો સિદ્ધ થતો હોય તે લખો.

### ભૂસ્તર.

૧. ટ્રેનિંગ કૉલેજના બાગમાં ૩૦ ફુટ ઊંડે સુધી ખોદતાં કેવાં કેવાં પડો નજરે પડે તે અનુક્રમે ગણાવો.

૨. ચકમક, સ્લેટ, અને આરસ કેવી રીતે બનેલા છે, મુમ્બઈ ઇલાકામાં કયાં કયાં ઘણા નીકળે છે, એ ત્રણેમાં શો શો તફાવત છે ?

૩. પૃથ્વી ઉપરનાં હાલનાં તથા મનુષ્ય પૃથ્વી ઉપર આવ્યું તે

પહેલાંનાં પ્રાણી અને વનસ્પતિ એક સરખાં છે કે કેમ તેની સવિસ્તર નોંધ લખો.

## ગોળાનાં કૃત્ય.

૧. ગોળાનાં કૃત્ય શિખવવાની શી જરૂર છે?

૨. યામ્યોત્તરવૃત્ત એટલે શું? ઇંગ્લન્ડ, પારિસ, અને હિન્દુસ્તાનમાં કઈ કઈ જગ્યાઓનાં યામ્યોત્તરવૃત્ત મુખ્ય યામ્યોત્તરવૃત્તમાં ગણાય છે? યામ્યોત્તરવૃત્ત નીમવામાં મુખ્ય બાબત કઈ ધ્યાનમાં લેવી જોઈએ?

૩. ૩૦ મી જૂને સૂર્ય ક્રાંતિવૃત્તમાં કયે ઠેકાણે છે તે શી રીતે શોધી કહડાય?

૪. સૂર્યના અશાંશ કેવી રીતે જડે છે?

---

## ત્રીજું વર્ષ.

## પદાર્થ વિજ્ઞાન અને ખગોળ.

૧. એક સીધી છતમાં કેટલેક અન્તરે બે કડીઓ જડી છે. તે બંનેમાં એક દોરી પરોવીને વચ્ચે એક ભાર ટાંગેલો છે. દોરીના બંને છેડા બે માણસોએ સરખું જોર કરીને ઝાલીને તે ભાર અધર રાખ્યો છે અને તે ખેંચે છે. જેમ જેમ ભાર ઊંચો ચઢતો જશે તેમ તેમ તે માણસને જોર પડવામાં કાંઈ ફરક પડશે કે નહિ તે સિદ્ધ કરી સમજાવો. ફરક પડતો હોય તો તેમને વધારેમાં વધારે અને ઓછામાં ઓછું કેટલું જોર આવે?

૨. બબે ગજ લાંબા ભાર વગરના બે સળીઆ વચમાંથી કાટખૂણે જડી લીધા છે. એક સળીઆને એક છેડે બબે ફુટની દોરીવડે બબે પાઉન્ડનો ભાર લટકાવ્યો છે, અને બીજા સળીઆને છેડે ચાર ચાર ફુટની દોરીથી ચાર ચાર પાઉન્ડનો ભાર લટકાવ્યો છે. એ ચારે વજનનું ગુરુત્વ મધ્ય બિન્દુ ક્યાં આવશે?

૩. એક વહાણ પૂર્વ દિશામાં જાય છે, અને પવન દક્ષિણથી

ઉત્તર તરફ વાય છે. અનુકૂળ રીતે સઢ ગોઠવીને પવનનું બળ વહાણ આગળ ચલાવવામાં મદદમાં લેવાશે તેવું સિદ્ધ કરો.

૪. પાંચ પાંચ શેર ભારની ત્રણ છૂટી ગરગડીઓ પહેલા પ્રકાર પ્રમાણે ગોઠવીને એક માણસ પોતે પોતાને જ ઉપાડે છે; તેના શરીરનું વજન ૧૫૦ પાઉન્ડ છે, દોરીનો એક છેડો તેના હાથમાં છે, તો તેને કેટલું જોર આવશે ?

૫. એક ૨૦ ફુટ વ્યાસવાળો ૪૦ ફુટ ઊંડો કૂવો ખોદ્યો, ને માટી સપાટી ઉપર લાવ્યા, તો કેટલું કામ થયું ? ૧ ઘન ફુટ માટીનું વજન ૨૫ શેર છે.

૬. સામ સામી દિશાના બે સમાન્તર બળોના કર્ણનું મહત્ત્વ તથા લગાડવાનું બિન્દુ કહાડીને સિદ્ધ કરી આપો.

૭. એક ત્રાજવાની દાંડીને છેડે તેનાથી ૩૦ અંશને ખૂણે ૩૦ પાઉન્ડના બળથી એક માણસ ખેંચે છે. તે જ સફાઈમાં બીજે છેડે એક માણસ તે દાંડીને ૬૦ અંશને ખૂણે કેટલું બળ લગાડીને ખેંચે તો દાંડી સમતોલ રહે ?

૮. ખરા ૧૦ શેર વજનવાળી ચીજ એક ખોટા ત્રાજવાના એક પલ્લામાં મૂકીને જોખી તો ૧૨ શેર થઈ. તેના બીજા ત્રાજવામાં તે મૂકીને જોખીએ તો કેટલી થાય ?

(ઉપરના સવાલોમાંથી ગમે તે ૨ છોડી દેવા.)

---

૯. ખરતા તારાઓ વિષે તમે શું જાણો છો ? કેટલાક ખરતા તારાઓ પડતા દેખાયા પછી પૃથ્વી ઉપર પડે છે, અને કેટલાક નથી પડતા તેનું શું થાય છે ?

૧૦. આકાશની નિરીક્ષા કરવાથી કેમ માલૂમ પડે કે અમુક બહારના ગ્રહો છે ? તેમનામાં મુખ્ય શો ભેદ જણાય ?

૧૧. ચન્દ્રની કળાઓ શા માટે દેખાય છે તે સમજાવો. તેમાં

અને ગ્રહણમાં શો ફેર ? ચન્દ્રમાં રહેનારને રાત્રિ દિવસ કેમ અને કેટલા થાય ? પૃથ્વી ઉપરના દરેક ભાગને સૂર્ય ચન્દ્રના અજવાળાનો લાભ મળે છે તેમ ચન્દ્રના દરેક ભાગને કોનો અને કેટલો પ્રકાશ મળે ?

૧૨. ખગ્રાસ અને કંકણાકાર ગ્રહણની વખતે ચન્દ્ર, પૃથ્વી અને સૂર્યની સ્થિતિ આકૃતિમાં બતાવો. એ બેમાં શો ફેર છે ? ચન્દ્ર ઉપરથી સૂર્યનું ખગ્રાસ, અને કંકણાકાર ગ્રહણ દેખાય કે નહિ, અને દેખાય તો ક્યારે?

૧૩. નીચેની વ્યાખ્યાઓ આપીને સમજાવોઃ--

વિષુવરેખા, રેખાંશ, રાશિચક્ર, સ્થાનભેદ ખૂણો, નીચસ્થાન,પ્રતિયોગ.

૧૪. ધૂમકેતુ વિષે જાણતા હો તે લખો.

---

## નિશાળોનાં ઇનામ પત્રક.

કચ્છ પ્રાન્ત. ભચૌ. ઠા. બહેચર દેવચન્દ રૂ. ૧-૧૨-૦ ગાંધી રતનસી ઝવેર રૂ. ૧-૪-૦ દરબારશ્રી રૂ. ૮-૪-૦ ફતેહગઢ. સોની બહેચર મોતીચન્દ રૂ. ૧-૪-૦ દરબારશ્રી રૂ. ૩-૪-૦ મનફરા. શેઠ ખટાઉ વલ્લભજી રૂ. ૨-૮-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧-૪-૦ સાંભરાઈ. શેઠ દેવજીભાઈ રામજી રૂ. ૧૪) રા. રા. દુર્લભરામ માણેકજી રૂ. ૧૪) રાજગોર કચરા લીલાધર રૂ. ૧-૪-૦ સોની વ્હાલજી ખીમજી રૂ. ૨) જાડેજા મોમાયાજી બહરાજી રૂ. ૧-૪-૦ શેઠ કહાનજી ડુંગરસી રૂ. ૧૬) વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫-૦-૦ પત્રી ઠા. ભાગચન્દ નાગજી રૂ. ૦-૧૨-૦ સંઘવી સાકરચન્દ ગાંગજી રૂ. ૦-૧૨-૦ મેપા નેણસી રૂ. ૧) વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪-૮-૦ ખડીરગડડા. મુનશી મહમદઅલ્લી કરીમમહમદ રૂ. ૩) મુનશી બાપુમીઆં મહમદઅલી રૂ.૧) રા. ન્હાનચન્દ નેગીદાસ રૂ.૦-૮-૦ ઠા. માનસિંગ લખમીસિંગ રૂ. ૦-૮-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧-૮-૦ ભચૌ કન્યાશાળા. રા. રા. રતનશંકર ભાઈશંકર રૂ. ૧-૧૨-૦ ઠક્કર બહેચર દેવચન્દ રૂ. ૧) વકીલ લખમસી ટોકરશી રૂ. ૧-૪-૦ સ્વામી બ્રહ્માનન્દ રૂ. ૧) વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧-૪-૦ ભુજસંસ્કૃત

પાઠશાળા—મહારાણી શ્રી ગંગાબા સાહેબ રૂ. ૨૫) ગઢસીસા વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨૩) શ્રી દેવરાજ ટોકરશી રૂ. ૨૦-૧૨-૦ વ્યાસ હરિરામ સુરજી રૂ. ૧૨) જખૌ કન્યાશાળા—શા. ઉકેડા રવજી રૂ. ૬) વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨) બાયઠ—મહેતા દેવકરણ શીરાજ રૂ. ૧-૧૨-૦ સૈયદ અભામીઆં દાદામીઆં રૂ. ૧-૪-૦ રા. રા. લધુભાઈ માધવજી રૂ. ૧-૪-૦ શા. ટોકરશી કહાનજી રૂ. ૧-૧૨-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬) ગોધરા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૯) શેઠ કહાનજી હરિ રૂ. ૧૮-૧૨-૦ મઠ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૮-૦ રા. રા. વૈજનાથ પ્રભુજી તથા જદુરામ મંગલજી રૂ. ૮-૪-૦ શા. ટોકરશી આણન્દજી રૂ. ૨-૨-૦ ભુજકન્યાશાળા—રાજગોર બાવા કલ્યાણજી લાલજી રૂ. ૧૯) ડુમરા—શી, જેઠા નરસી, રૂ. ૪-૮-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩-૯-૦ અંજાર—શા. ખટાઉ રામદાસ રૂ. ૨-૮-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫-૪-૦ સુથરી—મોચી લધુ જેઠા રૂ. ૧-૧૨-૦ સુતાર ધેલા શ્યામજી ૧-૪-૦ શેઠ દામજી મેઘજી હસ્તે જેઠાભાઈ રૂ. ૨૬) વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૭-૮-૦ વીરાણી—શા. ભોજા રતનશીનાં પત્ની મીઠાંબાઈ રૂ. ૬-૧૨-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪) ખારી રોહર—રા. વીરજીભાઈ રૂ. ૪-૪-૦ વાર્ષિક પરીક્ષા વખતે ૧-૮-૦ અંજાર કન્યાશાળા—હિંમતરામ ગૌરીશંકર રૂ. ૫-૮-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩-૮-૦ વીંઝાણ—મુખીઆ દેવજી મૂળજી રૂ. ૯-૧-૬ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫-૮-૦ માંડવી એ. વ. સ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨૮-૮-૦ શેઠ વિશનજી નન્દજી રૂ. ૧૧-૮-૦ માંડવી નં. ૧ ની સ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩૬-૮-૦ શેઠ વિશનજી નન્દજી રૂ. ૧૦) શેઠ કેશવજી હંસરાજ રૂ. ૮-૮-૦ માંડવી નં. ૨ જો—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨૫-૮-૦ શેઠ વિશનજી નન્દજી રૂ. ૧૨-૪-૦ શેઠ કેશવજી હંસરાજ રૂ. ૪-૪-૦ માંડવી ખલફાન સ્કૂલ—શેઠ વિશનજી નન્દજી રૂ. ૨) રા. ચતુર્ભુજ શિવજી રૂ. ૨૫-૦-૦ માંડવી નાઈટ સ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪) માંડવી શેઠ ઇબ્રાહીમ કન્યાશાળા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨૫-૪-૦ શી નારણજી ઝવેર રૂ. ૭-૧૦-૦ શેઠ કેશવજી હંસરાજ ૪-૪-૦ શેઠ વિશનજી નન્દજી રૂ. ૧૩-૪ શેઠ દામોદર

આણંદજી રૂ. ૭-૧૦-૦ રસાયા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૮-૮-૦ શેઠ રતનસી મૂળજી કન્યાશાળા—શેઠ વિશનજી નન્દજી રૂ. ૨-૮-૦ મુન્દ્રા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫૦) મુન્દ્રા કન્યાશાળા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૭-૮-૦ મુન્દ્રા નાઇટ સ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫) કપાયા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૪-૦ ભુજપર—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૮) દેશલપર—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪-૮-૦ બેરાજા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪-૮-૦ ગુન્દાળા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫-૮-૦ ભદ્રેશ્વર—વાર્ષિક પરીક્ષા વખતે ૪-૧૨-૦ કુંભારીઆ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૦) બેરાઇ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૦) નાગલપુર—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૯-૮-૦ ચોબારી—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪) રાપુર કન્યાશાળા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩-૧૨-૦ રાપુર—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૮) રાપુર નાઇટ સ્કૂલ—વાર્ષિક પરીક્ષા ૬-૪-૦ રવ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૯-૮-૦ લોહાણી—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૪-૦ જાટવાડા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫) બેલા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૦-૧૨-૦ આડીસર—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫-૮-૦ ગાગોદર—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩-૮-૦ ચિત્રોડ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૭-૪-૦ કુંટારીઆ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧-૪-૦ વાંઢીઆ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૧૨-૦ શિકારપુર—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫) વોંધ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩) ચીરઇ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫-૮-૦ પદ્ધર—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪) કોટડી—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪-૮-૦ મંગવાણા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫) મંજલ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩) લાયજા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬) બિદડા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૭-૮-૦ ગુન્દીઆળી—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫) કોડાય—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧) લખપત—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩) બીટા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫) નખત્રાણા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩-૮-૦ ફરાદી—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪-૨-૦

શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર,
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખં. દુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો
શેઠ. માણેકશા બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી. હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ, ભુજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, ઍંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુંદરદાસ ચોકશી. | શેઠ ફકીરજી સોરાબજી મદ્રાસના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ મહેરવાનજી શોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતોઃ**—રાસ્તગોફતાર, મુંમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ, ગુજરાતી, યજદાં પરસ્તઃ રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેકટેટર, ગુજરાતમિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

**હસ્તશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડિસકાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસકાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પૂગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું

૬ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે હસ્તશિક્ષક કોપીબુકોની સાથે અમો બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમિશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે શરનામે લખવું

નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ

સરકારીબુકકમિટીના મેમ્બરોના અભિપ્રાયોપુસ્તકોની સાથેમોકલવામાંઆવશે
પરદેશી ગ્રાહકોને ૨૦. ટકા કમિશન. મોકલવાનું ખર્ચ તેમને માથે:
કર્તા પાસેથી અથવા ધંધુકાના.મી મણીશંકર ત્રિભોવન પંડ્યા પાસેથી મળશે.

---

**નારીતત્વ**—એક અપૂર્વ બંગાલી ગ્રંથનું ભાષાંતર—મૂળ ગ્રંથ માટે સાંના પત્રોનાં મતો. સુરભિપતાકા—જૈનમંડળને તેમાં સ્ત્રીઓને આ ગ્રંથ વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. ભારતી—સ્ત્રીઓને માટે જે ગ્રંથો છે તેમાં આ સર્વોત્તમ છે. સંજીવિની—દરેક સ્ત્રીને આ ગ્રંથ વાંચવાની અમે આગ્રહથી ભલામણ કરીએ છીએ. ઈ. ઇ. ભાષાંતર શુદ્ધ અને સરળ કરવામાં આવ્યું છે. એમાં જે કાંઈ નફો થશે તો તે કેળવણી ખાતાનો લાભ માટે વાપરવાનો છે. તેથી આ ગ્રંથને આશ્રય આપવા વિનતિ છે. કીં. રૂા. ૧ પોસ્ટેજ જૂદું. તાકીદથી નામ નોંધાવો. દામોદર. વ. શાહ તા. સ્કૂ. મા. જાફરાબાદ.

પ્રાથમિક શાળા તથા ટ્રેનિંગ કોલેજની પ્રાકિટસિંગ સ્કુલ માટે મે. ડિરેકટર સાહેબે મંજુર કરેલા.

**ગુજરાતી મૂળાક્ષરોના નકશા.**

કિંમત ૦–૮–૦ પોસ્ટેજ ૦–૨–૦

સ્કુલ લાઇબ્રેરી માટે ડિરેકટર સાહેબે મંજુર કરેલો.

**ગુજરાતી શબ્દાર્થ સિન્ધુ.**

આમાં નર્મ કોષ કરતાં વધારે શબ્દોનો સમાવેશ છે. અક્ષરો ઝીણા, કાગળ ઉંચા, સુંદર છાપ સોનેરી નામ સાથે કપડાનું ગજબુત પૂઠું. કીંમત રૂ ૩–૦–૦ પોસ્ટેજ ૦–૫–૦

**સંસ્કૃત ગુજરાતી શબ્દ કોષ.**

ઘણા સંસ્કૃત કોષોને આધારે તૈયાર કરેલો, પુષ્કળ શબ્દના સંગ્રહ વાળો, નિર્ણયસાગર પ્રેસમાં ઉત્તમ અક્ષરે ઉંચા કાગળ ઉપર છાપેલો, સોનેરી નામના કપડાના પૂઠાનો, કિંમત રૂ. ૪–૦–૦ પોસ્ટેજ ૦–૬–૦

જીતકર વાડી ગીરગામ. } રામદાસ કાશીદાસ મોદીની. કંપની.
પુસ્તક પ્રસારક મંડળી મુંબાઇ.

---

**સને ૧૮૮૨ ના છઠા. કાયદા પ્રમાણે રજીષ્ટર થયેલું છે.**

થોડે પૈસે મોટો લાભ ! વધુમાં વધુ રૂ ૨૦૦૦ ) સુધીનો લાભ.

**ધી ઇંડિયન–મ્યુચ્યુઅલડેથ બેનીફીટ ફંડ લીમીટેડ.**

મરણના લાભની વીમા કંપની.

આ કંપનીમાં હાલમાં ૬૦૦ કરતાં વધુ મેંમબરો છે.

આ કંપનીમાંથી મેંમબરના મર્ણ વખતે રૂ. ૧૦૦ ) સુધીની મદદ બોનેસપેટે મર્ણ થવાથી તુરત મળે છે.

હેડ. ઓફીસ. અમદાવાદ. ઠે. ખાનકોરના નાકા. આગળ.

આ કંપની સારા આબરૂદાર ડાયરેકટરોની દેખરેખ હેઠળ સારા પાયાપર ચાલે છે. નીયમો સરલ ને બીનતકરારી છે, વીમાના દર નીચે પ્રમાણે.

| વર્ગ. | ઉમર. | દાખલ–ફી. | માસીક ફી | કંટીજન્ટ ફી. | કુલ. રકમ. |
|---|---|---|---|---|---|
| ૧ લો. | ૧૮ થી ૪૦ | ૨–૦–૦ | ૧–૦–૦ | ૦–૪–૦ | ૩–૪–૦ |
| ૨ જો. | ૪૧ થી ૫૦ | ૨–૮–૦ | ૧–૪–૦ | ૦–૪–૦ | ૪–૦–૦ |
| ૩ જો. | ૫૧ થી ૬૦ | ૩–૦–૦ | ૧–૮–૦ | ૦–૪–૦ | ૪–૧૨–૦ |

દાખલ થવાની અરજી સાથે ઉપર પ્રમાણે ફી ભર્યા બાદ. ૧લા. ૨જા. અને ૩જા વર્ગના મેમ્બરોને ઠરાવાશે. રૂ. ૧-૦-૦ રૂ. ૧-૪-૦ અને રૂ. ૧-૮-૦ અનુક્રમે વર્ગ પ્રમાણે ફી ભરવી પડશે ઉંમર વધતાં સાથે મા-સીક લવાજમ વધતું નથી વીશ વરશે જીવતાં બોનસ મળશે પ્રૉસ્પેક્ટસ તથા અરજીના ફારમ માટે નીચે સહી કરનારને એક આનાની ટીકીટ સાથે લખી જણાવવું. સબ. એજંટો જોઇએ છે કે જેને સારૂં કમીશન આપવામાં આવશે. એન. પી. શેઠના. એન્ડ કંપની એજંટસ. અમદાવાદ.

**સરળ દેશીનામાની પદ્ધતિ,** આવૃત્તિ દશમી. કિ. ૪ આના. મુમ્બાઇ ઇલાકાના કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સા. ના ઇન. ૪૪૯૦ તા. ૯-૧૧-૯૪ના ઠરાવ મુજબ શાળામાં વાપરવાને હરકત નથી. સરકારે મંજૂર કરેલ 'ગુજરાતી બાળ વ્યાકરણ.' આવૃત્તિ. બીજી. કિ ૪ આના. પોસ્ટેજ બનેનુ માફ. કમિશન. ૧૦-૧૫-૨૦. નંગથી ૧૦-૧૫-૨૦-૨૫ ટકા. વે પે. ખર્ચ મંગાવનારને શર છે. **પ્રેમચંદ કરમચંદ, શાહ.** સબડે. એ. ઇ. ગોહિલવાડ મુ સ્વારી **ભાવનગર.**

## સોનેરીતક-કિંમતી ભેટ !!

### મહાજન-મંડળ.

**"મહાજન મંડળ"** નામે અપૂર્વ ગ્રંથ હાલમાં મારા તરફથી છપાઇને બહાર પડયો છે. જેની અંદર ભારતવર્ષના પ્રાચીન તથા અર્વાચીન લગભગ ૪૦૦ મહાત્માજનો જેવા કે;-નૃપતિઓ. પ્રધાનો મહર્ષિઓ, મહા પંડિતો, ધર્મપ્રવર્તકો, મહ કવિઓ મોટા ભક્તો, વૈદ્યો, સંગીતશાસ્ત્રીઓ, પરોપકારી જનો, નામાંકિત પુરૂષો અને સાક્ષરો, મહા સતીઓ, વીરાંગનાઓ, વિદુષી બાઇઓ અથવા પંડિતાઓ, અને વિદેશી ધર્મપ્રવર્તકો, ઇત્યાદિનાં જીવનચરિત્ર બહુ વિસ્તાર પૂર્વક લખવામાં આવ્યાં છે. એ ગ્રંથ રૉયલ આઠપેજી ૧૫૦૦ પૃષ્ટનો છે. અને તેનાં પુંઠાં ઘણાંજ શોભિતાં સોનેરી નામવાળાં ખાસ વિલાયતમાં તૈયાર કરાવી મંગાવેલાં છે, આ ગ્રંથની તમામ એટલે (૧૫૦) હતી તે મુંબાઇવાળા દ. વનનજી પરમાનંદ સાહેબ વાળાને સામટી વેચાણ આપી છે માટે એ વિષેના ઓરડરો તેમના તરફ મુંબાઇમાં કાલકાદેવી રોડ એવે સરનામે મોકલવાં. કીંમત સર્વેને માટે રૂ. ૭ાા પોસ્ટેજ મફત. આ ગ્રંથ વિદ્વાન અને પ્રજાપ્રિય **શ્રીમંત મહારાજા શ્રી શિયાજીરાવ ગાયકવાડ સેનાખાસ ખેલ સમશેરબહાદુરને** તેમની ખાસ પરવાનગીથી અર્પણ કરવામાં આવ્યો છે. તેમજ તેના અગ્રભાગે એ નામદારશ્રીની સુંદર છબી મૂકવામાં આવી છે. ગુર્જર ભાષામાં આવો મોટો અને ઉત્તમ ગ્રંથ આ પ્રથમજ છે, એવો ઘણાં વિદ્વાનોનો અભિપ્રાય છે. ઘણી પ્રતો થોડાજ વખતમાં ખપી ગઇ છે. એજ તેની મહત્તાની પ્રતીતિ છે. હવે જુજ પ્રતો રહી છે, માટે સત્વર મંગાવી લ્યો. કે "વહેલા તે પહેલા." આ ગ્રંથની પ્રસ્તાવના તથા અનુક્રમણિકાનું ચોપાનીઉં જેમને જોઇએ તેમણે અડધા આનાની ટીકટ મોકલી મંગાવી લેવું.

| | |
|---|---|
| **મુ. આણલીઆરાં.** | **મગનલાલ નરોત્તમદાસ પટેલ.** |
| સ્ટેશન... [illegible] | "સંસારચિત્ર કાદંબરી" ઇત્યાદિનો કર્તા. |

## સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું જોઈયે કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આપશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર, રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧—૦—૦ રાખી છે, પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦—૧૨—૦.

લિખૂ૫ લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. લિખાણ પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલ પાને રૂ ૧ થી રૂ ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. | લીટી. |
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ભાગ ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮—૦—૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦—૦—૦ અને એક તોલા સુધીના રૂ. ૧૨—૦—૦. તે ઉપરનાને માટે કમને

અંક ૫ મો. પુસ્તક ૩૭ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.



મે. સને ૧૮૯૮.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી).

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

સને ૬૬ સ્વામીન સોખા છે.

૧૯,૦૦૦ વિદ્યાર્થી કેળવણી લે છે, અને તેમની કેળવણી પાછળ દર વર્ષે ૪,૭૦,૦૦૦ રૂપિયા ખર્ચાય છે. દેશી ભાષામાં ચાલતી મધ્યમ શાળાઓ બાબત ડિરેક્ટર સાહેબ લખે છે, કે તેમાં શીખ્યાથી કાંઈ નોકરી મળતી નથી, તેથી લોકોને તે પસન્દ પડેલી જણાતી નથી. એટલે બીજે ઠેકાણેની માફક બ્રહ્મ દેશમાં પણ લોકો પેટ ભરવા માટે કેળવણી લે છે.

---

ગયાં પાંચ વરસમાં બ્રહ્મ દેશની પ્રાથમિક શાળાઓમાં વધારો થયો છે, અને તેમાં હાલ ૧,૪૪,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. ખાનગી નિશાળોમાં પણ સારો વધારો થયો છે. બ્રહ્મી લોકો બૌદ્ધ ધર્મી હોવાથી એ દેશમાં એ ધર્મના સાધુઓના મઠ ઘણા છે. ઘણી ખરી ખાનગી નિશાળો મઠોના સમ્બન્ધમાં કાઢવામાં આવી છે, અને સાધુઓનું મન પ્રજાની કેળવણી તરફ વાળવામાં કેળવણી ખાતું ફતેહ પામ્યું છે. ખાનગી નિશાળોના ઘણા ખરા શિક્ષકો બૌદ્ધ સાધુ છે. બ્રહ્મ દેશના ડિરેક્ટર સાહેબ પ્રાથમિક નિશાળોની મ્હોટામાં મ્હોટી ખોડ એ બતાવે છે, કે ત્યાં નીચેના વર્ગો હલકા પગારના માણસોને સોંપવામાં આવે છે. જેમ વર્ગ હલકો તેમ તેનો શિક્ષક વધારે હલકા પગારનો હોય છે. આ ગોઠવણથી કેળવણીને ઘણી હાનિ પહોંચે છે. મુમ્બઈ ઇલાકાના મહેતાજીઓએ પણ આ વાત યાદ રાખી પોતાની નિશાળોની ગોઠવણ વધારે સારી કરવી જોઈએ છે. જે બૌદ્ધ સાધુઓ નિશાળો ચલાવે છે તેમની શિક્ષણ રીતિઓ ઉત્તમ નથી, તે સુધારવાનો પ્રયત્ન ચાલે છે. સાધુ નહિ તેવા વ્યવસ્થાપકોના સમ્બન્ધમાં ડિરેક્ટર સાહેબ કહે છે કે, "ઘણું કરીને જેને બીજી કોઈ રીતે પેટ ભરવાનું મળતું નથી તે નિશાળ સ્થાપે છે, અને ગમે તેવો કમહુશિયાર છતાં તેમાંથી પોતાનું પેટીયું કાઢે છે." આવા માણસો ખરી કેળવણીને હાનિ કર્તા છે. ડિરેક્ટર સાહેબ લખે છે, કે હવે પછી એવા માણસોને શિક્ષક તરીકે કબૂલ રાખવામાં આવશે નહિ. પ્રાથમિક નિશાળોમાં પ્યુપિલ ટીચરો રાખવાનો વહિવટ દાખલ કર્યો છે, અને ડિરેક્ટર સાહેબ કહે છે કે એથી કાંઈ બગાડ ન થાય તેવા નિયમ કર્યા છે. ઇગ્લન્ડમાં પ્યુપિલ ટીચરો રાખવામાં આવે છે, અને આપણા ઇલાકામાં

મોનિટરો રખાય છે. ફ્રાન્સ, જર્મની, આદિ દેશોમાં આ વહિવટ નથી, અને તેઓ કેળવણી આપવાનું કામ છોકરાંને સોંપવાનું બિલકુલ નાપસન્દ કરે છે. ડિરેક્ટર સાહેબ વળી લખે છે, કે બ્રહ્મદેશની પ્રાથમિક નિશાળોની આરોગ્યતા સન્તોષકારક નથી, અને તેઓમાં જગાની તંગાશ એટલી છે કે છોકરાં સંકડાય છે. આ હરકત દૂર કરવાને તેઓ ભલામણ કરે છે, કે નવાં ગામ વસે તેમાં પ્રથમથી જ નિશાળની જગા નક્કી કરી રાખવી. દેશી કેળવણીમાં હજી ચોપડીઓ અને નકશાની ઘણી ખોટ માલુમ પડે છે. નકશાના માટીના નમુના બનાવી તેમનો પાઠ આપતાં ઉપયોગ કરવાનું ફતેહમન્દ નીવડ્યું છે. મુમ્બાઈ ઇલાકાએ આ વાતની નકલ કરવી ઘટે છે. પ્રાથમિક નિશાળના બન્દોબસ્તના સમ્બન્ધમાં ડિરેક્ટર સાહેબ લખે છે કે, "નિશાળમાં ઘોંઘાટનો પાર હોતો નથી. સાધારણ મહેતાજીની ઘણું કરીને ખામી એ હોય છે, કે ઝીણી વિગતો પર તે ધ્યાન આપતો નથી, છોકરા રજા વગર નિશાળે છોડી ચાલ્યા જાય છે, માબાપ મહેતાજીને પૂછ્યા વિના છોકરાંને નિશાળ બહાર બોલાવી લે છે, છોકરાં એક બીજામાંથી કોપી કરે છે–આ બધું થતાં છતાં મહેતાજી આંધળો હોય તેમ તેમાંનું કાંઈ જ દેખતો નથી, અને કોઈને તેમ કરતાં અટકાવતો નથી." આપણે અહિંના પણ કેટલાક મહેતાજીઓ આ કરતાં બહુ સારા નથી.

---

શિક્ષકો ટ્રેન કરવાનું કામ ઝપાટે ચલાવવામાં આવે છે એમ ડિરેક્ટર સાહેબ લખે છે. બ્રહ્મદેશમાં હાલ ૬ ટ્રેનિંગ સ્કૂલો છે, તેમાં ૨૪૨ વિદ્યાર્થી ભણે છે. ટ્રેનિંગ સ્કૂલોનો મ્હોટો ભાગ ખ્રિસ્તી પાદરીઓ ચલાવે છે. અચરજ જેવું છે કે ઉપલા બ્રહ્મદેશમાં હજી એક પણ ટ્રેનિંગ સ્કૂલ કાઢવામાં આવી નથી. આ વિષયના સમ્બન્ધમાં ડિરેક્ટર સાહેબ લખે છે કે, "શિક્ષકોને ટ્રેન કરવાથી શિક્ષણ સુધર્યું છે, બન્દોબસ્ત સારો થયો છે, વર્ગની વ્યવસ્થા સારી ચાલે છે, અને પરિણામ પણ સારાં આવે છે." અન્ટ્રેન્ડ મહેતાજીઓનો પક્ષ કરનાર ગૃહસ્થોને આ હકીકત વાંચવાની હમે ભલામણ કરીએ છીએ.

---

આખા બ્રહ્મદેશમાં હજી એક જ ઉદ્યોગ શાળા છે, અને તે અમેરિકન પાદરીઓ ચલાવે છે. ગઈ પરીક્ષા વખત ૨૮ વિદ્યાર્થીઓએ જ ઔદ્યોગિક પરીક્ષા આપી હતી. આ શાળામાં સુતારી કામ અને વણતાં શિખવાનું છોકરાઓ પસન્દ કરે છે, છતાં છાપવાનું, લુહારી કામ, અને ચોપડી બાંધવાનું શિખવાય છે. લાકડાના કોતર કામમાં બ્રહ્મી લોકો ઘણા હુંશિયાર છે, છતાં હજી ત્યાં એકે હુન્નર શાળા કાઢી નથી એ અજબ જેવું છે.

---

કિન્ડર ગાર્ટનની અને સ્લોઇડ શિક્ષણની શાળાઓ કાઢવામાં આવી છે, અને તેનું ફળ સારું થયું છે એમ ડિરેક્ટર સાહેબ કહે છે. ડ્રિલ અને કસરતો શિખવવાનું દાખલ કર્યું છે. ડ્રોઇંગ પણ શિખવવા માંડ્યું છે, અને તે પર લોકોનો મોહ વધતો જાય છે. સંગીત શીખવા તરફ પણ વિદ્યાર્થીઓનું લક્ષ જણાય છે.

---

ઊંચા પ્રકારની ધન્ધાની કેળવણી લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી ન્હાની દેખાય છે. કાયદાની શાળામાં ૧૨, અને ઇજનેરી શાળામાં ૧૬ વિદ્યાર્થી અભ્યાસ કરે છે. ઇજનેરી વિદ્યાર્થીઓને સરકારી ઇજનેર ખાતામાં જગાઓ મળી શકે છે. વૈદક શાળામાંથી દર વર્ષે ૧૫ વિદ્યાર્થી અભ્યાસ પૂરો કરી નીકળે છે. રેલવેના કારખાનામાં ૩૩૫ ઉમેદવારો યાન્ત્રિક કામ શીખે છે, તે પૈકી ૧૯૪ યુરોપિયન અને યુરેઝીઅન છે, અને ૭૫ કેરન જાતિના લોકો છે. વ્યાપારની કેળવણી હજી બરાબર ચાલતી દેખાતી નથી.

---

પાલી ભાષા સંસ્કૃતમાંથી ઉત્પન્ન થઈને તેમાંથી ત્યાર પછીના કાળની હિન્દની ભાષાઓ ઉદ્ભવી છે. બૌદ્ધ ધર્મની શરૂઆત થઈ તે કાળમાં આ દેશની લોક ભાષા પાલી હોવાથી તે ધર્મનાં પુસ્તકો એ ભાષામાં લખાયાં છે. આ કારણથી આપણે જેમ સંસ્કૃતને પવિત્ર માનીએ છીએ; તેમ બૌદ્ધ લોકો પાલીને પવિત્ર માને છે, અને એ ધર્મના સાધુઓ પાલીમાં લખેલાં ધર્મ પુસ્તકો શીખે છે. બ્રહ્મ દેશના કેળવણી ખાતાએ હાલમાં પાલી ભાષાની પરીક્ષા દાખલ કરી છે તે ઉપરનાં કારણોથી ઘણી

લોકપ્રિય થઈ પડી છે, અને તેનો પ્રસાર કરવામાં સાધુઓ મદદ આપે છે. હજી પાલી પુસ્તકોનું સંશોધન કરી ખાતા તરફથી પ્રસિદ્ધ કરવાની શરૂઆત થઈ નથી. મુમ્બઈના કેળવણી ખાતાએ સંસ્કૃત પુસ્તક માળા કાઢી છે, તેવી પાલી પુસ્તક માળા બ્રહ્મ દેશમાં પ્રસિદ્ધ કરવાની જરૂર છે.

---

બ્રહ્મ દેશમાં સ્ત્રી કેળવણી ધીમે ધીમે વધતી જતી જણાય છે. હાલમાં ૩,૦૦૦ કન્યા શાળાઓ છે, અને તેમાં ૬૨,૫૦૦ બાળાઓ ભણે છે. વસ્તીના પ્રમાણમાં આ સંખ્યા ન્હાની છે, પરન્તુ હિન્દુસ્તાનમાં એ આ બાબતમાં ઘણો વધારો કરવાનો બાકી છે.

---

રંગુનમાં શિક્ષક સમાજ સ્થપાઈ છે તે સારું કામ કરે છે એમ ડિરેક્ટર સાહેબ લખે છે. પાછલાં પાંચ વરસમાં શિક્ષકોનાં ચાર કોન્ફરન્સો ભરાયાં હતાં, અને ખાતાના નિયમો સુધારવામાં તેમણે ઘણી મદદ કરી હતી.

---

છેવટ ડિરેક્ટર સાહેબ ફર્યાદ કરે છે, કે બ્રહ્મ દેશની મ્યુનિસિપાલિટીઓ કેળવણી પાછળ જોઈએ તેટલા પૈસા ખરચતી નથી, પગાર ટૂંકા આપવામાં આવે છે, પ્રોમોશન મળતાં નથી, અને તેથી સારા માણસ મળી શકતા નથી. આ દેશમાં પણ કેટલીક મ્યુનિસિપાલિટીઓ વિષે તેની જ ફર્યાદ છે.

---

કોઈ કોઈ લોક હજી એમ સમજતા જણાય છે, કે શિક્ષકને પોતાના ધન્ધા માટે ખાસ તૈયાર થવાની જરૂર નથી. એ લોકો વેતરતાં ન આવડતું હોય તેવા દરજીને પોતાનું લૂગડું સીવતા નથી, અનઘડ મોચીને જોડા શીવવાનું સોંપતા નથી, અણુકિરણી સુતારને બોલાવતા નથી, છતાં વિચિત્ર છે કે તેઓ પોતાનાં બાળકોનાં વગર ખીલેલાં મન તૈયાર કરવાનું કામ ધન્ધો નહિ શીખેલા શિક્ષકને સોંપે છે. એ લોકો પોતાના ઘોડા કરતાં પોતાના બાળકની ઓછી સમ્ભાળ લે છે. કોઈ કોઈ દેશમાં હાડકું બેસાડનાર ડૉક્ટર અનઘડપણે કામ કરી અવયવને

કદરૂપો બનાવે છે, તો તેના ઉપર નુકસાનીનો દાવો થનો સાંભળવામાં આવે છે. છતાં લાખો ઉગતાં બાળકોની બુદ્ધિ અને નીતિને કદરૂપી બનાવનાર શિક્ષકના ઉપર નુકસાનીનો દાવો થયાનું હજી સાંભળ્યું નથી. કોઈ પણ માણસ કોઈ પણ ધન્ધો લઈ બેસે તે પહેલાં તેણે તે સારી રીતે ચલાવવાને તૈયાર થવું જોઈએ, અને એ જ નિયમ શિક્ષકને પણ લાગુ પડે છે. ડૉક્ટર ફ્રિચ ખરું કહે છે કે, "ટ્રેનિંગથી નબળો શિક્ષક સાધારણ રીતે ઉપયોગી થાય છે, મધ્યમ શિક્ષક વધારે સારો બને છે, અને ઉત્તમ શિક્ષક પણ સુધરે છે."

---

# वाक्य रचना अने निबन्ध.

( ચાલુ પૃષ્ઠ ૧૦૭ થી. )

## પ્રકરણ ૭ મું.

### વાક્યના ભાગો; પૃથક્કરણનો નમૂનો.

આપણે પહેલા પ્રકરણમાં જોયું છે, કે કર્તા અને વિધાન પક્ષ એ બે વિના વાક્ય બની શકે નહિ; દરેક વાક્યમાં ઓછામાં ઓછાં એ બે વાનાં હોવાં જોઈએ.

છોકરો જાય છે,

એ વાક્યમાં કર્તા અને વિધાન પક્ષ એ બે જ વાનાં આવ્યાં છે.

જા,

એ વાક્યમાં વિધાન પક્ષ ઉઘાડું દેખાય છે, અને કર્તા "તું" હાજર નથી, છતાં તે અધ્યાહાર છે અને આપણે તે સમજી શકીએ છીએ. એટલે તેમાં પણ કર્તા અને વિધાન પક્ષ એ બે વાનાં છે એમ ગણાય છે.

આપણે વળી જોયું કે વાક્યમાં વધારેમાં વધારે ૭ ભાગ હોઈ શકે છે, જેવા કે—

કર્તા,
કર્મ,
વિધાન પક્ષ,
કર્તાનો વધારો,
કર્મનો વધારો,
વિધાન પક્ષનો વધારો.

નીચેના વાક્યમાં છ એ ભાગ જોવામાં આવે છે—

એ બિલાડીઓ ત્યાંથી એક રોટલો લાવી.

**બે** એ કર્તાનો વધારો છે, **બિલાડીઓ** કર્તા છે, **ત્યાંથી** વિધાન પક્ષનો વધારો છે, **એક** કર્મનો વધારો છે, **રોટલો** એ કર્મ છે, **લાવી** એ વિધાન પક્ષ છે.

બધાં વાક્યોમાં છએ ભાગ હાજર હોવાની જરૂર નથી; કોઈમાં બધા હોય અને કોઈમાં ઓછા પણ હોઈ શકે છે. ઉપર કહ્યું તેમ દરેક વાક્યમાં ઓછામાં ઓછા કર્તા અને વિધાન પક્ષ એ બે ભાગ તો હોવા જ જોઈએ, અને કોઈમાં તેથી વધારે હોય. વધારેમાં વધારે ઉપર બતાવેલા છ ભાગો હોઈ શકે છે. નીચેનાં વાક્યોથી આ વાતનો ખુલાસો થશેઃ—

**છોકરો જાય છે.**—એમાં કર્તા અને વિધાન પક્ષ એ બે વાનાં છે.

**છોકરો રોટલી ખાય છે.**—એમાં કર્તા, કર્મ, અને વિધાન પક્ષ એ ત્રણ વાનાં છે.

**ડાહ્યો છોકરો રોટલી ખાય છે.**—એમાં કર્તાનો વધારો, કર્તા, કર્મ, અને વિધાન પક્ષ એ ચાર વાનાં છે.

*ડાહ્યો છોકરો ઉન્હી રોટલી ખાય છે.*—એમાં કર્તાનો વધારો, કર્તા, કર્મનો વધારો, કર્મ, અને વિધાન પક્ષ એ પાંચ વાનાં છે.

**ડાહ્યો છોકરો આજ ઉન્હી રોટલી ખાય છે.**—એમાં વાક્યના છએ ભાગ હાજર છે:

વાક્યોનું પૃથક્કરણ નીચે બતાવેલા નમૂના મુજબ કરવું ઠીક પડશેઃ—

૧. વાક્ય—“**ડાહ્યો છોકરો આજ ઉન્હી રોટલી ખાય છે.**”

૧. ડાહ્યો—કર્તા (૨) નો વધારો.
૨. છોકરો—કર્તા ( ૬ નો).
૩. આજ—વિધાન પક્ષ ( ૬ ) નો વધારો.
૪. ઉન્હી—કર્મ ( ૫ ) નો વધારો.
૫. રોટલી—કર્મ ( ૬ નું).
૬. ખાયછે—વિધાન પક્ષ ( ૨ નું).

૨. વાક્ય.—“ નિશાળે ગુરુને નડે કર્મફૂટયો.
૧. નિશાળે—વિધાન પક્ષ (૩) નો વધારો.
૨. ગુરુને—કર્મ ( ૩ નું).
૩. નડે—વિધાન પક્ષ ( ૪ નું).
૪. કર્મફૂટયો—કર્તા ( ૩ નો. ).

---

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરોઃ—

૧. ઇશ્વરલાલ રોજ નિશાળે જાય.
૨. તમે તો મશ્કરી કરો છો.
૩. ખેતરમાં હમે બહુ મઝા કરતા.
૪. ગાંસડીમાં અંધારું હતું.
૫. પછી હમને ગાડામાં બેસાડ્યા.
૬. થોડાં માણસો હમને લઈ ગયાં.
૭. તેમણે હમને ખૂબ પીંજ્યા.
૮. એ બધી વાત ઈશ્વરલાલ સાંભળતો હતો.
૯. કેટલાએક જણે હમને ટોપલામાં ભર્યા.
૧૦. જગકર્તાએ જગમાં જેહ, ઉપજાવી વસ્તુઓ...
૧૧. પેલા સિપાઈઓએ ઘરનાં બારણાં ખૂબ ઠોક્યાં.

---

## મનોયત્ન ૨ જું.

નીચેના શબ્દો લઈ વાક્યો રચોઃ—

મધરાતે, કોઈએ, બે, ઘરમાંથી, સિપાઈ, જવાબ, જતા હતા, નહિ, શેરીમાંનો, એક, દીધો, તે, જાગી ઉઠ્યો, ધસીને, માણસ, રસ્તામાં,

બીજો, આવ્યો, તેઓ, પેલો, તેડવા દોડયા, ભાઈબન્ધ, બખ્ખાવાળાને, નીસરણી, ઘરમાં, છ, લાવ્યો, રહેલાં હતાં, છોકરાં, માણસે, એમ, આ, ઉગાર્યો, માણસ, છાતીવાળા, સઘળાં, જીવ, અગીઆર, બચ્ચાં, અણીશુદ્ધ, માણસના.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. દરેક વાક્યમાં ઓછામાં ઓછા કયા કયા ભાગ હોવા જોઈએ?
૨. વાક્યમાં વધારેમાં વધારે કેટલા ભાગ હોઈ શકે ?
૩. તે કયા કયા ?

---

## પ્રકરણ ૮ મું.

### બે કર્મવાળાં ક્રિયાપદો.

કેટલાંક ક્રિયાપદની સાથે બે કર્મો આવે છે, જેમ કે—

હું છોકરાને ચોપડી આપું છું,
તે હરિને ભૂગોળ શિખવે છે,
મહેતાજી ત્હેને આંક ભણાવે છે,
માએ મ્હને વાત કહી,
ભગુએ ત્હેને હકીકત પૂછી,
રૈયતે રાજાને ભેટ મોકલી,
રાજાએ શિપાઈને હુકમ કર્યો,
સિપાઈ ચોરને લાકડી મારે છે, વગેરે.

પહેલા વાક્યમાં "હું" કર્ત્તા છે, "આપું છું" વિધાનપક્ષ છે, અને "છોકરાને" તથા "ચોપડી" એવાં બે કર્મ છે. "ચોપડી" ઉપસ્થ (એટલે પાસેનું—ખરું—મુખ્ય) કર્મ કહેવાય છે, અને "છોકરાને" એ અનુપસ્થ (દૂરનું) કર્મ કહેવાય છે. ક્રિયાપદની જેના ઉપર પ્રત્યક્ષ ક્રિયા ચાલે છે અને તેનો અર્થ પૂરો કરવાને જેની ખાસ જરૂર છે તેને ઉપસ્થ કર્મ, અને જેના ઉપર ક્રિયાપદની અસર નજીકની નથી તેને અનુપસ્થ કર્મ કહે છે.

ઉપસ્થ કર્મ પ્રત્યય વિનાની (હોપ મુજબ પહેલી અને ટેલર મુજબ બીજી) વિભક્તિમાં આવે છે. અનુપસ્થ કર્મ પુરુષ વાચક હોય છે, અને તે ને પ્રત્યયવાળી (હોપ મુજબ બીજી, ટેલર મુજબ ચોથી) વિભક્તિમાં આવે છે. ક્રિયાપદને સહ્ય (શક્ય) ભેદમાં મૂકતાં ઉપસ્થ કર્મ કર્ત્તા બને છે, અને અનુપસ્થ કર્મ એમનું એમ કાયમ રહે છે, જેમ કે—

મ્હારાથી છોકરાને ચોપડી અપાઈ,
બગુથી ત્હેને હકીકત પૂછાઈ, વગેરે.

વાક્યની રચનામાં સાધારણ રીતે પહેલો કર્ત્તા, પછી અનુપસ્થ કર્મ, પછી ઉપસ્થ કર્મ, અને છેલ્લું વિધાનપક્ષ આવે છે. એમાંથી કોઈનો વધારો સાથે હોય તો એ વધારો તેની પહેલાં મૂકાય છે.

---

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરોઃ—

૧. આંબાવાળાએ વેપારીને કેરીઓ વેચી.
૨. તેણે ઘોડાને ઘાસ ખવરાવ્યું.
૩. એ સઘળું બીજાને કહેવું.
૪. હવે તમને નવી ચોપડી મંગાવીશું.
૫. છોકરે મ્હને વાત પૂછી.
૬. આંધળાએ ત્હને હકીકત જણાવી.
૭. છોકરાંએ માબાપને માન આપવું.
૮. એ છોકરાએ સંગડાને ખાવાનું આપ્યું.
૯. મ્હેં ઘોડાને ગુણ કર્યો છે.

---

## મનોયત્ન ૨ જું.

ઉપરનાં વાક્યોનાં ક્રિયાપદોને સહ્ય ભેદમાં મૂકી વાક્યોને ફેરવો.

---

### મનોયત્ન ૩ જું.

બે કર્મ લેનારાં દસ ક્રિયાપદો તમ્હારી વાંચન ચોપડીમાંથી શોધી કાઢો.

---

### મનોયત્ન ૪ થું.

ત્રીજા મનોયત્નમાં ગણાવેલાં ક્રિયાપદો આવે એવાં દસ વાક્યો રચો.

---

### મનોયત્ન ૫ મું.

નીચેનાં વાક્યોમાં કર્મ પૂરાં કરોઃ—

 મ્હારે ... ... ... ... શિખવવું છે.
મ્હેતાજી ... ... ... ભણાવે છે.
બકરી ... ... ... ... કહેતી જાય.
માએ ... ... ... ... દીધી.
બાપ ... ... ... ... સમજાવે છે.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. બે કર્મવાળાં ક્રિયાપદ કોને કહેવાં?
૨. ઉપસ્થ કર્મ કોને કહે છે?
૩. અનુપસ્થ કર્મ કોને કહેવાય?.
૪. ઉપસ્થ અને અનુપસ્થ કર્મો કઈ કઈ વિભક્તિમાં આવે છે?
૫. ક્રિયાપદને સહ ભેદમાં મૂકીએ તો કયું કર્મ વાક્યનો કર્ત્તા બને છે? બીજા કર્મનું શું થાય છે?
૬. કર્ત્તા, ઉપસ્થ કર્મ, અનુપસ્થ કર્મ, અને વિધાન પક્ષ વાક્યમાં કેવી રીતે ગોઠવાય છે?
૭. તે દરેકનો વધારો હાજર હોય તો તે ક્યાં મૂકાય છે?

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

( ચાલુ પૃષ્ઠ ૧૦૨ થી. )

दहमुहु भुवणभयंकरु तोसिअसंकरु णिग्गउ रहवरि चडिअउ।
चउमुहु छंमुहु झाइवि एक्कहिं लाइवि णावइ दइवें घडिअउ ॥४॥

( પાદ ૪—સૂત્ર ૩૩૧. )

સંસ્કૃત અર્થઃ—भुवनभयंकरः तोषितशंकरः दशमुखः (रावणः) रथवरे आरूढः निर्गतः; दैवेन चतुर्मुखं (ब्रह्माणं) षण्मुखं (कार्तिकेयं) ध्यात्वा एकस्मिन् (रावणे) लागयित्वा (द्वयं एकीकृत्य) घटितकः इव.

ગુજરાતી અર્થ—જે ભુવનને ભય પમાડે છે, અને જેણે શંકરને ખુશ કર્યા છે, તે દશમુખ ( રાવણ ) સુન્દર રથમાં ચઢીને નીકળ્યો; દૈવે જાણે ચતુર્મુખ ( બ્રહ્મા ) અને ષણ્મુખ ( કાર્ત્તિકેય ) નું ધ્યાન કરીને તેમને એકઠા લગાડી તેને ઘડ્યો હોય. ( ચાર મુખવાળા બ્રહ્માને અને છ મુખવાળા કાર્ત્તિકેયને એકઠા કરીને દૈવે જાણે દશ મુખવાળો રાવણ બનાવ્યો હોય એમ કવિ કલ્પના કરે છે. )

ટીકા.

दहमुहु=સં. दशमुखः=ગુ. દશમુખવાળો, રાવણ. સામાસિક નામ, નરજાતિ, પ્રથમા એકવચન, णिग्गउ અને घडिअउ નો કર્તા. સં. दश ના श નો ह થયો, તેમ જ मुख ના ख નો ह થયો; તેથી પ્રાકૃતમાં दहमुह શબ્દ બન્યો. દશ નું ગુજરાતીમાં ગામડીઆ લોકો દહ દહુ બોલે છે. સં. मुख નું પ્રા. मुह થઈ તે ઉપરથી ગુજરાતી મ્હોં શબ્દ બને છે. અપભ્રંશમાં કેટલીક વખત અકારાન્ત નામની પ્રથમા તથા દ્વિતીયાનું એકવચન કરવાને અન્ત્ય अ નું उ કરવામાં આવે છે, અને પછી કાંઈ પ્રત્યય લાગતો નથી. એ નિયમ પ્રમાણે दहमुह નું પ્રથમા એકવચન दहमुहु બન્યું. પ્રાકૃત અને અપભ્રંશમાં અકારાન્ત નરજાતિના નામનું પ્રથમા એકવચન

કરવાને સાધારણ રીતે ( સં. स—વિસર્ગમાંથી ઉત્પન્ન થયેલો ) ओ પ્રત્યય લગાડવામાં આવે છે, જેમ કે—સં. घोटकः, પ્રાકૃત અને અપભ્રંશ घोडओ, ગુ. ઘોડો; સં. रक्तः, પ્રા. અને અપભ્રંશ रत्तो, ગુ. રાતો; ઇત્યાદિ. પ્રાકૃત ओ પ્રત્યયનું उ થઈને તો અપભ્રંશમાં दद्दमुहु જેવાં રૂપો કરવાનો રિવાજ નહિ નીકળ્યો હોય ? પરન્તુ એટલું યાદ રાખવાનું છે, કે ओ પ્રત્યય એકલી નર જાતિ પ્રથમા વિભક્તિના એકવચનમાં જ લાગે છે; અન્ત્ય अ નું उ નર તથા નાન્યતર બન્ને જાતિની પ્રથમા અને દ્વિતીયા વિભક્તિના એકવચનમાં થાય છે. એમ સંભવે છે, કે પ્રાકૃત કાળ પછી વિભક્તિના પ્રત્યયો વધારે ક્ષીણ અને સેળભેળ થવા લાગ્યા, ત્યારે નર જાતિની પ્રથમાના એકવચનના ओ પ્રત્યય નું उ થઈને તે નર તથા નાન્યતર બન્નેના પ્રથમા અને દ્વિતીયાના એકવચનમાં વપરાવા લાગ્યું. બીજાં કેટલાંક રૂપોમાં આવા ફેરફાર થયેલા છે, એટલે અહિં તેમ થયું હોય તો નવાઈ જેવું નથી. ઉપર કહ્યું કે અપભ્રંશમાં અન્ત્ય अ નું उ થઈને પછી કોઈ પ્રત્યય લાગતો નથી, પણ નાન્યતરની પ્રથમા અને દ્વિતીયાના એકવચનમાં કોઈ કોઈ વાર સંસ્કૃત અને પ્રાકૃતવાળો म् પ્રત્યય કાયમ રહે છે, તેથી વિકલ્પે નાન્યતરનો उं પ્રત્યય નીકળે છે; જેમકે, સં. रक्तं—रक्तकं, પ્રા. रत्तं—रत्तअं, અપ. रत्तु—रत्तउं, ગુ. રાતું. ચૌદમા પન્દરમા સૈકાની પ્રાચીન ગુજરાતીમાં નર અને નાન્યતર બન્નેમાં उ પ્રત્યય જોવામાં આવે છે, જેમકે કહાનડદે પ્રબન્ધમાં—

| | |
|---|---|
| जेणि नाथीउ भुअंग (=જેણે ભુજંગ-કાળીનાગ નાથ્યો)<br>चाल्युं माधव ढीली भणी (=માધવ દિલ્હી ભણી ચાલ્યો)<br>राउ कर्णदे गहिलुं थयुं ( = કર્ણ રાજા ઘેલો થયો )<br>माहरु बन्धव केशव हण्युं (=મ્હારો બન્ધવ કેશવ હણ્યો) | નરજાતિ |
| उडी खेह थयुं अंधारुं (= ખેહ ઊડીને અન્ધારું થયું)<br>पातसाहि एहवुं कहाविउं (=પાદશાહે એવું કહાવ્યું)<br>लइ उघाडउं खांडु ( ઉઘાડું ખાંડું—તરવાર: લઈને ) | નાન્યતરજાતિ |

भुवणभयंकरु =સં. भुवनभयंकरः = ગુ. ભુવન ( જગત્ ) ને ભય કરનાર. સામાસિક વિશેષણ, નરજાતિ, પ્રથમા એકવચન, વિશેષ્ય दहमुहु. સંસ્કૃત भुवन ના न् નો ण् થઈને પ્રાકૃતમાં भुवणभयंकर બને છે. પછી ઉપર કહેલા અપભ્રંશ નિયમ મુજબ અન્ત્ય अ નું उ થઈને भुवणभयंकरु થાય છે.

तोसिअसंकरु =સં. तोषितशंकरः=ગુ. જેણે શંકરને ખુશ કર્યા છે તે. સામાસિક વિશેષણ, નરજાતિ, પ્રથમા એક વચન, વિશેષ્ય दहमुहु. સં. तोषित ના ष् નો स् થઈને તથા અનાદિ त् નો લોપ થઈને પ્રાકૃતમાં तोसिअ બને છે; शंकर ના श् નો પણ स् થાય છે. પ્રાકૃતમાં श् અને ष् વ્યંજનો છે જ નહિ, સર્વત્ર स् વપરાય છે. આ રીતે બનેલા तोसिअसंकर ના અન્ત્ય अ નું ઉપરના નિયમ મુજબ उ થઈને અપભ્રંશમાં तोसिअसंकरु બને છે.

णिग्गउ = સં. निर्गतः = ગુ. નીકળ્યો, બહાર ગયો. ભૂત કૃદન્ત, નરજાતિ, પ્રથમા એકવચન. પ્રાકૃત નિયમ મુજબ निर्गत ના न् નો ण् થયો, र् નો લોપ થવાથી ग् બેવડાયો, અને त् નો લોપ થયો. એ રીતે णिग्गअ થઈને અપભ્રંશ નિયમ મુજબ અન્ત્ય अ નું उ થયું, એટલે પ્રથમા એકવચનનું णिग्गउ રૂપ બન્યું.

रहवरि = સં. रथवरे = સુન્દર રથમાં. સામાસિક નામ, નર જાતિ, સાતમી વિ. એકવચન. પ્રાકૃત નિયમ મુજબ रथ ના थ् નો ह् થયો, એટલે रहवर શબ્દ બન્યો. અપભ્રંશમાં સાતમી વિ. એકવચનમાં इ અથવા ए પ્રત્યય લાગે છે, અને તે લાગતાં અન્ત્ય अ નો લોપ થાય છે. એથી रहवरि રૂપ બને છે. હાલની ગુજરાતીમાં સાતમીનો એ પ્રત્યય જોવામાં આવે છે. કહાનડદે પ્રબન્ધની પ્રાચીન ગુજરાતીમાં इ અને ए બન્ને પ્રત્યય જોવામાં આવે છે, તે પૈકી इ વધારે દેખા દે છે, જેમકે-

जिसीं इंद्रह घरि रिद्धि (=જેવી ઇન્દ્રને ઘેર રિદ્ધિ),
सवे दिवसि वासि वसइ (=સર્વે દિવસ વાસે-વાસો વસે છે),
तिणि अवसिरि गुजरधर राय (=તે અવસરે ગુજરાતનો રાજા), ઇત્યાદિ.

મુગ્ધાવબોધ ઔક્તિકમાં સાતમીનો એકલો इ પ્રત્યય આપ્યો છે, જેમ કે—

चैत्र ग्रामि वसइ (=ચૈત્ર ગામમાં વસે),
चैत्र तणउ धनु गामि छइ (=ચૈત્ર તણું ધન ગામમાં છે), વગેરે.

चडिअउ = સં. आरुढः = ગુ. ચઢેલો. ભૂત કૃદન્ત વિશેષણ, નર જાતિ, પ્રથમા એકવચન, વિશેષ્ય दहमुहु. સંસ્કૃત आरुह् ને બદલે પ્રાકૃતમાં चड् આદેશ થાય છે, તેનું સંસ્કૃત નિયમ મુજબ ભૂત કૃદન્ત चडित બની અર્થ રહિત क ઉમેરાવાથી चाडितक થાય. चाडितक ના त् અને क् નો લોપ થવાથી પ્રાકૃતમાં चडिअअ બાકી રહે છે. તેનું પ્રથમા એકવચન કરવાને ઉપરના નિયમ મુજબ અન્ત્ય अ નું उ થાય છે, એટલે चडिअउ રૂપ બને છે.

चउमुहु=સં. चतुर्मुखं (ब्रह्माणं)=ગુ. ચાર મુખવાળાને, બ્રહ્માને. સામાસિક નામ, નર જાતિ, બીજી વિભક્તિ એક વચન, झाइवि અને झाइवि કૃદન્તોનું કર્મ. સં. चतुर् (=ચાર) ના અન્ત્ય र् નો તેમ જ त् નો લોપ થઈને પ્રાકૃતમાં चउ બને છે. એ चउ ઉપરથી ગુજરાતીમાં ચો બનીને ચોપાસ, ચોપાઈ, ચોપડાં, વગેરેમાં વપરાય છે. કહાનડદે પ્રબન્ધમાં चउपई, चउपै, चुपई, चूपई, રૂપો જોવામાં આવે છે. સં. मुख નું પ્રાકૃતમાં मुह થાય છે એ આપણે ઉપર જોયું. એટલે સં. चतुर्मुख નું પ્રાકૃતમાં चउमुह થાય છે, અને અપભ્રંશ નિયમ મુજબ અન્ત્ય अ નું उ થઈને દ્વિતીયા એક વચનમાં चउमुहु રૂપ બને છે.

छंमुहु=सं.षण्मुखं (कार्त्तिकेयं)=गु. ७ म्होंवाळाने, कार्तिक स्वामीने. सामासिक नाम, नरजाति; बीजी वि. एक वचन, झाइवि अने लाइवि कृदन्तोनुं कर्म. संस्कृत षष्—षड् नु प्राकृतमां छ बने छे, अने उपर अनुस्वार आवीने छं थाय छे. बाकीना फेरफार चउमुहु मुजब थाय छे.

झाइवि= सं. ध्यात्वा=गु. विचारीने, ध्यान करीने, ध्यानमां सईने. अव्ययी भूतकृदन्त. सं. ध्य नु प्राकृतमां झ बने छे, अने ध्यै (ध्या) धातुनो झा आदेश थाय छे. संस्कृत त्वा ना बदलामां अपभ्रंशमां अव्ययी भूत कृदन्त करवाने इवि प्रत्यय लागे छे, एटले झाइवि रूप बने छे.

एक्कहिं=सं. एकस्मिन्=गु. एकमां (रावणमां), सातमी विभक्ति एक वचन. प्राकृतमां एक नो क विकल्पे बेवडाईने एक्क बने छे, पछी तेने अपभ्रंशनो सातमी एक वचननो हिं प्रत्यय लागीने एक्कहिं थाय छे. संस्कृतमां सर्वनामनी सातमी वि. एक वचननो स्मिन् प्रत्यय छे, ते उपरथी अपभ्रंशमां हिं प्रत्यय बने छे.

लाइवि =सं. लागयित्वा=गु. लगाडीने. लग् धातुना प्रेरक रूपनुं अव्ययी भूत कृदन्त. लग् धातुनुं प्रेरक करवाने प्राकृत नियम मुजब ल नो ला थयो, अने ग् नो लोप थयो. पछी अपभ्रंशना अव्ययी भूत कृदन्तनो इवि प्रत्यय लाग्यो, एटले लाइवि रूप थयुं.

णावइ=सं. इव=गु. जेवुं, जेम, जाणे के..संस्कृत इव ने बदले अपभ्रंशमां नाइ, नावइ, नं, नउ, जणि, जणु, एवा ७ आदेश थाय छे. प्राकृत नियम मुजब न् नो ण् थवाथी नावइ नुं णावइ पण थाय छे (पहेला दोहामां णाइ आव्युं छे ते जुओ). "जणे के" ना अर्थमां मराठीमां जणु नो उपयोग बहु थाय छे, ते अपभ्रंश जणु मांथी आव्युं लागे छे. अपभ्रंश जणि, जणु, गु. जाणे के, ए बधां सं. ज्ञा (प्रा. जाण) धातुमांथी नीकळ्यां देखाय छे. सं. ज्ञान, आज्ञा, संज्ञा

આદિના ज्ञ નો ण થઈને પ્રાકૃતમાં णाण, अण्णा, सण्णा, વગેરે બને છે, તો કદાચ जणि, जणु ની પેઠે णाइ, णावइ શબ્દો પણ સં. ज्ञा ધાતુમાંથી ઉત્પન્ન થયા હોય.

दइवें=સં. दैवेन=ગુ. દૈવે. નામ, નાન્યતર જાતિ, ત્રીજી વિ. એકવચન. સં. ऐ નું કેટલીક વખત પ્રાકૃતમાં अइ થાય છે, તે મુજબ પ્રાકૃત શબ્દ दइव બને છે. અપભ્રંશમાં અકારાન્ત નામની ત્રીજી વિ. એક વચન કરવાને અન્ત્ય अ નો ए થાય છે, અને પછી પ્રત્યય તરીકે ण અથવા અનુસ્વાર આવે છે. આ રીતે दइवें રૂપ બને છે. ગુજરાતી મ્હેં, વગેરેમાં અનુસ્વાર છે તે મૂળનો ત્રીજી વિ. નો પ્રત્યય છે.

घडिअउ=સં. घटितकः=ગુ. ઘડાયો, ઘડયો. ભૂત કૃદન્ત, નર જાતિ, પ્રથમા એકવચન. સં. घट् ધાતુના ભૂત કૃદન્ત घटित સાથે અર્થ રહિત क જોડાવાથી घटितक બને છે. પછી પ્રાકૃત નિયમ મુજબ ट् નો ड् થાય છે, અને त् તથા क् નો લોપ થાય છે, એટલે घडिअअ શબ્દ બને છે. વળી ઉપર કહેલા અપભ્રંશ નિયમ મુજબ પ્રથમા એક વચન કરવાને અન્ત્ય अ નું उ થાય છે, ત્યારે घडिअउ રૂપ બને છે. અર્થ રહિત क ઉમેરાયો ન હોય, ત્યારે સં. घटित, પ્રા. घडिअ, પ્રથમા એકવચન घडिओ, ગુ. ઘડયો, એમ વ્યુત્પત્તિ થાય છે.

(અધૂરું.)

---

# ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.

(ચાલુ પૃષ્ઠ ૧૧૧ થી.)

(૧૯) મ્હારો, ત્હારો, અમ્હારો, તમ્હારો.

આ શબ્દોને પહેલા અને બીજા પુરુષ સર્વ નામની છઠ્ઠી વિભક્તિનાં રૂપ ગણવામાં આવે છે, પરન્તુ તેમનો ઇતિહાસ જોતાં તે છઠ્ઠી વિભક્તિનાં

રૂપ નથી, પણ સમ્બન્ધી વિશેષણ જણાય છે. સંસ્કૃતમાં સમ્બન્ધી વિશેષણ બનાવવાને ईय પ્રત્યય લગાડવામાં આવે છે, જેમકે—मदीय, त्वदीय, अस्मदीय, युष्मदीय, परकीय, राजकीय, भगवदीय, पार्वतीय, ઇત્યાદિ. એવાં વિશેષણ બનાવવાને પ્રાકૃતમાં केरનો ઉપયોગ થાય છે, અને સંસ્કૃત ईयની પેઠે તેની પછી જાતિ વિભક્તિના પ્રત્યય જોડવામાં આવે છે. વળી केरની પહેલાં આવનાર શબ્દ કેટલીક વખત વગર વિભક્તિએ એમને એમ જ વપરાય છે, અને કેટલીક વખત છઠ્ઠી વિભક્તિમાં આવે છે. જેમકે—

સં. अस्मद् = પ્રા. अम्ह;
સં. युष्मद् = પ્રા. तुम्ह,
સં. अस्मदीय = પ્રા. अम्हकेर,
સં. युष्मदीय = પ્રા. तुम्हकेर,
સં. आत्मीय = પ્રા. अत्तकेर ઇત્યાદિ.

સં. अस्मद् અને युष्मद् ના અન્ત્ય વ્યંજન द् નો લોપ થાય છે, स्म અને ष्म ના स्-ष् નો ह् બને છે, ह् તથા म् ની જગા અદલ બદલ થાય છે, અને હેમચન્દ્રના એક સૂત્ર મુજબ युष्मद् ના य् નો त् થાય છે. આ રીતે अस्मद् અને युष्मद् નું પ્રાકૃતમાં अम्ह અને तुम्ह થઈ પછી તેમને केर લાગે છે, એટલે अम्हकेर અને तुम्हकेर વિશેષણો બને છે. अम्हकेर અને तुम्हकेर ને નર જાતિ પ્રથમા વિભક્તિ એક વચનનો ओ પ્રત્યય લાગે છે, ત્યારે अम्हकेरो અને तुम्हकेरो થાય છે. બીજી જાતિ વિભક્તિઓના પ્રત્યયો પણ એ જ રીતે લાગે છે.

ઉપર કહ્યું તેમ કોઈ વખત केर પહેલાંનો શબ્દ છઠ્ઠી વિભક્તિમાં આવે છે, જેમકે—

પ્રા. अज्जस्स केरओ भविअ=સં. आर्यस्य केरकः (सम्बन्धी) भूत्वा=ગુ. આર્યનો સમ્બન્ધી થઈને.

આ સ્થળે केर (અર્થ રહિત कं ઉમેરાઈને केरक અથવા અન્ત્ય क्‌ને લોપે केरअ ) લાગતા પહેલાં आर्य (પ્રા. अज्ज) છઠ્ઠી વિભક્તિમાં આવે છે. છઠ્ઠી એક વચનના સંસ્કૃત स્ય પ્રત્યય ઉપરથી પ્રાકૃતમાં स्स પ્રત્યય થાય છે.

પ્રાકૃતમાંથી આવેલી અપભ્રંશ ભાષામાં પ્રાકૃતના જેવો વહિવટ છે. એટલે સમ્બન્ધી વિશેષણ બનાવવાને केर અને तण નો ઉપયોગ થઈ પ્રાકૃતની માફક તેમની પછી વિભક્તિ વચનના પ્રત્યય આવે છે, અને તેમની પહેલાંનો શબ્દ એમને એમ આવે છે અથવા છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લે છે; જેમકે—

અપભ્રંશ तुम्हहं केरउं धणु=સં. युष्माकं सम्बन्धिनं (युष्मदीयं) धनं=ગુ. તમ્હારા સમ્બન્ધી અથવા તમ્હારું ધન,

અપભ્રંશ अम्हहं तणा=સં. अस्माकं सम्बन्धिनः (अस्मदीयाः) = ગુ. અમ્હારા સમ્બન્ધી,

અપભ્રંશ इमु कुलु तुह तणउं=સં. इदं कुलं तव सम्बन्धिनं (त्वदीयं) = આ ત્હારું કુળ.

આ દાખલાઓમાં अम्हहं અને तुम्हहं એ પહેલા અને બીજા પુરુષ બહુ વચનની છઠ્ઠી વિ. નાં રૂપ છે; અને તે अम्ह અને तुम्ह ને છઠ્ઠીનો ह પ્રત્યય લાગીને બન્યાં છે. કોઈ સ્થળે अम्हह રૂપ પણ જોવામાં આવે છે. तुहમાં બીજા પુરુષ એક વચનના तु ને છઠ્ઠી વિ. નો ह પ્રત્યય લાગ્યો છે. વિક્રમોર્વશી વગેરે ગ્રન્થોના પ્રાકૃતમાં પણ तुह (=સં. तव) શબ્દ જોવામાં આવે છે, એટલે સં. स्यમાંથી ह પ્રત્યય* પ્રાકૃત કાળથી ઉત્પન્ન થયો જણાય છે. આ રીતે

* પ્રાકૃત અને અપભ્રંશ છઠ્ઠી વિભક્તિના ह પ્રત્યયનો સંવત્ ૧૫૧૨ માં લખાયેલા કહાનડદે પ્રબન્ધની પ્રાચીન ગુજરાતીમાં પણ

ઉપરનાં દૃષ્ટાન્તોમાં સર્વનામની છઠ્ઠી વિભક્તિ થઈને પછી તેને **केर** અને **तण** પ્રત્યય લાગે છે.

અપભ્રંશમાં કેટલેક પ્રસંગે **केर** ટુંકાઈને **आर** પણ બને છે, અને તે **केर**ની માફક શબ્દના મૂળ રૂપને અથવા છઠ્ઠી વિભક્તિના રૂપને લાગે છે, જેમકે—

સં. **अस्मदीय** = અપભ્રંશ **अम्हार**,
સં. **युष्मदीय** = ,, **तुम्हार**,
સં. **मदीय** = ,, **महार**,
સં. **त्वदीय** = ,, **तुहार**.

ઉપર આપણે જોયું કે સં. **अस्मद्** અને **युष्मद्** નું પ્રાકૃતમાં **अम्ह** અને **तुम्ह** બને છે. આ મૂળ શબ્દોને અપભ્રંશનો **आर**. પ્રત્યય લાગવાથી **अम्हार** અને **तुम्हार** એવાં **સમ્બન્ધી વિશેષણો** બને છે.

વળી આપણે ઉપર જોયું કે અપભ્રંશમાં બીજા પુરુષ એક વચનના **तु** ને છઠ્ઠીનો **ह** પ્રત્યય લાગીને **तुह** એવું છઠ્ઠી એક વચનનું રૂપ બને છે. તે જ મુજબ પહેલા પુરુષના **म** ને **ह** પ્રત્યય લાગીને છઠ્ઠી વિ. એક વચનનું **मह** રૂપ થાય છે.

આ રીતે થયેલાં છઠ્ઠી વિભક્તિનાં **मह** અને **तुह** રૂપોને **आर** પ્રત્યય લાગીને અપભ્રંશમાં **महार** અને **तुहार** એવાં સમ્બન્ધી વિશેષણ થાય છે.

---

કોઈ કોઈ વાર ઉપયોગ થયેલો જોવામાં આવે છે, જેમકે—

**कान्हतणइ संपति इसी । जिसी इंद्रह घरि रिद्धि**
(= જેવી ઇન્દ્રના ઘરમાં રિદ્ધિ એવી કહાનડદેની સમ્પતિ),

**धन धन माता तूह तणी**
(= ત્હારી માતાને ધન્ય ધન્ય),

**मोटिम घरि चाहूयाणह तणी**
(= ચોહાણને ઘેર મ્હોટાઈ); ઇત્યાદિ.

अम्हार, तुम्हार, महार, અને तुहार વિશેષણોને નર જાતિ પહેલી વિભક્તિ એકવચનનો ओ પ્રત્યય લાગે છે ત્યારે अम्हारो, तुम्हारो, महारो, અને तुहारो રૂપ થાય છે, અને તે જ રીતે બીજી વિભક્તિઓ અને જાતિઓના પ્રત્યયો પણ લાગે છે. અપભ્રંશ अम्हारो, तुम्हारो, महारो, तुहारो ઉપરથી ગુજરાતીમાં અમ્હારો, તમ્હારો, મ્હારો, ત્હારો ઉત્પન્ન થાય છે. મ્હારો અને ત્હારો માં મ અને ત પહેલા તથા બીજા પુરુષ એકવચનનાં સર્વનામ છે, હ પ્રાકૃતનો છઠ્ઠી વિ. નો પ્રત્યય છે, આર એ અપભ્રંશનો સમ્બન્ધી વિશેષણ બનાવનાર પ્રત્યય છે, અને ઓ નરજાતિએ પહેલી વિભક્તિ એક વચનનો પ્રત્યય છે. અમ્હારો અને તમ્હારોમાં અમ્હ અને તમ્હ એ પહેલા અને બીજા પુરુષ બહુ વચનનાં સર્વનામ છે, આર સમ્બન્ધી વિશેષણ કરનાર પ્રત્યય છે, અને ઓ નર જાતિ પ્રથમા એક વચનનો પ્રત્યય છે. એટલે ગુજરાતી મ્હારો, ત્હારો, અમ્હારો, તમ્હારો, એ છઠ્ઠી વિભક્તિનાં રૂપો નથી, પણ સમ્બન્ધી વિશેષણનાં નર જાતિ પ્રથમા વિભક્તિ એક વચનનાં રૂપ છે. સમ્બન્ધી વિશેષણ હોવાથી તેઓ છઠ્ઠી વિભક્તિની પેઠે સમ્બન્ધ બતાવે છે, પરન્તુ તેમનું સ્વરૂપ વિશેષણનું છે, અને તેમના બધા ફેરફાર પણ વિશેષણ જેવા જ થાય છે. આ વાત વધારે સ્પષ્ટ થવાને વિકારી વિશેષણ રાતો અને મ્હારોનો મુકાબલો કરીએ. અત્રે કહેવું જોઈએ કે રાતોને અન્તે ઓ છે તે મ્હારો ની પેઠે નર જાતિ પ્રથમા વિ. એક વચનનો પ્રત્યય છે—સં. रक्त, પ્રા. रत्त, પ્રા. નર જાતિ પ્રથમા એક વચન रत्तो, ગુ. રાતો. હવે મુકાબલો ચલાવીએ.

| | | |
|---|---|---|
| નર જાતિ પ્રથમા વિ. એક વચન | —રાતો ઘોડો, | મ્હારો ઘોડો, |
| નારી ,, ,, ,, | —રાતી ઘોડી, | મ્હારી ઘોડી, |
| નાન્યતર,, ,, ,, | —રાતું ઘોડું, | મ્હારું ઘોડું, |
| નર જાતિ પ્રથમા બહુ વચન | —રાતા ઘોડા, | મ્હારા ઘોડા, |
| નારિ ,, ,, ,, | —રાતી ઘોડીઓ, | મ્હારી ઘોડીઓ, |

નાન્યતર જાતિ પ્રથમા બહુ વચન——રાતાં ઘોડાં, મ્હારાં ઘોડાં,

નર અને નાન્યતર જાતિ ત્રીજી એક વચન—{ રાતા ઘોડાએ, મ્હારા ઘોડાએ, રાતે ઘોડે, મ્હારે ઘોડે,

નર અને નાન્યતર જાતિ પાન્ચમી એક વચન—રાતા ઘોડાથી, મ્હારા ઘોડાથી, વગેરે.

આથી નક્કી થાય છે, કે મ્હારો, ત્હારો, અમ્હારો, તમ્હારો, એ શબ્દોનું સ્વરૂપ, ઇતિહાસ, અને ઉપયોગ જોતાં તે **સમ્બન્ધી વિશેષણ** છે; તેમને છઠ્ઠી વિભક્તિનાં રૂપ કહેવાં એ ભૂલ ભરેલું છે

કેટલાક લોકો આ શબ્દોના હ ને દૂર કરી મારો, તારો, અમારો, તમારો, એમ લખે છે એ પણ ભૂલ છે. હ મૂળ શબ્દનો ભાગ છે. **મ્હારો** અને **ત્હારો**નો હ મૂળની છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે; **અમ્હારો** અને **તમ્હારો** નો હ **अस्मद्** અને **युष्मद्** ના **स्—ष्** માંથી ઉત્પન્ન થયો છે. વળી ગુજરાતી ઉચ્ચારમાં હ ચોખ્ખો બોલાય છે. અપભ્રંશ **तुहारो** ના **त्** અને **ह्** પૂરે પૂરા ગળી જઈને મારવાડી ભાષામાં **थारो** શબ્દ બન્યો છે, એ પણ **ह** નો પ્રભાવ બતાવે છે. એટલે ગુજરાતીમાંથી હ ને હાંકી કાઢવો એ અશાસ્ત્રીય છે, ઉચ્ચાર અને વ્યુત્પત્તિની વિરુદ્ધ છે, અને તે કારણથી પસન્દ કરવા જેવું નથી. કોઈપણ શબ્દની જોડણી નક્કી કરતાં તેના ઉચ્ચાર પર પ્રથમ ધ્યાન આપવું જોઈએ, અને ઉચ્ચાર એક કરતાં વધારે રીતે થતો હોય ત્યારે વ્યુત્પત્તિ કયા ઉચ્ચારને ટેકો આપે છે તે જોવું જોઈએ. જ્યાં ઉચ્ચાર અને વ્યુત્પત્તિ ચોખ્ખી રીતે મળતાં હોય ત્યાં તો કોઈ રીતની તકરાર હોવી જ ન જોઈએ.

( અપૂર્ણ ).

---

# एबिसिनिआ.

એબિસિનિયા અથવા ઇથિયોપિયાની જૂની સહેનશાહતમાં ટાઇગ્રે, અમ્હરા, અને શોઆનાં રાજ્યોનો, તેમ જ બીજા નજીકના પ્રદેશોનો સમાસ થાય છે. એબિસિનિયા એ શબ્દનો "મિશ્ર" એવો અર્થ થાય છે. ત્યાંના લોક હેમાઇટ અને સેમાઇટ પ્રજાઓના મિશ્રણથી બન્યા છે, અને તેમ-

નામાં નીગ્રો ( હબશી ) લોહી પણ પુષ્કળ મળેલુંછે. તેઓ ધર્મે આર્મિનિયન પન્થના ખ્રિસ્તી છે, અને તેમના મુખ્ય ધર્મગુરુને કોન્સ્ટાન્ટિનોપલનો ધર્માધ્યક્ષ નીમે છે. મઠોમાં આશરે ૧૨,૦૦૦ સાધુઓ છે. કેળવણી ઘણી ખરી પાદરીઓને જ આપવામાં આવે છે, અને તેઓ થોડાં છોકરાંને વ્યાકરણ, ગાયન, કવિતા, અને બાઇબલ શિખવેછે. આ કેળવણી મફત અપાય છે. સને ૧૮૬૮ ના એબિસિનિયાના વિગ્રહમાં ઈંગ્રેજોએ થિયોડોર બાદશાહને હરાવ્યો, અને તે મુઓ ત્યાર પછી સને ૧૮૭૨ માં ટ્રાઇગ્રેનો રાજા કાસાઇ જોહાનીસ બીજો એવું નામ ધારણ કરી ઇથિયોપિયાનો બાદશાહ થયો. જોહાનીસ બાદશાહ સને ૧૮૮૯ માં ગુજર્યા પછી શોઆનો રાજા મેનેલિક બીજો બા[illegible] થ[illegible]. અને હજી તે હયાત છે. યુરોપના મધ્ય કાળની પેઠે એબિસિનિ[illegible]નનુ [illegible] બન્ધારણ ફ્યૂડલ પદ્ધતિએ ચાલે છે. બાદશાહના કુલ અખત્યાર ઉપર રિવાજ અને જૂના કાયદાઓથી અંકૂશ મૂકાયો છે. ચોવીસ ફ્યૂડલ ઉમરાવો છે તે રાજ્ય સત્તા ભોગવે છે, પણ પરગણાઓના કરો માટે તેઓ બાદશાહને જવાબદાર છે. કરો ઘણું કરી નાણાંમાં નહિ, પણ વસ્તુઓને રૂપે ભરવામાં આવે છે. જમીનનો બહુ થોડો ભાગ ખેડાણમાં આવેલો છે. લોકોનો મુખ્ય ઉદ્યોગ ઢોર, ઘેટાં, અને બકરાં પાળવાનો હોવાથી ઘણી જમીન ઢોર ચારવા માટે રોકાઈ છે. ઘણાં પરગણાંમાં જંગલી, ગળી, રૂન, કપાસ, શેરડી, ખારેક, અને દ્રાક્ષ ઠીક થાય છે, પણ કોઈ ઠેકાણે તેમનું બહુ ખેડાણ કરવામાં આવતું નથી. જંગલોમાં બહુ કિમતી ઝાડો જોવામાં આવે છે. મુખ્યત્વે કરીને ચામડાં, હાથી દાંત, માખણ, ગુન્દરો, અને ખચ્ચરો મેસોવાને બન્દરે થઈ પરદેશ ચઢાવવામાં આવે છે. હાથ કારીગરી ખાતે રૂ અને ઊનનાં જાડાં કપડાં, ચામડું, માટીનાં વાસણો, અને કાંઇક લોખંડ, વગેરે .ધાતુઓની વસ્તુઓ બનાવવામાં આવે છે. સને ૧૮૮૯માં ઇટાલિયન લોકોએ જાહેર કર્યું હતું કે એબિસિનિયા અમ્હારા રક્ષણ નીચે છે. પરન્તુ ૧૮૯૬ માં ઇટલી અને એબિસિનિયા વચ્ચે લડાઈ થઈ તેમાં ઇટાલિયનોની પૂર્ણ હાર થઈ, અને તેમણે એબિસિનિયા પર ઉપરીપણું મેળવવાનો વિચાર માંડી વાળ્યો.

---

પટા વાળી જાત હિન્દુસ્તાનમાં વસે છે. આફ્રિકન ઝરખનાં ઉપલા જડબાની પાછલી દાઢો સ્હેજ ન્હાની, નીચલા જડબાની પાછલી દાઢો છેક ટૂંકી, અને ગરદન યાળ વગરની હોય છે. ઝરખના ઉપલા જડબામાં દરેક તરફ આગલા દાંત ૬, રાક્ષી દાંત ૧, આગલી દાઢો ૪, અને પાછલી દાઢ ૧ મળી કુલ ૧૨ એટલે ઉપલા આખા જડબામાં ૨૪ દાંત છે. તેના નીચલા જડબામાં દરેક તરફ આગલા દાંત ૬, રાક્ષી દાંત ૧, આગલી દાઢ ૩, અને પાછલી દાઢ ૧ મળી કુલ ૧૧ એટલે આખા નીચલા જડબામાં કુલ ૨૨ દાંત હોય છે. આગલા દાંતમાંના વચલા દાંત ઘણુ લાંબા તેમ જ રાક્ષી દાંત અને આગલી દાઢો પણ લાંબી હોય છે.

કદ–ચટાપટા વાળા તરસના શરીરની માથા સાથે લમ્બાઈ સાડાત્રણ ફુટ અને પૂંછડીની લમ્બાઈ દોઢ ફુટ છે. તેની પૂંછડીપર લાંબા વાળ ઊગે છે. તેની ગરદન અને પીઠપર પણ વાળ લાંબા હોય છે. તેથી તેને યાળ હોય તેવું દેખાય છે, આગલા પગ કરતાં પાછલા ટૂંકા અને ઘણા વાંકા વળી ગયેલા છે. તેથી ઝરખ જ્યારે ચાલે છે ત્યારે તેના પાછલા પગ જાણે ઘસડાતા હોય તેમ લાગે છે; તેમ છતાં પણ તે ઝડપથી દોડી શકે છે. તેના આગલા પગના કરતાં પાછલા પગનો પંજો ટૂંકો છે. બધાં પ્રાણીઓ કરતાં ઝરખ ઘણું જ બદશિકલ દેખાય છે. તેના શરીરનો રંગ ઝાંખો ભૂરો છે; તેમાં બદામી અગર કાળા સાંકડા ચટાપટા પડેલા હોય છે.

વસ્તી—હિન્દુસ્તાનના ઘણા ખરા ભાગોમાં, ખુલ્લા પહાડી ભાગોમાં તેની વસ્તી વધારે માલૂમ પડે છે. ઘાડાં જંગલોમાં તે ભાગ્યે જ રહે છે. મધ્ય પ્રાન્તો અને વાયવ્ય પ્રાન્તોમાં તેમ જ ગુજરાતમાં પણ તેની વસ્તી ઘણી છે. એશિયા ખંડના નૈઋત્ય ખૂણાના ભાગોમાં તથા ત્યાંથી ઠેઠ છેક ઉત્તર આફ્રિકા ખંડમાં પણ તેની વસ્તી છે. બંગાળી ઉપસાગરથી પૂર્વ તરફ અને સિલોનમાં તેની વસ્તી જણાતી નથી.

(અપૂર્ણ).

# જગતની ભિન્ન ભિન્ન ભાષાઓ.

( લખનાર ગ. ગો. બર્વે. )

( ચાલુ પૃષ્ઠ ૧૨૧ થી. )

## ( ૪ ) આફ્રિકાની ભાષાઓ.

ઇજિપ્ત—આ દેશમાં ધર્મ સમ્બન્ધી વિશેષ માહિતી છે. ઇજિપ્તની પ્રાચીન ભાષાનો આર્ય ભાષા અને સેમિટિક ભાષા સાથે કેટલોક સમ્બન્ધ છે. કે કેમ એ વિષે વિદ્વાનો એક નિશ્ચય ઉપર આવ્યા નથી. ઇજિપ્તની ભાષાનું વ્યાકરણ સેમિટિક વ્યાકરણ સાથે કેટલેક અંશે મળતું આવે છે, તથા તેમાંના કેટલાક ધાતુઓ આર્ય ભાષાગાંના ઇતર ધાતુઓ સાથે વિલક્ષણ રીતે મળતા આવે છે. કેટલાક શોધકો તો કહે છે કે, "આર્ય તથા સેમિટિક એ બન્ને ભાષાઓ પૂર્વે એક હતી તે જુદી પડ્યા પૂર્વે તેનું જે રૂપ હતું તે ઇજિપ્તની પ્રાચીન ભાષામાં છે."

ઉત્તર આફ્રિકાની બીજી ભાષાઓનું વર્ગીકરણ હજી સુધી થયું નથી. પ્રાચીન કાળમાં કાર્થેજ અને ઉત્તર આફ્રિકામાંના ફિનિશિયન લોકોની બીજી વસાહતોની ભાષા સેમિટિક હતી. હૅમિટિક, બર્બર, અને આબિસીનિયાની મૂળ ભાષાઓનો વિશેષ શોધ થવો હજી બાકી છે.

આફ્રિકાની ઇતર ભાષાઓ પૈકી જે ભાષાઓવડે ધર્મ, ગાથા, વગેરેના અધ્યયનને ઉપયોગી મદદ મળી શકે એવી ભાષાઓ નીચે મુજબ છેઃ—

૧. દક્ષિણ આફ્રિકામાંના હૉટેન્ટાટ અને બુશમન લોકો મૂળે એક જ વર્ગના છે. હાલમાં તેમની ભાષા અને ધર્મ ભિન્ન થયાં છે.

૨. બાન્ટુ અથવા કાફર લોકો પૂર્વ કિનારા ઉપર વિષુવવૃત્તની ઉત્તરે ઘણાક અક્ષાંશથી તે દક્ષિણમાંના હાટેન્ટાટ દેશસુધી પ્રસરેલા છે. તેમ જ તેઓ-પૂર્વથી પશ્ચિમ સુધી ઘણા પ્રસરેલા છે. તેમની ભાષામાં જાતિભેદ કે લિંગ ભેદ નથી.

૩. નીગ્રો નામના લોકો પશ્ચિમ કિનારાથી તે અન્દરના ભાગ સુધી પ્રસરેલા છે. વિશિષ્ટ પદાર્થ પૂજા આ લોકોમાં પ્રથમ જણાઈ આવી.

લેપ્સિયસ નામના વિદ્વાને આફ્રિકાની ભાષાઓના ત્રણ વર્ગ પાડેલા છે. તે આ પ્રમાણેઃ— (૧) દક્ષિણ તરફની એટલે વિષુવવૃત્તની દક્ષિણે આવેલી બાન્ટુ ભાષાઓ. (૨) વિષુવવૃત્તની ઉત્તરથી તે સહરાના રણ સુધીની ભાષાઓ. (૩) હેમિટિક, જેમાં હાલમાં લુપ્ત થયેલી ઈજિપ્ત અને કાપ્ટિક ભાષાઓ તથા લિબિયન ભાષાઓ આવી શકે છે. હાટેન્ટાટ અને બુશમન લોકોની ભાષાઓ આ જ વર્ગમાં આવી શકે છે. આ વર્ગની ભાષાઓ મૂળે આફ્રિકાની નહોતી, માત્ર દક્ષિણ વિભાગની બાન્ટુ કુળની ભાષાઓ મૂળની આફ્રિકાની છે. ઉત્તર ભાગની ભાષાઓ બાન્ટુ ભાષાનું હેમિટિક અને સેમિટિક ભાષાઓ સાથે મિશ્રણ થઈ બનેલી છે.

આફ્રિકાની ભાષાઓનો શોધ અને વર્ગીકરણ હજી જોઈએ તેવાં થયાં નથી; તથાપિ પહેલાં કરતાં હાલમાં વિશેષ શોધો થયા છે.

---

## (૫) અમેરિકાની ભાષાઓ.

અમેરિકાની ભાષાના ચાર પ્રકાર છેઃ

૧—રેડ ઇન્ડિયન અથવા ઉત્તર તરફના લોકોમાં ભાષાની પેટા શાખાઓ ઘણી છે.

૨—મેક્સિકો-ઉત્તર તરફથી ટોલ્ટેક અને આઝટેક નામના લોકોએ એક પછી એક આવી મેક્સિકોમાં વસાહત કરી, અને ભાષા તથા ધર્મમાં સુધારો વધારો કર્યો એમ કહેવાય છે. સ્પેન દેશના લોકોએ મેક્સિકો છતી લઈ તેની ધૂળધાણી કરી તે વખતે ત્યાં ભાષાની અને ધર્મની ઘણી ઉન્નતિ થઈ હતી, તથા કેટલાક ત્યાં તત્વજ્ઞાની પણ હતા.

૩-મધ્ય અમેરિકા-અહિં પણ પ્રાચીન કાળમાં ધર્મની ઘણી

સુધારણા થઈ હતી. ક્વિચે ભાષાનું એક પ્રાચીન પુસ્તક હાલમાં પ્રસિદ્ધ થયું છે. તે કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે જગતના સઘળા પવિત્ર ગ્રન્થોની જોડમાં આવી શકે તેવું છે, તથા તે પુસ્તક ઉપરથી માયા લોકોની ગાથાની સ્થિતિ પન્દરમા સૈકામાં કેવી હતી તે સ્પષ્ટ સમજાય છે.

૪. **પેરૂ અથવા ઈંકા લોકોનું રાજ્ય**—અહિંના વતનીઓ સૂર્ય ભક્ત છે. ત્યાંના રાજાઓ સૂર્યવંશી છે એમ મનાય છે. આ લોકોનો ધર્મ સારી સ્થિતિએ આવેલો છે. ઈંકા જાતના એક મનુષ્યનો મત પ્રસિદ્ધ થયો છે તે કહે છે કે, "હમારો પિતા જે સૂર્ય તે સ્વતન્ત્ર નથી. તેને પોતાનું કર્તવ્ય નિયમિત રીતે કરવું પડે છે, તે ઉપરથી તેથી પણ શ્રેષ્ઠ દેવ બીજો કોઈ છે."

એ સિવાય ઉત્તર તરફ એસ્કિમો અને ગ્રીનલાન્ડના લોકો, દક્ષિણ અમેરિકાના ઉત્તર વિભાગમાં આવેલા કારિબ્બી લોકો, બ્રાઝિલ દેશના મૂળ વતનીઓ, તથા દક્ષિણ તરફના પાટાગોનિયા અને ટેરા ડેલ ફુએગોના લોકોની ભાષાઓ વિષે થોડી થોડી માહિતી મળી આવી છે.

અમેરિકાના લોકો એશિયા અથવા યૂરોપ ખંડમાંથી આવી વસેલા છે. તે યાહુદી, ફિનિશિયન, ચીની, અથવા કેલ્ટ લોકોના વંશજો છે એમ કેટલાક શોધકો સિદ્ધ કરે છે. પરન્તુ પ્રાચીન કાળમાં ઉત્તર તરફના બેટોમાંથી કે પૂર્વ પશ્ચિમ સમુદ્રમાંથી અમેરિકામાં જવું અશક્ય જેવું નહતું.

---

# ગુ. મેલ. ટ્રે. કોલેજની પરીક્ષાના પ્રશ્નો, ૧૮૯૭.

( ચાલુ પૃષ્ઠ ૧૨૬ થી. )

## માપકરણ.

### પહેલું વર્ષ.

૧. એક ઓરડો ૩૨ ફુટ ૬ ઈન્ચ લાંબો, ૨૭ ફુટ ૩ ઈન્ચ પહોળો,

અને ૧૬ ફુટ ઊંચો છે, તેને ભોંય તળીએ શેતરંજી પાથરવાનું તથા ભીંતોએ કાગળ ચોડવાનું શું ખર્ચ થશે? ૬ વાર પનાની શેતરંજીની કિંમત દર વારે ૪ શિલિંગ અને ૪½ પેન્સ પડે છે, તથા ૨ ફુટ પહોળાઈના એક વાર કાગળની કિંમત ૧૦½ પેન્સ બેસે છે.

૨. એક ચતુષ્કોણ આકૃતિના ખેતરની એક કર્ણરેષાની લમ્બાઈ ૩૨૭ યાર્ડ છે, અને તે કર્ણ રેષાઉપર સામ સામેના ખૂણાથી દોરેલા લમ્બોનો સરવાળો ૨૫૦ યાર્ડ છે. જો એક જામફળીને માટે ૧૬ ચોરસ યાર્ડ જગા જોઈએ તો એ ખેતરમાં એવાં કેટલાં જામફળીનાં ઝાડ રોપી શકાશે?

૩. એક કાટખૂણ આકૃતિ જમીનના કકડાની બાજૂઓ અનુક્રમે ૭૧ ફુટ ને ૪ ઇન્ચ તથા ૬૫ ફુટ ને ૭ ઇન્ચ છે, તે જમીનમાંથી ચારે બાજૂએ ફરતો ૧½ યાર્ડ પહોળાઈનો રસ્તો રાખ્યો છે તે (૧) રસ્તાનું ક્ષેત્રફળ કેટલું, (૨) રસ્તો જતાં બાકીની જમીનનું ક્ષેત્રફળ કેટલું, અને (૩) રસ્તો બનાવવાનું ખર્ચ જો દર ચોરસ યાર્ડ ૧ શિલિંગ ને ૬ પેન્સ પડે તો તેનું કુલ ખર્ચ કેટલું?

૪. એક ખેતરની બે સમાન્તર બાજૂઓ અનુક્રમે ૨૬૪ ક્યુબિટ અને ૧૭૪ ક્યુબિટ છે, અને તેઓની વચ્ચેનું લમ્બ અન્તર ૭૦ ક્યુબિટ છે, તો તેના ક્ષેત્રફળની બરાબરના એક ગોળ ખેતરનો વ્યાસ કેટલો?

૫. એક ચંદ્રુના પાયાનો વ્યાસ ૧૪ ફુટ, અને તેની લિંકિંગ બાજૂ ૨૭ ફુ. છે, તો તેની બરાબરના પૃષ્ઠફળવાળો એક નળાકાર કે જેની ઉંચાઈ ૩૬ ફુટ છે તેના પાયાનો વ્યાસ કેટલો?

---

## બીજું વર્ષ.

૧. એક બન્ધ કરેલા વાસણની બહારની બાજૂની લમ્બાઈ ૮ ક્યુબિટ ને ૩ તસુ, પહોળાઈ ૭ ક્યુબિટ ને ૫ તસુ તથા ઉંચાઈ ૪ ક્યુબિટ ને ૩ તસુ છે તો તેનું બહારનું પૃષ્ઠફળ કેટલું? અને તે વાસણની જાડાઈ જો

બાજૂએ એક તસુ હોય તો તેની અન્દરની બાજૂઓનું ગૂકફળ કેટલું ?

૨. એક કાટખૂણુ ચોખૂણુ જમીનનો કકડો ૯-એકર, ૩ રૂડ અને ૧૬¾ પોલનો છે. તેની લમ્બાઈ, પહોળાઈની ત્રણ ગણાઈની બરોબર છે, તો (૧) તેને ફરતું અન્તર કેટલું તથા (૨) તેના એક ખૂણાથી સામેના ખૂણા સુધીનું અન્તર કેટલું ?

૩. એક ૧૦ એકર જમીનનું ચોરસ ખેતર ક્રિકેટ રમવાને માટે રાખેલું છે. તે જમીનનો ⅜ ભાગ તમાસગીરોને માટે જુદો કાઢવામાં આવ્યો છે, અને તે, ક્રિકેટ રમવાની બાકી રહેલી જમીનની આસપાસ, એક સરખી પહોળાઈનો છે, તો ક્રિકેટ રમવાને રાખેલી જમીનની એક બાજૂની લમ્બાઈ કેટલી ?

૪. એક ઉઘાડી ઘન આકૃતિની પેટીની અન્દરનું ઘનફળ ૧.૦૩ ઘન ફ્યુબિટ અને ૪૬૯-૫૪૭. ઘન તસુ છે, તો દર ચોરસ ફ્યુબિટે ૧૨ આના ને ૯ પાઈ પ્રમાણે અન્દરની બાજૂઓને રંગવાનું શું ખર્ચ થશે ?

૫. દર ૧૦૦ ચોરસ ઇન્ચે ૨ આના ને ૧ પાઈ પ્રમાણે એક ગોળાની બહારની સપાટી ઉપર રંગ ચઢાવવાનું ખર્ચ ૭ રૂપિયા, ૩ આના, ને ૧ પાઈ થાય છે તો તે ગોળાનું ઘનફળ કેટલું ?

---

## ત્રીજું વર્ષ.

૧. એક ઓરડાની લમ્બાઈ તેની પહોળાઈથી ત્રણ ગણી છે તેમાં સેન્તરંજી જડાવવાનું ખર્ચ દર ચોરસ ગજે ૧ રૂપિયો ને ૮ આના પ્રમાણે ૧૨૪ રૂપિયા ને ૬ પાઈ થાય છે તથા ભીંતોને રંગાવવાનું ખર્ચ દર ચોરસ ગજે ચાર આના પ્રમાણે ૬૭ રૂપિયા થાય છે તો તે ઓરડાની લમ્બાઈ, પહોળાઈ તથા ઉચાઈ કેટલી ?

૨. એક ચોરસ વંડામાં ૪૪ યાર્ડ ચોરસ એક ચોગાન છે, અને તે ચોગાનને ફરતો એક સરખી પહોળાઈનો રસ્તો છે; તે ચોગાન અને રસ્તાનું ક્ષેત્રફળ ૧૬ અને ૯ ના પ્રમાણમાં છે, તો રસ્તાની પહોળાઈ કેટલી?

૩. એક જંગલો ૨૦૦ ફુટ લાંબો અને ૧૬ ફુટ પહોળો છે, તેને

કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષક કોપીબુકોને જ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે

એ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમના નામ વાચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડાં નીચે પ્રમાણે.

ડિરેક્ટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો.

કે. એમ. ચેટફિલ્ડ. એમ. એ. માજી ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.
ટી. બી. કર્ખામ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર.
ઈ. જાઇલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેક્ટર.
ખા.સા. મેરવાનજી એદલજી ગીમી, બી. એ, ઉ. વિ. ના. માજી એ. ઇ. અને સુરત. હાઈ સ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઈ દેસાઈ. ઉ.વિ. ના કેળવણી ખાતાના માજી આ ઇ.
રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા, વડોદરા કે. ખાતાના માજી ડિ.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેક્ટર.

દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઓનરેબલ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક
ઓનરેબલ. કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ., એલ, એલ. બી. સી. આઈ. ઇ; મુમ્બઈની હાઈ કોર્ટના માજી જજ
રા. બા. શંકર પાંડુરંગ પંડિત, એમ એ; માજી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર.
રા. રા. નગીનદાસ તુલસીદાસ મારફતીઆ. બી. એ; એલ. એલ, બી, મુમ્બઈની હાઈકોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
દિ. બા. મણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર; વડોદરા.
રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી, સબોર્ડિનેટ જજ, અમદાવાદ.
રા. રા. હરિલાલ મનસુખરામ, ભાવનગર સ્ટેટના કારભારી
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેક્ટર તથા સેશન્સ જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટીના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ
રા. બા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હૂમ રા. બા. ભોળાનાથ સારાભાઇ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ, ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેક્ટર અને સ્કૂલ કમિટીના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઇ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખસરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હૂમ રા.રા.કવિ નર્મદાશંકર લાલશંકર, ગોન્ડલના ધર્મખાતાના માજી સેક્રેટરી.

કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી, ડે. એ, ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઇ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે. એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. મંજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઈ.
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા, ડે. એ. ઇ; ઝાલાવાડપ્રાન્ત, કાઠિયાવાડ.

રવામાં આવ્યો હતો, અને શિક્ષકોને મરકીના ઇન્સ્પેકટર બનાવ્યા હતા; તેવે પ્રસંગે કેળવણી માટે અવકાશ રહેતો નહોતો. ઉત્તર ભાગ, કાઠિયાવાડ, અને દક્ષિણ ભાગમાં પણ મોઘવારી અને મરકીએ કાંઇક જોર કર્યું હતું, છતાં ત્યાં વિદ્યાર્થીની સંખ્યા વધી હતી. આખા ઇલાકામાં થઈ એકન્દરે ૨૫,૬૧૫ વિદ્યાર્થી ઘટયા હતા. કુલ સંખ્યા નીચે મુજબ હતી:-

| | સને ૧૮૯૨-૯૩ | સને ૧૮૯૫-૯૬ | સને ૧૮૯૬-૯૭ |
|---|---|---|---|
| જાહેર શાળાઓ | ૯,૭૯૪ | ૧૦,૦૮૨ | ૧૦,૧૦૨ |
| ખાનગી(ગામઠી)શાળાઓ | ૨,૮૧૩ | ૨,૮૫૬ | ૨,૮૩૨ |
| કુલ શાળાઓ | ૧૨,૬૦૭ | ૧૨,૯૩૮ | ૧૨,૯૩૪ |
| જાહેર શાળાના વિદ્યાર્થી | ૫,૭૫,૩૬૯ | ૬,૨૭,૫૪૧ | ૬,૦૧,૯૨૬ |
| ખાનગી ,, ,, | ૭૧,૦૧૩ | ૭૬,૬૭૬ | ૭૦,૭૭૯ |
| કુલ વિદ્યાર્થી | ૬,૪૬,૩૮૨ | ૭,૦૪,૨૧૭ | ૬,૭૨,૭૦૫ |

ઇલાકામાં ૪૦,૬૬૬ નગરો અને ગામો છે, અને ૧૦,૧૦૨ જાહેર શાળાઓ છે, એટલે સરેરાશ દર ચાર ગામ વચ્ચે એક શાળા પડે છે. ઇલાકાનું ક્ષેત્રફળ ૧૯૩,૧૪૯ ચોરસ માઇલ છે, એટલે દર જાહેર શાળાએ સુમારે ૧૯ ચોરસ માઇલ આવે છે. મ્હોટાં ગામોમાં એક કરતાં વધારે નિશાળો હોય છે, એ વાત ધ્યાનમાં લઈશું તો બાકીની નિશાળોની સરેરાશ ઘણું કરીને પાંચ અથવા વધારે ગામો વચ્ચે એક એકની આવશે, અને દર નિશાળે ક્ષેત્રફળનો આંકડો પણ વધશે.

કુલ વસ્તીને દર સેંકડે પન્દર જેટલી સંખ્યા નિશાળે જવા લાયક ઉમ્મરની ગણવામાં આવે છે. તે પૈકી કેટલી સંખ્યા સને ૧૮૯૬-૯૭માં નિશાળે જતી હતી તે નીચેના આંકડાથી જણાય છે:—

| | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|
| કુલ વસ્તી | ૧,૩૯,૧૪,૬૯૨ | ૧,૩૦,૫૧,૫૫૦ | ૨,૬૯,૬૬,૨૪૨ |
| ભણવા લાયક ઉમ્મરની વસ્તી. | ૨૦,૮૭,૨૦૪ | ૧૯,૫૭,૭૩૨ | ૪૦,૪૪,૯૩૬ |
| નિશાળે જતા વિદ્યાર્થી | ૫,૯૦,૫૪૨ | ૮૨,૧૬૩ | ૬,૭૨,૭૦૫ |
| ભણવા લાયક ઉમ્મરની વસ્તીને દર સેંકડે ભણનારની સંખ્યા. | ૨૮.૨૯ | ૪.૧૯ | ૧૬.૬૩ |
| ભણવા લાયક ઉમ્મરની વસ્તીને દર સેંકડે નિશાળે નહિ જનારની સંખ્યા. | ૭૧.૭૧ | ૯૫.૮૧ | ૮૩.૩૭ |

આથી જણાય છે કે ભણવા લાયક ઉમ્મરની વસ્તીને દર સેંકડે ૮૩, એટલે દર સેંકડે ૭૨ છોકરા અને ૯૬ છોકરીઓ હજી હલકામાં હલકી કેળવણી પણ પામતાં નથી. કેળવણી ખાતાએ અને લોકોએ હજી કેટલું કામ કરવાનું બાકી છે તે આ આંકડાથી સમજાય છે. જેઓ નિશાળે જાય છે તે પૈકી પણ સેંકડે ૯૫ માત્ર પ્રાથમિક કેળવણી લે છે. મધ્યમ કેળવણી લેનાર સેંકડે ૩ છે, સુમારે સેંકડે ૨ હાઈસ્કૂલમાં જાય છે, અને દર પાંચસે વિદ્યાર્થીએ માત્ર એક જ પાઠશાળાઓની ઊંચી કેળવણી લે છે. એટલે કુલ વિદ્યાર્થીઓ પૈકી સેંકડે ૫ જ જણ ઈંગ્રેજી ભણે છે. જુદી જુદી જાતોની ભણવા લાયક વસ્તી સાથે તે તે જાતોના વિદ્યાર્થીની સંખ્યાનો મુકાબલો કરતાં જણાય છે, કે યુરોપિયન અને યુરેઝિયનોની ભણવા લાયક વસ્તી પૈકી દર સેંકડે ૬૩.૨, પોર્ટુગીઝ અને દેશી ખ્રિસ્તી પૈકી સેંકડે ૪૨.૫, યહુદી પૈકી સેંકડે ૫૬.૪, પારસી પૈકી સેંકડે ૬૭.૦, મુસલમાન પૈકી સેંકડે ૨૧.૦, હિન્દુ પૈકી સેંકડે ૧૫.૬, અને પરચુરણ વસ્તી પૈકી સેંકડે ૭.૩ નિશાળે જાય છે. એટલે પોતપોતાની જાતની ભણવા લાયક વસ્તીના પ્રમાણમાં પારસીઓ સૌથી વધારે નિશાળે જાય છે, અને તેથી ઉતરતા યુરોપિયન અને યહુદીઓ આવે છે,

વસ્તીના પ્રમાણમાં હિન્દુઓ કરતાં પણ મુસલમાન વિદ્યાર્થીની સંખ્યા વધારે મ્હોટી છે.

---

પાછલાં પાંચ વરસમાં દરેક રસ્તેથી કેળવણીના ખર્ચમાં વધારો થયો છે, તે નીચેના આંકડાથી જણાય છેઃ

| | સને ૧૮૯૨-૯૩ | સને ૧૮૯૬-૯૭ |
|---|---|---|
| સરકારી રૂ. | ૧૯,૬૫,૯૫૦ | ૨૨,૪૫,૬૬૨ |
| લોકલ ફંડના રૂ. | ૯,૫૪,૯૨૧ | ૯,૬૬,૧૯૨ |
| મ્યુનિસિપલ રૂ. | ૪,૧૨,૦૦૪ | ૪,૨૪,૪૯૬ |
| ફી રૂ. | ૧૩,૮૪,૩૮૪ | ૧૬,૦૨,૧૭૮ |
| બીજી (ખાનગી) ઉપજ રૂ. | ૧૯,૧૭,૯૨૭ | ૨૧,૩૩,૯૦૩ |
| કુલ રૂ. | ૬૬,૩૫,૧૮૬ | ૭૩,૭૨,૯૩૧ |

આથી જણાશે કે પાછલાં પાંચ વરસમાં મુમ્બઈ ઇલાકાની કેળવણી પાછળ સાત લાખ સાડત્રીસ હજાર રૂપિયા જેટલો વાર્ષિક ખર્ચ વધ્યો છે. તે પૈકી સુમારે બે લાખ એંશી હજાર રૂપિયાનો વધારો સરકારે આપ્યો છે, અને આશરે સવાચાર લાખનો વધારો ફી અને ખાનગી ઉપજમાંથી થયો છે. સરકાર દર વર્ષે કુલ વસ્તીને દર માણસે સોળ પાઈ કેળવણી પાછળ ખર્ચે છે. ભણવા લાયક ઉમ્મરની જ વસ્તી સાથે મુકાબલો કરીએ, તો સરકારી ખર્ચ તેવે દર બાળકે દર વર્ષે લગભગ આઠ આના જેટલો પડે છે.

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

( ચાલુ પૃષ્ઠ ૧૪૫ થી. )

अगलिअ नेह निवट्टाहं जोअण लक्खु वि जाउ ।
वरिस सएण वि जो मिलइ सहि सोक्खहं सो ठाउ ॥ ५ ॥

( પાદ ૪—સૂત્ર ૩૩૨ )

**સંસ્કૃત અર્થ:**—अगलित स्नेह निवृत्तानां (उपरि) योजन-लक्षं अपि यातु;हे सखि, वर्षशतेनापि यः मिलति सः सौख्यानां स्थातु (भवति)

**ગુજરાતી અર્થ:**—કાયમ સ્નેહ સાથે ગયેલા ઉપર ગમે તો લાખ યોજન (પરી) જાઓ (તેઓ લાખ યોજન દૂર જાઓ); હે સખિ, તે સો વર્ષે મળે તો પણ તે સુખને માટે રહો (તેથી સુખ જ થાય છે).

## ટીકા.

अगलिअ=સં. अगलित=ગુ. નહિ ગળેલો, જતો નહિ રહેલો. ભૂત કૃદન્ત વિશેષણ, વિશેષ્ય नेह. अगलित ના त् નો પ્રાકૃત નિયમ મુજબ લોપ થતાં अगलिअ શબ્દ બને છે. સં. गलितनुं પ્રા. गलिअ, પ્રથમા એકવચન गलिओ થઈ તે ઉપરથી ગુ. ગળ્યો શબ્દ થાય છે.

नेह=સં. स्नेह=ગુ. નેહ, સ્નેહ. સં. स्नेह ના स् નો લોપ થતાં नेह શબ્દ બને છે, અને તે ગુજરાતી કવિતામાં પણ વારંવાર જોવામાં આવે છે.

निवट्टाहं=સં. निवृत्तानां (=चलितानां) =ગુ. ગયેલાના. ભૂત કૃદન્ત, છઠ્ઠી વિ. બહુવચન. સં. नि+वृत् ધાતુનો ભૂત કૃદન્ત निवृत्त થાય છે. वृ ના ऋ નો अ, અને त्त નો ट्ट થતાં તેનું પ્રાકૃતમાં निवट्ट બને છે. हं એ અપભ્રંશનો છઠ્ઠી વિ. બહુ વચનનો પ્રત્યય છે (આ દોહામાં सोक्खहं, અને સૂત્ર ૩૩૯ માં तणहं છે, તે સાથે મુકાબલો કરો). એક પ્રતમાં निवट्टाहं છે, અને બીજીમાં निवट्टहं છે, તેમાંથી ખરું રૂપ કયું છે તે નક્કી થઈ શકયું નથી. અપભ્રંશ જેવી ભાષામાં કદાચ બન્ને રૂપ ચાલતાં હશે. अगलिअ नेह निवट्टाहं (=સં. अगलित स्नेह निवृत्तानां=अत्रुटितस्नेहचलितानां) એ સમાસ છે.

जोअण=સં. योजन=ગુ. જોજન. પ્રાકૃતમાં સંસ્કૃત શબ્દની આ-

દિએ આવેલા य् નો વિકલ્પે ज् બને છે, અનાદિ ज् નો ઘણું કરી લોપ થાય છે, અને અનાદિ न् નો ण् થાય છે. આ રીતે સં. योजन નું પ્રા. जोअण બને છે. ગુજરાતી જોજન શબ્દ પ્રાકૃત દ્વારા આવ્યો જણાતો નથી. તે સંસ્કૃતમાંથી બારોબાર આવ્યો છે, તેથી તેનો વચલો જ કાયમ છે, અને ન પણ બદલાયા વિના રહ્યો છે.

लक्खु=સં. लक्षं=ગુ. લાખ. નાન્યતર, પ્રથમા એકવચન. સંસ્કૃત શબ્દના क्ष् નો પ્રાકૃતમાં ख् થઈ બેવડાય છે તેથી क्ख બને છે. બે મહાપ્રાણીઓ જોડાક્ષરમાં એકઠા બોલી ન શકાવાથી ख् બેવડાય છે ત્યારે ख्ख् નહિ, પણ क्ख् ઉચ્ચાર થાય છે. તેથી સંસ્કૃત અને પ્રાકૃત વ્યાકરણોએ નિયમ કર્યો છે કે તેવે પ્રસંગે क्ख् કરવો. તે જ પ્રમાણે

घ् + घ = घ्घ નહિ પણ ग्घ,
छ् + छ = छ्छ નહિ પણ च्छ,
झ् + झ = झ्झ નહિ પણ ज्झ,
ठ् + ठ = ठ्ठ નહિ પણ ट्ठ,
ढ् + ढ = ढ्ढ નહિ પણ ड्ढ,
थ् + थ = थ्थ નહિ પણ त्थ,
ध् + ध = ध्ध નહિ પણ द्ध,
फ् + फ = फ्फ નહિ પણ प्फ,
भ् + भ = भ्भ નહિ પણ ब्भ થાય છે.

આ રીતે સં. लक्ष નું પ્રાકૃતમાં लक्ख બને છે. પછી આગળ આપેલા નિયમ મુજબ પ્રથમા એકવચન કરવાને અન્ત્ય अ નું उ થતાં लक्खु રૂપ થાય છે (આગળ माणु, विहाणु, ઇત્યાદિ શબ્દો આવ્યા છે તે સાથે મુકાબલો કરો). પ્રાકૃત लक्ख માં બેવડો ख् છે તે એકવડો થતાં એટલે તેમાંના એક ख् નો લોપ થતાં પૂર્વ સ્વર દીર્ઘ થઈ ગુજરાતીમાં લાખ શબ્દ બને છે. जोअणलक्खु (=સં. योजनलक्षं =ગુ. લાખ જોજન) એ સમાસ છે.

वि=સં. अपि=ગુ. પણ, બી. અવ્યય. સં. अपि નું પ્રાકૃતમાં पि, वि, વગેરે બને છે. अ નો લોપ થાય છે, પછી प् નો व् બને છે. પ્રાકૃત वि ઉપરથી હિન્દી અને ગુજરાતી બી (તે બી ગયો) થાય છે.

जाउ=સં. यातु=ગુ. જાય, જાઓ. આજ્ઞાર્થ, ત્રીજો પુરુષ, એકવચન, કર્તા लवक्तु. આદિ य् નો ज् થવાથી સં. या ધાતુનું પ્રાકૃતમાં जा થાય છે. ગુજરાતીમાં પણ જા ધાતુ છે. આજ્ઞાર્થ ત્રીજા પુરુષ એકવચનનો પ્રાકૃત પ્રત્યય उ (સં. तु માંથી त् નો લોપ થતાં ઉત્પન્ન થયેલો) છે, તે લાગતાં પ્રાકૃત અને અપભ્રંશમાં जाउ રૂપ થાય છે.

वरिस=સં. वर्ष=ગુ. વરસ. સંસ્કૃત શબ્દોમાં र्श, र्ष, આદિ જોડાક્ષરો હોય છે, ત્યારે તે પ્રાકૃતમાં આવતાં જોડાક્ષરના વ્યંજનો છૂટા પડે છે, અને પહેલા વ્યંજનને વિકલ્પે इ લાગે છે. श्, ष् નો પ્રાકૃતમાં હમેશ स् થાય છે. આ રીતે સં. वर्ष નું પ્રાકૃતમાં वरिस બને છે. ગુજરાતીમાં આવતાં એ જ રીતે જોડાક્ષરનાં અંગો છૂટાં પડે છે, પણ વચમાં इ ના બદલામાં अ સ્વર દાખલ થઈ વરસ શબ્દ થાય છે.

सएण=સં. शतेन=ગુ. સોએ. ત્રીજી વિભક્તિ એકવચન. श् નો स् અને त् નો લોપ થતાં સં. शत નું પ્રા. सअ બને છે. અપભ્રંશમાં અકારાન્ત શબ્દના અન્ત્ય अ નો ए થઈ ण અથવા અનુસ્વાર પ્રત્યય લાગવાથી ત્રીજી વિ. એકવચન થાય છે. આ રીતે सएण રૂપ બને છે. वरिस सएण એ સમાસ છે.

वि=સં. अपि=ગુ. પણ (ઉપર જુઓ).

जो=સં. यः=ગુ. જે. સમ્બન્ધી સર્વનામ, નરજાતિ, પ્રથમા એક વચન. પ્રાકૃતમાં આવતાં સં. यद् ના અન્ત્ય द् નો લોપ થાય છે, અને य નો ज બને છે. ज પછી નર જાતિ પ્રથમા એકવચનનો ओ પ્રત્યય લાગતાં પ્રાકૃત અને અપભ્રંશમાં जो રૂપ થાય છે. મરાઠી અને હિન્દીમાં

સમ્બન્ધી સર્વનામ जो છે, ગુજરાતીમાં જે છે. જે રૂપ શી રીતે ઉત્પન્ન થયું તે ઉપર જણાવ્યું છે.

मिलइ=સં. मिलति=ગુ. મળે. मिल् ધાતુ, વર્તમાન કાળ, ત્રીજો પુરુષ, એકવચન, કર્તા जो. સંસ્કૃતમાં પહેલા કે ગમે તે ગણના હોય છતાં પ્રાકૃતમાં ઘણા ખરા ધાતુને પહેલા ગણનો अ આગમ લાગે છે. તે રીતે मिल् ધાતુનું मिल થયું. પછી વર્તમાન કાળ ત્રી. પુ. એકવચનને (સં. ति માંથી त् ના લોપે ઉત્પન્ન થયેલો) इ પ્રત્યય લાગતાં પ્રાકૃત અને અપભ્રંશમાં मिलइ થાય છે. ગુજરાતીમાં આવતાં मि ની इ નો अ અને ल નો ळ થાય છે, અને इ પ્રત્યય ની આગલા अ સાથે સન્ધિ થઈ મળે રૂપ બને છે. હોરાઓ હજી મિલે બોલે છે.

साहि=સં. हे सखि=ગુ. સહી, હે સખી. નામ, નારી જાતિ, સંબોધન એક વચન. ख् નો ह् થવાથી સં.सखी નું પ્રાકૃતમાં सही થાય છે. સમ્બોધન એકવચનમાં અન્ત્ય ई હ્રસ્વ થઈ साहि રૂપ બને છે. ગુજરાતીમાં સહી, સહીઅર, સહીપણી, વગેરે શબ્દો વપરાય છે તે સં. सखी—પ્રા. सही માંથી ઉત્પન્ન થયા છે.

सोक्खहं=સં. सौख्यानां=ગુ.સુખ માટે, સન્તોષ માટે. ભાવવાચક નામ, નાન્યતર જાતિ, છઠ્ઠી. વિ. બહુ વચન, ચોથી વિભક્તિના બદલામાં વપરાયું છે. પ્રાકૃતમાં ચોથી વિભક્તિનાં રૂપો છે જ નહિ, અને તેના અર્થમાં છઠ્ઠી વિ. નાં રૂપો વપરાય છે. સંસ્કૃત શબ્દના औ નો પ્રાકૃતમાં ઘણી વખત ओ થાય છે, તેથી सौ નું सो થયું. ख्य ના य् નો લોપ થતાં ख બેવડાઈને क्ख થયો. આ રીતે પ્રાકૃતમાં सोक्ख શબ્દ થયો, તેને અપભ્રંશ છઠ્ઠી વિ. બહુવચનનો हं પ્રત્યય લાગીને सोक्खहं રૂપ બન્યું.

सो=સં. सः=ગુ. તે,દર્શક સર્વનામ, નર જાતિ, પ્રથમા એક વચન.

સંસ્કૃતના स મૂળને પ્રાકૃત તથા અપભ્રંશનો નર જાતિ પ્રથમા એકવચનનો ओ પ્રત્યય લાગીને सो રૂપ થાય છે. હિન્દીમાં દર્શક સર્વનામ તરીકે सो વપરાય છે. હેમચન્દ્ર ( પાદ ૩ જુ, સૂત્ર ૮૬ ) કહે છે, કે પ્રાકૃતમાં સં. तत् ના અન્ત्य त् નો લોપ થઈને પહેલા त નો નર તથા નારી જાતિના પ્રથમા એકવચનમાં स થાય છે, અને પછી પ્રત્યય લાગવાથી નર જાતિમાં सो રૂપ થાય છે, અને નારી જાતિમાં सा થાય છે. પણ स મૂળ સંસ્કૃત सः અને सा માં જોવામા આવે છે, એટલે સંસ્કૃતના त નો પ્રાકૃતમાં स થયો એમ માનવા કરતાં स મૂળને પ્રત્યય લાગ્યો એમ માનવું વધારે યોગ્ય છે. સંસ્કૃત કાળની લોક ભાષામાં स અને त એવાં જુદાં મૂળ ઉપરથી થયેલાં જુદાં રૂપો વપરાતાં હશે, અને તે એક શબ્દનાં રૂપો તરીકે સંસ્કૃત અને પ્રાકૃતમાં આવેલાં હશે. પુસ્તકોના સંસ્કૃતમાં स મૂળ ઉપરથી થયેલાં માત્ર પ્રથમા એકવચનનાં सः અને सा એ બે જ રૂપો જોવામાં આવે છે. પરન્તુ તે કાળની લોક ભાષામાં स નાં વધારે રૂપો બનતાં હશે એમ લાગે છે, કારણ કે પ્રાકૃતમાં, એટલે લોકોની બોલીમાં, પ્રથમા એકવચનનાં सो અને सा ઉપરાન્ત છઠ્ઠી વિ. એકવચનમાં से અને છઠ્ઠી વિ. બહુવચનમા सिं રૂપ માલૂમ પડે છે. બે જુદાં મૂળનાં જુદાં રૂપો અર્વાચીન ભાષામાં એકઠાં થઈ એક શબ્દના રૂપો તરીકે ગણાતાં હોવાનાં દૃષ્ટાન્ત ગુજરાતી જા—ગયો, ઇંગ્રેજી go—went, ઇત્યાદિમાં જોવામાં આવે છે. સંસ્કૃતમાં પણ अहं, माम्, आवां, वय આદિ રૂપો અસલ જુદા જુદા મૂળનાં હોઈ એક શબ્દનાં રૂપો તરીકે એકઠાં થઈ ગયેલાં જણાય છે.

ट्ठाउ અથવા ठाउ=સં. स्थातु=ડેરો. स्था ધાતુ, આજ્ઞાર્થ, ત્રીજો પુરુષ, એકવચન, કર્તા सो. સં. स्था ના स् નો લોપ થઈ તથા थ નો ठ् થઈ પ્રાકૃતમાં ठा થાય છે, અને કોઈ વખત ठ બેવડાય છે ત્યારે ट्ठा પણ બને છે. પછી આજ્ઞાર્થ ત્રીજા પુરુષ એકવચનનો उ પ્રત્યય લાગતાં ठाउ કે ट्ठाउ રૂપ થાય છે.

( અપૂર્ણ. )

# વાક્ય રચના અને નિબન્ધ.

( ચાલુ પૃષ્ઠ ૧૩૯ થી. )

## પ્રકરણ ૯ મું.

### કર્ત્તા અને કર્મ તરીકે વપરાતા શબ્દો.

આસાર સુધી આવેલાં વાકયો તપાસવાથી જણાયું હશે કે કર્ત્તા અને કર્મ તરીકે મુખ્યત્વે કરીને નામ વપરાય છે.

છોકરો જાય છે,
છોકરો લાકડી મારે છે,

એમાં કર્ત્તા અને કર્મ બન્ને નામ છે.

નામની જગાએ સર્વનામ આવે છે, તેથી તે પણ કર્ત્તા કે કર્મ થઈ શકે છે, જેમકે—

હું આવું છું,
હમે તેને તેડીએ છીએ, વગેરે.

બીજા કેટલાક પ્રકારના શબ્દો નામની પેઠે વપરાય છે, સારે તે પણ કર્ત્તા કે કર્મ થઈ શકે છે, જેમકે—

**વિશેષણ**—ગાંડીઓ બકે છે.
તેણે આંધળાને દોર્યો.

**કૃદન્ત**—તરવું સ્હેલું છે.
તેના મ્હોમાં સુજેલું હોય છે.
મરતાને મારવો નહિ.
તેને તરતાં આવડયું.
હું તેને તરતાં શિખવું છું.
મુએલાને શામાટે પીડો છો?
એ મુઆને લાવશો નહિ.
જનારને કોણ અટકાવી શકે છે?
રંગનાર આવ્યો છે.
તે માબાપનું કહ્યું કરે છે.

આ રીતે (૧) નામ, અને (૨) નામની પેઠે વપરાતા શબ્દો ( જેવાકે સર્વનામ, વિશેષણ, અને કૃદન્ત ) કર્ત્તા કે કર્મ થઈ શકે છે.

---

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો, અને દરેકમાં કર્ત્તા કે કર્મ તરીકે કયા પ્રકારના શબ્દ વપરાયા છે. તે કહોઃ—

૧. કોઈ એક મૂર્ખ ન્હાનો છોકરો હશે.
૨. તેને એના બાપે નિશાળે મૂક્યો.
૩. તેણે ઘરમાં એક કીડીને દીઠું.
૪. આજ રમવું કેમ પાલવે ?
૫. જે બીજાને કોપે નહિ.
૬. ભેંસોને ફરવું બહુ ગમે છે,
૭. રાજાએ સર્વેને પૂછ્યું.
૮. એને બહાર કાઢી મૂક્યો.
૯. એમ સૌ બોલ્યા.
૧૦. તને જેણે ગાળો દીધી.
૧૧. ભૂંડા .....ખોટી ગાળો ખાય.
૧૨. એ સઘળું આપણને કોણે આપ્યું ?
૧૩. ઘોડાને સારું ખવડાવીએ.
૧૪. તેથી આપણું સારુ થાય છે.
૧૫. તે પોપટને બોલતાં શિખવે છે.
૧૬. પોપટ બોલતાં શીખે છે.
૧૭. બચ્ચાંને ઊડતાં આવડયું.
૧૮. આંધળે લાકડી ફેંકી.
૧૯. છોકરાને લંગડાએ કહ્યું.

---

## મનોયત્ન ૨ જું.

કર્ત્તા ને કર્મ તરીકે નામ, સર્વનામ, વિશેષણ, અને કૃદન્ત આવે એવાં પાંચ પાંચ વાક્યો રચો.

## મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દો ઉપરથી વાકયો રચોઃ—

તેઓ, લાવ્યા હતા, માલ, બોલ્યો, એક, ભૂખ, આપણે, વેઠી છે, મારી ન ીએ, એને, શહેરમાંથી, આવ્યા, પેલાં, પેશાએ, તરવારથી, મારી નાંખ્યા, તેમને, આવું છું, હમણાં, હું, જોયું છે, બહુ, એવું, મ્હેં, છોકરો, કરતાં નથી, કહ્યું, માબાપનું.

---

## પરીક્ષાના પ્રશ્ન.

૧. મુખ્યત્વે કરીને કયા પ્રકારના શબ્દો કર્ત્તા કે કર્મ બને છે?
૨. બીજી કઈ જાતના શબ્દો તે કામ કરે છે?
૩. એ બીજી જાતના શબ્દો શામાટે તે કામ કરે છે?

---

# गुजराती जोडणी.

( ચાલુ પૃષ્ઠ ૮૩ થી. )

### બેવડા મહાપ્રાણી વ્યંજનો.

સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનો નિયમ એવો છે, કે જ્યારે મહાપ્રાણી વ્યંજનને બેવડાવવાનો પ્રસંગ આવે ત્યારે તેથી થતા જોડાક્ષરના પહેલા ભાગ તરીકે તેની પૂર્વનો અલ્પપ્રાણી વ્યંજન મૂકવો. હેમચન્દ્ર સૂત્ર નીચે મુજબ છેઃ—

द्वितीयतुर्ययोरुपरिपूर्वः ॥

द्वितीयतुर्ययोः द्वित्वप्रसंगे उपरि पूर्वौ भवतः । द्वितीयस्योपरि प्रथमः चतुर्थस्योपरि तृतीय इत्यर्थः ॥ એટલે, વર્ગના બીજા અને ચોથા ( અર્થાત્ મહાપ્રાણી ) વ્યંજનને બેવડાવવાનો પ્રસંગ આવે ત્યારે જોડાક્ષરના પહેલા ભાગ તરીકે અનુક્રમે વર્ગનો પહેલો અને ત્રીજો વ્યંજન મૂકવો.

આ નિયમનું કારણ ઉઘાડું છે. ख्ख, घ्घ, छ्छ, झ्झ, ठ्ठ, ढ्ढ, थ्थ, ध्ध, फ्फ, भ्भ બોલવાનો પ્રયત્ન કરીએ છીએ, ત્યારે તે ન બોલાતાં તેમની જગાએ क्ख, ग्घ, च्छ, ज्झ, ट्ठ, ड्ढ, त्थ, द्ध, प्फ, ब्भ બોલાય છે. મહાપ્રાણીને બેવડો બોલવા જેટલો શ્વાસ કહાડવાનું પ્રયત્ન થઈ શકવું નથી, તેથી પહેલા ભાગમાં અલ્પપ્રાણી અને બીજામાં મહાપ્રાણીનો ઉચ્ચાર નીકળે છે. સૂક્ષ્મપણે ધ્યાન આપીને બોલનારને આ વાત સ્પષ્ટ સમજાશે.

આ કારણથી આખો બેન્ફી કૃત સંસ્કૃત કોષ તપાસતાં તે ભાષામાં ख्ख, घ्घ, छ्छ, झ्झ, ठ्ठ, ढ्ढ, थ्थ, ध्ध, फ्फ, भ्भ વાળો એક પણ શબ્દ મળી શકતો નથી. ઉલટું, छाया, छेद, छादन, छन्दन, छाद, छद, छर्दन, छर्दिका, छादक, छन्द, छन्दक, छर्दक, छेदन, જેવા શબ્દની પહેલાં अप, अव, आ, उप, परि, प्र, प्रति, वि, व्यव, स्व, ઇત્યાદિ આવવાથી छ બેવડાઈને તેનું च्छ રૂપ થાય છે, અને તેમ થતાં अपच्छाय, अवच्छेद, आच्छाद, आच्छादन, उपच्छन्दन, परिच्छद, परिच्छेद, प्रच्छद, प्रच्छर्दन, प्रच्छर्दिका, प्रच्छादक, प्रच्छादन, प्रच्छाय, प्रतिच्छन्द, प्रतिच्छाया, विच्छन्द, विच्छन्दक, विच्छर्दक, विच्छाय, विच्छेद, विच्छेदन, व्यवच्छेद, स्वच्छन्द, ઇત્યાદિ શબ્દો બને છે. તે જ મુજબ अच्छ, स्वच्छ, इच्छा, गच्छ, उच्छ्र, कच्छ, कच्छप, कच्छू, कृच्छ्र, गुच्छ, छुच्छुन्दर, तुच्छ, यच्छ, पिच्छ, पुच्छ, पृच्छ, म्लेच्छ, ઇત્યાદિ અનેક શબ્દોમાં च्छ માલુમ પડે છે.

એ જ રીતે थ બેવડાય છે ત્યારે त्थ, અને ध બેવડાય છે ત્યારે द्ध જોવામાં આવે છે, જેમ કેઃ—

कपित्थ ( कपि+स्थ ), कुलत्थ ( कुल+स्थ ), अश्वत्थ, अश्वत्थामन्, आकत्थन, इत्थम्, कत्थन, तुत्थ, वृद्धि, ऋद्धि,

पद्धति, वद्ध, वुद्धि, वौद्ध, युद्ध, विरुद्ध, विद्ध, शुद्ध, श्राद्ध, सिद्ध, ઇત્યાદિ.

क्ख, ग्घ, ज्झ, ट्ठ, ड्ढ, प्फ, ब्भ વાળા શબ્દો સંસ્કૃતમાં બહુ જૂજ છે, જેવા કે:—

कक्खु्, गग्घ्, लुग्घ्नो, उज्झित, प्रोज्झन, विट्ठल, फुप्फुस, ઇત્યાદિ.

પ્રાકૃતમાં આ પ્રકારનાં દૃષ્ટાન્ત એટલાં બધાં છે, કે તે આપી અત્રે લમ્બાણ કરવાનું પ્રયોજન નથી. એટલું જ કહીશું તો બસ થશે, કે તેમાં એવડા ख, घ, छ, झ, ठ, ढ, थ, ध, फ, भ વાળા શબ્દો છે જ નહિ. તે એવડાય છે ત્યારે ઉપર કહ્યું તેમ પ્રથમ ભાગ તેને મળતો અલ્પપ્રાણી થઈ જાય છે.

સંસ્કૃત અને પ્રાકૃતમાં જે નિયમ છે તે ગુજરાતીને પણ લાગુ પડે છે. તેમાં એ એવડો મહાપ્રાણી બોલી શકાતો નથી, અને તેવે પ્રસંગે જોડાક્ષરના પહેલા ભાગ તરીકે અલ્પપ્રાણી બોલાય છે. નીચેનાં દૃષ્ટાન્તો નર્મ કોષમાંથી લીધાં છે:—

(૧) ચ્છ વાળા શબ્દો—

પદચ્છેદ (પદ+છેદ), પચ્છમ (પ્રા. पच्छिम, સં. पश्चिम), અચ્છું, અચ્છેર (અદ્+શેર=અર્ધ+શેર), અવિચ્છિન્ન, અવચ્છેદ, આચ્છાદન, ઇચ્છા, ઉચ્છિષ્ટ, ઉચ્છેદ, ઉચ્છાહ (પ્રા. उच्छाह, સં. उत्साह), ઓચ્છવ, કચ્છ, કચ્છી, કચ્છો, ગચ્છ, ગચ્છી, ગુચ્છો, તુચ્છ, પાચ્છા (=પાદશાહ), પિચ્છ, મચ્છ (પ્રા. मच्छ, સં. मत्स्य), મચ્છી, મચ્છર (પ્રા. मच्छर, સં. मत्सर), મૂર્ચ્છા, મ્લેચ્છ, વચ્છ (પ્રા. वच्छ, સં. वत्स), શ્વાસોચ્છ્વાસ, સંવચ્છર (પ્રા. संवच्छर, સં. संवत्सर), સ્વચ્છ, સ્વચ્છન્દી, હિતેચ્છુ, ઇત્યાદિ.

(૨) દ્ધ વાળા શબ્દો—

બુદ્ધ, બુદ્ધિ, ઉદ્ધત, ઉદ્ધાર, શુદ્ધ, પદ્ધતિ, શ્રદ્ધા, ગદ્ધો (પ્રા.

गद्दहो, सं. गर्दभः), વૃદ્ધિ, યુદ્ધ, યોદ્ધા, રિદ્ધિ (પ્રા. रिद्धी–रिद्धि, સં. ऋद्धि), વિરુદ્ધ, વૃદ્ધ, ઇત્યાદિ.

આખા નર્મ કોષમાં છ્છ વાળો એક પણ શબ્દ નથી; તેવા સઘળા શબ્દોમાં ચ્છ જોવામાં આવે છે. દ્ધ વાળા ઘણા ખરા શબ્દોમાં પણ દ્ધ જ માલૂમ પડે છે. છતાં કોઈ કોઈ જગાએ દ્‌ધ છાપ્યો છે, તે પૈકી કેટલેક ઠેકાણે (જેમકે–બદ્ધ અને અબદ્‌ધ, પ્રસિદ્ધ અને સિદ્‌ધ, બુદ્ધિ અને કબુદ્‌ધીમાં) ઉઘાડી સરત ચૂક જણાય છે. સિદ્ધ, સિદ્ધિ, અષ્ટમા સિદ્ધિ, અબદ્ધ જેવા તત્સમ શબ્દોમાં દ્ધ ન લખતાં દ્‌ધ લખ્યો છે તે પણ ઉઘાડી ભૂલ છે. બાકીના જે થોડા શબ્દો (અદ્‌ધર, ઉદ્‌ધડ, ઓદ્‌ધો, જોદ્‌ધો, બદ્‌ધ, સુદ્‌ધાં, સદ્‌ધર) માં દ્‌ધ લખ્યો છે, તેમાં પણ ઉચ્ચાર દ્ધનો થાય છે, માટે તેમાં દ્‌ધ નહિ, પણ દ્ધ લખવો જોઈએ.

બેવડા થની બાબતમાં નર્મ કોષે એક નિયમ રાખ્યો દેખાતો નથી. સં. प्रस्तर નું પ્રાકૃતમાં पत्थर થઈ ગુજરાતીમાં પત્થર બોલાય છે. નર્મદાશંકર પત્થર અને પથ્થર બન્ને લખે છે (પૃષ્ઠ ૩૭૬, ૩૭૭). વળી તેઓ જ્યારે એક તરફ અવસ્થિત્ય, અશ્વત્થ, ઉત્થાન, ઉત્થાપન આપે છે, ત્યારે બીજી તરફ જથ્થો, ભથ્થું, અને હાથ્થી (=હાથી) લખે છે. હાથ્થી ભાગ્યે જ બોલાય છે; વિશેષ ભાર મૂકવાથી જ્યાં બોલાતો હોય ત્યાં હાત્થી રૂપ થવું જોઈએ. સંસ્કૃત हस्तिन् ના स्त નો પ્રાકૃતમાં थ થઈને બેવડાવાથી त्थ બની हत्थी શબ્દ ઉત્પન્ન થાય છે, અને તેમાંથી ગુ. હાથી કે હાત્થી શબ્દ નીકળે છે. ઉચ્ચાર જોતાં જથ્થો અને ભથ્થું ને બદલે પણ જત્થો અને ભત્થું લખવું વધારે વાજબી છે. એ સિવાય ઘણું કરીને ગુજરાતીમાં ત્થ કે થ્થ વાળા બીજા શબ્દો નથી.

ગ્ઘ કે દ્‌ધ વાળા શબ્દો ગુજરાતીમાં દેખાતા નથી. બાકીના મહાપ્રાણીઓના સમ્બન્ધમાં નર્મદાશંકર ખ્ખ, ઝ્ઝ, ઠ્ઠ, ઢ્ઢ, ફ્ફ, અને ભ્ભ લખે છે. પરન્તુ સૂક્ષ્મ રીતે ઉચ્ચાર તપાસતાં, અને સંસ્કૃત પ્રાકૃત નિયમોનો તથા તે નિયમોના કારણનો વિચાર કરતાં એમ લાગે છે, કે તે સ્થળે ક્ખ, જ્ઝ, ટ્ઠ, ડ્ઢ, પ્ફ, અને બ્ભ લખાવા જોઈએ; એટલે,

| | | |
|---|---|---|
| અખ્ખેર નહિ પણ | અક્ખેર અથવા અખ્યર (=પ્રા. अक्खर, સં. अक्षर), | |
| દખ્ખણુ ,, ,, | દક્ખણુ (પ્રા. दक्खिण, સં दक्षिण), | |
| મખ્ખીચૂસ ,, ,, | મક્ખીચૂસ (પ્રા. मक्खिआ, સં. माक्षिका), | |
| જખ્ખડ ,, ,, | જક્ખડ (પ્રા. जक्ख, સં. यक्ष), | |
| લખ્ખણુ ,, ,, | લક્ખણુ અથવા લખ્યણુ (પ્રા. लक्खण, સં. लक्षण),* | |
| ખખ્ખ ,, ,, | ખક્ખ, | |
| ચિખ્ખલ ,, ,, | ચિક્ખલ (સં. चिखल्ल), | |
| ચોખ્ખું ,, ,, | ચોક્ખું, | |
| ચોખ્ખાઈ ,, ,, | ચોક્ખાઈ, | |
| ઉજ્ઝુત ,, ,, | ઉજ્ઝુત (સં. उज्झ्–ધાતુ) | |
| અઠ્ઠો ,, ,, | અટ્ઠો (ગંજીફાનો) | (પ્રા. अट्ठ, સં. अष्ट), |
| અઠ્ઠાવીસ ,, ,, | અટ્ઠાવીસ, | |
| અઠ્ઠાવન ,, ,, | અટ્ઠાવન, | |
| અઠ્ઠાણું ,, ,, | અટ્ઠાણું, | |
| અઠ્ઠાસિયાં ,, ,, | અટ્ઠાસિયાં, | |
| અઠ્ઠયાશી ,, ,, | અટ્ઠયાશી, | |
| વિઠ્ઠલ ,, ,, | વિટ્ઠલ (સં. विट्ठल), | |
| કઠ્ઠણુ ,, ,, | કટ્ઠણુ (=કઠણ), | |
| ગઠ્ઠો ,, ,, | ગટ્ઠો (પ્રા. गुट्ठो, સં. गुत्सः), | |
| છઠ્ઠો ,, ,, | છટ્ઠો (પ્રા. छट्ठो, સં. षष्ठः), | |
| જુઠ્ઠું ,, ,, | જુટ્ઠું અથવા જૂઠું (પ્રા. जुट्ठ, સં. जुष्ट‡), | |

* હિન્દીમાં लच्छन થાય છે, એટલે क्ष નો छ થઈ બેવડાતાં च्छ બને છે. તે જ મુજબ ગુજરાતીમાં क्ष નો ख થઈ બેવડાતાં क्ख થવો જોઈએ.

‡ સંસ્કૃત जुष्ट નો અર્થ ઉચ્છિષ્ટ, ખાધામાંથી વધેલું, એવો થાય છે, અને તે અર્થમાં ગુજરાતીમાં જૂઠું શબ્દ વપરાય છે.

| | | | |
|---|---|---|---|
| પઠ્ઠો | નહિ | પણ | પટ્ઠો (પ્રા. पुट्ठो, સં. पृष्ठः), |
| મિઠ્ઠો | ,, | ,, | મિટ્ઠો અથવા મીઠો (પ્રા. मिट्ठो, સં. मिष्टः) |
| મુઠ્ઠો | ,, | ,, | મુટ્ઠો અથવા મૂઠો, } (પ્રા. मुट्ठो, સં.मुष्टि.), |
| મુઠ્ઠી | ,, | ,, | મુટ્ઠી અથવા મૂઠી, } |
| લઠ્ઠ | ,, | ,, | લટ્ઠ } (પ્રા. लट्ठो, સં. यष्टिः), |
| લઠ્ઠો | ,, | ,, | લટ્ઠો } |
| ચિઠ્ઠી | ,, | ,, | ચિટ્ઠી, |
| ઠઠ્ઠો | ,, | ,, | ઠટ્ઠો, |
| પઠ્ઠણ | ,, | ,, | પટ્ઠણ *(=પરઠણ), |
| ખુઠ્ઠો | ,, | ,, | ખુટ્ઠો, |
| ભઠ્ઠી | ,, | ,, | ભટ્ઠી |
| બુઢ્ઢો | ,, | ,, | બુડ્ઢો (પ્રા. वुड्ढो, સં. वृद्धः), |
| ડફ્ફુસ | ,, | ,, | ડપ્ફુસ, |
| ડફ્ફુલ | ,, | ,, | ડપ્ફુલ, |
| નિભ્ભર | ,, | ,, | નિબ્ભર (પ્રા. निब्भर, સં. निर्भर), |
| સભ્ભર | ,, | ,, | સબ્ભર (સં. स+भर), |
| જભ્ભો | ,, | ,, | જબ્ભો, |
| ઝોભ્ભો | ,, | ,, | ઝોબ્ભો. |

* પરઠણ ચાર અક્ષરનો શબ્દ છે, તેથી બીજા અક્ષર ર માંનો અ બોલાતો નથી અને પર્ઠણ જેવો ઉચ્ચાર થાય છે. પછી પ્રાકૃત નિયમનો અમલ થઈ ર નો લોપ થતાં ઠ બેવડાય છે એટલે તેનો ટ્ઠ બને છે, અને પટ્ઠણ રૂપ થાય છે. ચોરટો નો ચોટ્ટો, કરડી ખાવું નું કડ્ડીખાવું, કરડો નો કડ્ડો, કડલું નું કલ્લું, કાતરડી ની કાતડ્ડી, કાતરણી ની કાતણ્ણી, વગેરે શબ્દો એ જ રીતે બને છે. શબ્દના ક્યા ક્યા અક્ષરોનો અ બોલાતો નથી તે બાબત માટે ફ્રેબ્રુઆરીનું ચાળાપત્ર જોવું.

ખ્ખ, ઝ્ઝ, ઠ્ઠ, ઢ્ઢ, ફ્ફ, અને ભ્ભ વાળા ઘણા ખરા શબ્દો આ ટીપમાં આવી જાય છે. ગુજરાતીમાં ઝ્ઝ, ઢ્ઢ, ફ્ફ, ભ્ભ વાળા શબ્દો ભાગ્યે જ બે બે ચાર ચાર જણાય છે; ખ્ખ વાળા આઠ દસ, અને ઠ્ઠ વાળા આશરે બે ડઝન માલૂમ પડે છે. આટલા થોડા શબ્દો માટે લખવામાં નિયમ ભંગ કરવો અને ઉચ્ચારની વિરુદ્ધ જવું એ હમને ઠીક લાગતું નથી. વળી ઉચ્ચારને વ્યુત્પત્તિનો આધાર મળે છે, એટલે ક્ખ, જ્ઝ, ટ્ઠ, વગેરે લખવાનું કારણ મજબુત થાય છે.

ઉપરનાં કારણોથી હમારો એવો અભિપ્રાય છે, કે ગુજરાતીમાં ખ્ખ, ઘ્ઘ, છ્છ, ઝ્ઝ, ઠ્ઠ, ઢ્ઢ, થ્થ, ધ્ધ, ફ્ફ, ભ્ભ ( એટલે બેવડા મહાપ્રાણી ) ન લખતાં તે સ્થળે અનુક્રમે ક્ખ, ગ્ઘ, ચ્છ, જ્ઝ, ટ્ઠ, ડ્ઢ, ત્થ, દ્ધ, પ્ફ, બ્ભ લખવા. આ પૈકી ઘણા શબ્દો બેવડા છ અને ધ વાળા છે, અને ત્યાં ચ્છ અને દ્ધ લખવાનો વહિવટ છે જ. એટલે બાકી રહેલા થોડા શબ્દોમાં એ જ વહિવટ ચલાવી વ્યુત્પત્તિ અને ઉચ્ચારને માન આપવું ( બોલવું તેમ લખવું ) એ વધારે યોગ્ય છે.

---

# सामान्य पदार्थों विषे पाठ.

( ચાલુ પૃષ્ઠ ૧૫૩ થી. )

## પગથીઉં ૩ જું.

## પાઠ ૮ મો.

### પ્રવાહી અને નક્કર પદાર્થના ગુણ—૨.

પાછલા પાઠના જેવા પ્રવાહી પદાર્થ મેજ પર મૂકવા.

વાદળીને પાણીમાં બોળી એવી રીતે ઝાલો કે તેમાંથી પહેલાં ધાર અને પછીથી ટપકાં કેવી રીતે પડે છે તે બાળકોના જોવામાં આવે. શીશીને મોઢેથી અને બીજી વિવિધ રીતે પાણીનાં ટપકાં પાડી બતાવવાં.

નીચેના ચિત્રમાં બતાવેલી નળીથી પ્રવાહી પદાર્થનાં ટપકાં પાડી શકાય છે.



એ નળી બન્ને છેડે ખુલ્લી છે. તેનો એક છેડો નાળચાના ઘાટનો છે, અને વચમાં ગોળ ફુગો છે.

ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એ નળીને પ્રવાહી પદાર્થમાં મૂકો. ઉપલે છેડે અંગૂઠો જોરથી દબાવી નળી કાઢી લો. અંગૂઠાનું દબાણ રહેશે ત્યાં સુધી પ્રવાહી પદાર્થ નળીમાં રહેશે.



પણ દબાણ ઓછું થશે અને નળીમાં જરા હવા પેસશે એટલે પ્રવાહી પદાર્થનાં ટપકાં પડવા માંડશે.

સીસીને મોઢેથી બીજા પ્રવાહી પદાર્થનાં ટપકાં પાડી બતાવવાં, પણ ઉપર બતાવેલ નળીથી વધારે સવડ પડશે.

"મેજ પર મૂકેલા કાચના પાત્રમાં ભરેલા પ્રવાહી પદાર્થનાં ટપકાં કેવી રીતે પાડી શકાય છે તે આપણે જોયું, પણ આ ટપકાંનો આકાર કેવો છે તે તમે કહો. મણિલાલ અને પ્રેમશંકર, તમે અહિંયાં આવો,

આ ચળકતા પદાર્થ (પારા) નું ન્હાનું ટપકું તમારી હાથેળીમાં પાડું. જુઓ, એ પડ્યું. સમ્ભાળીને રાખજો, નહિ તો તે પડી જશે. હવે જુઓ, તેનો કેવો આકાર છે?" ગોળ.

"હવે ધૂળવાળી જમીન ઉપર જરાક પાણી છાંટું છું. તમારાથી ટપકાં દેખાય છે? તેનો આકાર કેવો છે?" ગોળ.

"પાછલા પાઠમાં પાણી વગેરે પદાર્થો વિષે તમારા જાણવામાં શું શું આવ્યું છે તે હવે કહી જાઓ." **નીચામાં નીચી જમીન આવે ત્યાં સુધી તે વહે જાય છે. સપાટ જમીન ઉપર રેડવામાં આવે તો પથરાઈ જાય છે.**

"અને તેમને વિષે આ પાઠમાં તમે શું શું શીખ્યા તે બોલી જાઓ." **તે ટપકાં રૂપે વહે છે.**

"અને આ ટપકાંનો આકાર કેવો છે?" **ગોળ.**

"જે પદાર્થો નીચામાં નીચી જમીન આવે ત્યાં સુધી વહે જાય છે, સપાટ જમીન પર રેડવામાં આવે તો પથરાઈ જાય છે, અને ટપકાં રૂપે વહેવરાવી શકાય છે, તે તમામ પદાર્થોને **પ્રવાહી** પદાર્થ કહે છે."

શાહી, દારૂ જેવા બીજા પ્રવાહી પદાર્થોનાં નામ બાળકો પાસે દેવરાવવાં.

"આવતા પાઠમાં તમ્હારી પાસે પ્રવાહી પદાર્થોના વધારે ગુણ શોધી કઢાવીશું."

---

### પાઠ ૯ મો.

### પ્રવાહી અને નક્કર પદાર્થના ગુણ—૩.

પાછલા બે પાઠના જેવા પ્રવાહી પદાર્થો અને જુદા જુદા ઘાટનાં બે ત્રણ વાસણો મેજ પર મૂકવાં.

"પ્રવાહી પદાર્થો વિષે આજે હું તમને કાંઇક વધારે શિખવીશ, પણ તે વિષે તમે જે શીખી ગયા હો તે પહેલાં કહી જાઓ."

"સીસીમાંથી ધીમે ધીમે પાણી રેડું તો તે કેવી રીતે પડે છે?" ટપકાં રૂપે.

"ટપકાંનો આકાર કેવો છે?" ગોળ.

"ક્ષિતિજ સમસત્ર સ્થિતિમાં રાખેલી સ્લેટ પર પાણી રેડું તો તે કઈ તરફ વહે છે?" તે દરેક તરફ પથરાઈ જઇ સ્લેટની બધી સપાટી પર આવી જાય છે.

"આ પ્રયોગ આપણે ફરીથી કરીશું. જુઓ, આ સ્લેટ પર હું પાણી રેડું છું. જુઓ, તે પથરાઈ જઈ આખી સ્લેટ પર આવી જાય છે. શાથી પાણી બહાર જઈ શકતું નથી?" સ્લેટના ચોકઠાને લીધે.

"સ્લેટનો આકાર કેવો છે?" લમ્બ ચોરસ.

"તો સ્લેટ પરના પાણીનો આકાર કેવો છે? લમ્બ ચોરસ.

"ધારો કે લમ્બ ચોરસને બદલે સ્લેટ ચોરસ છે અને તેની બધી સપાટી પર આવી જાય તેટલું પાણી તેના પર રેડું તો પાણી કેવો આકાર ધારણ કરશે?" ચોરસ.

"જુઓ, આ થાળી છે. તેનો આકાર કેવો છે?" ગોળ.

"તેમાં કાના સુધી પાણી ભરું તો પાણી કેવો આકાર ધારણ કરશે? ગોળ.

"જુઓ, આ પેટી છે, તેનો આકાર કેવો છે.?" ઈંટના જેવો.

"હવે પેટીમાં પાણી ભરું છું, તો પાણી કેવો આકાર ધારણ કરશે?" ઈંટના જેવો.

"ઢાંકણાનો આકાર કેવો છે?" લમ્બ ચોરસ.

"અને પાણીની સપાટી કેવો આકાર ધારણ કરે છે?" લમ્બ ચોરસ.

"બુદ્દાનો અને પાસાનો આકાર કેવો છે?" લમ્બ ચોરસ.

"હવે પવાલા જેવા કાચના પાત્રમાં પાણી રેડું છું એટલે તમને જણાશે કે પાણી પવાલા જેવો આકાર ધારણ કરે છે;' અને સીસા

અથવા પ્યાલામાં પાણી રેડીશ તો પાણી સીસા અથવા પ્યાલા જેવો આકાર ધારણ કરશે. હું રેત નાંખું છું પણ, જુઓ, તેની ઢગલી થઈ જાય છે, અને પોતાની મેળે પથરાઈ જઈ વાસણના જેવો આકાર ધારણ કરતી નથી."

"પાણી અને બીજા પ્રવાહી પદાર્થો વિષે આટલી નવી હકીકત યાદ રાખજો. હું બોલી રહું તે પછી બધા સાથે બોલો, જે **વાસણમાં પ્રવાહી પદાર્થ ભર્યો હોય છે તેના જેવો આકાર તે પ્રવાહી પદાર્થ ધારણ કરે છે.**

"જુઓ, આ લાકડાના કકડા, સીસાપેન, કોયલા અને ખાંડ છે, પવાલા જેવા કાચના પાત્ર અથવા તાસકમાં તે મૂકું તો તે કાચના પાત્ર અથવા તાસક જેવો આકાર ધારણ કરશે?" ના.

"પાણીની પેઠે તે ટપકાં રૂપે વહેશે?" ના.

"તે પ્રવાહી પદાર્થ છે?,, ના.

"લાકડાને તેમ જ સીસાપેનને પોતાનો આકાર હોય છે, અને જે ચીજોને પોતાનો આકાર હોય છે તે ચીજોને નક્કર પદાર્થ કહે છે. આ ઓરડામાં જે નક્કર પદાર્થ હોય તે તમામનાં નામ દો." ચોપડી, ખુરશી, મેજ, ભીંત, બારણું, ઇત્યાદિ.

"એક મજાના પ્રયોગથી તમને ફરી બતાવી આપું છું કે જે વાસણમાં પ્રવાહી પદાર્થ રેડવામાં આવે છે તે વાસણનો આકાર તે પ્રવાહી પદાર્થ ધારણ કરે છે. જુઓ, આ સીસાનો ન્હાનો કકડો છે. તમ્હારામાંથી કેટલાકે સીસુ પહેલાં જોયું હશે. સીસુ નક્કર કે પ્રવાહી પદાર્થ છે?"નક્કર.

"તેને શામાટે નક્કર કહો છો?" કારણકે તેને પોતાનો આકાર છે.

"હું તેનો પ્રવાહી પદાર્થ બનાવીશ. તેને આ કડછીમાં મૂકી કડછી દેવતા પર મૂકું છું. સીસાનો રસ થાય છે તે દરમ્યાન આ લાકડામાં કાણું પાડ્યું છે તેમાં આ અંગુઠી ખોસું છું. તમે જોયો છે તેવા પારા જેવો હવે સીસાનો ધોળો રસ થયો છે. હું તે ધીમે રહીને અંગૂઠીમાં રેડું છું. હવે તે ઠરો થયો છે તેથી તે બહાર કાઢું છું. હવે તમને જણાય છે કે તે અંગૂઠી જેવો તેણે આકાર ધારણ કર્યો છે."

તેને બહુ ભાવે છે. મુડદાંને હાડકાં સુદ્ધાન્ત તે ખાઈ જાય છે. તેના દાંત અને જડબાં મજબૂત હોવાથી હાડકાંને ચાવીને ખાઈ જાય છે. બીજાં શિકારી પ્રાણીઓ જનાવરનું માંસ ખાઈને જે ખોખાં રહેવા દે છે તે ખોખાં ઝરખ ખાઈ જાય છે. ગામડાની આસપાસ આવાં ખોખાં પડયાં રહે તો તે કહોઈને હવાને બગાડે છે; પણ ઝરખ તેમ થવા દેતાં નથી તેથી તેને "ગામડાનો ભંગીઓ" એટલે સાફ કરનાર એવું ઉપનામ આપવામાં આવ્યું છે. તેના નખ ખોદવાને વધારે લાયક છે તેથી મસાણમાં જઈ દાટેલાં મુડદાં ખોદી કહાડીને ખાઈ જાય છે, તેથી લોકો તેને ધિક્કારે છે. કોઈ કોઈ વખત જીવતાં પ્રાણીઓને પણ મારે છે. ઘેટાં, બકરાં, કૂતરાં વગેરે પ્રાણીઓને મારી નાંખીને ખાય છે. ઉચકાય તેવો ખોરાક હોય તો તેને પોતાના રહેઠાણમાં લઈ જઈને ખાય છે. ઘણી વખત પ્રાણીઓને ઘાયલ કરીને જીવતાંને જીવતાં લઈ જાય છે. એક વખતે એક યુરોપીઅન અમલદારનો કૂતરો ખોવાયો હતો. બહાર પડેલાં પગલાંની ખોળ કરતાં છેવટે એક ઝરખની બોડમાંથી તે કૂતરો અદમૂઓ મળી આવ્યો હતો. પછીથી તે ઝરખને મારી નાંખી તે કૂતરાને લાવ્યા હતા. આ પ્રાણીની બોની આસપાસ હાડકાંના પુષ્કળ કડકા પડેલા હોય છે. અને તેની લાદ સફેદ અને હાડકાંની કરચોની બનેલી આસપાસ પડેલી હોય છે તે ઉપરથી તેની રહેવાની જગા જડી આવે છે. તેની લાદ સુકાય છે ત્યારે કઠણ થઈ પથ્થર જેવી થઈ જાય છે.

જોકે આ પ્રાણી જબરું છે તેમ છતાં તે બહુ બ્હીકણ છે. જ્યારે શિકારીઓ તેની પાછળ પડે છે ત્યારે તે ઘણી ઝડપથી દોડે છે. અને આડું અવળું દોડી એકદમ પાછું ફરી જાય છે તેથી તેનો શિકાર કરવામાં ઘણી મહેનત પડે છે. ભાલાથી તેનો શિકાર કરવામાં આવે છે. તે સામું તો થતું જ નથી. પણ પોતાની પૂંછડી પગ વચ્ચે ઘાલી દે છે. કેટલીક વાર ગામડાંઓમાં રાત્રે ઉંઘતા લોકોના ઘરમાં પેસી જઈ છોકરાંઓને ગૂપચૂપ લઈ જાય છે. જે તેનાથી બ્હીતા નથી તેનાથી તે દૂર નાશી જાય છે. પણ જે તેનાથી બ્હીને નાસે છે તેની પાછળ તે દોડે છે. કોઈ કોઈ વખત માણસોનો પણ તે શિકાર કરે છે. તે બહુ વહેમી છે અને એનામાં

નવું જાણવાની ઘણી હોંસ છે. દરેક વસ્તુને તે બારીકીથી તપાસે છે. ન્હાનું હોય ત્યારે પાળવાથી તે હળી જાય છે અને ત્યારે તે કૂતરાના જેવું અસીલ અને માયાળુ બને છે. માદાને દર વેતરે ત્રણ ચાર બચ્ચાં આવે છે.

ઘણી ખરી પ્રાણી પ્રદર્શન વાડીઓમાં આ પ્રાણીઓ રાખેલાં છે. ઝરખની ચરબી માણસો પોતાના શરીરના દુખતા સાંધા અને સન્ધિવાના રોગમાં ચોળે છે. ઘણા લોકો એમ માને છે કે ઝરખનું તેલ હાથેળીમાં રાખીએ તો તે ચામડીની આરપાર થઈ પાછળ ફૂટી નીકળે છે.

---

# જગત્‌ની ભિન્ન ભિન્ન ભાષાઓ.

(લખનાર ગ. ગો. બુર્વે.)

(ચાલુ પૃષ્ઠ ૧૫૭ થી.)

### (૬) ઓશયન્યા.

*હિન્દી તથા પાસિફિક મહાસાગરમાંના માદાગાસ્કરથી તે સેન્ડવુ*ધ્વ્ચ સુધીના બેટોમાંની ભાષાઓનો શોધ અમેરિકા તથા આફ્રિકાની ભાષાઓ કરતાં વિશેષ થયો છે. તેના મૅલે, પોલિનિશિયન અને મેલાનિશિયન એવા ૩ વર્ગો છે. પ્રારમ્ભે આ ત્રણે ભાષાઓનો પરસ્પર સમ્બન્ધ હતો એમ જણાય છે. ઑસ્ટ્રેલિયા તથા ન્યૂગીનીની ભાષાઓનો શોધ હજી સુધી થયો નથી.

૧ મૅલે—આ બેટો હિન્દુસ્તાનની પાસે હોવાથી હિન્દુ, બૌદ્ધ, મુસલમાનો ખ્રિસ્તી ધર્મ અને ભાષાનો સંસ્કાર ત્યાંના વતનીઓ ઉપર થયો છે.

૨ પોલિનિશિયા—અહિંની ભાષા તથા ધર્મ ઘણાં મહત્ત્વનાં છે. અહિંની દન્ત કથાઓનું ગ્રીક, રોમન, ટ્યૂટન લોકોની દન્તકથા સાથે ઘણું સામ્ય છે. પરન્તુ બન્ને દન્તકથાઓની ઉત્પત્તિ એક જ હોવાનો, કે

પ્રાચીન કાળમાં પરસ્પરનો વ્યવહાર હતો એમ માનવાનો સમ્ભવ નથી.

૩ મેલૅનિશિયા—એમાં જ માયક્રોનિશિયન ભાષાનો સમાવેશ થાય છે.

---

એ રીતે જગતની ભિન્ન ભિન્ન ભાષાઓનું વર્ણન કરવામાં આવ્યું. તે ઉપરથી વાચક વર્ગની સમજમાં તો આવ્યું જ હશે કે, ભિન્ન ભિન્ન ભાષાઓના અધ્યયનથી કેવા કેવા ફાયદા થાય છે. ભાષા શાસ્ત્રનાં મુખ્ય અંગો જે વિચાર અને *ગાથા, એ પણ વિશેષ મહત્ત્વનાં છે. યૂરોપ અમેરિકાના સઘળા સુધરેલા દેશોમાં ભાષા, વિચાર અને ગાથાના અધ્યયનને ચાલુ સદીમાં પુષ્કળ આશ્રય મળતો જાય છે. ને આજકાલ તેનો જે ઝપાટા બન્ધ પ્રસાર થાય છે, તથા તેથી પુરાતનેતિહાસ શોધવામાં તેનું જે પ્રાધાન્યપણું વધી ગયું છે, તેવું બીજા કોઈ પણ શાસ્ત્રનું નથી. તેમ જ આ શાસ્ત્રના આધારે પ્રો૦ મેક્ષ૦ જેવા પંડિતોએ ધર્મ સમ્બન્ધી જે શોધો કર્યા છે તે વિષે વિશેષ લખવા જેવું રહેતું નથી.

આજકાલ જે તે દેશ પોત પોતની ભાષા સુધારવા તથા તેનો ઇતિહાસ જેમ મળી આવે તેમ મેળવવાની શોધમાં પડ્યો છે. આવા સમયમાં આપણી ગુર્જર ભાષાનો ઇતિહાસ અપૂર્ણ રહે એ આપણે વિચારવા જેવું છે. માટે હમે પણ આશા રાખીએ છીએ કે, આ પત્રના તન્ત્રીએ સને ૧૮૯૬ ના પ્રથમાંકમાં જે સૂચનાઓ કરી છે તથા ત્રીજા અંકમાં રા. બા. હ. હ. ધ્રુવ સાહેબે જે યોગ્ય વલણ બતાવ્યું છે તે વલણ પ્રમાણે ગુજરાતના ભિન્ન ભિન્ન વિભાગોમાં રહેલા મહેરબાન

---

*વખત મળેથી "વિચાર" અને "ગાથા" શાસ્ત્રનું પણ વિવેચન કરવામાં આવશે. પરન્તુ હાલ તો ભાષાના અધ્યયન તરફ સઘળાઓનું ધ્યાન ખેંચવા તરફ દરેક કેળવણી લીધેલાએ વિશેષ લક્ષ રાખવાની આવશ્યકતા છે.

मेहताजी साहेबो पोतानी भाषाना इतिहासनी सांकळनी कडीओ पूर्ण करवा तनमन धनथी लक्ष आपशे. एटलुं कही आ अल्प लेख पूर्ण करवामां आवे छे.

---

# अनुलेखन अथवा "डिक्टेशन"

घणा शिक्षको एम माने छे, के अनुलेखन ए विद्यार्थीने जोडणी आवडे छे के नहि ते जाणवानुं मात्र एक साधन छे. शिक्षक वर्गमां एवो जा विचार चाली रह्यो छे, के सारो के नठारो गमे तेवो शिक्षक ए विषय मन मानती रीते लई शके. एमां शिक्षकनी अक्कल के हुंशीआ-रीनो खप पडतो नथी एम मानी केटलेक ठेकाणे तो वर्गना वडा निशाळीआने ए विषय सोंपवामां आवे छे. हकीकत ए प्रमाणे होवाथी शिक्षण पद्धतिमां ते एक अगत्यनो विषय छे, तेनो हेतु साधारण रीते जे धारवामां आवे छे तेना करतां चढीआतो छे, अने ते सम्पादन करवामां शिक्षके बहु सम्भाळ राखवानी छे, एम सांभळी हालना शिक्षक वर्गने अजायबी लागे एमां नवाई नथी. बाळक स्वभाषा केम लखवी, तथा मोढे बोलीने बतावदाने बदले लखीने पोताना मनना विचार केम दर्शाववा, ए शिखववानो पायो आ वडे नांखवानो छे. विद्यार्थीने पोतानी मेळे निबन्ध रचतां शिखववुं ए आ-पणुं आखरनुं निशान छे, अने जोडणी, उतारो करवो, अनुलेखन, व्याकरण, वाक्यरचना, ए बधां ते पार पाडवानां साधनो छे.

एकेका शब्दनी जोडणी करतां अने तेनी चोपडीमां जोई नकल करी लेतां आवड्या पछी अनुलेखन शरू करवुं जोईए. चोपडीमां जोई जोईने लखवामां आंखनो उपयोग थाय छे, अनुलेखनमां आंख तथा कान बेनो उपयोग थाय छे. अनुभव अने मन शक्ति बन्ने वधवाथी जे शब्दो जोवामां अने वांचवामां आवे छे तेनुं स्पष्ट मानसिक चित्र खडुं

કરતાં વિદ્યાર્થી શીખે છે, અને તે જ શબ્દો જ્યારે પાછાં સાંભળે છે ત્યારે એ બેઉ ઇન્દ્રિય ઉપર પડેલી જુદી જુદી છાપ વચ્ચે નિકટ સમ્બન્ધ બાંધતાં તેને આવડે છે. માટે જે શક્તિ વડે એ નિકટ સમ્બન્ધ બન્ધાય છે તે શક્તિ ખિલવવાને આપણે ઉપાય લેવો જોઈએ, અને તે એકે અમુક શબ્દ કેમ લખેલો છે તે જોઈ જોઈને તેનું ચિત્ર યાદ રાખતાં શિખવવું. ખરી વાત છે કે જેમ અંગ્રેજીમાં લખવું અમુક રીતે અને તે બોલી અથવા વાંચી બતાવવું જુદી જ રીતે તેમ ગુજરાતીમાં નથી. આપણી ભાષામાં બોલીએ છીએ તેમ જ ઘણું ખરું લખીએ છીએ. છતાં ભાષામાં જોડણીના સર્વ માન્ય નિયમ હજુ બન્ધાયા નથી, તેથી શુદ્ધ સંસ્કૃત શબ્દ સિવાય બીજા શબ્દ લખવામાં ઘણી વાર સ્વર દીર્ઘ લખીએ છીએ ને તેનો ઉચ્ચાર હ્રસ્વ કરીએ છીએ*; કોઈ વાર સ્વર સહિત વ્યંજન લખેલો હોય છે છતાં તેના ઉચ્ચારમાં માત્ર વ્યંજન જ બોલીએ છીએ ❋; ઘણી વાર હકાર પૂર્વાક્ષરની સાથે જોડાયેલો—મિશ્રિત થયેલો—બોલાય છે પણ લખાય છે તદ્દન છૂટો ⌘; પણ કોઈ વાર હકાર બોલાય છે ખરો પણ તે બિલકુલ લખાતો નથી *; કોઈ વાર અનુસ્વાર કંઇક અંશે બોલાય છે ને લખવામાં પડતો મૂકાય છે ⁂. માટે જેની લિપિ અનિયમિત હોય એવા શબ્દો ચિત્રથી જ યાદ રાખવા સરળ પડે છે. વળી સંયુક્તાક્ષર પણ ચિત્રથી જ વિશેષે કરીને યાદ રહે છે. સંયુક્તાક્ષરમાં અમુક અક્ષર પહેલો હોય તો તે કેમ લખવો અને બીજો હોય તો તે કેમ લખવો તેનો નિયમ છે *, પરન્તુ તે નિયમ યાદ રાખીને કોઇક જ લખે છે.. એવા સંયુક્તાક્ષર જે શબ્દોમાં હોય તેની શુદ્ધ અને સ્પષ્ટ છાપ જો બરાબર મનમાં ઠસી હોય છે, તો

* મૂકી દીધું=મુકિ દિધું.

❋ કરતાં=કર્તાં, ખુશબો=ખુશ્બો.

⌘ કહે છે=ક્હે છે, વહે છે=વ્હે છે, બહોળું=બ્હોળું.

* મોં=મ્હોં, નાનું=ન્હાનું, અમે=અમ્હે, મારો=મ્હારો.

⁂ કાણું=કાંણું, નાણું=નાંણું, નાખી દે=નાંખી દે.

* ર્+ત=ર્ત, ત્+ર=ત્ર, દ્+ન=દ્ન, ન્+હ=ન્હ, પ્+ત=પ્ત, ત્+પ=ત્પ.

તેમાંનો કોઈ પણ અન્યથા લખાયેલો જોતાં જ તે ભૂલ ભરેલો માલૂમ પડી આવે છે. માટે અમુક શબ્દ કેમ લખાય છે તે જોઈ જોઈને લખતા જવાનો અને ઉચ્ચાર કરતા જવાનો વિદ્યાર્થીને મહાવરો પડાવ્યો હોય, તો અનુલેખન વખતે તે શબ્દનો ઉચ્ચાર સાંભળતાં વારમાં તેનું ચિત્ર તેના મનમાં તરી આવે છે. એમ થયું એટલે તે ચિત્ર પત્થર પાટી પર કાઢતાં વાર લાગતી નથી.

( અપૂર્ણ ).

## પત્રવ્યવહાર.

મહેરબાન ગુજરાત શાળા પત્રના
એડિટર સાહેબ, અમદાવાદ.

આ નીચેની બિના આપના માનવન્તા પેપરમાં દાખલ કરશો તો મ્હોટી મહેરબાની થશે.

મ્હારા તરફથી પ્રગટ થયેલી "એશિયા યુરોપની સરળ ભૂગોળ" ના અગાઉથી થયેલા ગ્રાહકો તથા મળવાનાં જે જે ઠેકાણાં જણાવ્યાં છે, તેઓ સર્વે છપાવ્યા પછી તરત ઇનકાર ગયા છે, તો પછી મહેરબાન ખાતાના અધિકારી સાહેબ તેઓને કંઈ પણ કનડગત કરશે નહિ એમ આશા છે. તા. ૨૩-૪-૯૮

લિ. સેવક,
ગૌરીશંકર જેઠારામ દ્વિવેદી.

## ચર્ચાપત્ર.

હાલમાં આપણી ભાષામાં આધુનિક વિદ્વાનોને હાથે થતાં ઘણાં ખરાં લખાણોમાં " તે " તથા " એ " સર્વનામનાં " તેમને, " " તેમનું ". " એમને, " " એમનું " વગેરે રૂપોનો નવીન ઉપયોગ રૂઢિ વિરુદ્ધ થયેલો

જોવામાં આવે છે તે કોઈ સબળ નિયમને અનુસરીને છે કે કંઈ સર્વમાન્ય કારણને લીધે છે તે જો આપ અથવા "શાળાપત્ર"ના વિદ્વાન વાચક-વર્ગમાંથી કોઈ સમજાવશે તો ઉપકાર થશે. એ નવીન ઉપયોગ શો તે બતાવવા માટે કેટલાંક દૃષ્ટાન્તો નીચે ઉતારું છું:—

"એ ખાનાં ષટ્કોણાકાર હોય છે અને ચારે બાજૂએ ટંકાયેલાં હોય એવાં દેખાય છે. પરન્તુ **તેમની** વચ્ચે પડદો હોય છે."

"એ છિદ્ર એટલાં બારીક છે કે **તેમનું** સ્વરૂપ જાણીને **તેમનો** શો ઉપયોગ છે તે શોધી કાઢવું કઠણ છે."

"કેટલીક સૂચનાઓ વખાણવા લાયક હતી પણ **તેમને** વાસ્તે પૈસા પહોંચે તેમ નથી."

મ્હારા જાણવા પ્રમાણે તો "તેમને," "તેમનું" વગેરે રૂપ આપણે સાધારણ રીતે માણસને જ માટે વાપરીએ છીએ. જો કોઈ એમ બોલે કે "તમારી પાસે આટલી બધી ચોપડીઓ છે **તેમને** શું કરશો?" તો હું ધારું છું કે જરૂર તમે તેને હસી કાઢશો. જો ઘરમાં ન્હાનું બાળક એમ બોલે કે "મ્હારી પાસે બોર છે **તેમને** હું ખાઈ જઈશ" તો નિ-રક્ષર માબાપ પણ તેને સુધારશે ને કહેશે કે "'તે હું ખાઈ જઈશ' એમ કહીએ." મ્હારા સમજ્યા પ્રમાણે રૂઢિ એવી છે કે નિર્જીવ પદાર્થને માટે એ સર્વનામનાં એકવચન રૂપ જ અનેક વચને વપરાય છે. વિદ્વાન કવિ નર્મદાશંકરે પોતાના વ્યાકરણમાં ઉપલાં સર્વનામનાં એકવચન રૂપ બધી વિભક્તિઓમાં અનેક વચને પણ આપ્યાં છે અને તે વાપરવાનો ભેદ પણ બતાવ્યો છે. શાળાખાતામાં ચાલતી સાત ચોપડીઓ જોતાં માલૂમ પડે છે કે અસલ વિદ્વાનોને હાથે લખાયેલા જેટલા પાઠ છે તેમાં એવી ગડબડ પેઠી નથી. પરન્તુ જેટલા હાલના વિદ્વાનોને હાથે નવા લખા-યેલા છે તેમાં તે પેસી ગઈ છે.

મ્હને લાગે છે કે અંગ્રેજીમાં તથા સંસ્કૃતમાં વિના અપવાદે અનેક વચન રૂપ જ, માણસ તથા પદાર્થ બન્નેને માટે વપરાય છે તે વાત વિશેષ ધ્યાનમાં રહેવાથી આધુનિક વિદ્વાનોથી આપણી ભાષાની સર્વ-

માન્ય રૂઢિનો અજાણતાં ભંગ થઈ જતો હશે. એ અનુમાન ખોટું હોય તો કંઈ કારણસર એમ કરવામાં આવતું હોવું જોઇએ. જો એ કારણ આપ અથવા બીજો કોઈ વિદ્વાન સમજાવશે તો એક મ્હોટો ઉપકાર થશે. જો કંઈ કારણ વિના જ એ પ્રમાણે ભાષા બગાડવામાં આવતી હોય તો તે વિષે ઘટતી સૂચના આપી તે અટકાવવા પ્રયત્ન કરવો એ "શાળા પત્ર" જેવા ચોપાનીઆનો મુખ્ય ઉદ્દેશ છે એમ હું માનું છું.

માર્ચ, ૧૮૯૮. જિજ્ઞાસુ.

---

# કેળવણી ખાતાની ખબરો

## પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષા.

જાહેર ખબર. (ઈ. નં. ૩૩૨ તા. ૨૧-૪-૯૮)

આથી ખબર આપવામાં આવે છે કે સને ૧૮૯૮ ના સપ્ટેમ્બર માસની તા. ૧૯ મી (સોમવારે) અને તે પછીના દિવસોએ હલકા દરજ્જાની સરકારી નોકરીમાં દાખલ થવા માટેની પરીક્ષા ઉત્તર ભાગમાં નીચે લખેલાં મધ્ય સ્થળોએ લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | ભરૂચ. |
| નડીઆદ. | સુરત. |
| ગોધરા. | થાણા. |

૨. સને ૧૮૯૫ ના જાન્યુઆરી માસની તા. ૧૭ મી ના મુમ્બઈ સરકારી ગેઝેટના પહેલા ભાગને ૪૯—૫૨ મે પાને પ્રસિદ્ધ કરેલા સુધારેલા નિયમો *મુજબ પરીક્ષા લેવામાં આવશે.

૩. સને ૧૮૯૮ ના ઓગસ્ટ માસની તા. ૧ લી એ અથવા તે પહેલાં ઉમેદવારોએ પોતાની અરજીઓ વગેરે પોતાના મધ્યસ્થળના પ્રમુખ સાહેબ તરફ મોકલવું જોઈએ. તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ.

૪. જે ઉમેદવારો થાણા મધ્યસ્થળે પરીક્ષા આપવાના હોય

* જુલાઈ સને ૧૮૯૫ ના શાળાપત્રનાં પૃ૦ ૨૧૪-૨૨૩ જુઓ.

તેમણે મુંબઈ સરકારી ગેઝેટના બીજે ભાગમાં મધ્ય ભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે પ્રગટ કરેલી જાહેર ખબર વાંચવી.

અમદાવાદ. }
તા. ૨૦ મી એપ્રિલ ૧૮૯૮ }

J. Oliver
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. વિ.

---

## જાહેર ખબર.

### અબી હયત.

મહેરબાન ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે તેમના ઈ. પત્ર નં. ૨૦૩ તા. ૧૬ મી એપ્રિલ સને ૧૮૯૮ થી અબી હયત નામની કિતાબ ઉર્દુ શાળાઓના છઠ્ઠા ધોરણમાં ચલાવવા માટે તથા પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષા સારૂ એક વધારે વર્ષ માટે મંજૂર કરી છે.

અમદાવાદ. ઈ. નં. ૩૯૧ }
તા. ૨૬ મી એપ્રિલ ૧૮૯૮ }

J. OLIVER.
એજ્યુ. ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી મેંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખ૦ દુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો
શેઠ. માણેકશા,બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.

રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ, ભુજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ.વ.સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રોઈના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતોઃ**—રાસ્તગોફતાર, મુંમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ, ગુજરાતી, પન્જદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેક્ટેટર, ગુજરાતમિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પૂગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું

૬. ગુજરાત-તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમિશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેપર કાગળ લીધામાં આવશે નહિ.

---



---

## સુચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખી છે, પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પકરના ખર્ચે લેનારે દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦–૧૨–૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ રિપોર્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| ક. | લીટી. |
| --- | --- |
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮–૦–૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦–૦–૦ અને એક તોલા સુધીના રૂ. ૧૨–૦–૦. તે ઉપરનાને માટે અમને લખવું.

અંક ૭ મો. પુસ્તક ૩૭ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

જુલાઈ સને ૧૮૯૮.

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી ).

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૭ મું. જુલાઈ ૧૮૯૮. અંક ૭ મો.

## માસ.

સને ૧૮૯૨-૯૩ થી ૧૮૯૬-૯૭ સુધીની મુમ્બઈ ઇલાકાની કેળવણીની કેટલીક હકીકત હમે ગયા અંકમાં આપી હતી. આ અંકમાં થોડી વધારે હકીકત આપીશું. એ પાંચ વરસમાં પ્રાથમિક નિશાળોમાં નીચે મુજબ વધારો થયો હતોઃ—

| | સને ૧૮૯૨-૯૩ | સને ૧૮૯૬-૯૭ |
|---|---|---|
| છોકરાઓની પ્રાથમિક નિશાળો | ૮,૬૧૫ | ૮,૮૨૮ |
| તેમાં છોકરાઓની સંખ્યા | ૪,૮૪,૧૨૪ | ૫,૧૮,૦૮૨ |
| છોકરીઓની પ્રાથમિક નિશાળો. | ૬૯૨ | ૭૪૪ |
| તેમાં છોકરીઓની સંખ્યા. | ૪૧,૬૯૩ | ૪૩,૦૯૮ |
| છોકરાની નિશાળોમાં છોકરીઓની સંખ્યા. | ૨૩,૪૫૭ | ૨૫,૭૯૬ |
| છોકરીઓની નિશાળોમાં છોકરાની સંખ્યા. | ૧,૧૧૮ | ૧,૦૩૪ |

સને ૧૮૯૨-૯૩ થી ૧૮૯૬-૯૭ સુધીમાં છોકરાઓની પ્રાથમિક કેળવણીના ખર્ચમાં નીચે મુજબ વધારો થયો હતોઃ-

| | સને ૧૮૯૨-૯૩ | સને ૧૮૯૬-૯૭ |
|---|---|---|
| | રૂપિયા. | રૂપિયા. |
| સરકારી | ૬,૩૭,૭૮૪ | ૭,૬૫,૨૬૫ |

| | | |
|---|---|---|
| લોકલ ફંડના | ૬,૮૫,૩૧૩ | ૭,૩૨,૮૭૩ |
| મ્યુનિસિપલ | ૨,૩૦,૨૮૪ | ૨,૫૦,૭૮૩ |
| ફી | ૭,૫૪,૭૬૯ | ૩,૯૫,૭૧૪ |
| બીજી(ખાનગી)ઊપજ— | ૬,૬૧,૨૬૦ | ૮,૦૩,૦૮૫ |
| કુલ | ૨૫,૬૯,૪૧૦ | ૨૯,૪૭,૭૨૦ |

આગળ આપણે જોયું છે કે મુમ્બઈ ઇલાકામાં પુરુષની વસ્તી ૧,૩૯,૧૪,૬૯૨ માણસની છે. તેમની પ્રાથમિક કેળવણી પાછળ દર વર્ષે એકન્દર ૨૯,૪૭,૭૨૦ રૂપિયા, એટલે દર માણસે ૪૦ પાઈ ખર્ચાય છે. આ પૈકી દર વર્ષે ૭,૬૫,૨૬૫ રૂપિયા, એટલે દર પુરુષે ૧૧ પાઈ સરકાર આપે છે.

છોકરીઓની પ્રાથમિક અને બીજા દરજ્જાની કેળવણી પાછળનો ખર્ચ નીચે મુજબ હતોઃ—

| | સને ૧૮૯૨-૯૩ રૂપિયા. | સને ૧૮૯૬-૯૭ રૂપિયા. |
|---|---|---|
| સરકારી | ૧,૧૩,૦૫૯ | ૧,૪૬,૨૩૯ |
| લોકલ ફંડ અને મ્યુનિસિપલ | ૯૯,૩૭૦ | ૧,૦૦,૭૬૯ |
| ફી | ૮૪,૭૬૦ | ૧,૦૬,૧૨૧ |
| બીજી ( ખાનગી ) ઊપજ | ૨,૩૬,૬૩૮ | ૩,૨૬,૩૬૯ |
| | ૫,૩૪,૧૮૭ | ૬,૭૯,૪૯૮ |

એટલે સરકાર જ્યારે છોકરાઓની કેળવણીના એકન્દર ખર્ચના ચોથા ભાગ કરતાં સહેજ વધારે આપે છે. ત્યારે તે છોકરીઓની કેળવણીના એકન્દર ખર્ચના ચોથા ભાગ કરતાં કાંઇક ઓછું આપે છે. ઇલાકામાં સ્ત્રીઓની કુલ વસ્તી ૧,૩૦,૫૧,૫૫૦ છે, તેમની કેળવણી માટે દર સ્ત્રીએ દર વર્ષે૯ા પાઈ ખર્ચાયછે, અને તે પૈકી ૨ પાઈ સરકાર આપે છે. એ પણ જોવા જેવું છે, કે છોકરાઓની પ્રાથમિક કેળવણીના કુલ સાડી-

ઓગણત્રીસ લાખ રૂપિયા પૈકી આઠ લાખ એટલે ચોથા ભાગના ખાનગી ઊપજમાંથી આવે છે, ત્યારે છોકરીઓની કેળવણીના ખર્ચનો સુમારે અડધો અડધ (પોણા સાતમાંથી સવાત્રણ લાખ જેટલો) બોજો ખાનગી ઊપજ ઉપર પડે છે.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ગયા ત્રિમાસિકની સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ છેઃ—

**પ્રશ્ન ૧ લો.**—આઠ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી રાજકોટ પ્રાક્ટિસિંગ સ્કૂલના મહેતાજી મિ. મંગળજી હરજીવનને ૨૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૨ જો.**—આ પ્રશ્નના ઇનામનો નિર્ણય હવે પછી કરવામાં આવશે.

**પ્રશ્ન ૩ જો.**—ફક્ત છ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મોજે ગોથાણ જિલ્લે સુરતના મહેતાજી રતનજી દુર્લભભાઈ લાડને રૂ. ૧૧ા નું ઇનામ આપવામાં આવ્યું છે. કયા લોકો દ્વારા વ્યાપાર ચાલે છે તે તેમણે લખ્યું નથી, તેથી પૂરું ઇનામ આપવામાં આવ્યું નથી.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ—

૧. ત્રીજા ધોરણનાં છોકરાંને ચોથી ચોપડીના ૧૦ મા પાઠનો નીચેનો પેરેગ્રાફ શિખવવાના પાઠની પૂર્ણ નોધ તૈયાર કરોઃ

"મા બાપની આજ્ઞા માનવી એ ન્હાનાં છોકરાંનો ધર્મ છે, કેમકે ન્હાનાં છોકરાં સારું નરસું વિચારી શકતાં નથી. તેમની સંભાળ માબાપ

લે છે, તેઓ જે જોઈએ તે પૂરું પાડે છે. છોકરાં કને જે કાંઈ હોય તે બધું તેમનું આપેલું હોય છે, માટે તેમના કહ્યાથી જરા આડું ચાલવું નહિ; જે કહે તે માનવું ને તેમ કરવું. ફક્ત જૂઠું બોલવું કે ચોરી કરવી કે એવું બીજું ખોટું કરવાનું કહે તો તે ન કરવું."

આ પેરેગ્રાફમાં કાંઈ અસંગત કે તમ્હારા વિચારથી ઉલટું હોય તો તે કારણ સાથે જણાવો. એની નીતિ વિષે પણ તમારા વિચાર લખો. (ઇનામ ૩ ૨).

૨. ઉપરના પેરેગ્રાફમાંથી દૃષ્ટાન્તો લઈ છટ્ઠા ધોરણનાં છોકરાંને વ્યાકરણ અને વાક્ય રચનાની શી શી હકીકત શિખવશો? એમાં વ્યાકરણ કે વાક્ય રચનાના દોષ હોય તો તે બતાવો. (ઇનામ ૩ ૨).

૩. આપણા મુલકમાં કઈ કઈ ઋતુમાં કયાં ક્યાં ઝાડ, છોડ, વેલને ફૂલ આવે છે, તેની ન્હાનાં છોકરાંને કથિત પાઠ આપવાનું સુગમ પડવા માટે એક ઋતુવાર યાદી બનાવો. (ઇનામ ૩ ૧).

ટીપ—સ્પર્ધાના નિયમ માટે એપ્રિલ ૧૮૯૩ ના અંકમાં જોવા. તા. ૨૦ ઓગસ્ટ પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

(ચાલુ પૃ૪ ૧૬૯ થી.)

अंगहिं अंगु न मिलिउ हलि अहरें अहरु न पत्तु।
पिअ जोअंतिहे मुहकमलु एम्वइ सुरउ समत्तु॥ ६॥

(પાદ ૪—સૂત્ર ૩૩૨)

સંસ્કૃત અર્થ—हे सखि, अंगैः अंगं न मिलितं, अधरेण अधरः न प्राप्तः; प्रियस्य मुखकमलं पश्यन्त्याः एवमेव सुरतं समाप्तम्.

**ગુજરાતી અર્થ**—હે સખી, અંગે અંગ મળ્યું નહિ, અધરે અધર એકઠો થયો નહિ; પ્રિયનું મુખકમળ જોવામાં જ સુરત સમાપ્ત થયું.

ટીકા.

**अंगहिं**=સં. **अंगैः**=ગુ. અંગોએ, અવયવો સાથે. ત્રીજી વિભક્તિ બહુ વચન. અપભ્રંશમાં ત્રીજી વિ. બહુ વચનનો પ્રત્યય **हिं** છે. પ્રાકૃતમાં हि અને हिं બન્ને પ્રત્યય છે. સં. **भिस्** ના **भ्**નો **ह्** થવાથી **हि** પ્રત્યય ઉત્પન્ન થાય છે; પછી એક પ્રાકૃત નિયમ મુજબ પ્રત્યય ઉપર અનુસ્વાર દાખલ થાય છે.

**अंगु**=સં. **अंगं**=ગુ. અંગ. નામ, નાન્યતર જાતિ, પ્રથમા એક વચન. અપભ્રંશ નિયમ મુજબ પ્રથમા એક વચનમાં અન્ત્ય **अ** નું **उ** થાય છે ( **माणु**, **विहाणु**, **लक्खु**, આદિ સાથે મુકાબલો કરો ).

**न**=સં. **न**=ગુ. ન. નિષેધાર્થે અવ્યય.

**मिलिउ**=સં. **मिलितं**=ગુ. મળ્યું. ભૂત કૃદન્ત, નાન્યતર, પ્રથમા એકવચન, **अंगु** કર્તા. સં. **मिल्** ધાતુનું ભૂત કૃદન્ત **मिलित** થાય છે, અને **त्** નો લોપ થતાં પ્રાકૃતમાં **मिलिअ** શબ્દ બને છે. અપભ્રંશ નિયમ મુજબ અન્ત્ય **अ** નું **उ** થવાથી પ્રથમા એક વચનમાં **मिलिउ** રૂપ થાય છે. પ્રાકૃત **मिलिअ**—નર જાતિ પ્રથમા એક વચન **मिलिओ**—ઉપરથી હોરાઓની બોલીનો મિલ્યો અને ગુજરાતી મળ્યો શબ્દ બને છે.

**हलि**=સં. **हे सखि**=ગુ. હે સખી. નારી જાતિ, સમ્બોધન, એક વચન. પ્રાકૃતમાં **सखी** શબ્દના સમ્બોધનમાં વિકલ્પે **हला**, **हले**, **मामि** આદેશ થાય છે, અને અપભ્રંશમાં **हेल्लि** આદેશ પણ થાય છે. સંસ્કૃતમાં પણ **हला** એટલે સખી એવો શબ્દ છે.

**अहरें**=સં **अधरेण**=ગુ. હોઠે, હોઠ સાથે. નામ, નર જાતિ, ત્રીજી વિ. એક વચન. **ध्** નો **ह्** થવાથી સં. **अधर** નું પ્રાકૃતમાં **अहर** બને છે.

પછી અપભ્રંશ નિયમ મુજબ ત્રીજી વિ. એક વચનમાં અન્ત્ય अ નો ए થઈ પ્રત્યય તરીકે અનુસ્વાર આવે છે, તેથી अहरें થાય છે (આગળ આવેલા दइवें આદિ શબ્દો સાથે મુકાબલો કરો).

अहरु=સં. अधरः=ગુ. હોઠ. પ્રથમા એક વચન. ઉપર કહ્યા મુજબ સં. अधर નું પ્રાકૃતમાં अहर થઈને અપભ્રંશ નિયમ પ્રમાણે પ્રથમા એક વચનમાં અન્ત્ય अ નું उ થાય છે (दहमुहु ઇત્યાદિ સાથે મુકાબલો કરો).

पत्तु=સં. प्राप्तः=ગુ. પ્રાપ્ત થયો, મળ્યો, એકઠો થયો. ભૂત કૃદન્ત, નર જાતિ, પ્રથમા એક વચન, કર્તા अहरु. સં. प्राप्त ના र् નો લોપ થયો, आ હ્રસ્વ થયો, प्त ના प् નો લોપ થઈ त् બેવડાયો, એટલે પ્રાકૃત पत्त શબ્દ થયો. પછી પ્રથમા એક વચન કરવાને અપભ્રંશ નિયમ પ્રમાણે અન્ત્ય अ નું उ થયું, એટલે पत्तु રૂપ બન્યું.

पिअ=સં. प्रियस्य=ગુ. પ્રિયનું. નર જાતિ, છઠ્ઠી વિભક્તિ, એક વચન, मुहकमलु સાથે સમ્બન્ધ રાખે છે. प्र ના र् નો અને य् નો લોપ થવાથી સં. प्रिय નું પ્રાકૃતમાં पिअ બને છે. અપભ્રંશમાં છઠ્ઠી વિભક્તિના પ્રત્યયનો ઘણી વખત લોપ થાય છે; તેથી અહિં છઠ્ઠી વિ. એક વચનમાં पिअ રૂપ રહ્યું. ઉપર કહ્યું છે કે અપભ્રંશમાં અકારાન્ત નામનું પ્રથમા તથા દ્વિતીયા એક વચન કરવાને કેટલીક વખત અન્ત્ય अ નું उ કરવામાં આવે છે. એ રીતે અપભ્રંશમાં पिअ નું પ્રથમા એકવચન पिउ બને છે, અને તે ઉપરથી ગુજરાતી પિઉ (=વર, ધણી) શબ્દ ઉત્પન્ન થાય છે.

जोअंतिहे=સં. पश्यन्त्याः=જોતીનું. વર્તમાન કૃદન્ત, નારી જાતિ, છઠ્ઠી વિભક્તિ, એક વચન, કર્મ मुहकमलु. હેમચન્દ્ર સં. दृश् ધાતુના પ્રાકૃતમાં પન્દર અને અપભ્રંશમાં વધારાનો એક એમ સોળ આદેશ આપે છે, પણ તેમાં जो ધાતુ દાખલ કર્યો નથી. ચંડ અને વરરુચિ પણ એ ધાતુ આપતા નથી. હેમચન્દ્ર કૃત દેશી નામ માલામાં णयणम्मि जोअणं (जो-

अण नो અર્થ નયન, આંખ ) એમ આપ્યું છે, એટલે દેખવાના અર્થનો जो દેશી ધાતુ હોય એમ લાગે છે, અને ગુજરાતી જોવું એ ઉપરથી આવ્યું છે. ઘણા પ્રાકૃત ધાતુઓ પછી अ આગમ આવે છે, તે जो પછી પણ આવેલો દેખાય છે. न्त પ્રાકૃતમાં વર્તમાન કૃદન્તનો પ્રત્યય છે, અને ई નારી જાતિનો પ્રત્યય છે, આ રીતે जोअंती રૂપ સિદ્ધ થાય છે. અપભ્રંશમાં નારી જાતિની પાંચમી તથા છઠ્ઠી વિભક્તિમાં हे પ્રત્યય લાગે છે. તે લાગતાં અન્ત્ય ई હ્રસ્વ થવાથી जोअंतिहे રૂપ બને છે.

मुहकमलु=સં. मुखकमलं=ગુ. મુખકમળ. સામાસિક નામ, નાન્યતર જાતિ, બીજી વિભક્તિ એક વચન, जोअंतिहे નું કર્મ ख् નો ह् થવાથી સં. मुख નું પ્રાકૃતમાં मुह, અને તે ઉપરથી ગુજરાતીમાં મ્હોં થાય છે તે આપણે ઉપર જોયું. અપભ્રંશ નિયમ મુજબ બીજી વિ. એક વચન કરવાને અન્ત્ય अ નું उ થયું, એટલે मुहकमलु રૂપ બન્યું.

एम्वइ=સં. एवमेव ( एवंएव ) =ગુ. એમ જ. અવ્યય. સં. एवमेव નો અપભ્રંશમાં एम्वइ આદેશ થાય છે.

सुरउ=સં. सुरतं=ગુ. સુરત, ભોગ. નામ, નાન્યતર જાતિ, પ્રથમા એકવચન. त् નો લોપ થવાથી સં. सुरत નું પ્રાકૃતમાં सुरअ થાય છે, અને અપભ્રંશમાં અન્ત્ય अ નું उ થઈને सुरउ એવું પ્રથમા એકવચનનું રૂપ બને છે.

समत्तु=સં. समाप्तं=ગુ. સમાપ્ત થયું, પૂરું થયું. ભૂત કૃદન્ત, નાન્યતર જાતિ, પ્રથમા એક વચન, કર્તા सुरउ. मा માંનો आ હ્રસ્વ થયો, प्त ના प् નો લોપ થઈ त् બેવડાયો, એટલે સં. समाप्त નું પ્રાકૃતમાં समत्त થયું. અપભ્રંશ નિયમ મુજબ પ્રથમા એક વચન કરવાને અન્ત્ય अ નું उ થયું, એટલે समत्तु રૂપ બન્યું.

( અપૂર્ણ. )

# વાક્ય રચના અને નિબન્ધ.

( ચાલુ પૃષ્ઠ ૧૩૯ થી. )

## પ્રકરણ ૧૦ મું.

### કર્ત્તા અને કર્મના વધારા તરીકે વપરાતા શબ્દ; વિશેષણ.

કર્ત્તા અને કર્મને ઓળખાવવાને અથવા તેમના અર્થમાં વિશેષપણું બતાવવાને મુખ્યત્વે કરીને વિશેષણ વપરાય છે, જેમકે—

**મ્હોટા** ઘોડો દોડે છે,
**ડાહ્યો** માણસ બોલે છે,
હું **રાતી** ટોપી લાવ્યો છું,
**બે** બિલાડીઓ **એક** રોટલો લાવી,
ત્યાં **મહા** ખોટું થાય,
**બીજું** કોઈ શિખામણ દે.

આ વાકયોમાં કર્ત્તા કે કર્મના અર્થમાં વધારો કરવાને મ્હોટો, ડાહ્યો, રાતી, બે, એક, મહા, બીજું, એ વિશેષણ આવ્યાં છે. છેલ્લાં બે દૃષ્ટાન્તોમાં "ખોટું" વિશેષણ અને "કોઈ" સર્વનામ કર્ત્તા છે, તેમનો વધારો "મહા" અને "બીજું" એ વિશેષણોથી થાય છે.

---

### મનોયત્ન ૧ લું.

નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરોઃ—

૧. તેને ત્રણ છોકરા હતા. ૨. એક કણબી મરવા પડયો.
૩. સર્વ ધન ખેતરમાં છે. ૪ ગામડાંમાં થોડાં ઘર હોય છે.
૫. ચોકખી ચીજો રાખવી. ૬. ચોકખાં પહેરો ચીર.
૭. મધપૂડો રૂડો રચે માખી* * * *
૮. ઘોડો મ્હોટી ફલંગો મારે છે.
૯. નિર્દય છોકરાં ઘોડાને દુઃખ દે છે.
૧૦ તેમાં રાતાં ચોખંડાં બી હોય છે.
૧૧. હર કોઈ તરત કહેશે.
૧૨. તે બહુ ખોટું કરે છે.

---

## મનોયત્ન ૨ જું.

વિશેષણથી કર્ત્તા અને કર્મનો વધારો થાય એવાં પાંચ પાંચ વાક્યો રચો.

---

## મનોયત્ન ૩ જું.

નીચેનાં વાક્યોમાં વિશેષણથી કર્ત્તાનો વધારો કરોઃ—

૧. કીડી તળાવે ગઈ. ૨. તેને કબૂતરે દીઠી.
૩. કબૂતરને દયા આવી. ૪. કીડી તેડે આવી.
૫. કબૂતર ત્યાં બેઠું હતું. ૬. વાઘરી ઝાંપ નાંખતો હતો.

---

## મનોયત્ન ૪ થું.

નીચેનાં વાક્યોમાં વિશેષણ વડે કર્મનો વધારો કરોઃ—

૧. ધાતુના તાર કરે છે. ૨. કલઈને આંચ લગાડીએ.
૩. તમે ભારી ભાગો. ૪. હવે ભારી છોડી નાંખો.
૫. રાજાએ ચંડાળને બોલાવ્યો. ૬. પછી તેણે બાઈડીને શિક્ષા કરી.

---

## મનોયત્ન ૫ મું.

નીચેના શબ્દો લઈ વાક્યો રચોઃ—

બાપ, પહોર, કહે છે, પહેલો, મ્હારો, પાકું, તમને, સમજણ, વધારે, હું, ટાટ, કામનાં, જૂનાં, છે, બહુ, થાય છે, તેનો, આવો, સફેદ, વેચે છે, એવા, કાગદી, કાગળ, તાવનો, ધા, ચોવીસ, એક, થાય છે, કહેવાય છે, સારા, સાહેબખાની, ને, ઉંચા, કાગળ.

---

## પરીક્ષાના પ્રશ્ન.

૧. મુખ્યત્વે કરીને કયા પ્રકારના શબ્દો વડે કર્ત્તા કે કર્મનો વધારો કરવામાં આવે છે?

૨. તેમ થવાનું કારણ શું?

---

# સારું વાંચન.

સારા વાંચનમાં નીચેનાં લક્ષણ હોવાં જોઈએઃ—

( ૧ ) વર્ણોચ્ચાર શુદ્ધ હોવા જોઈએ.

( ૨ ) બોલવું સ્પષ્ટ અને સમજાય તેવું જોઈએ.

( ૩ ) વાંચન સરળ હોવું જોઈએ, એટલે પરાણે ઘણી મહેનતે શબ્દ નીકળે તેવું ન થવું જોઈએ.

( ૪ ) પાણીના પ્રવાહની પેઠે વાંચન ચાલવું જોઈએ; હડસેલા મારીને શબ્દો બહાર કાઢ્યા હોય તેમ થવું ન જોઈએ.

( ૫ ) યોગ્ય સ્થળે અટકવું જોઈએ, અને વિરામ ચિન્હો પર ધ્યાન આપવું જોઈએ. શબ્દોનાં ઘટતાં ઝુમખાં કરવાં જોઈએ; તે વિના સારું વાંચન થઈ શકશે નહિ.

( ૬ ) વાંચનારે વાંચેલો ભાગ સમજવો જોઈએ. સમજ્યા વિના કદી સારું વાંચન થવાનું નથી.

( ૭ ) વાંચન ભાવદર્શક હોવું જોઈએ. ભાવ પ્રમાણે અવાજ મ્હોટો, ન્હાનો, ઊંચો, નીચો, વગેરે થવો જોઈએ. એક જ સાદે વાંચવું નહિ. ગાતા કે રડતા હોઈએ તેમ પણ વાંચવું નહિ. નાટક જેવું બહુ ડોળ પણ ન જોઈએ. કુદરતી ઢબમાં જેમ પ્રસંગ પ્રમાણે વાત કરીએ છીએ તેમ વાંચવું જોઈએ. સારા વાંચનના સઘળા ગુણનો સમાસ ભાવદર્શક વાંચનમાં થાય છે, અને તેથી સાંભળનારને આનન્દ ઊપજે છે.

( ૮ ) વાંચનમાં બહુ ઝડપ કરવી નહિ, પણ પુખ્ત વિચારથી વંચાતું હોય તેમ થવું જોઈએ.

---

# ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.

( ચાલુ પૃષ્ઠ ૧૫૦ થી. )

## ( ૨૦ ) દુઃખ, દૂખ, દુખીઆં, દુખિયાં.

સંસ્કૃત શબ્દ दुःख છે. પ્રાકૃતમાં તેનું दुक्ख બને છે, જેમકે—

ण ईदिसा आकिदि विसेसा चिरं दुक्खभाइणो होन्ति ।
( વિક્રમોર્વશી, અંક ૪. )

[=न ईदृशा आकृतिविशेषाः चिरं दुःखभागिनो भवन्ति.]

પ્રાકૃત दुक्ख ના क् નો લોપ થવાથી પૂર્વ સ્વર દીર્ઘ થઈને ગુજરાતીમાં દૂખ બને છે, જેમકે-"તેને માથે દૂખ પડ્યું," "પેટમાં દૂખે છે." દૂખ પછી ઇઆં કે ઇયાં પ્રત્યય આવીને વિશેષણ બને છે, ત્યારે છેડે ભાર વધવાથી ઊ પાછું હ્રસ્વ થાય છે, અને દુખીઆં અને દુખિયાં શબ્દ બને છે.

---

## ( ૨૧ ) પરખવું, પારખવું, પરખ, પરીખ, પારેખ, પરીક્ષક, પરીક્ષા.

મૂળ ધાતુ ईक्ष् છે, તેની સાથે परि ઉપસર્ગ આવીને સંસ્કૃતમાં परीक्ष् બને છે. પ્રાકૃતમાં परिक्ख બને છે, અને તે ઉપરથી **પરખવું, પારખવું, પરખ, પરીખ, પારેખ,** શબ્દો નીકળે છે. **પરખવું, પારખવું, પરખ,** શબ્દો અસલના ગમે તે વસ્તુની પરીક્ષા કરવાના અર્થમાં વપરાય છે. **પરીખ** અને **પારેખ** નો અર્થ સંકોચાઈને તે રૂપિયા પરખનાર શાહુકારના અર્થમાં વપરાય છે, અને બહોળા અર્થના શબ્દની જરૂર પડે છે ત્યારે સંસ્કૃત परीक्षक શબ્દનો ઉપયોગ થાય છે.

---

## ( ૨૨ ) એ.

એ અવ્યય છે, સર્વનામ છે, અને ત્રીજી તથા સાતમી વિભક્તિનો પ્રત્યય છે, અને એ બધાં રૂપો જુદાં મૂળમાંથી ઉત્પન્ન થયાં છે.

(૧) એ અવ્યય સંસ્કૃત हि માંથી ઉત્પન્ન થાય છે. નિશ્ચય અથવા જોરથી બોલવું હોય તો સંસ્કૃતમાં हि વપરાય છે, જેમકે—

प्रयोगप्रधानं हि नाट्यशास्त्रं.

हि ની પહેલાં નિષેધાર્થ न આવીને नहि શબ્દો વારંવાર એકઠા વપરાય છે, અને તે ઉપરથી ગુજરાતી **નહિ, નહીં** શબ્દ ઉત્પન્ન થાય છે. हि નું પ્રાકૃતમાં हि જ કાયમ રહે છે, જેમકે—

तेण हि लदाविडवन्तरिदा सुणिस्सं ।

( વિક્રમોર્વશી )

[=तेन हि लताविटपान्तरिता श्रोष्यामि=ત્યારે તો લતાની શાખા પાછળ સન્તાઈ રહી સુણીશ.]

કહાનડદે પ્રબન્ધની પ્રાચીન ગુજરાતીમાં हि, અને ह નો લોપ થઈ इ, એ બન્ને રૂપો જોવામાં આવે છે; જેમ—

दल जोअंतां दीस आथम्यु । तु हि न आवइ पार ॥

[ =દળ જોતાં દિવસ આથમ્યો તો એ ન આવે પાર ].

मरण तणा भुइं सहू इ वीहइ.

[=મરણ તણા ભોએ સહુ એ બ્હીએ. ]

આ इ માંથી હાલનો અવ્યય એ (=પણ) બન્યો છે. "હું એ જઈશ," "તે એ આવશે," "છોકરો એ ગયો," "દીકરી એ રાંડી", એ દૃષ્ટાન્તોમાં એ અવ્યય છે. અકારાન્ત શબ્દ પછી એ આવે છે ત્યારે કેટલાક લોકો તેને આગલા શબ્દ ભેગો મેળવી દે છે, પણ એ ભૂલ છે. "ચારે માણસ આવ્યાં," "માણસે આવ્યાં," "નોકરે નાઠો", એમ લખવું બરાબર નથી. "ચાર એ માણસ આવ્યાં," "માણસ એ આવ્યો;" "નોકર એ નાઠો", એમ લખવું જોઈએ; કારણકે એ પ્રત્યય નથી પણ જુદો શબ્દ–અવ્યય–છે.

(૨) એ સર્વનામ સંસ્કૃત एतद्—एष માંથી ઉત્પન્ન થાય છે. एषः નું પ્રાકૃતમાં एसो કે एस બને છે. વરરુચિ एस અને एसो બન્ને રૂપો આપે છે. ગઉડવહોમાં પણ બન્ને વાપર્યાં છે. વિક્રમોર્વશીમાં ફક્ત एसो રૂપ જોવામાં આવે છે. स् નો ह् થવાથી પ્રાકૃત एस નું પ્રાચીન ગુજરાતીમાં એહ, અને તે પછી એ બન્યું જણાય છે. કવિતામાં હજી એહ શબ્દ વપરાય છે.

(૩) એ સાતમી વિભક્તિનો પ્રત્યય પણ છે. સંસ્કૃત, મહારાષ્ટ્રી પ્રાકૃત, અને અપભ્રંશમાં સાતમી એક વચનમાં ई, ए પ્રત્યય આવે છે, જેમકે—સં. वृक्षे, પ્રા. वच्छे, અપ. तालि–तले, ઇત્યાદિ. આ ઉપરથી ગુજરાતીમાં સાતમીનો એ પ્રત્યય ઉત્પન્ન થયો છે, જેમકે–ખેતરે ગયો, મ્હેં ભીંતે કાગળ ચોડ્યો, દેશાવરે વાત ગઈ, વાંદરાં છાપરે કૂદે છે, હું સવારે આવ્યો, ઇત્યાદિ. માંહે–માંહિ–માંહ્ય (સં मध्ये), પાસે (સં पार्श्वे), કાલે (સં. कल्ये), જ્યારે, ત્યારે, ક્યારે, અત્યારે, વગેરે શબ્દોમાં છેડે એ છે તે મૂળે સાતમી એક વચનનો પ્રત્યય છે. કહાનડદે પ્રબન્ધમાં इ અને ए બન્ને પ્રત્યય જોવામાં આવે છે, જેમકે–विपहुरि અને विपुहुरे (=બપોરે), लहकारि पडीउ त्रास (=લશ્કરમાં પડ્યો ત્રાસ), अंगे न आवइ रीस, ઇત્યાદિ.

(૪) સંસ્કૃતમાં ત્રીજી વિભક્તિ એક વચનનો પ્રત્યય आ છે, પણ अकारान्त નામ વગેરેને છેડે एन આવે છે, જેમકે—रामेण, वृक्षेण, तेन, ઇત્યાદિ. તેનું મહારાષ્ટ્રી પ્રાકૃતમાં एण (જેમકે-સં वृक्षेण =પ્રા. वच्छेणं) અને અપભ્રંશમાં एण કે एं (જેમકે-સં.प्रवसता=અપ. पवसंतेण, સં. दयितेन=અપ. दइएं) બને છે. કહાનડદે પ્રબન્ધની પ્રાચીન ગુજરાતીમાં અપભ્રંશ एं નું इ અને ईं થાય છે, જેમકે—

भूखइ करी एक थाइ खीण (=એક જણ ભૂખે કરીને ક્ષીણ થાય),
पातसाहि नाखिउं तंबोल (=પાદશાહે તમ્બોળ નાખ્યું),
खुरासाण मईं खुर तलि खुधु (=મ્હેં ખુરાસાન ખરી તળે ખૂંદ્યું),
तेणइं वेटी दीधी (=તેણે બેટી દીધી),
रामि रौद्र मूकाविउ (=રામે રુદ્ર મૂકાવ્યો),
पुण्यइं पुरुष रमइ नवरांगि (=પુણ્યે પુરુષ નવ રંગે રમે).

મુગ્ધાવબોધ ઔક્તિક પણ ત્રીજી વિ.નો इं પ્રત્યય આપે છે, જેમકે--जीव धर्म्मइं संसार तरइ (=જીવ ધર્મે વડે સંસાર તરે). કોઈ કોઈ વખત કહાનડદે પ્રબન્ધમાં એ પ્રત્યય પણ જોવામાં આવે છે, જેમકે-

पुण्ये घरि संपजइ निधान,
पुण्ये अंगे न आवइ रीस,
हिंदूए दल पाडीउ त्रास, ઇત્યાદિ.

એ રીતે એ અવ્યય, એ સર્વનામ, એ ત્રીજી વિ. નો પ્રત્યય, અને એ સાતમીનો પ્રત્યય, એ સર્વ ગુજરાતીમાં એક રૂપે દેખાવા છતાં દરેકનું મૂળ અને ઉપયોગ જુદાં છે.

(અધૂરૂં)

---

# अनुलेखन अथवा "डिकटेशन"

(ચાલુ પૃષ્ઠ ૧૮૯થી.)

**અનુલેખન માટે તૈયારી.**—જેટલો ભાગ લખવાનો હોય તેટલો ચોપડીમાંથી બહુ સમ્ભાળથી વિદ્યાર્થીએ જોઈ રાખવો જોઈએ. તેમ કરાવ્યા સિવાય લખાવવાથી કંઈ ફાયદો થશે નહિ.

**કેટલું લખાવવું.**—લખાવવાનો ભાગ ધીમે ધીમે વધારતા જવો જોઈએ એ વાત ઘણી અગત્યની છે. શીખી ગયેલા શબ્દોમાંથી વિશેષ પરિચિત હોય તેવા થોડાક શબ્દ નીચલા વર્ગોમાં લખાવ્યા હોય તો બસ થશે. અભ્યાસમાં જરા આગળ વધેલાને શબ્દો ઉપરાન્ત એકાદ વાક્ય પણ લખાવવું. એમ પગથીએ પગથીએ આગળ વધવું. શીખેલા પાઠ ફરી ચાલતા હોય ત્યારે તો લખતા પહેલાં માત્ર કઠણ જોડણીવાળા શબ્દ જ જોઈ જવાની જરૂર રહેશે.

**કેમ લખાવવું**— જે લખાવવું હોય તે લખાવતા પહેલાં શિક્ષકે તેના અર્થ પ્રમાણે ભાગ પાડી જવા જોઈએ. એમ કરવાથી અનુલેખન

કરાવતી વખતે અયોગ્ય જગ્યાએ અથવા અનર્થ થઈ જાય એવે સ્થળે અટકી જવાશે નહિ, અને વિદ્યાર્થી પણ વાક્યોમાંના વિરામ અને ઉપવાક્યોથી બરાબર માહિતગાર થઈ રહેશે. અનુલેખનના વિષયમાં શુદ્ધ લિપિ ઉપરાન્ત બીજો મુદ્દો એ હોવો જોઈએ, કે ઉપવાક્ય અથવા અર્થ સમજાય એવો વાક્યનો એકેક ભાગ વિદ્યાર્થી સાંભળીને મનમાં ઉતારતાં—સમજીને યાદ રાખતાં—અને પછી તે લખી લેતાં શીખે. એવો મહાવરો પડાવીને આપણે તેને નિબન્ધ રચના માટે તૈયાર કરવો છે એ વાત ધ્યાનમાં રાખવી, ને વાક્યના કદિ પણ અસમ્બદ્ધ ભાગ પાડવા નહિ.

કેળવાયેલો માણસ જે પ્રમાણે હમેશાં બોલતો હોય તે પ્રમાણે શુદ્ધ વાંચીને લખાવવું. હ્રસ્વ સ્વરોને હસવું આવે એટલા ટૂંકા વાંચવા નહિ, તથા દીર્ઘ સ્વરોને હદથી જ્યાદા લમ્બાવવા નહિ. 'કહે છે', 'બહોળું', એવા એવા શબ્દોમાં 'ક', 'બ', વગેરે અક્ષરો જુદા પાડીને બોલવા નહિ, પણ સાધારણ રીતે તે જેમ બોલાય છે તેમ જ બોલીને લખાવવા. એવા શબ્દ શુદ્ધ લખવા માટે વિદ્યાર્થીના કાન કેળવવા જોઈએ, ઉપર કહ્યું તેમ ઉચ્ચાર સાંભળતાં વાર તેનું લખેલું ચિત્ર યાદ આવવું જોઈએ.

બીજી ભૂલ એ ન કરવી કે વાક્યનો એક ને એક ભાગ અનુલેખન કરાવતી વખતે ઘણી વાર બોલાય. કોઈ કોઈ વાર તો પોતે એમ કરે છે તે વાત લક્ષમાં ન રહેતાં શિક્ષકથી તેમ કરી દેવાય છે. તેમ થવાથી વિદ્યાર્થીને ટેવ એવી પડે છે, કે એકી વખતે એકેક કે બબ્બે જ શબ્દ લખવા. તે જાણે છે કે શિક્ષક જરૂર બીજી વાર કે ત્રીજી વાર બોલશે, અને તે વખતે આપણે એ પછીનો શબ્દ લખી લઈશું. એથી કરીને જે શબ્દો વચ્ચે ઘણો નિકટ સમ્બન્ધ હોય છે એવા શબ્દોનો આખો સમૂહ સાંભળી લેવા અને તે સમજી યાદ રાખવા તે શ્રમ જ લેતો નથી; તે એકેકા કે બબ્બે શબ્દનું અનુલેખન કરે છે, ને જે લખે છે તેનો ભાવ શો છે તે સમજવાને તેનો પ્રયત્ન જ હોતો નથી. શિક્ષકની આ ભૂલનાં બીજાં માઠાં પરિણામ પણ તેની સાથે સાથે થતાં આવે છેઃ—

એક તો, પોતે યાદ રાખેલું વિદ્યાર્થી લખતો હોય છે તે વખતે તેનું તે જ અથવા તે પછીનું ફરી સાંભળવાની તેને ફરજ પડે છે; અને એ પ્રમાણે

એ ઠેકાણે ધ્યાન આપવા જતાં તે લખવામાં ભૂલો કરે છે.

બીજું, જે વખતે વિદ્યાર્થીને સાંભળવાની જરૂર નથી તે વખતે શિક્ષક બોલે છે તેથી કરીને તે ધ્યાન ન આપવાની ટેવ પોતાના વર્ગનાં બાળકોમાં ઉત્પન્ન કરે છે, ને પછી તે વધારે છે. એક વાર મૂળ ઘાલ્યું એટલે બીજા પાઠ ચાલતી વખતે પણ તે ટેવ કાયમ રહે છે, અને ધીમે ધીમે વધતી જાય છે. પરિણામ એ આવે છે, કે હર કોઈ વિષય શિખવતાં જો નિશાળીઆનું ધ્યાન હોય તો એક જ વાર કહેવાથી શિક્ષક જે વાત તેમના મનમાં ઉતારી શકે તે વાત ફરી ફરીને તેને કહ્યા કરવી પડે છે.

ત્રીજું, ધટિત ઉપયોગ કરી શિક્ષકે પોતાની શક્તિ જાળવીને વાપરવી જોઈએ, તેને ઠેકાણે આમ વગર જરૂરે તે વાપરીને ઘટાડી દે છે, તેને કમજોર કરી નાંખે છે.

જે લખાવવાનું હોય તેના કેવડા કેવડા ભાગ પાડવા તેનો આધાર વિદ્યાર્થીના વધતા ઓછા જ્ઞાન ઉપર રહેવો જોઈએ. કેવળ શીખાઉ હોય તેને માત્ર છૂટા શબ્દો બોલીને લખાવવું. જેને મહાવરો પડયો હોય એવા જરા આગળ વધેલાને બબ્બે ત્રણ ત્રણ શબ્દ સાથે લખાવવા, અને એ નિયમે આગળ વધતા જવું. છેક ઉપલા વર્ગમાં તો સાધારણ રીતે વાંચવામાં અર્થ, સમ્બન્ધ જાળવવાને જ્યાં જ્યાં વિરામની એટલે અટકવાની જરૂર પડે છે તેટલું તેટલું સામટું બોલીને લખાવવું.

**લખેલું કેમ તપાસવું.**—શુદ્ધ લખાયું છે કે નહિ અને ન લખાયું હોય તો ભૂલો થવાનું કારણ શું સમ્ભવેછે તે જો શિક્ષકે જાણવું હોય (અને તે જાણવાની જરૂર કંઈ થોડી નથી), તેમ જ જો બને એટલી સમ્ભાળથી અને ધ્યાનપૂર્વક લખવાની ટેવ વિદ્યાર્થીને પાડવી હોય, તો અવશ્ય કરીને દરેક વિદ્યાર્થીનું લખેલું શિક્ષકે પોતે જાતે તપાસવું જોઈએ. ઘણું કરીને બને છે એવું કે આપણી શાળાઓના વર્ગ ઘણા મ્હોટા હોય છે, એટલા મ્હોટા હોય છે કે નિયમિત વખતમાં દરેક નિશાળીઆનું લખેલું જાતે તપાસવાનું તથા તેણે કરેલી ભૂલોનું કારણ જાણી લેવાનું શિક્ષકને બહુ મુસ્કેલ પડે છે; બલકે બની શકે એમ હોતું નથી. છતાં જો ઉત્તમ ફળની આશા રાખવી હોય તો શિક્ષકે જાતે દેખરેખ રાખ્યા સિવાય

અને દરેકનું કામ પોતે તપાસ્યા સિવાય ચાલે એમ છે જ નહિ. એ કામ સરળ થઈ પડે માટે ઘણું લાંબું લખાવવું નહિ અને દરેક જણ સ્પષ્ટ, ચોખ્ખા અક્ષરે લખે તથા દરેક શબ્દ છૂટો છૂટો લખે એવો આગ્રહ કરવો. એમ કરવાથી અશુદ્ધ જોડણી માત્ર એક જ વાર નજર નાખી જવાથી પકડાઈ આવશે. જો વર્ગ ઘણો જ મ્હોટો હોય તો માત્ર એક કામ ચલાઉ ઉપાય તરીકે વિદ્યાર્થીઓને પોત પોતાની પાસેનાએ લખેલું તપાસી જોવાનું અને ભૂલો ઉપર નિશાન કરી જવાનું કહેવું અને પછી તે સધ-ળાનું લખેલું શિક્ષકે જાતે જોઈ જવું. આથી વખત બચશે. પણ યાદ રાખવું કે એ ઉપાય શિક્ષકની મહેનત બચાવવાને માટે કામે લગાડવાનો નથી. જો એમ થયું તો પરિણામ ખરાબ આવશે.

કાળા પાટીઆનો ઉપયોગ અને ભૂલ સુધારવાનો ઉપાય.—અનુલે-ખન તપાસ્યા પછી અગત્યના શબ્દો ચોકખે અક્ષરે પાટીઆપર લખી બતાવવાને હમેશ નિયમ રાખવો. એથી કરીને શબ્દનું ખરું ચિત્ર વિદ્યા-ર્થીના મન પર ઠસશે અને અશુદ્ધ જોડણી સુધરશે. જરૂર જણાય તો પાટીઆપર લખેલા શબ્દ જોઈ જોઈને પત્થર પાટી પર તે શુદ્ધ લખાવવા અને બીજે દિવસે ઘેરથી લખી લાવવા પણ કહેવું.

**ચેતવણી.**—હવે આપણા જુવાન શિક્ષકોને ચેતવણીના બે બોલ કહેવાની જરૂર છે. વિદ્યાર્થીમાં જ ખામી હોવાથી લખવામાં ભૂલો થાય છે એમ તેઓએ ધારી લેવું ન જોઈએ. કોઈ પણ વિષયમાં જ્યારે વર્ગનો મ્હોટો ભાગ કંઈ ભૂલ કરે ત્યારે શિક્ષકે પહેલાં આત્મપરીક્ષા કરવી જો-ઈએ, પોતાનામાં કંઈ ખામી છે કે કેમ તે જોઈ લેવું જોઈએ. તેની પો-તાની શિક્ષણ શૈલીમાં ખામી હોય અને તેથી તે ઉપર થોડું વધારે લક્ષ આપવાથી અને સમ્ભાળ રાખવાથી કદાપિ નિશાળીઆઓની થતી ભૂલ અટકાવી શકાય. એ પાઠ જો યોગ્ય રીતે શિખવાયો ને લેવાયો હોય તો વર્ગમાંથી ઘણા જણની તો એક પણ ભૂલ પડવી ન જોઈએ. કદાપિ ભૂલોનું કારણ એવું હોય ખરું કે તેઓને આવડવું જોઈએ તે કરતાં કઠણ વાત તેમની પાસેથી માગી છે અથવા તો નિશાળીઆઓ બેદરકાર છે અને શિક્ષકે તેમને પોતાની સાથે ને સાથે રાખીને કામ લેવામાં ગ-ફલત કરી છે.

અગાઉથી નહિ જોઈ રાખેલું લખાવવું.—કોઈ કોઈ વાર પરીક્ષા વખતે વિદ્યાર્થીએ અગાઉથી તૈયાર કરી રાખેલું ન હોય એવું લખાવવામાં આવે છે. પરન્તુ સ્વભાષા લખવાની સરળતા ખિલવવાના સાધન તરીકે અનુલેખનનો જે ઉપયોગ બતાવી ગયા તે કરતાં આ એક તદ્દન જુદો જ ઉપયોગ છે. અગાઉથી નહિ તૈયાર કરેલું લખાવવું એ, જોડણી અથવા લેખન પદ્ધતિ અને વિરામ ચિન્હો ક્યાં ક્યાં મૂકવાં તે આવડે છે કે નહિ એટલું જ કસી જોવાનો માત્ર એક ઉપાય છે. પરીક્ષા સિવાય એવા અનુલેખન પાઠના ઉપયોગીપણા વિષે બહુ શક રહે છે.

**સમાપ્તિ.**—શુદ્ધ લખતાં અને લખાવેલું સમજી યાદ રાખી લખી લેતાં આવડ્યું એટલે નિબન્ધ રચવાનો પાયો નંખાયો. હવે તે ઉપર ચણતર લેવાનું રહ્યું. પહેલાં તો શીખી ગયેલા પાઠમાંથી કંઈ ટૂંકો રમુજી ભાગ વાંચી સમ્ભળાવવો અને પછી તે લખી લાવવા કહેવું. ધીમે ધીમે વાંચી સમ્ભળાવવાનો ભાગ વધારતા જવો તથા તેને માટે જેમ બને તેમ રમુજી અને વિદ્યાર્થી સમજે એવી સરળ ભાષામાં લખાયેલી વાર્તાઓ પસન્દ કરવી. તરત સાંભળેલું લખી કાઢવાનો મહાવરો વધતો જાય તેમ આગલેદિવસે, પછી તેને આગલે દિવસે, પછી વળી તેથી એ પહેલાં વાંચી સમ્ભળાવેલી વાર્તા લખી લાવવાનું કહેતા જવું. આ પાઠનો હેતુ શું લખવું તે વિચારી કાઢતાં શિખવવાનો નહિ પણ જે એ જાણે છે તે કેમ લખવું તે શિખવવાનો છે. કઠણ વિષયો શીખવાના આવતા જશે અને વિદ્વાન શિક્ષકો તે ઉપર મોઢેથી વિવેચન આપતા જશે ત્યારે સાંભળેલું ટાંકી લેવાને એ આવડત બહુ ખપની થઈ પડશે. ધન્ધામાં પડયા પછી કોઈ લાંબા તુમારો વાંચી તેનો સંક્ષેપ લખવો પડશે અગર કોર્ટમાં સાક્ષીની જુબાની સાંભળી તે લખી લેવી પડશે. માટે આ મહાવરાથી આપણે તેને આવ્હી આવ્હી અનેક બાબતોને માટે લાયક કરીએ છીએ. અમુક વિચારો ભાષાદ્વારા શુદ્ધ લખી જણાવતાં આવડયા એટલે વાક્યરચના આવડી. હવે એને નિબન્ધ રચતાં શિખવવાનું બાકી રહ્યું. પરન્તુ તે બાબત પ્રસ્તુત વિષયને લગતી નથી.

"ઇન્ડિયન જર્નલ ઓફ એડ્યુકેશન" ઉપરથી સંયોજિત. M.

# केळवणी खातानी खबरो

## જાહેરખબર.

( ઉત્તર ભાગના એજ્યુ. ઇન્સ્પેકટરનો નં. ૪૮૨ તા. ૩૦-૪-૯૮. )

( રાજકીય ચળવળમાં સામિલ થવું નહિ. )

**શાળાઓ. શિવાજીના વાર્ષિક ઉત્સવમાં અહમદનગર એજ્યુકેશન સોસાઇટીની હાઈસ્કૂલના.** કેટલાક માસ્તરોએ લીધેલો ભાગ.

**રાજકીય ચળવળ**-જુવાન માણસોની કેળવણીને રાજ્યપ્રકરણથી તદ્દન નિરાળી રાખવી, તથા શિક્ષકોએ અને પ્રોફેસરોએ રાજકીય ચળવળમાં ભાગ લેવો નહિ એવું મૂળતત્વ ઠરાવવામાં આવ્યું છે.

નં. ૨૫૯, સને ૧૮૯૮. કેળવણી ખાતું,

જંજીરે મુમ્બઈ, તા. ૨૮મી ફેબ્રુઆરી સને ૧૮૯૮.

**ન્યાય ખાતાની યાદી** નં. ૭૯૮૪તા. ૨ જી નોવેમ્બર સને ૧૮૯૭. ગયા મે માસમાં શિવાજીના વાર્ષિક ઉત્સવ પ્રસંગે અહમદનગર હાઈસ્કૂલના હેડ માસ્તર મિ. મહાદેવ હરિ મોડકે આપેલું વ્યાખ્યાન જે અહમદનગર હાઈસ્કૂલ અને પંઢરપુર સ્કૂલના કેટલાક માસ્તરો તથા અહમદનગર હાઈસ્કૂલનો એક વિદ્યાર્થી મેમ્બર છે તેવી ઓરિયેન્ટલ મર્કેન્ટાઇલ કમ્પની લિમિટેડ નામની મંડળીની માલકીના સુદર્શન નામના વર્તમાન પત્રની તા. ૧૫, ૨૨, અને ૨૯ મી મે, અને ૧૨મી જૂન ૧૮૯૭ના અંકમાં પ્રસિદ્ધ થયું છે તે વ્યાખ્યાન સમ્બન્ધી સામિલ રાખેલા તુમાર સાથે મધ્ય ભાગના કમિશનરની નં. ડબલ્યુ. તા. ૧૭ મી ઓક્ટોબર ૧૮૯૭ ની યાદી જાહેર થવા તથા તે સમ્બન્ધમાં યોગ્ય હુકમ ફરમાવવા રવાના કરવામાં આવે છે.

ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન નો નં. ૬૨૨૪તા. ૧૦ મી જાન્યુઆરી ૧૮૯૮ નો કાગળ--

૧. આપના તા. ૧૦ મી નોવેમ્બર ૧૮૯૭ ના કાગળ નં ૧૬૬૬ના સમ્બન્ધમાં લખવા હાંસલ જે (છપા) કાગળો ઇલાયદા પરબીડીઆમાં ઘાલી તથા રજિસ્ટર્ડ કરાવી પાછા મોકલું છું, અને નીચે મુજબ રિપોર્ટ કરું છું:-

૨. સરકાર તરફથી મળેલા હુકમ મુજબ તા. ૨૩ મી નોવેમ્બરને

| | |
|---|---|
| ૧. અહમદનગર એજ્યુકેશન સોસાઇટીના સેક્રિટરીએ મધ્ય ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને લખેલો કાગળ નં. ૩૩૧ તા. ૧૨ મી નોવેમ્બરનો. | રોજ અહમદનગર એજ્યુકેશન સોસાઇટીના સેક્રિટરીને મ્હેં કાગળ લખ્યો હતો, અને અમ્હારી વચ્ચે ચાલેલા તુમારની નકલો આ રિપોર્ટ સાથે |
| ૨. અહમદનગર એજ્યુકેશન સોસાઇટીના સેક્રિટરી, હેડ માસ્તર, અને આસિસ્ટંટ માસ્તરો વચ્ચે ચાલેલો તુમાર. | |
| ૩. આ ઓફિસનો નં. ૧—અ તા. ૨૩ મી નોવેમ્બર ૧૮૯૭ નો. | |
| ૪. આ ઓફિસનો નં. ૨—અ તા. ૧ લી ડિસેમ્બર ૧૮૯૭ નો. | |
| ૫. સોસાઇટીના સેક્રિટરીનો કાગળ નં. ૩૫૯. | |
| ૬. " " " ,, ,, ૩૮૩. | |

સામિલ રાખી છે. હાંસીઆમાં કાગળોનું ટિપ્પણ ટાંકયું છે.

૩. પહેલા કાગળનું કારણ એ છે કે નોવેમ્બરની શરૂઆતમાં આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નગર ગયા હતા, અને એ કાગળમાં બતાવેલો ઠરાવ સોસાઇટીએ પસાર કરવાનું નક્કી કર્યું હતું. વળી સોસાઇટીએ સુદર્શન વર્તમાન પત્ર અને તેમાં પ્રગટ થયેલા હેડ માસ્તરના વ્યાખ્યાનના સમ્બન્ધમાં પોતાની વર્તણૂકનો ખુલાસો કરવા આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની સલાહથી હેડ માસ્તર અને આસિસ્ટંટ માસ્તરોને ફરમાવ્યું હતું. તુમારમાંના તા. ૨૩ નોવેમ્બરના આંક ૩ વાળા મ્હારા કાગળના જવાબમાં તુમારમાંના તા. ૨૫ મી નોવેમ્બર વાળા છેલ્લા કાગળો આવ્યા છે.

૪. તા. ૩૦ મી નોવેમ્બરને રોજ હું અહમદનગર ગયો અને તે જ રોજ સાંજરે વ્યવસ્થાપક મંડળીની સભા ભરવામાં આવી. તે સભામાં નીચે મુજબ હાજર થયા હતા:—

રાવ બહાદુર પી. વી. ગુપ્તે, ચેરમન.
મિસ્તર હરિદાસ ડી. પરીખ.
" સદાશિવ શંકર ગટને.
" ગજાનન ડી. નીસલ.
" મોહનલાલ હરિલાલ.
" એદલજી રૂસ્તમજી (મ્યુનિસિપાલિટીના વાઇસ પ્રેસિડેન્ટ).

" બહેરામજી સોરાબજી.
" એસ. વી. જોગ.
" મહમદ સિદિક ગુલ મહમદ (મ્યુનિસિપલ મેમ્બર).
" સાહદેવ શવજી બગડે.
" વી. બી. ચોન્કર (સોસાઇટીના સેક્રેટરી).

વ્યવસ્થાપક મંડળીમાં ૧૫ માણસો છે, એટલે તેમાંનો ઘણો ભાગ હાજર હતો.

૫. સુદર્શન વર્ત્તમાન પત્ર વિષે, અને શિવાજીના ગાદી નશીન થવા નિમિત્ત સને ૧૮૯૭ ના મે માસમાં ભરાયેલી સભામાં તે નિશાળના હેડમાસ્તર મિ. મહાદેવ હરિ મોડકે આપેલા અને તે વર્ત્તમાન પત્રના તા. ૧૫, ૨૨, અને ૨૯ મી મે, તથા ૧૨ મી જૂનના અંકોમાં પ્રસિદ્ધ થયેલા વ્યાખ્યાન વિષે મ્હેં મેમ્બરો સમક્ષ વિવેચન કર્યું. મ્હેં જણાવ્યું કે પહેલા એટલે તા. ૧૫ મી મેના અંકમાં એવું લખ્યું છે કે ભાષણ પૂરે પૂરું પ્રસિદ્ધ કર્યું છે, તેથી દેખીતી રીતે તે પૂરેપૂરું લખી મોકલેલું હશે. વળી મ્હેં વધુ જણાવ્યું કે તે ભાષણ બાબત ખુલાસો કરવાની અથવા તે ઇનકાર કરવાની મિ. મોડકને પૂરેપૂરી તક મળી હતી; તેમણે પોતાના તા.૨૧મી નોવેમ્બરના કાગળમાં એવું બહાનું કાઢ્યું છે, કે શિવાજી નિમિત્તની સભા સમક્ષ મ્હેં જે વ્યાખ્યાન આપ્યું હતું તે મ્હેં મ્હારી પોતાની ખુશીથી નહિ, પણ કેટલાક મિત્રોના અત્યાગ્રહથી આપ્યું હતું, અને તે જ કાગળમાં તેમણે લખ્યું છે કે ભાષણ ભાગ્યું તૂટું અને અશુદ્ધ પ્રગટ થયું છે; વ્યાખ્યાન ખોટું પ્રગટ થવા બાબત શા શા ઇલાજ લીધા છે તેનો ખુલાસો માગતાં તે જવાબ આપે છે, કે હું કાંઈ ઇલાજ લેઈ શક્યો નથી, મ્હેં વ્યાખ્યાન પહેલેથી તૈયારી કર્યા વગર મ્હોડેથી આપ્યું હતું, તે પ્રગટ થશે એવું હું ધારતો નહતો, અને તે પ્રગટ થયું એવું મ્હારા જાણવામાં આવ્યું ત્યારે મ્હેં તે અંકો મંગાવ્યા, અને મ્હારૂં વ્યાખ્યાન બરાબર પ્રગટ થયું નથી એમ લખવાનો મ્હારો વિચાર હતો. પણ દર્શાવેલાં કારણોથી મ્હને મ્હારા મિત્રોએ તેમ કરતાં અટકાવ્યો.

૬. જે દિવસે વ્યાખ્યાન અપાયું તે જ દિવસે તે સંદરહુ વર્તમાનપત્રને મોકલવામાં આવ્યું હતું, તે વાસ્તવિક અથવા દેખીતી રીતે પૂરેપૂરું પ્રગટ થયું હતું, અને તે સભામાં કોઈ મરાઠી સંક્ષિપ્ત લખનારે લખી લીધું હતું એવી તકરાર ઉઠાવવામાં આવી નથી, એ બધું લક્ષમાં લેતાં મ્હને લાગે છે, કે વ્યાખ્યાન અપાયા પહેલાં તે લખવામાં આવ્યું હશે એવું અનુમાન વ્યાજબી રીતે બાંધી શકાય. જો તે અગાઉથી લખેલું ન હોય તો કોઈ અદ્દભુત સ્મરણ શક્તિવાળા અથવા અસાધારણ કલ્પના શક્તિવાળા માણસે પાછળથી લખી લીધેલું હોવું જોઈએ. અદ્દભુત સ્મરણ શક્તિ વાળા માણસે તે લખી લીધું હોય તો તેમાં પ્રગટ થયેલા શબ્દો મિ. મોડક પોતે બોલેલા હોવા જોઈએ એમ અનુમાન થાય છે; જો કલ્પનાથી લખાયું હોય તો વ્યાખ્યાનની ભાષા ધ્યાનમાં લેતાં તે ખોટું પ્રગટ થયાની સામે વાંધો લેવાની તેમણે ના પાડી છે તે સમજી શકાતું નથી.

૭, ભાષણના વલણ અને મતલબનો સંક્ષિપ્ત સાર વર્તમાન પત્રોમાં આવી ગયો છે, પણ હું ભાષણમાંથી જ, અથવા ખરું કહીએ તો ઓરિયેન્ટલ ટ્રાન્સલેટરે કરેલા તરજુમામાંથી, એક બે ભાગ અહિંયાં ટાંકું છું.—

૧. 'શિવાજીનું ફક્ત ધ્યાન ધરવાથી શું પાછલી કીર્તિ પાછી આવશે ? હું જવાબ દઉં છું, કે ધર્મ શાસ્ત્રને આધારે મ્હેં આથાર પહેલાં સિદ્ધ કરી આપ્યું છે તે મુજબ એવું પણ બનશે. જગતના ઇતિહાસ ઉપરથી જણાય છે, કે ફરતા ચક્રની વાટની માફક પ્રજાઓની પડતી ચઢતી વારો ફરતી આવે છે એ નિયમ અપવાદ રહિત છે. તેથી આપણી દુર્દશાનો વહેલો મોડો અન્ત આવવો જોઈએ.'

૨. 'તેથી હું એટલું જ કહું છું, કે આપણે હાલમાં દુર્દશામાં આવી પડેલા છીએ તોપણ આપણે હિમ્મત હારવી નહિ. અને દરેક જણે યાદ રાખવું, કે આપણી કીર્તિ કોઈ પરદેશીને ત્યાં એકાદ બે દિવસને માટે જ ગીરવી મૂકી છે, તેથી આજ નહિ તો કાલે તે આપણે છોડાવી લાવીશું. જો આ વાત દરેક જણ લક્ષમાં રાખશે તો હું ધારું છું કે તેથી ઘણી હિમ્મત આવશે. આપણામાં કહેવત:

છે કે "દસ માણસો મરજો પણ દસનો પાળનાર મરશો નહિ". તેથી હું કહું છું, કે આપણી કીર્ત્તિ એક વખત ગઈ છે તેની ચિન્તા કરવી નહિ, પણ તે કીર્ત્તિનો ખ્યાલ મનમાં તાજો રહે તેવું સ્મરણ જવા દેવું નહિ. આપણે તે વાતનો ખ્યાલ જવા દેવો નહિ. અને આ ધારણાથી હું કહું છું, કે જે લુંટારાઓ હિન્દુસ્તાનમાંથી ઊંટનાં ઊંટ ભરીને દોલત લઈ ગયા છે તેમણે આપણને મુકાબલે કાંઈ નુકસાન કર્યું નથી. યુરોપિયન સાથે હિન્દુઓને લઢવું એ વરૂની સાથે ઘેટાનાં બચ્ચાંને લઢવા જેવું છે, હિન્દુઓ સુધરેલા નથી, એ વગેરે દુષ્ટ, નીચી, અને ખોટી હકીકત વાળી ચોપડીઓ જેમણે આપણા હાથમાં મૂકી છે, તેમણે એ લુંટારા કરતાં આપણને લાખો ગણું વધારે નુકસાન કર્યું છે.'

૩. 'ટૂંકામાં મ્હારી એટલી જ વિનતિ છે, કે જો કે હાલમાં તમે કાંઈ વધારે કરી શકતા નથી, તોપણ તમ્હારી પાછલી કીર્ત્તિનો અને તમે મહારાષ્ટ્રના છો એનો ખ્યાલ તાજો રાખજો. હાલમાં તે ખ્યાલ તમને નિરર્થક લાગશે. તે ભલે નિરર્થક લાગો! તોપણ હું તમને નક્કી કહું છું, કે 'ખ્યાલ તાજો હશે તો તેમાં આજે નહિ તો કાલે જીવ આવશે અને તે રૂપ પકડશે.'

૪. 'આપણા શિવાજીની મદદમાં ફક્ત મૂઠી ભર લંગોટીઆ માણસો હતા, અને જેણે પોતાના બાપનું પણ માન રાખ્યું નહોતું અને જેનાથી ગોત સુદ્ધાં ડરતું હતું તે ઔરંગજેબ તેનો બળવાન હરીફ હતો. બાપડા શિવાજીની પાસે લેન્કેશાયર કે મિડલસેકસની પલટણો નહોતી. તેની પાસે કાંઈજ નહોતું. વળી તેની યુદ્ધ રીતિ હાલના યોદ્ધાઓના જેવી દૂરથી તોપો ફોડવાની નહોતી, પણ સામસામી લઢવાની હતી. તેનો બાપ પણ બાદશાહના પક્ષમાં હતા. એ બધું છતાં તે કાપતો (શત્રુઓનો નાશ કરતો) ચાલ્યો. આમાં અને પુંઠેથી તોપો મારવાના શુરાતનમાં કેટલો બધો ફેર છે! ૧૮૫૭ માં ફક્ત દોઢ દહાડો ચોટલી (હિન્દુઓ) અને દાઢી (મુસલમાનો) એકઠી થઈ, એટલામાં તો તે જ રાત્રે ઘાઘરા (સ્ત્રીઓ) સાથે ઘોળે

બેટ (ઇંગ્લંડ) જવાની તૈયારીઓ થઈ ગઈ. આ કાંઈ લવારો નથી. ધન્ય, ધન્ય, શિવરાય'.

જે રામે એકલે હાથે રાક્ષસોને હણ્યા હતા અને ફકત વાનરોની મદદથી રાવણને જીત્યો હતો તેના વિષે વ્યાખ્યાનને અન્તે માર્મિક ઇસારો કરવામાં આવ્યો છે.

૯. હવે હું કહું છું, કે ભાષામાં કાંઈ પણ અર્થ હોય તો જે ભાગો મ્હેં ઉપર ટાંક્યા છે તેનો અર્થ ટૂંકામાં આવો થાય છેઃ-લોકો કહે છે તેવા તમે નામર્દો અને નબળા છો, અથવા બ્રિટિશ લોકો વર્ણવ્યા પ્રમાણે બહાદુર અને બળવાન છે, એવું માનશો નહિ; સને ૧૮૫૭ માં તેમને હિન્દુસ્તાનમાંથી લગભગ હાંકી કાઢ્યા હતા અને બીજો પ્રયત્ન કદાચ વધારે ફતેહમન્દ ઉતરે, માટે તમારી તક યાદ રાખી તેને સાધવાની રાહ જોતા બેસજો.

૧૦ પણ આ વ્યાખ્યાન અને તેના હેતુનો જે અર્થ હું સમજું છું તે ખરો હોય, તો હું કહું છું કે આવા વિચારો ઇન્કાર કરવાની તક મળ્યા છતાં જેણે તે તકનો લાભ લીધો નથી તેવો વ્યાખ્યાન કરનાર આ સરકારની કે કૈસરે હિન્દ મહારાણી સાહેબની વફાદાર રૈયત નથી. ભાષણના જુસ્સા અને અતિશયોક્તિને માટે ઘણી છૂટ મૂકી શકાય, પણ રાજ્ય કરનારા લોકોને જાણી બૂજીને હલકા પાડી સને ૧૮૫૭ ના બળવાનો માર્મિક ઇસારો કર્યો છે, તેથી વ્યાખ્યાન કરનારના ખરા ભાવ વિષે અને તેણે પોતાના શ્રોતાના મનમાં જે સિદ્ધાન્ત ઠસાવવા પ્રયત્ન કર્યો છે તે વિષે કાંઈ શંકા રહેતી નથી. અને વ્યાખ્યાન કર્તા એક મ્હોટા અગત્યના શહેરની હાઈસ્કૂલનો હેડ માસ્તર છે—જે હાઈસ્કૂલની વ્યવસ્થા સરકારે જેના ઉપર અણહદ વિશ્વાસ મૂકયો છે અને જેના હાથમાં શહેરના જુવાનીઆંને ઇંગ્રેજી કેળવણી આપવાનું સોંપ્યું છે તે મંડળી ચલાવે છે.

૧૧. ઓરિયેન્ટલ મર્કન્ટાઇલ કમ્પની લિમિટેડ નામની મંડળીથી ચાલતા વર્તમાન પત્રના ચાર અંકોમાં એ વ્યાખ્યાન પ્રગટ થયું છે. મજકુર કમ્પની કાગળ વગેરે લખવાનો સામાન વેચવાનો ધન્ધો કરતી કહેવાય છે, પણ વ્યવસ્થાપક મંડળીની સભામાં એવું કબૂલ કરવામાં આવ્યું છે, કે સુદર્શન પત્ર એ તેની વેચાણની મુખ્ય ચીજ છે; અને કમ્પનીના ડિરે-

કટરોની મંડળીમાં એજ્યુકેશન સોસાઇટીના તાબાના ચાર આસિસ્ટંટ માસ્તરો અને હાઈસ્કૂલનો એક વિદ્યાર્થી માલૂમ પડયા છે. મ્હેં સોસાઇટીને જણાવ્યું કે એ કમ્પનીના ડિરેકટરો જે પત્રના માલિક છે, અને જેમાં હેડ માસ્તરનું ભાષણ એટલી સમ્ભાળથી પ્રગટ કરવામાં અાવ્યુ છે, તે પત્રની સાથે તેમનો નિકટ સમ્બન્ધ હોવો જોઈએ એમાં કાંઈ સંશય જેવું નથી; વળી મ્હેં જણાવ્યું કે ગમે તેમ હોય, તોપણ કમ્પની જે માલ વેચતી હોય તેની લોકો રૂબરૂ જવાબદારી તેના ડિરેકટરોને શિર છે. અને માલમાં શેળભેળ થાય તે વિષેના અજાણપણાથી તે બાબતની તેને માફી મળીશકતી નથી. તેથી એમ ધારીએ કે પોતાના પત્રમાં જે પ્રગટ થતું તેની એ પાંચ ડિરેકટરોને કાંઈ પણ માહિતી નહોતી, તોપણ જે પ્રગટ થયું છે તેની જવાબદારીમાંથી તેઓ મુક્ત થઈ શકતા નથી.

૧૨. લાંબું વિવેચન કર્યાવિના કહેવાની રજા લેઉં છું, કે બોર્ડના મેમ્બરોએ સભામાં તેમ જ પછીથી પોતાના નોકરોનો બચાવ કરવાને કાંઈ પ્રયત્ન કર્યો નથી. મ્હને સ્પષ્ટ માલૂમ પડયું, કે જે ગૃહસ્થો મ્હને મળવાને હાજર થયા હતા તેઓ પોતાના હેડ માસ્તરની ભાષા જોઈને ચકિત થયા હતા, અને પોતાના તાબાના નોકરો રાજ્ય પ્રકરણી વર્તમાન પત્ર ચલાવે તેની તેઓ બિલકુલ વિરુદ્ધ હતા. કેટલાંક વર્તમાન પત્રોમાં નુકસાનકારી લખાણો જોવામાં આવે છે તેની અસર બીજાં ઠેકાણાંની પેઠે અહમદનગરમાં પણ કદાચ કેટલાક લોકોને થઈ હશે, તથાપિ એ લોકોનાં કૃત્ય અને વિચારો સાંના પ્રતિષ્ઠિત લોકોએ ધ્યાનમાં લીધા નથી, અને તેમના તરફ તેઓએ લાગણી બતાવી નથી.

૧૩. ગમે તેમ થયું હોય, પણ બોર્ડ આગળ મ્હેં જે સરતો મૂકી હતી તે તેમણે કબૂલ રાખી છે, અને તા. ૧૫ મી ડિસેમ્બરને રોજ એજ્યુકેશન સોસાઇટીની સભાએ બોર્ડનો ઠરાવ બહાલ રાખ્યો છે ( કાગળોમાં સેક્રેટરીનો પત્ર નં. ૩૩૮ તા. ૧૮ મી ડિસેમ્બરનો જુઓ. )

૧૪. સોસાઇટી સાથે ચાલેલી લખાપડીનું પરિણામ એ આવ્યું છે, કે તેમણે નીચે દર્શાવેલા માણસોને પોતાની નોકરીમાંથી બરતરફ કરવાનો ઠરાવ કર્યો છેઃ—

૧. મહાદેવ હરિ મોડક, અહમદનગર હાઈ સ્કૂલના હેડમાસ્તર;

૨. ગણેશ કૃષ્ણ ડાભોલકર, હાઈસ્કૂલનો ૪થો આસિસ્ટંટ માસ્તર.
૩. શિવરામ એકનાથ ભડેં, હાઈસ્કૂલનો ૫ મો આસિસ્ટંટ માસ્તર.
૪. ઢોન્ડુ આત્મારામ ધુસે, સીટી સ્કૂલનો સબ્પ્રોટેમ ૧ લો આસિસ્ટંટ માસ્તર, પણ હાઈસ્કૂલમાં હંગામી નોકરી કરનાર.
૫. રંગનાથ ગજાનન નીસલ, સીટી સ્કૂલનો સબ્પ્રોટેમ ૫ મો આસિસ્ટંટ માસ્તર.

લાલચન્દ પૂન્યમચન્દ મારવાડી નામનો હાઈસ્કૂલનો વિદ્યાર્થી જે ઓરિયેન્ટલ મર્કેન્ટાઇલ કમ્પનીનો ડિરેક્ટર છે તેને પણ નિશાળમાંથી કાઢી મુક્યો છે.

વળી સોસાઇટીએ સામિલ રાખેલા તુમારના આંક ૧ માં બતાવેલો ઠરાવ પસાર કર્યો છે, તેમાં તેમના હાલના અને હવે પછીના નોકરોને રાજ્ય પ્રકરણી બાબત સમ્બન્ધી જાહેરમાં બોલવાની અથવા કોઈ પણ વર્તમાન પત્ર સાથે કોઈ પણ પ્રકારનો સમ્બન્ધ રાખવાની મના કરી છે, અને સરકારી નોકરોને જે નિયમો લાગુ પડે છે તે સોસાઇટીના નોકરોને લાગુ પાડવામાં આવ્યા છે.

૧૫. એમ જણાશે કે મેશર્સ ધુસે, નીસલ, અને મારવાડી ન્હાની ઉમ્મરના અને બિનઅનુભવી હોવાથી તેમના પર સરકારે રહેમીઅત બતાવવી એવી સોસાઇટી ભલામણ કરે છે. આ ભલામણના સમ્બન્ધમાં મ્હારો એવો વિચાર છે, કે ૧૪મા પેરેગ્રાફમાં બતાવેલા છેલ્લા ત્રણ અને પહેલા ત્રણ જણ વચ્ચે નીચે પ્રમાણે તફાવત રાખવો એટલે, પહેલા ત્રણને બરતરફ કરવા અને સરકારે જાહેર કરવું કે તેમને હવે પછી કોઈ સરકારી ખાતામાં કે સરકારની મદદ લેતી કોઈ શાળામાં નોકર રાખવા નહિ; પાછલા ત્રણ માણસોને કાંઈ વધારે અયોગ્યતા લાગુ કર્યા વગર નિશાળ છોડવાની પરવાનગી આપવી અને તેમનાં રાજીનામાં મંજૂર કરવાં. આ સુચના કરવાનું કારણ એ છે, કે મેશર્સ ડાભોલકર અને ભડેંએ રાજ્ય પ્રકરણી બાબતમાં આગળ પડીને ભાગ લીધો હતો, અને બીજાના પર અસર કરી હતી, એમ ખુલ્લું કબૂલ થયું છે. મિ મોડકે પોતાના ભાષાણનો ઇન્કાર કર્યો નથી તેથી તેને બોલવાનો કાંઈ હક રહેતો નથી.

૧૬. મ્હેં સૂચવેલો તફાવત રાખવામાં આવે અગર ન આવે એ ઘણી અગત્યની વાત નથી. ગમે તેમ હો,પણ સોસાઇટી પોતાના કૃત્યથી પાછળ બની ગયેલાનો ઇન્કાર કરે છે. અને હવે પછીને માટે વચન આપે છે, તે સરકારે કબૂલ રાખવું. મ્હારી ખાતરી છે, કે અહમદનગરમાં આ સખ્ત ધડાની વાસ્તવિક અને ટકાઉ અસર થશે, અને સોસાઇટીની નિશાળો માટે જેઓ જોખમદાર છે તેઓ પોતાના તાબાના નોકરો ઉપર વધારે પ્રત્યક્ષ અને અસરકારક દાબ રાખવાને, અને વિદ્યાર્થીઓ રાણી સાહેબની પ્રમાણિક અને વફાદાર પ્રજા બને તેવી કેળવણી પોતાની નિશાળોમાં અપાય છે કે નહિ તે વાતની ખાતરી કરવાને લલચાય એવું આ બનાવનું પરિણામ નીપજશે, તો એ ધડો નકામો જશે નહિ.

૧૭. સરકારની જાણને માટે આ રિપોર્ટની સાથે સોસાઇટીના ધારાની, અને છેલ્લા વાર્ષિક રિપોર્ટની નકલ સામિલ રાખું છું. આ સોસાઇટીના અને ડેક્કન એજ્યુકેશન સોસાઇટીના બન્ધારણમાં તફાવત છે. આ સોસાઇટીમાં કોઈ જિન્દગી પર્યન્તના મેમ્બરો નથી, અને સોસાઇટીના મેમ્બરોમાંથી વ્યવસ્થાપક મંડળી નીમવામાં આવે છે તે જ વાસ્તવિક રીતે અમલ કરનારી *મંડળી છે. તેના બન્ધારણમાં મ્હને કાંઈ ખામી જણાતી નથી, તથાપિ સ્થાનિક મોભા વાળા એક બે માણસોને પસન્દ કરી વ્યવસ્થાપક મંડળીમાં દાખલ કરવામાં આવે, તો હું ધારું છું કે તેથી સોસાઇટીને ઘણો લાભ થશે. સોસાઇટીની સ્થિતિ અસાધારણ છે, કારણ કે તેમની નિશાળોનો વહિવટ પ્રથમ સરકાર કરતી હતી, અને તેમની જગોએ સોસાઇટી આવી છે સેશન્સ જડ્જ અથવા કલેક્ટર જેવા તે સ્થળમાં રહેનાર અમલદારને પસન્દ કરી વ્યવસ્થાપક મંડળીમાં દાખલ કરવાથી પ્રથમના વહિવટની સાથેનો સમ્બન્ધ ડહાપણ ભરેલી રીતે જાળવી શકાશે.

૧૮. છેવટે, આ કાગળોના સમ્બન્ધમાં સરકાર વેળાસર હુકમ ફરમાવશે

* એટલે જે લોકોના ઉપર અમલ ચલાવવાનો છે તેમનાથી જ ઘણી ખરી બનેલી એવી તે નથી,

તો હું આભારી થઈશ. હાલની શરતો મુજબ સોસાઇટીને શિરસ્તા

| | | | |
|---|---|---|---|
| * એટલે હાઈ સ્કૂલ, | રૂ | ૨૭૧૦, | મુજબની ગ્રાન્ટ. * આ- |
| મિડલ | " " | ૧૧૨૦, | પવાની, અને મકાન તથા |
| | કુલ " | ૩૮૩૦, | સરસામાન સોસાઇટીના |

કબજામાં સોંપવાનો દસ્તાવેજ કરવા બાબતનું લખાણ ચાલુ રાખવાની દરખાસ્ત કરું છું.

ઠરાવ—અહમદનગર સોસાઇટી સાથે કરવા માગેલી શરતો નેક-નામદાર ગવર્નર ઇન્કાઉન્સિલ મંજૂર કરે છે, અને સોસાઇટીએ તે શરતો કબૂલ રાખી છે, તેથી હેડ માસ્તર અને હાઈ તથા સીટી સ્કૂલના કેટલાક માસ્તરોની ભારે ગેરવર્તણૂક છતાં સોસાઇટીને અત્યાર સુધી જે ગ્રાન્ટ–ઇન–એડ મળતી હતી તે ચાલુ રાખવાને તેઉ નામદાર તૈયાર છે. વિદ્યાર્થી લાલચન્દ પૂન્યમચન્દ પગારદાર નોકર નથી તેથી તેને કાઢી મૂકવાની બાબતમાં સરકાર આગ્રહ કરવાની જરૂર ધારતી નથી. તે વાત સોસાઇટીની મુનસફી પર સોંપવી. હેડ માસ્તરને અને ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશનના કાગળના ૧૪ મા પેરેગ્રાફમાં બતાવેલા બીજા માસ્તરોને બરતરફ કર્યા હોય તો ડિરેકટરે સોસાઇટીને શિરસ્તા મુજબની ગ્રાન્ટ આપવી. ત્રણ મુખ્ય ગુન્હેગારો મેશર્સ મહાદેવ હરિ મોડક, ગણેશ કૃષ્ણ ડામોલકર, અને શિવરામ એકનાથ ભડેને સરકારની ખાસ પરવાનગી વગર સરકારને ખર્ચે ચાલતી અથવા સરકારની મદદ લેનારી કોઈ શાળામાં ફરીને નોકર રાખવા નહિ, અને ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશનને વિનતિ કરવામાં આવે છે, કે આ હુકમનો અમલ થાય છે કે નહિ તેની તજવીજ રાખવાને જે અમલદારો જુમ્મેદાર છે તે અમલદારોને તેમણે આની યોગ્ય જાણ કરવી.

૨. અહમદનગરના જેવા બનાવો બનવાથી ડેક્કન એજ્યુકેશન સોસાઇટીની કાઉન્સિલ તરફ થોડા વખત ઉપર સરકારને ધ્યાન આપવાની જરુર પડી હતી, ત્યારે તેના બન્ધારણમાં જે ખામીઓ માલૂમ પડી હતી તેમાંની કેટલીક ખામીઓ અહમદનગર એજ્યુકેશન સોસાઇટીની કાઉન્સિલના બન્ધારણમાં નથી એમ ડિરેકટર જણાવે છે. પરન્તુ તેમના નોકરોએ આપેલું તથા પ્રગટ કરેલું તોફાની અને બેવફાદાર વ્યાખ્યાન જે નુકસાનકારી જુસ્સો દર્શાવે છે, તે જુસ્સાથી માલૂમ પડે છે કે પાછલા

વખતમાં કાઉન્સિલે ઘણો ઓછો દાબ રાખ્યો છે, અને હવે પછી તેમના નોકરોને રાજકીય ચળવળથી દૂર રાખનારા ઠરાવનો યોગ્ય અમલ કરાવવા તરફ ખાસ લક્ષ આપે એવા મેમ્બરો કાઉન્સિલમાં વધાર્યા વિના એ ઠરાવનો અમલ થશે કે કેમ તે બાબતનો વ્યાજબી શક જાય છે. માટે કલેકટર અથવા ડિસ્ટ્રિક્ટ જડ્જ કાઉન્સિલનો મેમ્બર હોવો જોઈએ એવી ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની સૂચના ડહાપણ ભરેલી લાગે છે, અને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને પણ એ મંડળીમાં નીમવો એ પસન્દ કરવા જેવું છે. ડિરેક્ટરને વિનતિ કરવામાં આવે છે, કે તેમણે આ સમ્બન્ધમાં સોસાઇટીને લખવું, અને જે પરિણામ આવે તે સરકારને જણાવવું. તે દરમ્યાન દસ્તાવેજ કરવાની લખાપડી બન્ધ રાખવી.

૩. જુવાન માણસોની કેળવણીને રાજ્ય પ્રકરણથી તદ્દન નિરાળી રાખવી એ મૂળતત્વને ખુલ્લી રીતે પ્રગટ કર્યા વિના સરકાર આ તક જવા દેઈ શકતી નથી. એ મૂળતત્વનું પરિણામ એ છે, કે શિક્ષકોએ અને પ્રોફેસરોએ રાજકીય ચળવળમાં ભાગ લેવો નહિ. જે શાળાઓ પ્રત્યક્ષ રીતે સરકારના તાબામાં છે તેમાં આ નિયમનો અમલ કરાવવો એટલું જ નહિ, પણ જે શાળાઓને જાહેર ફન્ડોમાંથી મદદ મળતી હોય તે તમામ શાળાઓમાં તેનો અમલ કરાવવો.

(સહી) A. C. LOGAN.
આક્ટિંગ સેક્રેટરી નિસ્બત સરકાર.

---

## હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કોલરશિપો.
### ઉત્તર ભાગ.
### જાહેર ખબર.

ઇં. નં. ૯૮૩. તા. ૬-૬-૧૮૯૮

૧. આથી ખબર આપવામાં આવે છે કે તા. ૫ મી એપ્રિલ સને ૧૮૮૮ ના મુમ્બઈ સરકારી ગેઝેટને ૩૨૪ મે પાને પ્રસિદ્ધ થયેલા

નિયમો પ્રમાણે ઉત્તર ભાગના દરેક જિલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કોલરશિપો આપવા સારૂ સોમવાર તા. ૫ મી સપ્ટેમ્બર સને ૧૮૯૮ ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં મધ્ય સ્થળોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે:—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો.). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. ત્રણમાંની એક સ્કોલરશિપ માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે એની–ઇગ્રરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કોલરશિપ રાખવામાં આવશે; અને એક સ્કોલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી મારફત પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં દાખલ થવાની અરજી ઠરાવેલા છાપેલા ફોર્મ (નિયમોનું પરિશિષ્ટ अ) ઉપર કરવી, અને ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને તે મોકલવી. સોમવાર તા. ૧ લી ઓગસ્ટ સુધી અરજીઓ અને દાખલ થવાની ફી કમિટી લેશે; તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ. અરજીના ઠરાવેલા ફોર્મની નકલ પરીક્ષક કમિટીના પ્રમુખ પાસેથી અથવા નીચે સહી કરનાર પાસેથી મળશે.

૪. ઉમેદવારની ઉમ્મર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત નિયમોમાંથી મળી આવશે. નિયમોની નકલો નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટીના પ્રમુખને અરજ કરવાથી મફત મળશે. ઉત્તર ભાગની તમામ સરકારી અને મદદ લેનારી એંગ્લોવર્નાક્યુલર સ્કૂલોનાં જાહેર ખબરો ચોડવાનાં પાટીઆં ઉપર પણ એ નિયમોની નકલો ચોડવામાં આવી છે.

અમદાવાદ.<br>તા. ૨૮–૫–૯૮

J. OLIVER,<br>એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

# મિડલ સ્કૂલ સ્કોલરશિપો.

## ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

ઈ. નં. ૯૮૩ તા. ૬-૬-૧૮૯૮.

૧. આથી ખબર આપવામાં આવે છે કે ઉત્તરે ભાગમાં નીચે લખેલાં મધ્ય સ્થળોએ બુધવાર તા. ૭ મી સપ્ટેમ્બર સને ૧૮૯૮ ને રોજ અને તે પછીના દિવસોએ દરેક મધ્ય સ્થળે છઞ્છ મિડલ સ્કૂલ સ્કોલરશિપો આપવા સારૂ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. છમાંની બે સ્કોલરશિપો માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો અંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે બેની–ઇઝરાયલ, કણબી અને કણબી કરતાં જે લોકો ઈંગ્રેજી કેળવણીમાં પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે બે સ્કોલરશિપો રાખવામાં આવશે, અને બે સ્કોલરશિપો મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી મારફત પરીક્ષા લેવામાં અવશે. ગોધરામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, અને બીજાં મધ્ય સ્થળોમાં હાઈ સ્કૂલના હેડમાસ્તર કમિટીના પ્રમુખ થશે.

૪. સ્પર્ધા કરવાની (પરીક્ષા આપવાની) પરવાનગી મળવા બાબતની અરજી ઠરાવેલા છાપેલા ફોર્મ પર કરવી. તે ફોર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી અથવા પરીક્ષક કમિટીના પ્રમુખ પાસેથી મફત મળશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની કમિટીના પ્રમુખ તરફ અરજી મોકલવી. સોમવાર તા. ૧ લી ઓગસ્ટ સુધી અરજીઓ તથા ફી કમિટી લેશે; તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારની ઉમ્મર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદ્દત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત તા. ૧૭ મી મે સને ૧૮૮૮ ના મુમ્બઈ સરકારી ગૅઝેટના.

પહેલા ભાગને ૪૭૧ મે પાને પ્રસિદ્ધ થયેલા "કામ ચલાઉ નિયમો" માંથી મળી આવશે. નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટીના પ્રમુખને અરજ કરવાથી આ ધારાની નકલો મફત મળશે. ઉત્તર ભાગની, તમામ મુખ્ય સરકારી અને મદદ લેનારી ગુજરાતી નિશાળોનાં જાહેર ખબરો ચોઢવાનાં પાટીઆં ઉપર પણ તેની નકલો ચોઢવામાં આવી છે.

અમદાવાદ, તા. ૨૮-૫-૯૮. } J. Oliver, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## નિશાળોનાં ઇનામ પત્રક.

રેવાકાંઠા, સુંથ રામપુર. મે. એડમિનિસ્ટ્રેટર સાહેબ. રૂ. ૧૦) રા. અફ્જલ ચાંદા વગેરે રૂ. ૩) રા. જેઠાલાલ કાશીરામ. રૂ. ૪) છત્રાલી. ગામ લોકો. રૂ. ૬) સેહેરા. વેક્સિનેટર વગેરેએ મળી રૂ. ૩-૪-૦ ભાલોદ. કમિટી રૂ. ૫) ગોઠીબ્ભ. પટેલ તેજા વાલા વગેરે રૂ. ૮) વીરપુર. ગામ લોકો રૂ. ૩૦)

ઝાલાવાડ પ્રાન્ત. ધ્રાંગધ્રા. કુમારશ્રી મોતીસિંગજી. રૂ. ૯) માલવણ. રાણાશ્રી ચન્દ્રસિંહજી રૂ. ૪) ભરાડા. શેઠ છગનલાલ હેમચન્દ તથા રાણા છત્રસિંહજી મળી રૂ. ૩) લીંબડી નં. ૧ લો. મે. ઠાકોર સાહેબ રૂ. ૫૨) લીંબડી નં. ૨જો. એજન રૂ. ૪૯-૫-૦ લીંબડી કન્યાશાળા. એજન રૂ. ૬૦) લીલાપુર. મહારાજા સાહેબ રૂ. ૩ા બાળા. રાણા કરણસિંહજી. રૂ. ૩) સાયલા. દરજી નારણ અમરશી રૂ.૪) ઓઝા ગોવિન્દજી કામેશ્વર રૂ. ૩ા ચૂડા. મે. ઠાકોર સાહેબ રૂ.૨૫-૯-૩ કરમંદ. હરિરાય રૂપશંકર રૂ. ૪) ચૂડા કન્યાશાળા. પ્રાન્ત ઓફિસર સાહેબ રૂ. ૯-૧૨-૦ ઝીંઝુવાડા. સ્ટેટ તરફથી રૂ. ૩૩) ઝીંઝુવાડા કન્યાશાળા. એજન રૂ. ૧૦) વઢવાણ કેમ્પ. પ્રાન્ત ઓફિસર સાહેબ રૂ. ૫-૬-૦ ભરાડા. રાણા બાપુભા શિવસિંગજી રૂ. ૬) સીથા. મહન્ત સાહેબ રૂ. ૫) સીથા કન્યાશાળા. એજન રૂ. ૩) લીંબડી નં. ૧. સ્ટેટ તરફથી રૂ. ૧૨) લીંબડી નં. ૨ એજન રૂ. ૮)

---

મિ. એ. એસ. જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી, બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત દાર્મ સ્કૂલ.
શેઠ હોરમજજી જહાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલક.
શેઠ માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખં૦ દુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો
શેઠ. માણેકશા:બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ.વ.સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રોઈના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ. | મે. મગનલાલ પાનાચન્દ. |

મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતોઃ—રાસ્ત ગોફતાર, મુંમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ, ગુજરાતી, ૫જદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેક્ટેટર, ગુજરાતમિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ;

દસ્તતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી ને રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પૂગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું

૬ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પુર્વક જણાવવાનું કે દસ્તતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના ક-

---

---

અંક ૮ મો. પુસ્તક ૩૭ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

ઓગસ્ટ સને ૧૮૯૮.

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી ).

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

અગસ્ટ. જાહેર ખબરો.

**અંક ગણિતની સમજુતી.** કી. રૂ. ના પોસ્ટેજ સાથે. પાંચે, દશ; દશે, પંદર; વીશે, વીસ; અને પચીશે, પચાસ; ટકા કમીશન. વે. પે. ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. મુંબાઇબેંક. અમદાવાદ.

## લેખનકળા કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોના કદ તથા લખાણની ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વ કોપીબુકો કરતાં ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડીછે

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇ ને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એકજ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઉંચાં ટકાઉ વાપરેલાં છે

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી જ જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એકજવખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે સારે હાથ મુંઝે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘૂંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘૂંટવાની ને તેની નીચે બીજી લખવાની છે

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઉંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે કારણ-કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે.

એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે ત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું; પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકસાઇ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઈની કમ્પની રંગારી સ્ટ્રીટ, મુમ્બઈ.

આત્મારામ અને દલાભાઈની કમ્પની દ. દલાભાઈ દ્વારકાંદાસ દેસાઈ.

રા. રા. કાળાભાઈ લલ્લુભાઇ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખસરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હૂમ રા.રા.કવિ નર્મદાશંકર લાલશંકર, ગો૰તે૰ના ધર્મખાતાના માજી સેક્રિટરી,

કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી, ડે. એ, ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઇ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે. એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઈ.
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા, ડે. એ. ઇ; ઝાલાવાડપ્રાન્ત, કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી, ડે. એ. ઇ; હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ, ઇ; સોરઠપ્રાન્ત કાઠિયાવાડ.
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની, બી. એ; ડે. એ. ઇ. પંચ મ. રેવા.
રા. સા. આર. એસ. તાંડી, બી. એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઇ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૰ દા૰ સ્કૂલના સેક્રિટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૰ ભાવનગર કૉલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બઈની જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કૉપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એ જ કૉપી વાપરવી.

| | |
|---|---|
| મે. ડૉક્ટર ટોમસ બ્લેની. | મે. ક્રેટન જીઅરી. |
| મે. કેખશરૂ નવરોજજી કાબરાજી | મે. પ્રોફેસર આર. જી. ઓકસનહામ. |
| મે. અબદુલા મીરઅલી ધરમશી. | મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ. |
| મે. ગણેશરામ નીલકંઠ નાડકરની. | |

મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઇ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સે મો અભિ લખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડેલી.

| | |
|---|---|
| મે. રેવરન્ડ જે. શિલેડી. | મે. ભાનુશંકર નારણશંકર. |
| મે. મંછારામ ઘેલાભાઇ. | મે. હરિલાલ તુળજારામ ધરુ |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નનુમીઆં બચુમીઆં મી ખ. |

પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ; એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેક્ટર અને ગુજરાત કૉલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ. જી. પા. ચે. ઇન્સ્ટિટ્યુશન, મુમ્બઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઉનવાળા, એમ. એ, ભાવનગર કૉલેજ.
શેઠ એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઈ સ્કૂલ.

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૩૭ મું. ઓગસ્ટ ૧૮૯૮. અંક ૮ મો.

## मास.

આ પ્રાન્તના માજી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર અને સંસ્કૃત વિદ્યાને માટે જગ પ્રસિદ્ધિ પામેલા ડાક્ટર બુહ્લર સાહેબનો ગઈ તા. ૮ એપ્રિલને રોજ અકસ્માત્ કાળ થયાની ખબર આપતાં હમને ઘણો ખેદ થાય છે. એ ગૃહસ્થ જર્મન દેશ વાસી હતા, અને તેમના પિતા હાનોવર પ્રાન્તમાં બોસ્ટેલ ગામના પાદરી હતા. બુહ્લર સાહેબ સને ૧૮૫૫ માં સત્તર વરસની ઉમ્મરે ગોટિંજનની યુનિવર્સિટીમાં દાખલ થયા હતા. ત્યાં સંસ્કૃત કોષ આદિ ગ્રન્થો રચનાર બેનફી તેમના સંસ્કૃત અધ્યાપક હતા. સને ૧૮૫૮ માં પી. એચ. ડી. ની પદવી લીધા પછી ત્રણ વરસ તેમણે પારિસ, લન્ડન, અને ઓક્સફર્ડમાં ગાળી ત્યાં એકઠાં કરેલાં લેખી સંસ્કૃત પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો. સને ૧૮૬૨ માં તેમને થોડા વખત માટે મહારાણી સાહેબની વિન્ડસરની લાઇબ્રેરીમાં જગા મળી હતી. તે દરમ્યાન મુમ્બાઈની એલ્ફિન્સ્ટન કોલેજમાં તરત નીકળેલી પૂર્વે ભાષાઓના પ્રોફેસરની જગા તેમને આપવામાં આવી, તે તેમણે કબૂલ રાખી. તા. ૧૦ મી ફેબ્રુઆરી સને ૧૮૬૩ ને રોજ પચીસ વરસની ઉમ્મરે તેઓ એ જગા પર દાખલ થયા. અહિં આવ્યા પછી તેમણે પોતાનો સંસ્કૃત અભ્યાસ ઘણો વધાર્યો હતો, અને તે બાબતમાં સરકારનો એટલો વિશ્વાસ સમ્પાદન કર્યો હતો કે તેમને દક્ષિણ, ગુજરાત, રજપૂતસ્તાન, કાશ્મિર, ઇત્યાદિ સ્થળે સંસ્કૃત પુસ્તકોનો શોધ કરી સરકાર માટે ખરીદવા તથા પ્રસિદ્ધિમાં લાવવા વારંવાર મોકલવામાં આવતા હતા. જસ્ટિસ વેસ્ટ સાથે મળીને હિન્દુ ધર્મશાસ્ત્રનું પુસ્તક રચવાનું કામ તેમણે સને ૧૮૬૪ માં

આરમ્ભ્યું હતું. એ પુસ્તક ઘણી જ પ્રખ્યાતિ પામ્યું છે. તેમણે વળી ડોક્ટર કિલહોર્ન સાથે મળીને મુમ્બાઈની સંસ્કૃત પુસ્તક માળાની શરૂઆત કરી હતી. એ માળામાં અત્યાર સુધીમાં છપ્પન પુસ્તકો પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. એલ્ફિન્સ્ટન અને પૂનાની કોલેજોમાં પ્રોફેસરનું કામ કર્યા પછી સને ૧૮૬૮ ના ડિસેમ્બર માસમાં તેમને ઉત્તર ભાગના આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નીમવામાં આવ્યા હતા, અને સને ૧૮૭૨ માં તેઓ આ ઓહ્દા પર કાયમ થયા હતા. ઉત્તર ભાગના ઇન્સ્પેક્ટર તરીકે તેમણે એટલી બધી ખન્ત, ચાલાકી, અને હોશિયારીથી કામ બજાવ્યું હતું, કે તે હોપ સાહેબ જેવા ઉત્કૃષ્ટ ઇન્સ્પેક્ટર ગણાઈ ગયા છે. તેમની પહેલાંના વખતમાં નિશાળોમાં જે અવ્યવસ્થા દાખલ થઈ હતી તે તેમણે નિર્મૂળ કરી હતી, અને સુસ્ત શિક્ષકોને રજા આપી અથવા બીજી રીતે ઠેકાણે લાવી એટલો બધો દાબ બેસાડી દીધો હતો, કે આ પ્રાન્તની શાળાઓમાંથી આળસનું નામ નીકળી ગયું હતું. સારા શિક્ષકો દાખલ કરી તેઓને સારો પગાર આપવાની યોજનાઓ ઘણી ખરી તેમના વખતમાં થઈ હતી. ઇંગ્રેજી સ્કૂલોમાં પાઠશાળાની કેળવણી વાળા શિક્ષકોનો વધારે જથો દાખલ કરવા તેમણે ઘણો પ્રયાસ કર્યો હતો. ટ્રેનિંગ કોલેજના કોડની વ્યવસ્થા કરી, ગુજરાતી મહેતાજીઓ માટે સારા સ્થાયી પગાર અને પ્રોફિશન્સી તથા ડેપ્યુટેશન આલાવન્સ દાખલ કરી, અને પોતાની દેખરેખ નીચે લોકલ ફંડનાં બજેટો વ્યવસ્થિત રીતે બનાવરાવી પ્રાથમિક શિક્ષકોના હકમાં તેમણે ઘણો લાભ કર્યો હતો, અને તેમ કરી સારું કામ કરવાનું તેમને પુષ્કળ ઉત્તેજન આપ્યું હતું. ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોના વર્ગમાં આજુએટોને દાખલ કરવાની યોજના પ્રથમ તેમણે જ કરી હતી. નિશાળોનાં ધોરણોની અને તે પ્રમાણે વાસ્તવિક પરીક્ષાઓ લેવાની રીત તેમના જ વખતમાં પ્રબળ થઈ હતી. ગામડાંની નિશાળોને અનુકૂળ પડે તેવાં હલકાં જુદાં ધોરણો ઘડવાનું માન પણ તેમને જ છે. સઘળી ઇંગ્રેજી નિશાળોની જાતે પરીક્ષા લેવા ઉપરાન્ત ગુજરાતી નિશાળોની પણ તેઓ ઘણી સખ્ત દેખરેખ રાખતા હતા, અને ઘણા મહેતાજીઓને જાતે

ઓળખતા હતા. આ બધાં કામ સાથે પ્રાચીન શોધોનું કામ ચાલતું હતું, અને એમ કહેવાય છે કે તે સાધારણ રીતે દર રોજ ચૌદ પન્દર કલાક કામ કરતા હતા. આ દેશમાં તેઓ હતા તે દર્મ્યાન તેમણે હિન્દુ ધર્મ શાસ્ત્રના મહત્વના પુસ્તક ઉપરાન્ત કેટલાક સંસ્કૃત પ્રાકૃત ગ્રન્થો, તામ્ર પત્રો, લેખો, આદિ પ્રસિદ્ધ કર્યા હતા, તથા ગુજરાતના ઇતિહાસ સમ્બન્ધી ઘણી માહિતી મેળવી હતી. ગુજરાતી શાળાઓના ઉપયોગમાં આવે તેવાં ગણિત, વ્યાકરણ, વ્યુત્પત્તિ, ઇતિહાસ, આદિ પુસ્તકો રચાવવાનો અને ગુજરાતી કોષ બનાવવા માટે શબ્દ સંગ્રહ કરવાનો પણ તેમણે પ્રયત્ન કર્યો હતો. આ પત્ર રા. રા. નવલરામભાઈને સોંપી તે મહેતાજીઓને વધારે ઉપયોગી થાય એવી નવેસરની યોજના તેમના વખતમાં થઈ હતી, અને ટ્રેનિંગ કોલેજ છોડયા પછી મહેતાજીઓ પોતાનો અભ્યાસ ચાલુ રાખે તેવી યોજના ઘડવાની પણ તેમણે માથા ફોડ કરી હતી. આ દેશની હવામાં આટલો સખ્ત ઉદ્યોગ કરવાથી શરીરની પ્રકૃતિ બગડતાં, લગ્ન કર્યા પછી થોડી જ મુદતમાં તેમને નોકરી છોડવાની જરૂર પડી, અને સને ૧૮૮૦ ની સાલમાં બેતાળીસ વરસની ઉમ્મરે તેઓ પેન્શન પર ગયા. સરકારે તેમની નોકરીની કદર જાણી ચાલુ નિયમ ઉપરાન્ત દર વર્ષે સો પાઉન્ડનું વધારે પેન્શન આપવાનો ઠરાવ કર્યો. અને તેમને સી. આઈ. ઈ. નું માનવન્તું પદ પણ આપ્યું. સ્વદેશ સિધાવ્યા પછી તેમને વિયેનાની પાઠશાળાના સંસ્કૃત પ્રોફેસરની જગા મળી, તે ઓહ્દો તેઓ મરણ પર્યન્ત ભોગવતા હતા. એ જગાએ તેમણે સંસ્કૃત અભ્યાસ અને શોધો ચાલુ રાખ્યા હતા, અને સિક્કા, લેખો, જૂનાં હસ્ત લિખિત પુસ્તકો વગેરેમાં જોવામાં આવતી હિન્દની પ્રાચીન લિપિઓની બાબતમાં તેમનો અભિપ્રાય પ્રમાણ ભૂત ગણાતો હતો. અત્યાર સુધીમાં આ દેશની આર્ય પ્રજા વિષે જે પ્રાચીન શોધો થયા છે તેનો સર્વ સંગ્રહ રચવાનું મહાભારત કામ તેમણે માથે લીધું હતું, અને તેમાં હિન્દનું સાહિત્ય, ધર્મ, કાયદા, પ્રાચીન મકાનો, સિક્કા, આદિ માટે જેટલું જાણવામાં આવ્યું છે તેનો ટૂંકો સાર આપવાનો વિચાર હતો. એ ગ્રન્થના થોડાક ભાગ બહાર પણ પડી ચૂક્યા છે. પાછલાં વરસોમાં તેમને પ્રાચીન

ઈતિહાસ અને ભૂગોળનો ઘણો શોખ થયો હતો, અને મુસલમાનો આવતા પહેલાંનો હિન્દનો ઇતિહાસ લખવાનો તેમનો ઇરાદો હતો. આ માટે તેમણે પુષ્કળ અભ્યાસ કરી ઘણી હકીકત એકઠી કરી હતી, પણ દૈવ આગળ કોઈનો ઇલાજ ચાલતો નથી. સ્વદેશ સિધાવ્યા પછી આ દેશમાં એક વાર ફરીને આવી જવાને તેમનું મન ઘણું તલસતું હતું, પરન્તુ મનના વિચાર મનમાં રહી ગયા, અને ગઈ તા. ૮ મી એપ્રિલને રોજ ગુડ ફ્રાઇડેને દિવસે લિન્ડૉ નજીક કોન્સ્ટન્સ સરોવરમાં હોડીમાં બેશીને જતાં અકસ્માત થવાથી સાઠ વરસની ઉમ્મરે તેમનો ડૂબવાથી કાળ થયો. હજી તેઓ ઘણું કામ કરી શકે તેમ હતું, અને તેમના શોકજનક મૃત્યુથી આ દેશને તથા સંસ્કૃત વિદ્યાને ઘણું નુકસાન થયું છે. સર્વ શકિતમાન ઈશ્વર એમના અમર આત્માને શાન્તિ આપો એ જ હમારી છેવટની પ્રાર્થના છે. તથાસ્તુ.

---

મુમ્બઈનું એન્યુકેશનલ રેકર્ડ સને ૧૮૯૫ થી બન્ધ થયું હતું, તે "મુમ્બઈ એજ્યુકેશન રેકર્ડ અને લિટરરી જર્નલ" ને નામે પાછું શરૂ થયું છે તે જોઈ હમને આનન્દ થાય છે. ઇંગ્રેજી શાળાઓને તેવા કેળવણીના માસિકની જરૂર હતી, અને મુમ્બઈ ઇલાકાની નિશાળોને તે બાબતમાં મદ્રાસ ઉપર આધાર રાખવો પડતો હતો એ આ ઇલાકાને શોભા ભરેલું નહોતું. નવા પત્રમાં કેળવણી અને સાહિત્ય બન્નેને લગતી ચર્ચા ચલાવવાનો ઇરાદો રાખેલો છે.

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

( ચાલુ પૃષ્ઠ ૧૯૯ થી. )

जे महु दिण्णा दिअहडा दइएं पवसंतेण ।
ताणं गणंतिए अंगुलिउ जज्जरिआउ नहेण ॥ ७ ॥

(પાદ ૪—સૂત્ર ૩૩૩)

સંસ્કૃત અર્થ—प्रवसता दयितेन मम ये दिवसाः दत्ताः तेषां (तान् दिवसान्) गणयन्त्या (मया) नखेन अंगुल्यः जर्जरिताः ।

ગુજરાતી અર્થ—પ્રવાસે જતા પિઉએ મ્હને જે દિવસો આપ્યા (જેટલા દિવસનો વાયદો કર્યો) તે ગણતી એવી મ્હેં (તે ગણતાં) નખ વડે (મ્હારી) આંગળીઓ ધશી નાંખી.

## ટીકા.

जे=સં. ये=ગુ. જે. સમ્બન્ધી સર્વનામ, નર જાતિ, પ્રથમા બહુ વચન, વિશેષ્ય दिअहडा. પ્રાકૃતમાં સં. यत् ના અન્ત્ય त् નો લોપ થઈ આદિ य् નો ज् થાય છે, એટલે ज અકારાન્ત સર્વનામ બને છે. તે જ ભાષામાં અકારાન્ત સર્વનામની પ્રથમા બહુ વચનનો પ્રત્યય ए છે, એટલે जे રૂપ થાય છે. ગુજરાતીમાં જે એક વચનનું રૂપ છે, તે શી રીતે ઉત્પન્ન થયું તે આગળ જણાવ્યું છે.

महु=સં. मम=ગુ. મ્હારું, મ્હને. પ્રથમ પુરુષ, છઠ્ઠી વિ. એક વચન, ચોથી વિ. ને બદલે વપરાયું છે. પ્રાકૃત અને અપભ્રંશમાં ચોથી વિ. નાં રૂપ ન હોવાથી તેમની જગાએ છઠ્ઠી વિ. નાં રૂપ વપરાય છે. અપભ્રંશમાં પ્રથમ પુરુષની છઠ્ઠી વિભક્તિમાં महु અને मज्झु રૂપો થાય છે.

दिण्णा=સં. दत्ताः=ગુ. અપાયા, આપ્યા. ભૂત કૃદન્ત, નર જાતિ, પ્રથમા બહુ વચન, કર્તા दिअहडा. दिण्ण માટે પહેલો દુહો જુઓ. પ્રથમા બહુ વચન કરવાને અન્ત્ય अ દીર્ઘ થયો.

दिअहडा=સં. दिवसाः=ગુ. દિવસો, દિવસડા, દહાડા. નામ, નર જાતિ, પ્રથમા બહુ વચન. સં. दिवस શબ્દના व् નો લોપ થયો, અને स् નો ह् થયો, એટલે પ્રાકૃતમાં दिअह શબ્દ થયો. પછી અપભ્રંશમાં લઘુતા વાચક ड પ્રત્યય લાગવાથી दिअहड (પ્રથમા એક વચન दिअहडो) શબ્દ બન્યો. ત્યાર પછી પ્રથમાનું બહુ વચન કરવાને અન્ત્ય अ દીર્ઘ થવાથી दिअहडा રૂપ થયું. ગુજરાતીમાં આવતાં, दि ની इ નો अ થઈ પછી સન્ધિ થવાથી દાહડો—દહાડો, અને

**ઢાહુડા—ઢહુડા** શબ્દ બને છે. ગુજરાતી લઘુતા વાચક **ડો, ડી, ડું** પ્રત્યયો અપભ્રંશ **ड** પ્રત્યયમાંથી ઉત્પન્ન થયા છે.

**दइयं**=સં. **दयितेन**=ગુ. પ્રિયએ, પિઉએ. નર જાતિ, ત્રીજી વિ. એક વચન. **दयित** ના **य्** અને **त्** નો લોપ થવાથી પ્રાકૃતમાં **दइअ** બને છે. અપભ્રંશમાં ત્રીજી વિ. એક વચન કરવાને અન્ત્ય **अ** નો **ए** થઈ પ્રત્યય તરીકે **ण** અથવા અનુસ્વાર લાગે છે, તેથી **दइएं** રૂપ થયું (ઉપર **अहरें**, **दइवें** રૂપો આવ્યાં છે તે સાથે મુકાબલો કરો).

**पवसंतेण**=સં. **प्रवसता**=ગુ. પ્રવાસે જતા. વર્ત્તમાન કૃદન્ત, નર જાતિ, ત્રીજી વિ. એક વચન, વિશેષ્ય **दइएं**. સં. **प्र+वस्** ધાતુના **र्** નો લોપ થઈ આગમ **अ** આવ્યો એટલે પ્રાકૃતમાં **पवस** થયું. તેને પ્રાકૃતનો વર્ત્તમાન કૃદન્તનો **न्त** પ્રત્યય લાગવાથી **पवसंत** રૂપ થયું. ત્રીજી વિ. એક વચન કરવાને અપભ્રંશમાં અન્ત્ય **अ** નો **ए** થઈ **ण** પ્રત્યય લાગે છે તેથી **पवसंतेण** રૂપ થાય છે (ઉપર **सएण** વગેરે શબ્દો આવ્યા છે તે સાથે મુકાબલો કરો).

**ताणं**=સં. **तेषाम्**=ગુ. તેઓને. ત્રીજો પુરુષ સર્વનામ, નર જાતિ, છઠ્ઠી વિ. બહુ વચન, **गणंतिए** નું કર્મ. સંસ્કૃત, પ્રાકૃત, અને ગુજરાતીમાં કેટલેક પ્રસંગે છઠ્ઠી વિ. કર્માર્થે વપરાય છે. પ્રાકૃતમાં ત્રીજો પુરુષ, નર જાતિ, છઠ્ઠી વિ. નું બહુ વચન **ताण** થાય છે, અને **क्त्वास्यादेर्ण-स्वोर्वा** (પાદ ૧—સૂત્ર ૨૭) મુજબ વિભક્તિના પ્રત્યયોને અન્તે કેટલીક વખત વિકલ્પે અનુસ્વાર ઉમેરવામાં આવે છે, તેથી **ताणं** રૂપ થાય છે.

**गणंतिए**=સં. **गणयन्त्या**=ગુ. ગણતીએ. **गण्** ધાતુનું વર્ત્તમાન કૃદન્ત, નારી જાતિ, ત્રીજી વિ. એક વચન. ઉપર **जोअंती** આવ્યું છે તે મુજબ **गणंती** એવું વર્ત્તમાન કૃદન્ત નારી જાતિનું રૂપ થાય છે. **ए** અપભ્રંશમાં નારી જાતિની ત્રીજી વિ. ના એક વચનનો પ્રત્યય છે તે લાગતાં અન્ત્ય **ई** હ્રસ્વ થઈ, તેથી **गणंतिए** રૂપ થયું.

अंगुलिउ (અને अंगुलीउ)=સં. अंगुल्यः=ગુ. આંગળીઓ. નામ, નારી જાતિ, પ્રથમા બહુ વચન. અપભ્રંશમાં નારી જાતિની પ્રથમાના બહુ વચનનો પ્રત્યય उ છે. હાલની કાઠિયાવાડી બોલીમાં પણ તે સ્થળે उ પ્રત્યય જોવામાં આવે છે, જેમકે ગાયુ, ભેંશુ, ઇત્યાદિ

जज्जरिआउ=સં. जर्जरिताः=ગુ. જર્જરિત થઈ, ઘસાઈ ગઈ. વિશેષણ, નારી જાતિ, પ્રથમા બહુ વચન, વિશેષ્ય अंगुलिउ. र्ज ના र् નો લોપ થવાથી ज् બેવડાયો, त् નો પણ લોપ થયો, તેથી સં. जर्जरित—નારી જાતિ जर्जरिता નું પ્રાકૃતમાં जज्जरिअ—નારી જાતિ जज्जरिआ બન્યું. પછી અપભ્રંશનો નારી જાતિની પ્રથમાના બહુ વચનનો उ પ્રત્યય લાગ્યો એટલે जज्जरिआउ થયું.

नहेण=સં. नखेन=ગુ. નખવડે. નામ, નર જાતિ, ત્રીજી વિ. એક. વચન. સં. नख ના ख् નો ह् થવાથી પ્રાકૃતમાં नह શબ્દ થયો. પછી અન્ત્ય अ નો ए થઈ ત્રીજી વિ. નો ण પ્રત્યય લાગવાથી नहेण રૂપ થયું ( पयसंतेण વગેરે સાથે મુકાબલો કરો ). ગુજરાતીમાં " નહિયું પાક્યું " કહીએ છીએ, તેમાંનો નહિયું શબ્દ સં. नख—પ્રા. नहमांથી ઉત્પન્ન થયો લાગે છે.

( અપૂર્ણ. )

# वाक्य रचना अने निबन्ध.

( ચાલુ પૃષ્ઠ ૨૦૧ થી. )

## પ્રકરણ ૧૧ મું.

### કર્ત્તા અને કર્મના વધારા તરીકે વપરાતા બીજા શબ્દો.

કેટલાક શબ્દો વિશેષણ ન હોવા છતાં વિશેષણની પેઠે વપરાઈને કર્ત્તા કે કર્મને ઓળખાવે છે, અથવા તેના અર્થમાં વિશેષપણું બતાવે છે, તેથી તે પણ કર્ત્તા કે કર્મના વધારા તરીકે વપરાય છે. એ શબ્દો નીચે મુજબ છેઃ—

(૧) સમાનાર્થે નામ—

રાણી વિક્ટોરીઆ રાજ્ય કરે છે.

મ્હેં કેશવલાલ માસ્તરને બોલાવ્યા.

**(૨) પરિમાણાર્થ પહેલી વિભક્તિનાં નામ—**

લોટવામાં ઘડો પાણી માય છે.
મ્હેં ગાયને કહો ઘાસ નાંખ્યું.
તેણે કોળીઓ ભાત ખાધો.

**(૩) છઠ્ઠી વિભક્તિના શબ્દો—**

છોકરાનો બાપ ઊંઘે છે.
હું તેનો ઘોડો લઈ આવ્યો.
મ્હારા ભાઈએ કેશવલાલના દીકરાને બોલાવ્યો.
આંધળાનો પગ ભાગ્યો.
પાસેની વાડી વેચાય છે.
સાથેનો માણસ પડી ગયો.
તેણે પોતાનું કામ બગાડ્યું.
તેઓ ખાવાની ચિન્તા રાખે છે.
તેનામાં હીંડવાની શક્તિ નથી.
તેથી આપણું સારું થાય છે.

**(૪) વિશેષણ રૂપી સર્વનામ—**

એ ઘોડો વેચાય છે.
મ્હેં આ ઘર ખરીદ્યું.
પેલો માણસ બોલ્યો.
જે છોકરો બોલતો હતો.
તે છોકરાને મ્હેં વાર્યો.
તમે શું કામ કર્યું?
ખંડુભાઈએ કઈ ચોપડી લીધી?
એણે કાંઈ સામાન આણ્યો નથી.
કોઈ માણસ અહિં આવતું નથી.
તમે બે જણ આવી પહોંચ્યા.
જે કંઈ છોકરા કને છે.
એ સૌ આળસથી થાય છે.

(૫) વિશેષણ રૂપી કૃદન્ત—
રમતો છોકરો સૌને ગમે છે.
મુએલા ઉંદર કાઢી નાંખજો.
તે કર્યાં કરમ ભોગવે છે.

---

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો, અને કર્ત્તા કે કર્મના વધારા તરીકે કઈ જાતના શબ્દ વપરાયા છે તે કહો:—

૧. જાણી વાતો જે કરે.
૨. તમારી પૂંછ હમને કહો.
૩. તેમણે દાટેલું ધન કાઢ્યું.
૪. બોલવાનું મોઢું કોણે બનાવ્યું ?
૫. તેને એના બાપે નિશાળે મૂક્યો.
૬. પેલો છોકરો વિચારવા લાગ્યો.
૭. જે જન જાણે જગતમાં.
૮. કેટલીકનાં શીંગડાં પાછળ વળેલાં હોય છે.
૯. એક રાજકુંવરને ગરીબના છોકરાએ ગાળો દીધી.
૧૦. ખેતરને ફરતી વાડ હોય છે.
૧૧. ત્યાં બળતા પહાડ છે.
૧૨. તેણે કલો ઘાસ આણ્યું.
૧૩. મન્ત્રી મલેક જ્યમ...રુચિ જોડી.
૧૪. તેણે ચપટી ધૂળ ફાકી.
૧૫. હું મૂઠી દાણા આણું છું.
૧૬. મ્હેં ત્હને કડકો ઢેબરું નાંખ્યું.
૧૭. અલેક્ઝાન્ડર સાહેબે તેને ભણવાનો ખર્ચ આપ્યો.
૧૮. જે માણસ પોતાનું ભલું ઇચ્છતો હોય.
૧૯. તેમનું ભલું કરવું.
૨૦. ત્યાં શું ખોટું થાય ?
૨૧. એ સઘળું આપણને કોણે આપ્યું ?
૨૨. તમને તેમાંનું શું સાંભરે છે ?
૨૩. ક્યાંના લોકો આવ્યા છે ?

---

## મનોયત્ન ૨ જું.

સમાનાર્થ નામ, પરિમાણાર્થ પહેલી વિભક્તિનાં નામ, છઠ્ઠી વિ. ના શબ્દો, સર્વનામ, તથા કૃદન્તોથી કર્ત્તા કે કર્મનો વધારો થાય એવાં પાંચ પાંચ વાક્યો રચો.

---

## મનોયત્ન ૩ જુ.

નીચેનાં વાક્યોમાં સમાનાર્થ નામથી કર્ત્તા કર્મનો વધારો કરોઃ—

૧. અકબર હિન્દુઓને મ્હોટી જગાઓ આપતો.

૨. તૈમૂરે દિલ્હી જીત્યું.

૩. અલફખાને કરણને હરાવ્યો.

૪. પ્રધાન દિલ્હી ગયો.

૫. સરકારે અમીરને ગાદી આપી.

---

## મનોયત્ન ૪ થું.

નીચેનાં વાક્યોમાં પરિમાણાર્થ પ્હેલી વિભક્તિથી કર્ત્તા કર્મનો વધારો કરોઃ—

૧. છોકરીએ મમરા ફાક્યા.
૨. બ્રાહ્મણ દૂધપાક ખાઈ ગયો.
૩. અહિં તેલ પડેલું છે.
૪. ઓરડીમાં ઘાસ ભર્યું છે.
૫. ઘરમાં ઘી છે.
૬. છોકરાએ પાણી પીધું.

---

## મનોયત્ન ૫ મું.

નીચેનાં વાક્યોમાં છઠ્ઠી વિભક્તિવાળા શબ્દથી કર્ત્તા કર્મનો વધારો કરોઃ

૧. મામાએ મ્હને બોલાવ્યો.
૨. ઝાડ મ્હોટું હોય છે.
૩. ફૂલને મહોર કહે છે.
૪. મ્હેં પરડા લીધા.
૫. લોકો અથાણું કરે છે.

---

## મનોયત્ન ૬ ઠું.

નીચેનાં વાક્યોમાં વિશેષણરૂપી સર્વનામથી કર્ત્તા કર્મનો વધારો કરોઃ—

૧. પટેલ કસબામાં ગયો.
૨. હું વાત કહું છું.
૩. છોકરાં નિશાળેથી છૂટયાં.
૪. ડાહીએ પૈસો દીઠો.
૫. પહેલાં પૂછપાછ કરીએ.
૬. દરજી લૂગડાં શીવે છે.

---

### મનોયત્ન ૭ મું.

નીચેનાં વાક્યોમાં કૃદન્તથી કર્તા કર્મનો વધારો કરોઃ—

ણે કહ્યું કાપ્યું. ૨. સિપાઈઓએ ગુલામને ઓચિંતો પકડ્યો.
તેમણે એક સિંહ છોડ્યો. ૪. એવામાં સિંહ આવ્યો.
છોકરું માને મળે છે.

### મનોયત્ન ૮ મું.

નીચેના શબ્દો લઈ વાક્યો રચોઃ—

કરવા, ઘણા, બેઠા જિલ્લામાં, છે, ફરતો, કરવાને, બાંધેલો છે,
ફ, કાચ, સારૂ, એ, નથી, પુષ્કળ, છે, દહેરાં, તેમનાં, મકાન, બાંધેલું
, નિશાળનું, સારું, દીઠો, પાણીમાં, તેણે, પકડ્યો, પોતાનો, લઈ
ય છે, કડકો, કોઈ, રોટલાનો, બીજે, કૂતરો.

### પરીક્ષાના પ્રશ્નો.

૧. વિશેષણ સિવાય કઈ કઈ જાતના શબ્દો કર્તા કે કર્મનો વધારો કરે છે?

૨. તેઓ તેમ કરે છે તેનું કારણ શું?

## ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.

( ચાલુ પૃષ્ઠ ૨૦૬ થી. )

(૨૩) થોડું.

આ વિશેષણ છે. સંસ્કૃતમાં स्थपुट શબ્દ છે તેનો અર્થ. સંકોચાયેલું, વાંકું વળેલું, ઇત્યાદિ થાય છે. વાક્પતિ કૃત ગઉડવહો નામના પ્રાકૃત કાવ્યમાં સંસ્કૃતવાળા જ અર્થમાં स्थपुट નો थडड શબ્દ બનેલો દેખાય છેઃ—

थक्काइं विण्हुणो वामणत्तणे विसम-मास-थडडाइं ।

( ગઉડ વહો, આર્યા ૧૬ ).

[ =સં. वामनत्वे विष्णोः विषममांसस्थपुटानि अङ्गानि =વામન રૂપમાં વિષ્ણુનાં વિષમ માંસને લીધે સંકૂચિત (ઊંચાં નીચાં થયેલા ) અવયવો]. પ્રાકૃત થવ્ડ ( પ્રથમા એક વચન નર જાતિ થંડો ) ઉપરથી ગુ. થોડો શબ્દ થયો હશે? સં. स्तोक (=થોડું, ન્હાનું )નું પ્રાકૃતમાં થોઅ અથવા થોય બને છે, જેમકે—

थोएण चि दुमिज्जइ. ( ગઉડ વહો, આર્યા ૧૧૪૨).

[ સં. स्तोकेनापि दूयते=થોડાથી પણ પીડાય છે ]. પ્રા. થોઅને લઘુતા વાચક ડો પ્રત્યય લાગીને પણ ગુજરાતી ( થોઅડો ) થોડો શબ્દ બની શકે છે.

---

## (૨૪) ઝીણું.

વિક્રમોર્વશી ચતુર્થ અંકમાં નીચે મુજબ એક પ્રાકૃત ગીત છે:—

गिरिकाणणए कुसुमुज्जलए
गअजूहवई उअ झीणगई ॥

છાયામાં એનું સંસ્કૃત ભાષાન્તર આ મુજબ કર્યું છે: गिरिकाननके कुसुमोज्ज्वलके गजयूथपतिः पश्य क्षीणगतिः । અહિં સં. क्षीणगतिः નું પ્રાકૃતમાં झीणगई થયું છે, એટલે क्ष् નો झ् થઈ क्षीण નું झीण બન્યું છે. પ્રાકૃત झीण ઉપરથી ગુજરાતી ઝીણો, ઝીણી, ઝીણું થયું લાગે છે.

---

## (૨૫) બળવું—બાળવું—ઝાળ.

સંસ્કૃત ज्वल् ધાતુનું વ્‌ના લોપથી પ્રાકૃતમાં जल् બને છે. વિક્રમોર્વશી પાંચમા અંકમાં તેમ જ ગઉડ વહોમાં સં. વર્તમાન કૃદન્ત ज्वलत् નું પ્રાકૃતમાં जलन्त બનાવ્યું છે. એ રીતે પ્રાકૃતમાં जल् ધાતુ બન્યો, તે જ હિન્દી અને મરાઠીમાં વપરાય છે; જેમકે, મરાઠી तो जळला, હિન્દી हाड जले जैसी घासकी पूली. ज्वल् ગુજરાતીમાં આવતાં તેના ज् નો લોપ થઈ व् કાયમ રહે છે, તથા व् નો ब् થાય છે, એટલે એ ભાષામાં બળ ધાતુ બને છે. છતાં

સં. ज्वाला ઉપરથી व् નો લોપ થઈ ઝાળ શબ્દ પણ નીકળે છે. સંસ્કૃતમાં ज्वल् નું પ્રેરક રૂપ ज्वाल् થાય છે, તે ઉપરથી व् ના લોપે મરાઠી કર્મક રૂપ जाळ, અને ज् ના લોપે ગુજરાતી કર્મક રૂપ બાળ બને છે.

---

(૨૬) મેલું.

આ અર્થનો સંસ્કૃત શબ્દ मलिन છે, તેનું પ્રાકૃતમાં मइल બને છે. વરરુચિ પોતાના પ્રાકૃત વ્યાકરણમાં मलिण અને मइल બન્ને રૂપ આપે છે. વાક્પતિ કૃત ગઉડવહો કાવ્યમાં मइल વાપર્યું છે. પ્રાકૃત मइल —નર જાતિએ પ્રથમા એક વચન मइलो—ઉપરથી ગુજરાતી મેલ અને મેલો શબ્દ થયા છે.

---

( ૨૭ ) હાથ—હાથી.

સંસ્કૃતમાં हस्त શબ્દ છે, તેનું પ્રાકૃતમાં हत्थ બને છે, અને તે ઉપરથી ગુજરાતીમાં હાથ શબ્દ આવે છે. જોડાક્ષર જતાં પૂર્વ સ્વર દીર્ઘ થાયછે. हस्त ઉપરથી સંસ્કૃતમાં हस्तिन्-हस्ती (=હાથવાળો—સૂંઢવાળો).શબ્દ સાધિત થાય છે, અને તે ઉપરથી પ્રાકૃતમાં हत्थी થઈ ગુજરાતીમાં હાથી શબ્દ બને છે.

---

( ૨૮ ) હેઠું—હેઠે-હેઠલું.

સંસ્કૃત अधः નું પ્રાકૃતમાં हेट्ठ બને છે. ગઉડવહો કાવ્યમાં हेट्ठ ट्ठिय (=સં. अधःस्थित) વાપરેલું છે. મુગ્ધાવબોધ ઐાક્તિક વ્યાકરણમાં हेठां (=સં. अधः, अधस्तात्), हेठिलुं (=સં. अधस्तनं) શબ્દ આપ્યા છે. આ રીતે ગુજરાતીમાં હેઠું, હેઠલું, હેઠે શબ્દો ઉત્પન્ન થાય છે.

---

# जैन मार्ग.

## ( એક ઐતિહાસિક વૃત્તાન્ત. )

જૈન માર્ગ એ બૌદ્ધ ધર્મની એક બગડેલી શાખા છે એવું કેટલાક લોકો માને છે, અને હન્ટર તથા બીજા ઇતિહાસ કર્તાઓ પણ તેનું

લખે છે. પરન્તુ એ ભૂલ છે. બન્ને ધર્મમાં अहिंसा परमो धर्मः એ મુખ્ય નિયમ હોવાથી કદાચ આવી ભૂલ થઈ હશે. જૈનો એ વાત ઇનકાર કરે છે, અને કહે છે કે ઘણા સૈકાથી. શત્રુંજયના ડુંગર (પાલીટાણા) સાથે હમારો સમ્બન્ધ છે. પાછલાં વીસ વરસમાં ડૉકટર બુહ્લર, પ્રૉફેસર જેકોબી, ડૉકટર હર્ન્લી આદિ પ્રાચીન શોધકોએ આ બાબત ઉપર સારું અજવાળું પાડયું છે. ડૉકટર હર્ન્લી કલકત્તા રિવ્યૂ પત્રમાં લખે છે, કે જૈન માર્ગનો જો કે બૌદ્ધ માર્ગની પેઠે હિન્દુસ્તાનની બહાર બીજા દેશોમાં પ્રસાર કરવામાં આવ્યો નથી, છતાં તે એના જેટલો જ જૂનો છે, જૈન સાહિત્યનો જથો બૌદ્ધ સાહિત્યના જેવડો મ્હોટો છે, અને તેથી જણાય છે કે જૈન સંસ્થા હિન્દની જૂનામાં જૂની મઠ સંસ્થાઓ પૈકીની એક છે. પુનર્જન્મ ટાળવો એ તે સંસ્થાઓનો મુખ્ય હેતુ છે. ગાયાનો ત્યાગ કરવો, સંસારને લગતી સઘળી ઇચ્છાઓ છોડી દેવી, એ જ મોક્ષનો ઉપાય છે, તેથી જ પુનર્જન્મમરણ ટળે છે, એ મુખ્ય સિદ્ધાન્ત ગણવામાં આવે છે. જૈન કે બૌદ્ધ મત નીકળતા પહેલાં બ્રાહ્મણ ધર્મમાં પણ આવા સિદ્ધાન્તો પ્રવર્તતા હતા. ભગવદ્ગીતામાં કહ્યું છે કે—

'विहाय कामान् यः सर्वान् पुमांश्चराति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥
एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यां अन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥

જૈન મત પ્રવર્ત્તાવનાર મહાવીર સ્વામીનું પૂર્વાશ્રમમાં વર્દ્ધમાન એવું નામ હતું. તે પટનાની ઉત્તરે સત્તાવીસ માઇલ ઉપર વૈશાલી નગરના નાય અથવા જ્ઞાત્ કુળના ક્ષત્રિયોના આગેવાન સિદ્ધાર્થના પુત્ર હતા. તેમનાં માતા પણ ક્ષત્રિય વંશનાં હતાં, અને તેમનો જન્મ ઇ. સ. પૂર્વે સુમારે ૫૯૯ ના વરસમાં એટલે આજથી આશરે પચીસસેં વરસ ઉપર વૈશાલીમાં થયો હતો. વર્દ્ધમાનનાં માતા પિતા અને નાય કુળના બીજા ક્ષત્રિયો પાર્શ્વનાથના પન્થમાં હતા.

જૈન મત પ્રવર્તકે બુદ્ધની પેઠે પોતાની જાતિના ક્ષત્રિયોને પ્રથમ બોધ કર્યો. પિતાના મરણ પછી મ્હોટો ભાઈ આગેવાન થયો ત્યાં સુધી તે પિતાના મકાનમાં રહ્યા. ત્યાર પછી ત્રીસ વરસની ઉમ્મરે મ્હોટા ભાઈની સમ્મતિ લઈ તે સંસારનો ત્યાગ કરી સાધુ થયા, અને પ્રથમ પોતાના ગામ નજીક પાર્શ્વનાથના પન્થનો મઠ હતો તેમાં દાખલ થયા. એ મઠ એક વાડીમાં હતો, અને તેમાં એક દેવાલય અને સાધુઓને રહેવાની ઓરડીઓની હાર હતી. ત્યાં એક વરસ એકાન્ત વાસમાં રહ્યા પછી મઠના નિયમો જોઈએ તેવા સખ્ત નથી એમ તેમને લાગ્યું. મઠમાં વસ્ત્ર ત્યાગ કરવાનો વહિવટ નહોતો, અને તેમનો મત એમ થયો કે ત્યાગીએ વસ્ત્ર પણ પહેરવાં ન જોઈએ. આ કારણથી તેમણે વસ્ત્ર ત્યાગ કરી દિગમ્બર અવસ્થામાં ઉત્તર અને દક્ષિણ બહાર પ્રાન્તમાં મુસાફરીઓ કરી. ડોકટર હર્નાલ ધારે છે, કે તેમનો આ મુખ્ય નિયમ બહુ સખ્ત પડવાથી બાર વરસ સુધી તેમને અવતારી માની તેમના મતમાં ભળનાર લોકો મળ્યા નહિ. તેટલી મુદ્દત પછી તે જિન—જેમણે આત્માને વશ કર્યો છે તેવા મણાવા લાગ્યા, અને તેમના મતનું નામ જૈન મત પડયું. વળી તેમને મહાવીર (મ્હોટા વીર પુરુષ) અને કેવલિન્ એ પદ મળ્યાં. ત્યારપછીનાં ત્રીસ વરસ તેમણે પોતાનો મત પ્રવર્તાવવામાં અને પોતાના પન્થના સાધુઓની વ્યવસ્થા કરવામાં ગાળ્યાં. તેમના મોસાળ પક્ષના ક્ષત્રિય સગાઓ તેમના મુખ્ય અનુયાયી હતા. ધર્મના પ્રસાર માટે તેમણે ઉત્તરે નેપાળથી દક્ષિણે પાર્શ્વનાથ પર્વત સુધી મુસાફરીઓ કરી. બુદ્ધ પણ તે જ પ્રદેશોમાં પોતાનો બોધ આપતા ફરતા હતા. જૈન ધર્મનાં પુસ્તકોથી અનુમાન થાય છે, કે મહાવીર સ્વામીની હયાતીમાં તેમની અને બુદ્ધની વચ્ચે કાંઈ ભારે સ્પર્ધા ચાલી નહોતી, પરન્તુ ગોસાલ મંખલીપુત્ત નામનો એક બીજો મહાવીર સ્વામીનો જબરો હરીફ નીકળ્યો હતો. ગોસાલ શરૂમાં મહાવીર સ્વામીનો ચેલો હતો, પણ પાછળથી તે નવો પન્થ કાઢી બેઠો હતો. તેના પન્થનું નામ *આજીવિક હતું, તે થોડા સૈકા સુધી ચાલ્યો હતો, અને તેના વિરુદ્ધ જૈન

* આ આજીવિક પન્થ ઘણો જોરાવર થઈ પડ્યો હતો, અને જૈન

પુસ્તકોમાં ઘણું સખ્ત લખાણ માલૂમ પડે છે. ગોસાલ સિવાય મહાવીર સ્વામીને બીજા અગીઆર મુખ્ય ચેલા (ગણધર) હતા, તે તેમને વફાદાર રહ્યા હતા, અને તેમણે ૪૨૦૦ સાધુઓને બોધ આપી તૈયાર કર્યા હતા. મહાવીર સ્વામી પછી તેમના સુધર્મ (પ્રા. સુહમ્મ) નામના ચેલા (ગણધર) ને તેમની જગા મળી હતી, અને તેણે જૈન મત પ્રસારવાની મહેનત ચાલુ રાખી હતી. મહાવીર સ્વામીનો કાળ અહોતેર વરસની ઉમ્મરે ઇ. સ. પૂર્વે ૫૨૭* માં એટલે બુદ્ધથી થોડાં વરસ પહેલાં થયો હતો. બુદ્ધ અને મહાવીર સ્વામી ઘણા પ્રભાવવાળા હતા, અને બન્નેના મત અઢી હજાર વર્ષ થવા આવ્યાં છતાં હજી ચાલે છે. મહાવીર સ્વામીએ પ્રથમ જે મઠમાં દીક્ષા લીધી હતી અને જ્યાં તેમને વસ્ત્ર બાબત વિરોધ પડયો હતો, ત્યાંના સાધુઓ પાછળથી તેમના મતમાં દાખલ થયા હતા. પરન્તુ તેમના કાળ પછી થોડા સૈકામાં વસ્ત્રો બાબતની તકરાર પાછી જાગૃત થઈ, અને ઇ. સ. ૭૯ કે ૮૨ માં જૈનોના શ્વેતામ્બરી (ધોળાં કપડાંવાળા) અને દિગમ્બરી (વસ્ત્ર વિનાના) એવા બે ચોકસ ભાગ પડી ગયા.[ж] મૌર્ય રાજા ચન્દ્રગુપ્તના વખતમાં પાટલીપુત્ર (પટના)માં એક મ્હોટી સભા ભરી જૈન ગ્રન્થોનાં અગીઆર અંગ અને ચૌદ પૂર્વો નક્કી કરવામાં આવ્યાં હતાં. ઘણે વરસે તેમાં પાછી અવ્યવસ્થા થવાથી ગુજરાતના વલભીપુર નગરમાં દેવર્દ્ધિ ગણિના પ્રમુખપણા નીચે ઇ. સ. ૪૫૪ (કે ૪૬૭) માં બીજી સભા ભરાઈ હતી. આ સભાએ ધર્મગ્રન્થોની ફરી વ્યવસ્થા કરી તે હજી સુધી કાયમ છે.

---

અને બૌદ્ધ બન્નેની સામે સ્પર્ધા કરતો હતો. અશોકના એક દિલ્હીના લેખમાં આજીવિક, બ્રાહ્મણ, અને નિર્ગ્રન્થ એટલે જૈન એ ત્રણે પન્થનાં નામ આપ્યાં છે.

* જેકોબી ઇ. સ. પૂર્વે ૪૬૭ નું વરસ આપે છે, પણ ડૉક્ટર હર્નલીની ગણતરી સાર પછીની જણાય છે. તે બન્ને વચ્ચે પણ સાઠ વરસ કરતાં વધારે ભારે અન્તર નથી.

ж ઇ. સ. ના પહેલા સૈકામાં એ બે ભાગ જુદા હતા તે મથુરામાં નીકળેલા લેખોથી સિદ્ધ થાય છે. તે લેખો જૈન તીર્થંકરોની મૂર્તિઓનાં

ડાક્ટર હર્નલીના એવો અભિપ્રાય છે, કે બૌદ્ધ કે જૈન મતને ધર્મ શબ્દનો ખરો અર્થ જોતાં જુદા ધર્મ કહેવાય નહિ. મધ્ય કાળમાં યુરોપમાં ડોમિનિકન, ફ્રાન્સિસ્કન, આદિ ખ્રિસ્તીઓની મઠ સંસ્થાઓ યા ભિક્ષુક સમાજો હતી, તેવી એ પણ માત્ર હિન્દુઓની મઠ સંસ્થાઓ હતી. ઇસ્વી સન પૂર્વે છઠ્ઠા સૈકાને અન્તે અને પાંચમા સૈકાની શરૂઆતમાં હિન્દમાં પુષ્કળ ધર્મ પ્રવૃત્તિ જાગૃત થઈ હતી, અને તે વખતે ઘણી મઠ સંસ્થાઓ હયાતીમાં આવી હતી, તે પૈકી જૈન અને બૌદ્ધ સંસ્થાઓ લાંબો કાળ જીવવા પામી છે. પણ એ મઠ સંસ્થાઓમાં નવું કાંઈ નથી. મૂળથી બ્રાહ્મણ ધર્મે ત્રીજો આશ્રમ વાનપ્રસ્થનો, અને ચોથો આશ્રમ સન્યાસી તરીકે ભિક્ષા માગી કાઢવાનો ઠરાવેલો જ હતો. બૌદ્ધ કે જૈનોની પેઠે બ્રાહ્મણોએ મ્હોટા મઠો સ્થાપ્યા નહોતા, અને સન્યાસ બ્રાહ્મણોથી જ લેવાય એમ વલણ પકડવા માંડયું હતું. આજ કારણથી કદાચ તેમની સાથે હરીફાઈ કરનાર સાધુ વર્ગો ઉત્પન્ન થયા હશે. શરૂમાં એ વર્ગોમાં ક્ષત્રિયોને દાખલ કરવાનો ઉદ્દેશ જણાય છે, પણ પાછળથી બધી જાતોને દાખલ કરવામાં આવી હતી. બ્રાહ્મણ સન્યાસીઓ કર્મ (ધર્મની ક્રિયાઓ) કરતા નથી, તેમ બૌદ્ધ અને જૈન સાધુઓએ પણ કર્મ ત્યાગ કરી પછી વેદનું અધ્યયન બન્ધ કર્યું, અને ત્યાર પછી તેમને બ્રાહ્મણ ધર્મમાંથી બાતલ કરવામાં આવ્યા. ડાક્ટર હર્નલી ધારે છે, કે સાધારણ રીતે બૌદ્ધ અને જૈન પન્થોને બ્રાહ્મણોએ ઠરાવેલાં સખ્ત જાતિ બન્ધનોની વિરુદ્ધ બળવા તરીકે ગણવામાં આવે છે એ ભૂલ છે.

---

સિંહાસનો પર કોતરેલા છે. તેમાંનો એક લેખ મહારાજા કનિષ્કના રાજ્યના નવમા વરસમાં એટલે ઇ. સ. ૮૭–૮૮ માં કોતરેલો હતો. દન્ત કથા એવી પણ છે કે ચન્દ્રગુપ્તના વખતમાં મગધમાં બાર વર્ષનો દુકાળ પડયો, ત્યારે મુખ્ય ગુરુ (સ્થવિર) ભદ્રબાહુ સાથે કેટલાક જૈનો કર્ણાટકમાં જઈ રહ્યા. મગધમાં જે બાકી રહ્યા તેમણે સભા ભરીને જૈન ગ્રન્થોની વ્યવસ્થા કરી. વળી તેમણે ધોળાં કપડાં પહેરવાનો રિવાજ દાખલ કર્યો. કર્ણાટકમાં ગયેલા લોકો પાછા આવ્યા તેમને આ ફેરફાર પસન્દ પડયો નહિ, અને ત્યારથી તકરારની શરૂઆત થઈ.

તેઓ માત્ર બ્રાહ્મણ સન્યાસીઓની સામે જ હરીફાઈ કરતા હતા. તે પન્થોએ સાધુ સિવાયના લોકો માટે જાતિ બન્ધન કબૂલ રાખ્યાં હતાં, અને તેમને પણ જન્મ, લગ્ન, મરણ વખતે ધર્મ ક્રિયાઓ માટે બ્રાહ્મણ ગોરોની જરૂર પડતી હતી. બૌદ્ધ અને જૈન મતોમાં ઘણું મળતાપણું હતું, તેમ તેમનામાં તફાવતો પણ હતા. બૌદ્ધ મત વધારે ઉત્સાહી અને કાર્ય સાધક હતો. જૈન મતનું વલણ તત્ત્વચિન્તન તરફ વધારે હતું. આ કારણથી બૌદ્ધ મતનો પ્રસાર પાદરીઓ દ્વારા આખા એશિયામાં થયો. જૈન મત કાંઈ ઘોંઘાટ કર્યા વિના હિન્દુસ્તાનની હદમાં જ રહ્યો. બીજા હાથ પર, બૌદ્ધ મતે માત્ર સાધુઓ અને સાધ્વીઓ માટે જ યોજના કરી હતી; સંસારી સ્ત્રી પુરુષો માટે કાંઈ વ્યવસ્થા કરી નહોતી. જૈન મતે ત્યાગી અને સંસારી બન્ને માટે વ્યવસ્થા કરી હતી, એટલે સંસારી લોકો પણ પોતાને તેનો એક ભાગ ગણી તેને પુષ્ટિ આપવાની મહેનત કરતા હતા. સંસારી લોકો માટે વ્યવસ્થા નહિ કરવાની બૌદ્ધ મતે મ્હોટી ભૂલ કરી, તેથી જ ઇ. સ. ના સાતમા સૈકામાં ધર્મનાં વલણો બદલાતાં તેઓ બૌદ્ધ સાધુ થતા અટકવા માંડ્યા, અને એ ધર્મની પડતી આવી. બારમા અને તેરમા સૈકામાં હિન્દમાં મુસલમાનો પ્રસર્યા, અને તેમણે જે થોડા બૌદ્ધ મઠો રહ્યા હતા તેમાંના સાધુઓને કતલ કર્યા, એટલે એ ધર્મનો આ દેશમાં સમૂળગો લય થયો. સંસારી લોકોની જિન્દગી સાથે સમ્બન્ધ નહિ રાખેલો હોવાથી તે પાછો ઊભો જ થઈ શક્યો નહિ. જૈન મત હજી સુધી દક્ષિણ અને પશ્ચિમ હિન્દુસ્તાનમાં તથા બંગાળામાં પોતાના મઠ ઘણી આબાદ સ્થિતિમાં રાખી શક્યો છે. ઉપર કહ્યું તેમ જૈનોમાં ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં વસ્ત્રો વિષે તકરાર થવા માંડી હતી. ઘણા ભાગનો અભિપ્રાય દુનિયાદારીના સામાન્ય રિવાજને અનુસરી સફેદ કપડાં પહેરવાનો થયો હતો. જે સાધુઓ વધારે સખ્ત હતા તે આ વિચારની સામે થયા હતા. ખરું જોતાં હવે ઘણા ખરા સાધુઓ ધોળાં અથવા પીળાં વસ્ત્ર પહેરે છે; છતાં જે વિભાગો પડ્યા તેથી જૈનોમાં બેવડા ગુરુઓ અને બેવડું ધર્મ સાહિત્ય ઉત્પન્ન થયું.

જીવ દયાની બાબતમાં બૌદ્ધો કરતાં જૈનો ઘણા ચઢે છે,* કારણ કે તેઓ એમ માને છે કે દરેક સાવયવ અથવા નિરવયવ વસ્તુમાં આત્મા છે, અને આત્માને દુઃખ દેવાથી પુનર્જન્મમરણ રૂપી ભય ઉત્પન્ન થાય છે.

---

# प्राणी वर्णन.

## મગર.

વર્ગ–કરોડવાળાં. જાત–પેટે ચાલનારાં. ભિંગડાંવાળાં . પ્રકાર.

૧ આ પ્રાણીનું અસલ વતન આફ્રિકા ખંડમાં નાઇલ અને બીજી નદીઓ છે. તે પાણીમાં તેમ જ જમીનપર બન્ને ઠેકાણે રહી શકે છે, તેથી તે ભૂજળચર પ્રાણી કહેવાય છે. પેટ ઘસડીને ચાલનારાં પ્રાણીઓમાં આ પ્રાણી મ્હોટામાં મ્હોટું અને વધારે અગત્યનું છે. મગર બે જાતના થાય છે, એક લાંબાં માથાવાળા અને બીજા ટૂંકા પહોળા માથાવાળા. લાંબા માથાવાળાને સોસમાળ અને ટૂંકા પહોળા માથાવાળાને મગર કહે છે. હિન્દુસ્તાનમાં ઉત્તરના ભાગોમાં અને ગંગા નદીના ડેલ્ટામાં એટલે સુન્દર વનમાં સોસવાળની વસ્તી વધારે છે. મધ્ય

---

* એમ કહેવાય છે, કે બ્રહ્મ દેશનો બૌદ્ધ ધર્મી માછી માછલી પકડતી વખત પોતાના મનમાં કહે છે, કે હું કાંઈ માછલી મારતો નથી, હું તો માત્ર તેને પાણીની બહાર કાઢું છું, પછી તે તેના કુદરતી મોતે મરી જાય છે. પોતે જાતે જીવ મારવામાં તો પાપ છે, પરન્તુ કસાઈએ મારેલા જીવનું તૈયાર માંસ વેચાતું લેવામાં બાધ છે કે કેમ તેનો નિર્ણય કરવાને થોડા જ વખત પર સિંહલદ્વીપમાં બૌદ્ધોની એક સભા મળ્યાની વર્તમાન પત્રોમાં હકીકત આવી હતી. ચીના લોકો બૌદ્ધ ધર્મી છતાં માંસ ભક્ષણ કરે છે એ બધા જાણે છે. એટલે જીવ દયાની બાબતમાં બૌદ્ધો અને જૈનોનો મુકાબલો થઈ શકે તેમ નથી. હિન્દમાં જ્યારે બૌદ્ધધર્મ ચાલતો હતો, ત્યારે કદાચ આ દેશના બૌદ્ધો જીવ દયા પર વધારે ધ્યાન આપતા હશે.

અને પશ્ચિમ હિન્દુસ્તાનમાં મગરની વસ્તી વધારે છે. સામાન્ય રીતે જોતાં આ દેશમાં સોસવાળ કરતાં મગર વધારે છે. પુખ્ત ઉમ્મરે આવેલા કેટલાક મગર ત્રીસ ફુટ લાંબા થાય છે, અને શરીરની જાડાઈનો ઘેરાવો આઠ ફુટ સુધીનો હોય છે. તેની પીઠ અને પૂંછડીપર ન્હાનાં ન્હાનાં શિંગડાંના જેવાં કઠણ ભિંગડાં હોય છે. આ ભિંગડાંવાળી ચામડી એટલી તો સખ્ત છે કે બન્દુકની ગોળી પણ તેમાં પેશી શકતી નથી, તેથી તેની ચામડીની ઢાલો સારી થાય છે. મગરને ન્હાના ન્હાના ચાર પગ છે, બે આગળ અને બે પાછળ. તેના આગલા દરેક પગે પાંચ પાંચ અને પાછલા પગે ચારચાર આંગળાં છે. તેના દરેક પગનાં પેટ તરફનાં ત્રણત્રણ આંગળાંને નહોર છે. મગરના આગલા પગનાં આંગળાં છૂટાં અને પાછલા પગનાં આંગળાં જળચર પ્રાણીઓની માફક જોડાયેલાં હોય છે. જમીનપર ચાલતી વખત તે પગવતી ચાલે છે. પાણીમાં તરતી વખત અગર ડૂબકી મારતી વખત તેના પાછલા પગનાં જોડાયેલાં આંગળાં અને લાંબી જોરાવર પૂંછડી મદદ કરે છે. તેની ડોક ઘણી જાડી અને મજબૂત છે. મગરનું માથું લાંબું અને હોઠ આગળ જતાં અણીદાર થયેલું હોય છે, તેના મ્હોનાં જડબાં લાંબાં અને તેમાં મ્હોટા દાંત હોય છે.

૨. મગર ઉપલે ભાગે ભૂખરા રંગનો અને તેમાં આસમાની રંગના આછા ડાઘા પડેલા હોય છે. તેના શરીરના નીચલા ભાગનો રંગ સુફેદ હોય છે. તે પ્રાણીઓને ખાઈને જીવે છે તેથી તેને માંસાહારી પ્રાણીઓમાં ગણવામાં આવે છે. મગર બહુ ક્રૂર હોય છે. માણસ અને બીજાં મ્હોટાં પ્રાણીઓપર તે કોકજ વખત હુમલો કરે છે. ઘણે ભાગે તો માંછલાં, દેડકાં, જળકૂકડીઓ, અને પાણીમાં રહેલો કોહી જતો કચરો ખાય છે. જે તળાવ કે સરોવરમાં મગર ઘણાં હોય છે, તેનાં પાણી હમેશાં સ્વચ્છ રહે છે, કારણ કે કચરો અને દુર્ગંધીવાળા પદાર્થો તે ખાઈ જાય છે. કેટલીક વાર છાછર પાણીમાં તે સન્તાઈ રહે છે. અને ત્યાં નહાવા અગર પાણી પીવા આવેલાં કૂતરાં, બકરાં, વાછરડાં વગેરેને ઘસડી જાય છે.

શિકારને પકડતાની સાથે જ તે પોતાની પૂંછડીના એક બે સપાટા

એવા તો ઝાડી કહાડે છે કે મ્હોટાં પ્રાણીથી પણ તેની સામે પોતાનો બચાવ કરી શકાતો નથી. આ રીતે અદમુઆ કરેલા પ્રાણીને તે ઊંડા પાણીમાં ખેંચી જઈ પ્રથમ તો તેને ડુબાડી દે છે, મગરનાં નસ્કોરાં એવા પ્રકારનાં છે કે પાણીની અન્દર પણ તે શ્વાસ લઈ શકે છે. પાણીની અન્દર તે ખાઈ શકતો નથી. તેથી મારેલા શિકારને નદીની કિનારનાં કોતરો કે બાકાંમાં અગર તળાવની વચ્ચેના ટેકરામાં સન્તાડી રાખી ફુરસદની વખતે ખાય છે. પાણી અગર જમીનપર તે પોતાના મ્હોની સીધી લીટીમાં ઝડપથી તરી કે દોડી શકે છે, પણ વાંકા વળતાં તેને બહુ મ્હેનત પડે છે, આ કારણથી તેના શિકારને આડા અવળા નાશી જઈ બચી જવાનો વખત મળે છે. આ પ્રાણીઓ પોતાને રહેવા સારૂ સરસ રહેઠાણ શોધી કહાડી તેમાં ભેગાં રહે છે. તાપના દિવસોમાં પાણીની કિનારે આવી પડી રહે છે અને રાત્રે જમીનપર તેમ જ પાણીમાં શિકાર ખોળે છે.

૩. પાણી સુકાઈ જાય છે ત્યારે તે કાદવમાં અગર કોતરોના ઊંડા ભાગમાં દટાઈ રહે છે; પણ જ્યારે વરસાદ આવે છે ત્યારે પાછા સજીવન થઈ કામે વળગે છે. આ પ્રમાણે તેની દટાઈ રહેવાની અવસ્થાને સુષુપ્ત અવસ્થા કહે છે.

૪. મગરી રેતીમાં દર વેતરે ૩૦ ઈંડાં મૂકે છે. ત્યાં તે કુદરતી ગરમીથી સેવાય છે. આ ઈંડાં રંગ અને કદમાં હંસનાં ઈંડાં જેવડાં એટલે મ્હોટાં જાંબુ જેવડાં હોય છે. સાપ અને ઇકન્યૂમન નામના પ્રાણીઓને મગરનાં ઈંડાં બહુ ભાવે છે તેથી તેમને શોધી શોધીને ખાય છે. સેવાયેલાં ઈંડાંમાંથી બચ્ચાં નીકળે છે કે તુરત તે પાણી તરફ દોડી જાય છે. પણ ત્યાં પહોંચતાં પહેલાં માર્ગમાં પક્ષી તથા બીજાં જાનવરો તેમને મારી ખાય છે.

૫ મગર જોકે આવું ક્રૂર અને ભયંકર પ્રાણી છે તેમ છતાં અસલના ઇજિપ્તના લોકો તેને પવિત્ર ગણી તેની પૂજા કરતા.

---

# સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિ.

## (ભૂસ્તર શાસ્ત્ર દૃષ્ટિ વિચાર.)

(લખનાર ગ. ગો. બર્વે.)

પ્રારમ્ભે પૃથ્વીની ઉત્પત્તિ વિષે વિદ્વાન લોકોએ કયાં કયાં અનુમાનો બાંધેલાં છે તે જોઈએ. આ વિષે ઘણાએક અનુમાનો નીકળેલાં છે. તેમાંના નેબ્યુલર હાઇપોથિસીસ એટલે તેજોમેઘ નામનો તર્ક ઘણાએક કબૂલ કરે છે. આ બધા અનુમાનો અને તર્કો છે. આ કાંઈ સિદ્ધ વાતો નથી, કારણ જ્યાં પૃથ્વી અનાદિ છે ત્યાં આની ઉત્પત્તિ અમુક રીતે થઈ એ કહેવું તે માણસના જ્ઞાનની બહારની વાત છે. તથાપિ આ અનુમાનો જેમ તેમ કરી ઠોકી બેસાડેલાં છે એમ નહિ. પણ ખગોળ વિદ્યા અને ભૂસ્તર શાસ્ત્રના તથા પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રના આધારે બેસાડેલાં છે. તેમાં વળી નેબ્યુલર હાઇપોથિસિસનું અનુમાન અક્ષરશઃ ખરું જ છે. આ પૃથ્વી ઉપરના સમુદ્રો, પર્વતો, મેદાનો, નદીઓ, બેટો, દ્વીપકલ્પો, આ બધા પદાર્થો કેવી રીતે ઉત્પન્ન થયા એ ભૂગર્ભ શાસ્ત્ર દ્વારાએ આપણે જાણીએ છીએ. પણ આની પહેલાં એટલે પ્રથમ મૂળારમ્ભે ભૂમિ જ કયાંથી આવી ? એ ભૂગર્ભ શાસ્ત્ર દ્વારાએ જાણી શકાતું નથી; ત્યારે શું આના વિષે અનુમાન બાંધવાની આશા જ નહિ કે શું? ના એમ નહિ, પૃથ્વી એ સૂર્યની આસપાસ ફરનારા ગ્રહોમાંની ગ્રહ તરીકે એક છે. આ વાત તો આપણે જાણીએ છીએ જ, ત્યારે આની ઉત્પત્તિ વિષે જ્ઞાન મેળવવું એ પૃથ્વી સામું જોઈ મેળવી શકાતું નથી. તે જે કુટુમ્બમાંથી આવી છે તે કુટુમ્બ જ મૂળે કયાંથી આવ્યું ? તે જોવું જોઈએ એટલે અર્થાત્ આપણે ખગોળ વિદ્યાનો આધાર લેવો પડશે. ખગોળ વિદ્યાના શોધકોએ જુદા જુદા હજારો ગ્રહોનું સ્થિત્યન્તર જોઈને આપણી પૃથ્વીની ઉત્પત્તિ વિષે અનુમાનો બાંધેલાં છે. તેમાં ઉપર કહ્યું તે અનુમાન હાલમાં સુપ્રસિદ્ધ છે.

એ અનુમાન પ્રમાણે પ્રારમ્ભે સૂર્ય અને તેની આસપાસ ફરનારા

ગ્રહો મળીને એક પ્રચંડ ગોળો હતો.* તે ગોળો આપણી પૃથ્વીની માફક ઘનાવસ્થામાં નહોતો, પણ તે ધૂમ્રમય અને અનન્ત ગોજનો સુધી વિસ્તીર્ણ હતો. આ પૃથ્વી જેવી રીતે હાલમાં પોતાની ધરી ઉપર ફરે છે તેવી જ રીતે તે ગોળો પોતાના આંસ ઉપર ફરતો હતો. આ ગોળો પ્રથમ અગ્નિની માફક લાલચોળ ધગધગતો જ્વાળામય હતો. કરોડો વરસો વહી ગયા પછી જેમ જેમ આમાંની ઉષ્ણતા ઓછી થવા લાગી તેમ તેમ આ ગોળો સંકોચિત થવા માંડયો. અને તેના ન્હાના ન્હાના ગોળાકાર કડકાઓ ઠેક ઠેકાણે પડયા. એવી રીતે આ વિભાગિત ગોળાની આવી વ્યવસ્થા થઈ. એટલે સર્વમાં મ્હોટો ગોળો તે મધ્યભાગે રહ્યો, અને તેના પડેલા વિભાગો મુખ્ય ગોળાના આકર્ષણવડે તે તે નિયમો મુજબ અન્તરે રહીને ફરવા લાગ્યા. એવી રીતે આસપાસ ફરનારા ગોળાઓ તે ગ્રહો થયા; અને જે નિયમવડે મ્હોટા ગોળામાંથી કડકા પડી ન્હાના ગોળાઓ થયા અને મુખ્ય ગોળાની આસપાસ ફરવા લાગ્યા તે જ નિયમવડે આ જે ન્હાના કડકાઓ—ગોળાઓ—પડયા તેના પણ કેટલાએક કડકાઓ પડયા તથા તે પણ મુખ્ય ગોળાની આસપાસ ફરવા લગ્યા, અને હાલમાં તેઓ ગ્રહો અને ઉપગ્રહોને નામે ઓળખાવા લાગ્યા. એવી જ રીતે મુખ્ય ગોળામાંથી થયેલો કડકો એ પૃથ્વી છે, અને પૃથ્વીનો પડેલો કડકો એ ચન્દ્ર છે. આકર્ષણના નિયમ મુજબ પૃથ્વી એ સૂર્યની આસપાસ અને ચન્દ્ર એ પૃથ્વીની આસપાસ ફરે છે.

(અપૂર્ણ.)

---

# केसर.

(મરાઠી ઉપરથી લખનાર પોપટલાલ કેવળચન્દ શાહ.)

## કેસર.

કેસર નેપાળ અને ઇગ્લંડમાં પાકે છે. કેસરનું ઝાડ ન્હાનું હોય છે. તેની ગાંઠો બબ્બે હાથને છેટે હારબન્ધ વાવવામાં આવે છે. વાવ્યા પછી

---

* પ્રથમ વિશ્વવિસ્તાર થવાની પૂર્વે સર્વે આકાશમાં પ્રચંડ તેજોમેઘ (તેજનાં વાદળાં) હતો આને નેબ્યુલા કહે છે

બે ત્રણ મહીનાનું ઝાડ થાય છે ત્યારે તેને ફૂલ આવે છે. તેને ત્રણ પાંખડીઓ હોય છે અને અન્દર તન્તુ હોય છે. આ તન્તુ તે જ કેસર. એ ઝાડને ફૂલ આવવા માંડે છે એટલે ફૂલ ઉખેડી લે છે અને પાંખડીઓની અન્દરથી તન્તુ કાઢી લઈ તેને આંચ દે છે. પછી કાગળ ઉપર પાથરી ખુનસની એક બે ઘડી વાળી તે ઉપર દાબી રાખે છે. કેસરનો રંગ રાતો હોય છે અને તાંતણા લાંબા હોય તો તે ઊંચી જાતનું કેસર છે એમ જાણવું. કેસર એક વરસ સુધી બગડ્યા વગરનું રહી શકે છે.

કેસરનું મૂળ એક વાર વાવ્યું, એટલે તે ત્રણ વરસ સુધી રહે છે. કેસરના રોપાને એક જગ્યાએથી કાઢી બીજી જગ્યાએ વાવી શકાય છે. કેસર ઓસડ તથા રંગના ઉપયોગમાં આવે છે. ને તેની વાસ સારી આવે છે. તે ઘણે ઠેકાણે થતું નથી, તેથી તે મોંઘું વેચાય છે. કેટલાક પદાર્થોને રંગીત તથા સુવાસિત કરવાને તેમાં કેસર નાંખે છે.

---

## ચન્દન.

ચન્દનનાં ઝાડ ચીન દેશમાં અને મલબાર પ્રાન્તમાં પુષ્કળ થાય છે. તે સિવાય બીજે કેટલેક ઠેકાણે એ ઝાડ થાય છે ખરાં, પણ ઊંચી જાતનું ચન્દન તો ઉપલા બે ઠેકાણે જ ઉત્પન્ન થાય છે.

ચન્દનનાં ઝાડ ઘણું કરીને વગડામાં થાય છે. પરન્તુ કેટલેક ઠેકાણે શ્રીમન્ત લોક શોભા અને સુવાસને માટે પોતાના બગીચામાં વાવે છે. એ ઝાડ જૂનું થયું એટલે તેને કાપી તેના કટકા કરી જમીનમાં ઢાંકી રાખે છે. પછી કેટલેક દિવસે તેને બહાર કાઢી તેના રંગ તથા વજન પ્રમાણે વર્ગ પાડી જુદા જુદા ગંઠા બાંધે છે. જે કટકો રાતા રંગનો હોઈ વજનમાં ભારે હોય છે, અને જેની સુગન્ધ ઘણી આવે છે તેની કિંમત વધારે ઊપજે છે.

ચન્દન ઘણું ઉપયોગી છે. તેની પેટી, કરંડીઆ, પંખા વગેરે કરે છે. ચન્દનના કટકાને ગાળીને, તેમાંથી સુવાસિત તેલ કહાડવામાં આવે છે. ચીના લોકમાં શ્રીમન્ત લોકના મુડદાંને ચન્દનની પેટીમાં ઘાલી લઈ જાય છે. આપણા દેશમાં શ્રીમન્ત લોકોને તથા ધર્મગુરુઓને ચન્દનનાં લાકડાંથી

બાળે છે. ચીના લોક તેના લાકડાની જાતજાતની વસ્તુઓ બનાવી વેચે છે. ચન્દનના તેલને સુખડનું તેલ પણ કહે છે. ખસ થઈ હોય, અથવા ખરજ આવતી હોય, તો તે તેલ ચોપડવાથી આરામ થાય છે. ચન્દન ઔષધ તરીકે પણ બહુ ઉપયોગમાં આવે છે. એ ઝાડમાં ઈશ્વરે સુગન્ધ મૂકેલી હોવાથી તેનો વ્યાપાર ચાલે છે અને તેથી મલબાર પ્રાન્તના કેટલાક લોકોનું ગુજરાન ચાલે છે.

## બદામ.

બદામનું ઝાડ મ્હોટું થાય છે અને તેને ફળ પણ પુષ્કળ આવે છે. યુરોપખંડમાં ફ્રાન્સ, સ્પેન, ઇટલી, એ દેશોમાં અને એશિયાખંડમાં મસ્કત, આરાકાન. ઇરાન, મક્કા, મદીના, અને શિરાજ એ ઠેકાણે બદામ પુષ્કળ થાય છે. એ સર્વ ઠેકાણેથી બદામ આપણા દેશમાં આવે છે. કોઈ કોઈ બદામ કડવી પણ હોય છે. બદામના ઝાડને જેઠ અથવા અષાઢ મહીનાની લગભગમાં ફૂલ આવે છે અને આસો અથવા કાર્તકમાં તેનાં ફળ પાકીને તૈયાર થાય છે. બદામના ગોળાની ઉપલી છાલ રાતી હોય છે. અને તે ખાતાં તૂરી લાગે છે. આ દેશમાં બદામનાં ઝાડ વાવે છે ખરાં, પણ તેને અસલ બદામ જેવી બદામ આવતી નથી, અને એ ઝાડ જલદી વધે છે.

બદામ ગુણકારી ને પૌષ્ટિક છે. પૌષ્ટિક હોવાથી અશક્ત લોકો પોતાનામાં શક્તિ લાવવાને માટે બદામ ખાય છે. બદામનું તેલ ઔષધ તરીકે વપરાય છે. કડવી બદામોનું પણ તેલ ઔષધ તરીકે વપરાય છે. કેટલાક લોક બદામની છાલ બાળી તેની રાખ દાંતે ઘસવા માટે રાખે છે. તેથી દાંત ચોકખા ને ટકાઉ થાય છે.

## અખોડ.

ચીન દેશના ઉત્તર ભાગમાં, હિમાલયની આસપાસ, અને ઇરાન દેશમાં અખોડનાં ઝાડ પુષ્કળ થાય છે. એ દેશમાં અખોડનાં ઝાડનાં મ્હોટાં મ્હોટાં વન છે. અખોડનાં પાન લીસાં અને સુન્દર હોય છે, અને

પાકેલાં ફળ જાંબુફળ જેવડાં થાય છે. તેની છાલ નરમ હોય છે. ફળ પાક્યા પછી ઉપલી છાલ કાઢી તેને બજારમાં વેચવા લઈ જાય છે, અને પરદેશમાં મોકલે છે. અખોડનું તેલ ખાવામાં, તથા બાળવામાં કામ આવે છે. અખોડનું લાકડું કઠણ હોય છે. પેટમાં જીવડાંઓનો ઉપદ્રવ થાય છે, ત્યારે તે દેશના લોકો કડવી અખોડનો રસ કાઢી પીએ છે.

અખોડના ઝાડને જલદી ફળ આવતાં નથી. ત્રીસ ચાળીસ વરસે તેને ફળ આવે છે. આસો અને કાર્તક મહીનામાં તે પાકે છે. તે ઝાડને વાવનારા લોકો તેનાં ફળ પોતે ખાવાની આશા થોડી રાખે છે. પણ તે જેમ બીજાનાં વાવેલાં ઝાડોનાં ફળ પોતાની જિન્દગીમાં ખાય છે, તેમ પોતાનાં વાવેલાં ઝાડોનાં ફળ પોતાની પછીની પ્રજા ખાશે એવા ઉદ્દેશથી તેઓ મહેનત કરે છે. માણસે પોતાના હિતને માટે શ્રમ કરવો, એ બસ નથી, બીજાના હિતને માટે મહેનત લેવી એ સારા માણસનો ધર્મ છે. ઈશ્વર દરેક દેશમાં ત્યાંની હવાને જમીનની અનુકૂળતા પ્રમાણે જુદીજુદી જાતનાં ઝાડ ઉત્પન્ન કરી લોકોનું રક્ષણ કરે છે.

---

# શુદ્ધિપત્ર.

ચાલતી સાલના ગુજરાત શાળાપત્રમાં નીચે પ્રમાણે સુધારી લેવું:—

| માસ. | અંક. | પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| માર્ચ, | ૩જો, | ૯૫, | ૧૧, | નૌબતુન, | તૌબતુન. |
| ,, | ,, | ,, | ૧૯, | ,, | ,, |
| જૂન, | ૬ઠ્ઠો, | અનુક્રમણિકા, | ૧૯, | અબીહયત, | આબે હયાત. |
| ,, | ,, | ૧૯૨ | ૭, | ,, | ,, |
| ,, | ,, | ,, | ૮, | ,, | ,, |

અમદાવાદ. તા. ૨૦-૬-૯૮ } MADHAVLAL H. Desai, એડિટર, ગુજરાત શાળાપત્ર.

# केळवणी खातानी खवरो.

## જાહેરખબર.

### રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષા. સને ૧૮૯૮.

૧. કાઠિયાવાડ વિભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો અને સ્ત્રી શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવા જે બાઈઓ ઉમેદ રાખતી હોય તેમની ઉમ્મર, અભ્યાસ વગેરે હકીકતનું પત્રક (સને ૧૮૯૩ ની સાલના ગુજરાત શાળા પત્રના પૃષ્ઠ ૨૪૬ મે છાપેલા નમૂના પ્રમાણે) બનાવી, તેમાં માગેલી હકીકત બરાબર પૂરી, આ જાહેર ખબર પહોંચે કે, જેમ બને તેમ તાકીદે અમ્હારા પર મોકલવું. તારીખ ૧લી ઓગસ્ટ પછી આવાં પત્રકો લેવામાં નહિ આવે. ઠરાવેલી તારીખ વીતી ગયા પછી કેટલાંક પત્રકો આવે છે. પરન્તુ ઓણ સાલ તો મોડાં આવેલાં પત્રકો ઉપર બિલકુલ લક્ષ આપવામાં આવશે જ નહિ.

૨. બાઈઓની ઉમ્મર પન્દર વરસથી ઓછી ન જોઈએ તેમ જ પચીસ વરસથી વધારે ન જોઈએ.

૩. પ્રવેશક પરીક્ષા, કન્યાશાળાના પાંચમા ધોરણ પૂરાની લેવામાં આવશે. જે બાઈઓને કોલેજમાં દાખલ કરવામાં આવશે, તેમને પહેલા, બીજા, ને ત્રીજા વર્ષના વર્ગમાં અમુક રૂપિયાની સ્કોલરશિપ દર માસે મળશે. પરન્તુ પ્રવેશક પરીક્ષામાં પહેલે નમ્બરે પાસ થનારને લાંગ સ્કોલરશિપ તરીકે, પાંચ રૂપિયા વધારે એટલે દર માસે અગિયાર રૂપિયાની સ્કોલરશિપ એક વરસ સુધી મળશે.

૪. દાખલ થવા ઉમેદ રાખનાર બાઈઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલ કમિટીનું અથવા સારા જાણીતા આબરૂદાર ગૃહસ્થોનું પત્રક સાથે મોકલવું. ઉમેદવારમાં શરીર સમ્બન્ધી કોઈ પણ જાતની ખોડ હોવી ન જોઈએ.

૫. કોલેજ કમિટીના ધારા પ્રમાણે હલકી જ્ઞાતિની બાઈઓની પ્રવેશક પરીક્ષા લેવામાં નહિ આવે.

૬. પ્રવેશક પરીક્ષા તારીખ ૧ લી માહે સેપટેમ્બર સને ૧૮૯૮

ગુરુવારને દિવસે સવારના સાડા દશ વાગે કોલેજના મકાનમાં શરૂ થશે.

૭. આવેલી અરજીઓમાંથી જે બાઈઓ કોલેજમાં દાખલ કરવા યોગ્ય માલૂમ પડશે તે બાબતની ખબર, મહેતાજીઓ મારફત આપવામાં આવશે. એટલે, તેમણે પ્રવેશક પરીક્ષા આપવા સારૂ ઠરાવેલે વખતે હાજર રહેવું.

૮. કોલેજમાં દાખલ કરવા યોગ્ય જે બાઈઓ માલૂમ પડશે તેઓની તનદુરસ્તી બાબતની ખાત્રી ગઈ સાલ મુજબ કરાવવામાં આવશે.

રાજકોટ. તા. ૨૧ મી જૂન ૧૮૯૮,
રજુ માણેકલાલ નાગરદાસ શાહ,
હેડ માસ્તર

E. CORKERY
લેડી સુપરીન્ટેન્ડેન્ટ,
બાર્ટન ફીમેઇલ ટ્રેનિંગ કોલેજ,
રાજકોટ.

---

## જાહેર ખબર.

### મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષા.

### સને ૧૮૯૮.

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો અને સ્ત્રી શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કોલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રવેશક પરીક્ષા તા. ૧ લી માહે નવેમ્બર સને ૧૮૯૮ ને રોજ સદરહુ કોલેજના મકાનમાં સવારના ૧૦॥ વાગે લેવામાં આવશે. માટે જે સ્ત્રીઓને એ પરીક્ષામાં દાખલ થવું હોય તેમને ખબર મોકલવા બન્દોબસ્ત કરશો.

પરીક્ષા પાંચમા ધોરણ પૂરાની લેવામાં આવશે. દાખલ થનારની ઉમ્મર ૧૫ વર્ષથી ઓછી નહિ જોઈએ, તેમ જ ૨૫ વર્ષથી વધારે નહિ જોઈએ. દાખલ થનાર ઉમેદવારે આ સાથેના નમૂના પ્રમાણે એક પત્રક ભરીને સેપ્ટેમ્બર માસમાં હમને મોકલવું. અને તે સાથે અરજદારની સારી ચાલ ચલગત માટે બે આબરૂદાર ગૃહસ્થોનાં સર્ટિફિકેટ પણ મોકલવાં.

મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ, તા. ૨-૭-૯૭

R. M^cAFEE,
લેડી સુપરિન્ટેન્ડેન્ટ.

---

નમુનો.

| | | |
|---|---|---|
| નમ્બર. | ૧ | |
| નામ. | ૨ | |
| જાત. | ૩ | |
| ઉમ્મર. | ૪ | |
| પરણેલી, કુંવારી કે વિધવા. | ૫ | |
| પરણેલી હોય તો તેના ધણીનું સ્થળ, ધન્ધો, તથા નામ; અને કુંવારી હોય તો તેના બાપનું નામ, ઠામ, ને ધન્ધો. | ૬ | |
| કન્યા શાળાના કયા ધોરણનો પાકો અભ્યાસ. | ૭ | |
| ડે. એ. ઇ. સાહેબની કયા ધોરણમાં કયા વર્ષની પરીક્ષામાં પાસ. | ૮ | |
| શરીરમાં કંઈ ખોડ ખાંપણ છે કે નહિ? | ૯ | |
| દાખલ થાય તો ટ્રેનિંગ કાલેજના ધારા પાળશે. કે કેમ? | ૧૦ | |
| ધણીએ સર્ટિફિકેટની અગર નિશાળની કોઈ પરીક્ષા આપી છે કે કેમ? | ૧૧ | |
| ધણીના બન્દોબસ્તે માટે માગણી. | ૧૨ | |
| વિશેષ હકીકત. | ૧૩ | |

ગોકલનારની સહી

# રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજની પ્રવેશ પરીક્ષા ૧૮૯૮.

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવે છે કે રાજકોટ ટ્રેનિંગ કોલેજની ચાલુ સાલની પ્રવેશક પરીક્ષા તા. ૨ જી માહે સપ્ટેમ્બર સને ૧૮૯૮ શુક્રવારે સવારના દસ વાગે અને તે પછીના દિવસોએ રાજકોટ ટ્રેનિંગ કોલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા છઠ્ઠા ધોરણમાં થશે, માટે જેમણે છઠ્ઠા ધોરણનો અભ્યાસ કર્યો હોય તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

સને ૧૮૮૦ ના સેપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમૂનો છપાયો છે તે મુજબ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની ઉમ્મર ૧૭ વર્ષથી વધારે અને ૨૨ વર્ષથી ઓછી છે, તેમ જ કાંઈ ખોડખાંપણ નથી ને ચાલચલગત સારી છે. ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીને જ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું. નમૂનાના આસન ૪થામાં ઉમેદવારની ઉમ્મર પ્રવેશક પરીક્ષાની તારીખ સુધીની નહિ જણાવતાં, તેનો અંગ્રેજી અને ગુજરાતી જન્મદિવસ અવશ્ય લખવો.

બાવીસ વર્ષથી વધારે વયના ઉમેદવારોને મે. કા. વિ. ના એ. ઈ. સા. બહા. ની ખાસ પરવાનગી હશે તો જ દાખલ કરવામાં આવશે.

જે ઉમેદવારે પરીક્ષા પેહેલાંના બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પેહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાત્રી લાયક ગણાશે.

પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયેલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મહેરબાન ડોક્ટર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેમણે વધારે વખત રોકાવું પડશે.

દર વર્ષે પ્રવેશક પરીક્ષાની જાહેર ખબર બનતા સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામાં આવશે. પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની

આતુરતા હશે તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કોલરો તરફથી તે મળી શકશે, કારણ કે તે તારીખ મુકરર થયેથી તુર્ત કોલેજના નોટિસ બૉર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ,
તા. ૧૧-૭-૯૮

G. A. TRAWADI,
પ્રિન્સિપલ, કાઠિયાવાડ ટ્રેનિંગ કોલેજ; રાજકોટ.

---

## નિશાળોનાં ઇનામ પત્રક.

લખતર કન્યાશાળા. સ્ટેટ તરફથી રૂ. ૬-૮-૦ સાયલા. કારભારી સાહેબ રૂ. ૧૨) દુધરેજ. ઠક્કર જવ્હેરભાઈ રૂ. ૧૨) વડગામ. ગામ લોકો રૂ. ૫) તાલુકદારો રૂ. ૬) ધ્રાંગધ્રા. રાજસાહેબ રૂ. ૧૦) મેંથાણ. એજન રૂ. ૫) ઉમરડા. સ્ટેટ તરફથી રૂ. ૫) ધ્રાંગધ્રા કન્યાશાળા. સ્ટેટ તરફથી રૂ. ૬) હળવદ. સ્ટેટ તરફથી રૂ. ૭-૮-૦ સીથા. સ્ટેટ તરફથી રૂ. ૪) લીંબડી નં. ૧લો. નામદાર ઠાકોર સાહેબ રૂ. ૨૪૭-૧-૦ લીંબડી નં. ૨ જો એજન. રૂ. ૨૨૦) લીંબડી કન્યાશાળા. એજન રૂ. ૯૯-૦-૯ સીઆણી. શેઠ મગનલાલ હેમજી રૂ. ૩) વિઠ્ઠલગઢ. સ્ટેટ તરફથી રૂ. ૧૨-૬-૩ સાયલા. સ્ટેટ તરફથી રૂ. ૩૧) મે. કૃષ્ણલાલભાઈ રૂ. ૫) સેજકપુર. મે. તાલુકદારો રૂ. ૬) ચૂડા. ગામ લોકો. રૂ. ૬-૫-૦ સ્ટેટ તરફથી રૂ. ૮) લાલીઆદ તાલુકદારો. રૂ. ૩) ચૂડાં કન્યાશાળા સ્ટેટ તરફથી રૂ. ૩) મૂળી ઇંગ્લિશ સ્કૂલ સ્ટેટ તરફથી. રૂ. ૬) મૂળી તા. સ્કૂલ. સ્ટેટ તરફથી રૂ. ૬૮) બજાણા સ્ટેટ તરફથી રૂ. ૨૩) ઝીંઝુવાડા સ્ટેટ તરફથી રૂ. ૧૮) ઝીંઝુવાડા કન્યા શાળા. સ્ટેટ તરફથી રૂ. ૮) વઢવાણ કેમ્પ. શેઠ ગોવિન્દજી ઠાકરશી મૂળજી રૂ. ૬૪) દસાડા સ્ટેટ તરફથી રૂ. ૭૩-૬-૦ વડગામ સ્ટેટ તરફથી રૂ. ૧૫) વણોદ. તાલુકદારો રૂ ૩૪-૪-૦ ચોટીલા સ્ટેટ તરફથી રૂ. ૫) આણન્દપુર. સ્ટેટ તરફથી રૂ. ૮-૮-૦ આણન્દપુર કન્યાશાળા. સ્ટેટ તરફથી. રૂ. ૬) ભોયકા. સ્ટેટ તરફથી રૂ. ૩) કામદાર હરિશંકર ગોપાળજી. રૂ. ૧૫) અંભલાવ. તાલુકદાર સાહેબો.

રૂ. ૫ ) કંથારીઆ. સ્ટેટ તરફથી. રૂ. ૧૦ ) પાલીઆદ. સ્ટેટ તરફથી. રૂ. ૨૦ ) બોટાદ ભીપરડી. સ્ટેટ તરફથી. રૂ. ૩ ) સરવા. તાલુકદારો. રૂ. ૩ ) ધાંધલપુર. તાલુકદારો. રૂ. ૮ ) પાલીઆદ કન્યાશાળા. સ્ટેટ તરફથી. રૂ. ૯-૮-૦

મહીકાંઠા વિભાગ. ઇલોલ. મે. ઠાકોર સાહેબ. રૂ. ૨૯ ) માણસા. મે. ઠાકોર સાહેબ. રૂ. ૩૮ ) માણસા કન્યાશાળા. માણસા એડમિનિસ્ટ્રેટર સાહેબનાં પત્નિ તથા શેઠ હરજીવન અગરચન્દ. રૂ. ૨૨ ) ઇડર. મહારાજા સાહેબ. રૂ. ૪૨ ) મોહનપુર. મે. ઠાકોર સાહેબ. રૂ. ૪ ) સરડોઈ. મે. ઠાકોર સાહેબ. રૂ. ૧૭ ) બાકરોલ. એજનના ભાયાત. રૂ. ૪ ) રણાસણ. મે. ઠાકોર સાહેબ. રૂ. ૭ ) રૂપાલ. મે. ઠાકોર સાહેબ. રૂ. ૮-૮-૦ વડાગામ. મે. ઠાકોર સાહેબ. રૂ. ૫ ) જોટાણા. મે. ઠાકોર સાહેબ. રૂ. ૨૩ ) સાંથલ. એજન. રૂ. ૫ ) કટોસણ. એજન. રૂ. ૫ ) સાદરા ઇંગ્લિશ સ્કૂલ. મે. દાંતાના રાણાજી સાહેબ. રૂ. ૧૦ ) વડાલી. ઇડર મહારાજા સાહેબ રૂ. ૯-૮-૦ ભિલોડા. એજન. રૂ. ૫ ) પોશીના. મે. ઠાકોર સાહેબ. રૂ. ૩ ) મુડેટી. મે. ઠાકોર સાહેબ. રૂ. ૩ )= સાદરા. મે. દાંતા રાણાજી સાહેબ. રૂ. ૨૫ ) સાદરા કન્યાશાળા. એજન. રૂ. ૩૦ ) વાસણા. મે. ઠાકોર સાહેબ. ૧૬-૪-૦ માલપુર. મે. રાવલજી સાહેબ. રૂ. ૧૭ાા અમનગર. ઇડર મહારાજા સાહેબ. રૂ. ૬ ) બાયેડ. એજન. રૂ. ૪ ) મેધરજ. એજન. રૂ- ૩ ) ટીંટોઈ. મે. ઠાકોર સાહેબ. રૂ. ૩-૮-૦ ઘોડાસર. મે. ઠાકોર સાહેબ. રૂ. ૮-૪-૦ હળદરવાસ. મે. ઠાકોર સાહેબ. રૂ. ૬ ) ખડાલ. મે. મીઆં સાહેબ. રૂ. ૩ ) પુનાદરા. મે. મીઆં સાહેબ. રૂ. ૩ ) આમલીઆરા. મે. ઠાકોર સાહેબ. રૂ. ૩ ) લીંબ. એજન. રૂ. ૩ )= ડભોડા. ચાણદાર સાહેબ. રૂ. ૬ ) વરસોડા. મે. ઠાકોર સાહેબ. રૂ. ૬ ) ઇડર તા. સ્કૂલ. શંકરગરજી મોહનગરજી. રૂ. ૪૨ ) ઇડર કન્યાશાળા. એજન. રૂ. ૧૦ )

અમદાવાદ જિલ્લો. અમદાવાદ ઉર્દુ સ્કૂલ નં. ૧ લો. મે. સૈયદ બાવામીઆં પીરમીઆં રૂ. ૭ ) એજન નં. ૨ જો. એજન. રૂ. ૯ ) એજન નં. ૩ જો. એજન. રૂ. ૯ )

શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ, વિલિયમ બીટી, બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈ સ્કૂલ
શેઠ હોરમજજી જાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ ફરામજી બગનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર,
શેઠ બરજોરજી ખરશેદજી સેલાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખાન દુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બાઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રાસના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શેરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

**મુમ્બાઈ અને ગુજરાતના જાહેર છાપાના મતોઃ**—રાસ્ત ગોફતાર, મુમ્બાઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ, ગુજરાતી, પજદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેકટેટર, ગુજરાતમિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોક... ...નાર ઠેકાણું લખવું.

## સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વ લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને આસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાયની બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખી છે, પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરનાં ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦–૧૨–૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| ફેરો ... લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના સુધી |
| ૧ ......................... ૩ | પા ભાગનો ચાર્જ પડશે. બાર મહિ- |
| ૨ ......................... ૮ | નાથી ઓછી મુદત હશે તો પહેલે |
| ૩ ......................... ૧૫ | મહિને પૂરો ચાર્જ અને પછીને |
| એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી સ[illegible]ગાગટ હશે | દરેક મહિને અર્ધો ચાર્જ લેનારી. |

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮[illegible]–૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦–૦–૦ અને એક તોલા સુધીના રૂ. [illegible]૧૨–૦–૦. તે ઉપરનાને માટે હવાને લખવું.

અંક ૯ મો. પુસ્તક ૩૭ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

સપ્ટેમ્બર સને ૧૮૯૮.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી).

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

---

રા. રા. હરિલાલ મનસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેકટર તથા સેશન્સ જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટીના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હૂમ રા. બા. ભોળાનાથ સારાભાઇ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેકટર અને સ્કૂલ કમિટીના ચેરમેન, ભરુચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઇ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખસરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હૂમ રા.રા.કવિ નર્મદાશંકર લાલશંકર, ગોં૦તેઓના ધર્મખાતાના માજી સેક્રિટરી,

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી, ડે. એ, ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઇ. અમદાવાદ.
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે. એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઈ.
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા, ડે. એ. ઇ; ઝાલાવાડપ્રાન્ત, કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી નિજય, માજી, ડે. એ. ઇ; હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ. ઇ; સોરઠપ્રાન્ત કાઠિયાવાડ.
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની, બી. એ; ડે. એ. ઇ. પંચ મ. રેવા.
રા. સા. આર. એસ. તાંકી, બી. એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બાઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઇ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૦ દા૦ સ્કૂલના સેક્રિટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધારે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બાઇની જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્દગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કૉપીબુકો સાથે સરખાવ્યાપછી પોતાના તાબાનીસ્કૂલોમાં એ જ કૉપી વાપરવી.

| | |
|---|---|
| મે. ડોકટર ટોમસ બ્લેની. | મે. ઓટન જીઅરી. |
| મે. કેખશરૂ નવરોજજી કાબરાજી | મે. પ્રોફેસર આર. જી. ઓકસનહામ. |
| મે. અબ્દુલા મીરઅલી ધરમશી. | મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ. |
| મે. ગણેશરામ નીલકંઠ નાડકરની. | |

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૩૭ મું. સપ્ટેમ્બર, ૧૮૯૮. અંક ૯ મો.

## मास.

થર્ડ ગ્રેડની પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાના વિષયોની હાલમાં સરકારે મંજુર કરેલી નવી ટીપ આ અંકમાં પ્રસિદ્ધ કરી છે, તે તરફ સઘળા શિક્ષકોનું અને ઉમેદવારોનું ધ્યાન ખેંચીએ છીએ. એ પરીક્ષામાં આજ સુધી ભૂમિતિ લેવાતી ન હોતી, તે આવતા વરસથી લેવાશે. વળી આંજ સુધી કવિતાની પરીક્ષા લેવાતી ન હોતી, તેની પણ ન્યુનસેં લીટી દાખલ કરવામાં આવી છે. માપ કરણની, માફક ઐચ્છિક વિષય તરીકે ખેતી કે ડ્રોઈંગમાં પાસ થનારનો નોકરી ઉપર વધારે હક ગણાશે. એ સિવાય જૂની અને નવી ટીપમાં વધારે તફાવત જણાતો નથી. સને ૧૮૯૯ ની પરીક્ષા નવી ટીપ પ્રમાણે લેવાશે.

---

સને ૧૮૯૬-૯૭ ના વરસમાં મુંબઈ ઇલાકાની લોકલ ફંડ, મ્યુનિસિપલ, અને દેશી રાજ્યોને ખર્ચે ચાલતી પુરુષોની પ્રાથમિક શાળાઓમાં શિક્ષકોની યોગ્યતા નીચે મુજબ હતી:—

| | |
|---|---|
| ટ્રેન્ડ હેડ માસ્તરો | ૪૦૭૯ |
| અન્ટ્રેન્ડ હેડ માસ્તરો | ૨૫૪૫ |
| ટ્રેન્ડ આસિસ્ટંટો | ૧૩૧૬ |
| અનટ્રેન્ડ પણ પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા આસિસ્ટંટો. | ૩૪૩૭ |
| પબ્લિક સર્વિસ પરીક્ષામાં પણ પાસ નહિ થયેલા તેવા આસિસ્ટંટો. | ૩૮૧૮ |

એકન્દર ૬૬૨૪ હેડ માસ્તરો પૈકી ૨૫૪૫ એટલે ત્રીજા ભાગ કરતાં વધારે હજી અન્ટ્રેન્ડ છે. નિશાળો સારી સ્થિતિમાં લાવવા માટે બધી નિશાળોમાં હેડ માસ્તરો તો ટ્રેન્ડ હોવા જ જોઈએ.

૮૫૭૧ આસિસ્ટંટોમાંથી માત્ર ૧૩૧૬ એટલે સુમારે સાતમા ભાગના જ ટ્રેન્ડ છે. અજબ જેવું એ છે, કે હજી ૩૮૧૮, એટલે લગભગ અડધા આસિસ્ટંટો પબ્લિક સર્વિસની પરીક્ષામાં પણ પાસ થયેલા નથી. એવા વગર પાસ થયેલા ૧૩૦૩ માણસો કાઠિયાવાડમાં, ૬૫૮ ઉત્તર ભાગમાં, ૮૩૮ મધ્ય ભાગમાં, ૮૭૭ દક્ષિણ ભાગમાં, અને ૧૪૨ સિન્ધમાં છે.

---

સને ૧૮૯૬–૯૭ માં આ ઇલાકાની પ્રાથમિક નિશાળોના હેડ માસ્તરો તથા ટ્રેન્ડ આસિસ્ટંટોના સરેરાશ પગાર નીચે મુજબ હતાઃ—

| | ટ્રેન્ડ હેડ માસ્તરોનો સરેરાશ પગાર. | અનટ્રેન્ડ હેડ માસ્તરોનો સરેરાશ પગાર. | ટ્રેન્ડ આસિસ્ટંટોનો સરેરાશ પગાર. |
|---|---|---|---|
| **મ્યુનિસિપલ નિશાળોમાં—** | | | |
| મધ્ય ભાગ. { મુમ્બઈ શહેર | ૩૪—૮–૫ | ૨૭–૧૪–૯ | ૧૪–૧૨–૫ |
| મધ્ય ભાગ. { બહાર ગામ | ૨૫—૯–૦ | ૧૦—૧–૭ | ૧૨–૧૫–૩ |
| ઉત્તર ભાગ | ૨૭–૧૫–૪ | ૧૧—૯–૫ | ૧૩—૯–૯ |
| દક્ષિણ ભાગ | ૨૩—૭–૮ | ૧૨–૧૦–૭ | ૧૩–૧૫–૨ |
| સિંધ | ૩૮—૭–૦ | ૩૪—૧–૫ | ૧૯–૧૦–૧ |
| **લોકલ ફંડની નિશાળોમાં—** | | | |
| મધ્ય ભાગ | ૧૭—૦–૧૦ | ૯–૧૨–૧૦ | ૧૨—૭–૭ |
| ઉત્તર ભાગ | ૧૯—૩—૬ | ૧૦—૨—૭ | ૧૨—૦–૫ |
| દક્ષિણ ભાગ | ૧૭—૭—૮ | ૧૦—૨—૮ | ૧૧—૦–૫ |
| સિન્ધ | ૨૮—૦—૭ | ૧૩—૯—૯ | ૧૬–૧૫–૯ |
| **દેશી રાજ્યની નિશાળોમાં—** | | | |
| મધ્ય ભાગ | ૧૩—૫–૪ | ૯–૧૩–૧ | ૧૦–૮–૦ |
| ઉત્તર ભાગ | ૧૮–૧૧–૩ | ૧૧—૭–૨ | ૧૨–૯–૦ |

| | | | |
|---|---|---|---|
| કાઠિયાવાડ | ૧૭-૧૫-૨ | ૯-૧૫-૮ | ૧૨-૯-૨ |
| દક્ષિણ ભાગ | ૧૬-૧૧-૮ | ૧૦--૬-૧ | ૧૪-૨-૩ |

દરેક પ્રકારના શિક્ષકોને સારામાં સારા પગાર સિન્ધમાં મળે છે. નવ દસ રૂપિયાના હલકા પગારના અન્ટ્રેન્ડ શિક્ષકો રાખી તથા તેમને હેડ માસ્તરનું મ્હોટું નામ આપી આખી સ્કૂલનો જુમ્મો સોંપવો એ બહુ પસન્દ કરવા જેવું નથી.

---

પરીક્ષાઓ કેવી હોવી જોઈએ તે બાબત કેલેજ ઓફ પ્રિસેપ્ટર્સ રૂબરૂ બોલતાં કેનન ડેનિયલ કહે છે, કે

( ૧ ) સવાલ બહુ અઘરા ન જોઈએ;

( ૨ ) સવાલો જુદા જુદા પ્રકારના જોઈએ, એટલે, કેટલાક સ્મરણ શક્તિનો ઉપયોગ થાય તેવા, અને કેટલાક બીજી ઊંચી માનસિક શક્તિઓનો ખપ પડે તેવા જોઈએ; બીજા બોલમાં કહીએ, તો કેટલાક સવાલ શીખેલી ચોપડીઓમાંથી આપવા જોઈએ, અને કેટલાક બાળકની બુદ્ધિ કસે એવા બહારના જોઈએ;

( ૩ ) પ્રશ્નોનો અર્થ સ્પષ્ટ હોવો જોઈએ, તેમાં કાંઈ શંકા પડે તેમ ન હોવું જોઈએ;

( ૪ ) માર્ક્સ આપવામાં ઘણી જ ચોકસાઈ અને ન્યાય હોવાં જોઈએ, અને ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ વિદ્યાર્થી જુદા પડવા જોઈએ;

( ૫ ) પરીક્ષાનો પરિણામ કાઢવામાં વિલમ્બ કરી ઉમેદવારોને નકામી ફીકરમાં ન રાખવા જોઈએ.

---

# ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.

( ચાલુ પૃષ્ઠ ૨૩૭ થી. )

(૨૯) વનમાળી.

ગડકવહો કાવ્યમાં કૃષ્ણનું વર્ણન કરતાં કવિ કહે છેઃ—

जो वहइ वणमालं

(=સં. यः वहति वनमालां=જે વનમાળા વહે છે). वनमाला ના સમ્બન્ધમાં ટીકાકાર લખે છે-नानापुष्पपत्रफलविनिर्मिता स्रग् वनमाला (વનમાલા એટલે તરેહ તરેહનાં પુષ્પ, પત્ર, ફળનો બનાવેલો હાર). એ ઉપરથી वनमाला ધારણ કરનાર તે वनमाली એમ ઠરે છે, અને તે ઉપરથી ગુજરાતી **વનમાળી** શબ્દ થયો છે.

---

## (૩૦) દહાડો.

સંસ્કૃત दिवस શબ્દનું પ્રાકૃતમાં व् ના લોપથી दिअस થાય છે, અને કોઈ વખત स् નો ह् થવાથી दिअह પણ બને છે. ગઉડવહોમાં दिअस અને दिअह બન્ને શબ્દો જોવામાં આવે છે. અપભ્રંશ ભાષામાં તેને લઘુતાવાચક डो જોડવામાં આવે છે, તેથી दिअहडो રૂપ બને છે.

जे महु दिण्णा दिअहडा (હેમ વ્યાકરણ)

(=સં. ये मम दत्ताः दिवसाः=જે દિવસો મને આપ્યા). અપભ્રંશ दिअहडो ની इ નો अ થઈ પછી સન્ધિ થતાં (दअहडो) દાહડો, **દહાડો** શબ્દ બને છે.

---

## (૩૧) ખાંધ.

સંસ્કૃત स्कन्ध શબ્દનું પ્રાકૃતમાં खन्ध બને છે, અને તે ઉપરથી **ખાંધ** (=ખભો) શબ્દ આવે છે. અજબ જેવું છે, કે જ્યારે સંસ્કૃત અને પ્રાકૃતમાં स्कन्ध—खन्ध શબ્દો નર જાતિના છે, ત્યારે ગુજરાતી **ખાંધ** શબ્દ નારી જાતિનો છે. માણસ મરી ગયા પછી **ખાંધીઆં** એટલે ઉચકનારને ખવડાવવાનો રિવાજ છે. **ખાંધે** લેનાર તે **ખાંધીઆ** એમ શબ્દ થયો લાગે છે. કોઈ કોઈ ખ નો ક કરીને **કાંધીઆ** પણ બોલે છે.

---

## (૩૨) ખમ્ભ, થમ્ભ, થાંભલો.

હેમચન્દ્ર કહે છે કે સંસ્કૃત स्तम्भ શબ્દનાં પ્રાકૃતમાં थम्भ અને खम्भ એવાં બે રૂપ થાય છે. વરરુચિ खम्भ રૂપ આપે છે; ગઉડવહોમાં બન્ને રૂપ વપરાયાં છે. પરન્તુ એમ લાગે છે, કે थम्भ શબ્દ સં. स्तम्भ ઉ-

પરથી, અને खम्भ શબ્દ સં. स्कम्भ ઉપરથી થયેલો હોવો જોઈએ. खम्भ ઉપરથી મરાઠી खांब શબ્દ બને છે, અને थम्भ ઉપરથી ગુજરાતી **થમ્ભ, થમ્બ** થાય.છે, તેમ જ લઘુતાવાચક लो ઉમેરાઈને **થાંભલો–થાંબલો–થામલો** પણ બને છે. એ જ અર્થમાં ગુજરાતીમાં **ખમ્ભ** શબ્દ પણ વપરાય છે.

---

## (૩૩) મ્હોં.

સં. मुख નું પ્રાકૃતમાં मुह થાય છે, અને તે ઉપરથી ગુજરાતી (**મોહ, મહો**) **મ્હોં** શબ્દ બને છે. લઘુતાવાચક ડું મળે છે ત્યારે **મોહડું, મહોડું,** અથવા **મ્હોડું** બને છે. ગામડીઆ લોકો હજી **મુહ, મ્હુ, મ્હુડું** બોલે છે. **મોહડું** ઉપરથી કાઠીઆવાડમાં **મોઢું** બોલાય છે.

---

## (૩૪) વીછળવું, પખાળવું.

વાસણ માંજીને પાણીવડે શુદ્ધ કરે છે તેને ગુજરાતીમાં **વીછળવું** કહે છે. ગઉડવહો કાવ્યમાં ગંગા નદીનું વર્ણન કરતાં કવિ નીચે મુજબ કહે છેઃ—

**हरिचलणणहप्पहाए विच्छोलियं व गङ्गाए सहिलयं.**

ટીકાકાર આનું સંસ્કૃત ભાષાન્તર નીચે મુજબ કરે છેઃ—

**हरिचरणनखप्रभाभिः प्रक्षालितम् इव गंगायाः सलिलकम्**

(=હરિ-વિષ્ણુના ચરણના નખનાં તેજથી જાણે વીછળ્યું હોય-શુદ્ધ કર્યું હોય તેવું ગંગાનું પાણી).

એટલે પ્રાકૃત विच्छोलियं નો ટીકાકાર प्रक्षालितम् એવો અર્થ કરે છે. સંસ્કૃત क्षल् (क्षाल्) ધાતુની સાથે वि ઉપસર્ગ આવીને विक्षल् નો પણ ધોવું એવો અર્થ થાય છે, અને કદાચ તેના ભૂત કૃદન્ત विक्षालितम् ઉપરથી પ્રાકૃત विच्छोलियं બન્યું હોય. જો તેમ જ હોય તો સંસ્કૃત विक्षल् ઉપરથી પ્રાકૃત विच्छोल् (विच्छल ?) ધાતુ, અને તે ઉપરથી ગુજરાતી **વીછળ** ધાતુ નીકળ્યો હોય એમ સમ્ભવે છે. હેમચન્દ્ર વ્યાકરણ અને પાઈયલચ્છી विच्छोलियं નો અર્થ ધુંજાવ્યું એવો આપે છે.

क्षल् ધાતુનું प्र ઉપસર્ગ સાથે प्रक्षाल् બને છે, તે ઉપરથી ગુજ-

રાતી પખાળવું શબ્દ નીકળે છે. પગ પખાળવા, મન્દીરમાં પખાલ કરવી (=પ્રક્ષાલન કરવું), વગેરે સમ્બન્ધમાં ગુજરાતીમાં પખાળવું ક્રિયાપદ વપરાય છે.

---

(૩૫) વિટમણા.

સં. विडम्बना નો અર્થ દુઃખ, પીડા, ઇત્યાદિ થાય છે. તે ઉપરથી **વિટમ્બના—વિટમણા** શબ્દ ગુજરાતીમાં આવ્યો છે.

---

(૩૬) ખીજવું.

સં. खिद् (खिद्य) નું પ્રાકૃતમાં खिज्ज બને છે. ગઉડવહોમાં **निम्मला वि खिज्जन्ति** (=સં. निर्मलाः अपि खिद्यन्ते=નિર્મળ પણ ખેદ પામે છે) આવે છે. પ્રાકૃત खिज्ज ઉપરથી ગુજરાતી ખીજવું બન્યું છે.

---

# દુનિયાનો વખત.

સર્વ કોઈ જાણે છે, કે પૃથ્વીની દૈનિક ગતિથી રાત્રિ દિવસ થાય છે, અને તેને પશ્ચિમથી પૂર્વ તરફ એક આંટો ફરી રહેવાને ચોવીસ કલાક જોઈએ છે. આ હિસાબે તેને પન્દર અંશ જેટલું ફરવાને એક કલાક, અથવા એક અંશ ફરવાને ચાર મિનિટ લાગે છે. એ કારણથી એક જ વખતે પૃથ્વી ઉપરની જુદી જુદી જગાએ સવાર, બપોર, સાંજ, કે રાત્રિ હોય છે. મુમ્બાઈમાં અને લન્ડન પાસે ગ્રીનિચમાં બપોરના બાર વાગ્યા હોય છે, એટલે સૂર્ય બરાબર માથા ઉપર હોય છે, તે વખત નીચેનાં સ્થળોએ તેમની સામે દર્શાવ્યા પ્રમાણે કલાક વાગ્યા હોય છે.

| | મુમ્બાઈમાં બપોર થાય ત્યારે કલાક-મિનિટ | લન્ડનમાં બપોર થાય ત્યારે કલાક-મિનિટ |
|---|---|---|
| સાન ફ્રાન્સિસ્કો, { યુનાઈટેડ સ્ટેટસ } | આગલી રાતના ૧૦—૫૭ | પાછલી રાતના ૩—૪૯ |

| | | | |
|---|---|---|---|
| ચિકેગો (યુનાઇટેડ સ્ટેટસ) | પાછલી રાતના | ૧—૧૬ | સવારના ૬—૮ |
| ફિલાડેલ્ફિયા ( ,, ) | ,, ,, | ૨—૭ | ,, ૬—૫૯ |
| ન્યૂ યોર્ક ( ,, ) | ,, ,, | ૨—૧૨ | ,, ૭—૪ |
| ક્વિબેક ( કેનેડા ) | ,, ,, | ૨—૨૩ | ,, ૭—૧૫ |
| બોસ્ટન (યુનાઇટેડ સ્ટેટસ) | ,, ,, | ૨—૨૬ | ,, ૭—૧૮ |
| મોન્ટે વીડિયો (દક્ષિણ અમેરીકા, ઉરુગ્વાઈ) | ,, ,, | ૩—૨૫ | ,, ૮—૧૭ |
| રાયોડિજીનીરો (બ્રાઝીલ) | ,, ,, | ૪—૧૬ | ,, ૯—૮ |
| ડબ્લિન ( આયર્લેન્ડ ) | સવારના | ૬—૪૩ | ,, ૧૧—૩૫ |
| લિસ્બન ( પોર્ટુગલ ) | ,, | ૬—૩૨ | ,, ૧૧—૨૪ |
| એડિનબરો (સ્કોટલેન્ડ) | ,, | ૬—૫૫ | ,, ૧૧—૪૭ |
| લન્ડન-ગ્રીનિચ ( ઇંગ્લેન્ડ ) | ,, | ૭—૮ | બપોરના ૧૨—૦ |
| પારિસ ( ફ્રાન્સ ) | ,, | ૭—૧૭ | બપોર પછી ૦—૯ |
| બ્રસલ્સ (બેલજિયમ) | ,, | ૭—૨૫ | ,, ૦—૧૭ |
| રોટરડામ ( હોલન્ડ ) | ,, | ૭—૨૬ | ,, ૦—૧૮ |
| આમસ્ટરડામ ( ,, ) | ,, | ૭—૨૮ | ,, ૦—૨૦ |
| સ્ટટગાર્ટ ( જર્મની ) | ,, | ૭—૪૫ | ,, ૦—૩૭ |
| બર્ન ( સ્વિત્ઝરલેન્ડ ) | ,, | ૭—૩૮ | ,, ૦—૩૦ |
| મ્યુનિચ ( જર્મની ) | ,, | ૭—૫૪ | ,, ૦—૪૬ |
| કોપનહેગન ( ડેન્માર્ક ) | ,, | ૭—૫૮ | ,, ૦—૫૦ |
| રોમ ( ઇટલી ) | ,, | ૭—૫૮ | ,, ૦—૫૦ |
| બર્લિન ( પ્રશિયા ) | ,, | ૮—૨ | ,, ૦—૫૪ |
| માલ્ટા (ભૂમધ્ય સમુદ્રમાં બેટ ) | ,, | ૮—૬ | ,, ૦—૫૮ |
| વિયેના ( ઓસ્ટ્રિયા ) | ,, | ૮—૧૪ | ,, ૧—૬ |
| સ્ટોકહોમ ( સ્વીડન ) | ,, | ૮—૨૦ | ,, ૧—૧૨ |
| કેપ ટાઉન (દક્ષિણ આફ્રિકા) | ,, | ૮—૨૨ | ,, ૧—૧૪ |

| | | | | |
|---|---|---|---|---|
| સેન્ટ પિટર્સબર્ગ (રુશિયા) | સવારના | ૯—૯ | બપોર પછી | ૨—૧ |
| સ્વેઝ (મિસર દેશ) | ,, | ૯—૧૮ | ,, | ૨—૧૦ |
| મોસ્કો (રુશિયા) | ,, | ૯—૩૮ | ,, | ૨—૩૦ |
| એડન (અરબસ્તાન) | ,, | ૧૦—૮ | ,, | ૩—૦ |
| મુમ્બઈ (હિન્દુસ્તાન) | બપોરના | ૧૨—૦ | ,, | ૪—૫૨ |
| મદ્રાસ ( ,, ) | બપોરપછી | ૦—૨૯ | ,, | ૫—૨૧ |
| કલકત્તા ( ,, ) | ,, | ૧—૨ | ,, | ૫—૫૪ |
| રંગુન (બ્રહ્મ દેશ) | ,, | ૧—૩૨ | ,, | ૬—૨૪ |
| પેકિન (ચીન) | ,, | ૨—૫૪ | રાતના | ૭—૪૬ |
| એડિલેડ (ઓસ્ટ્રેલિયા) | ,, | ૪—૨૨ | ,, | ૯—૧૪ |
| મેલ્બોર્ન ( ,, ) | ,, | ૪—૪૮ | ,, | ૯—૪૦ |
| સિડની ( ,, ) | ,, | ૫—૧૩ | ,, | ૧૦—૫ |
| બ્રિસ્બેન ( ,, ) | ,, | ૫—૨૦ | ,, | ૧૦—૧૨ |
| વેલિંગ્ટન (ન્યૂ ઝિલન્ડ) | ,, | ૬—૪૮ | ,, | ૧૧—૪૦ |

---

# वाक्य रचना अने निबन्ध.

(ચાલુ પાને ૨૩૫ થી.)

## પ્રકરણ ૧૨ મું.

### વિધાનપક્ષ તરીકે વપરાતા શબ્દો.

પહેલા પ્રકરણમાં આપણે જોયું કે કર્ત્તાને વિષે જે કહેવામાં આવે છે તેને વિધાનપક્ષ કહે છે.

છોકરો જાય છે,

એ વાક્યમાં "છોકરો" કર્ત્તા છે, અને તે "જાય છે" એવું તેને વિષે આપણે બોલીએ છીએ માટે તે વિધાનપક્ષ છે.

અત્યાર સુધી આપણે વિધાનપક્ષ તરીકે ક્રિયાપદનો જ ઉપયોગ કર્યો છે, પરન્તુ બીજા શબ્દો એ વિધાનપક્ષ થઈ શકે છે, જેમકે—

છોકરો ગાંડો છે,

ઘોડો તોફાની છે, વગેરે.

પહેલા વાક્યમાં આપણે છોકરાના ગાંડાપણાની, અને બીજામાં ઘોડાના તોફાનીપણાની વાત કરીએ છીએ, તેથી એ વાક્યોમાં **ગાંડો** અને **તોફાની** એ વિધાનપક્ષ છે. નીચેનાં વાક્યોમાં તેવું જ બને છેઃ—

આ ગૃહસ્થ **મામલતદાર** છે,<br>
એ સાહેબ **કલેક્ટર** છે,<br>
અમદાવાદ **શહેર** છે,<br>
સુરતના લોકો **મોજીલા** છે,<br>
આ છોકરો **પરગજુ** છે,<br>
એનો બાપ **વેપારી** હતો, વગેરે.

આ વાક્યોમાં મામલતદાર, કલેક્ટર, શહેર, મોજીલા, પરગજુ, વેપારી, એ **નામ** અને **વિશેષણોનો વિધાનપક્ષ** તરીકે ઉપયોગ થયો છે.

મુખ્યત્વે કરીને **ક્રિયાપદ, નામ**, અને **વિશેષણનો** વિધાનપક્ષ તરીકે ઉપયોગ થાય છે. **સર્વનામ, કૃદન્ત**, વગેરે શબ્દો **નામ** કે **વિશેષણની** પેઠે વપરાઈને તે પણ વિધાનપક્ષ થઈ શકે છે, જેમકે—

શાક **બગડેલું** છે,<br>
આ કહોળું **કોહેલું** છે,<br>
આ માણસ **રંગનાર** છે,<br>
તોફાની છોકરો **આ** છે,<br>
ઘરના માલિક **હમે** છીએ,<br>
જલાલુદ્દીનને મારનાર **કોણ** હતો?<br>
અહિં **ખાવાનું** કાંઈ નથી, વગેરે.

**છઠ્ઠી વિભક્તિના** શબ્દો વિશેષણ જેવા હોવાથી તે પણ કોઈ વખત વિધાનપક્ષ બને છેઃ—

આ ખેતર **ભટ્ટજીનું** છે,<br>
એ કામ **તેનું** છે,<br>
પેલો બંગલો **કોનો** છે?<br>
આ ઘુરી મિયાં કદ્દણ **હૈયાનો** છે, વગેરે.

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો, અને કઈ જાતના શબ્દો વિધાનપક્ષ તરીકે વપરાયા છે તે કહો:—

૧. એ ડંખ કામનો છે.
૨. હું આંધળો છું.
૩. વિક્રમ રાજા ભારે ભૂપ.
૪. દેશ દેશની બોલી જુદી છે.
૫. એ રસ્તો ઉજડ હતો.
૬. એનાં મૂળ ઊંડાં હોય છે.
૭. બચ્ચું બુદ્ધિ બાળ.
૮. તું સાચો છોકરો છે.
૯. તે બહુ ખુશ છે.
૧૦. એ આનો કોનો છે?
૧૧. એનું થડ ઊંચું હોય છે.
૧૨. તેમની ખાવાની મુખ્ય જણસ કેળાં છે.
૧૩. કેળાંની જાતો ઘણી છે.
૧૪. તાપોંડીઆં કેળાં જાડી છાલનાં હોય છે.
૧૫. સોનેરી કેળાં ન્હાનાં હોય છે.
૧૬. તેની છાલ પાતળી હોય છે.
૧૭. સોનેરી કેળાં સરસ હોય છે.
૧૮. વાંદરાંનાં મ્હો કાળાં હોય છે.
૧૯. મીરજાઈ જોડાની ચાંચ બેઠેલી હોય છે.
૨૦. જોડા ઘણી તરેહના હોય છે.
૨૧. તજ ખુશબોદાર છે.
૨૨. તેની સોડમ મીઠી છે.
૨૩. જાયફળ મીજ છે.
૨૪. એ પૈસા તમ્હારા ન હોય.
૨૫. તેનો તું દાતાર.
૨૬. એ આંબો જેનો હશે.

## મનોયત્ન ૨ જું.

વિધાન પક્ષ તરીકે ક્રિયાપદ, નામ, વિશેષણ, છઠ્ઠી વિભક્તીવાળા શબ્દ, સર્વનામ, અને કૃદન્ત આવે એવાં પાંચ પાંચ વાક્યો રચો.

## મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દો લઈ વાક્યો રચો:—

છાલ, છે, તેની, જાવન્ત્રી, હોય છે, મ્હોટું, ઝાડ. તજનું, ચળકતો, એ, હતો, પૈસો, તે, કડકો, હતો, તાંબાનો, પેલું, છે, કોણ, છોકરાએ, એક, લીધી, દરાખ, કાળી, ભાઈ, એ, છે, અમદાવાદના, ગાંધીએ, પાછો, પૈસો, આપ્યો, એક, કોનો, હશે, પૈસો, એ, જડ્યો, આપણને, પૈસો, એ.

### પરીક્ષાના પ્રશ્ન.

૧. વિધાનપક્ષ એટલે શું?

૨. મુખ્યત્વે કરીને કયા કયા પ્રકારના શબ્દોનો વિધાનપક્ષ તરીકે ઉપયોગ થાય છે?

૩. બીજા કયા પ્રકારના શબ્દો વિધાનપક્ષ તરીકે વપરાય છે? શા કારણથી?

---

# ગુજરાતી જોડણી.

**ગયા જાન્યુઆરી માસના લેખ વિષે આવેલા અભિપ્રાયોનો સાર.**

૧. રા. રા. હરિલાલ દામોદર—ઉચ્ચાર પ્રમાણે લખવાનો વહિવટ થાય તો બહુ લાભ થાય. નવા થતા કોષમાં તેમ લખાય તો લોકો ધીમે ધીમે એવું લખતા થશે.

૨. રા. રા. મનઃસુખરામ સૂર્યરામ—એ વિષયમાં ઊહાપોહ થવા માંડ્યો છે તેનું સારુ ફળ થવા આશા છે. આપે એ સમ્બન્ધમાં ઊહાપોહ-પૂર્વક વિચાર લખ્યા છે એ અભિવન્દનીય છે.

૩. રા. રા. ગણપતરામ અનુપરામ—૧. શુદ્ધ સંસ્કૃત શબ્દો ગુજરાતીમાં વપરાય છે તેમાં અનુનાસિક તથા અનુસ્વાર બન્નેને અવકાશ આપવો.

૨. કાળબળથી અને રાજ્યબળથી જે શબ્દો અંગ્રેજીમાંથી લેવા પડે તેમનો ઉચ્ચાર અંગ્રેજીમાં થતો હોય તેવો જ ગુજરાતીમાં કરવો જોઈએ, અને તેને માટે એ, ઓના પહોળા ઉચ્ચાર કરવા માટે આપની સૂચનાને મળતો આવું છું.

૩. એનું મ્હોં ગોળ માટલી જેવું છે; મ્હેં ગોળ ખાધો; એ બન્ને ઠેકાણે ગોળ લખવાથી જ જ્યાં ઘટે ત્યાં તેવો ઉચ્ચાર થશે.

૪. સમ્બન્ધ અને સંબંધ બન્ને ખરાં રૂપ ગણવાં.

૫. જોન્સન કે જાન્સન નહિ લખતાં જૉન્સન તેમ જ

પેંબ્રોક નહિ પણ પેમ્બ્રોક જ લખવો.

૪. રા. રા. તરખડ સાહેબ—આપના અભિપ્રાય સાથે મળતો છું.

૫. રા. રા. ધીરજરામ વિશ્વનાથ—કોઈ પણ કોષ કરતી વેળા શબ્દોનું ઉચ્ચારણ જેમ થતું હોય તેમ તેનું લેખન કરવું જોઈએ. એ, ઍ, ઓ, ઑ નાં ઉચ્ચારણ ગમે તે રીતે દર્શાવવાનું નક્કી થવું જોઈએ. જે ઉચ્ચારણમાં એવાં નિશાન કોષમાં શબ્દોના ક્રમમાં દાખલ ન થઈ શકે તો શબ્દની પાસે કૌંસમાં અવશ્ય બતાવવાં જોઈએ. અનુસ્વાર અને અનુનાસિકનો એક ઉચ્ચાર થાય ત્યાં ચાલતી રીતે અનુસ્વાર પસન્દ કરું છું, અને મઙ્ગળ, તાણ્ડવ ઇત્યાદિ શબ્દોમાં સ્પષ્ટ અનુનાસિકનો ઉચ્ચાર થતો હોય ત્યાં અનુનાસિક વાપરવાનું પસન્દ કરું છું.

જે જે સ્થળે જે જે રૂપ ગુજરાતી ભાષાનાં બોલાતાં હોય તે તે રૂપમાં તમામ શબ્દો ગુજરાતી ભાષાના નવા થતા કોષમાં દાખલ કરાવવા પ્રયત્ન થાય તો ઠીક.

૬. રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ—સાંકડા અને પહોળા ઉચ્ચારના ભેદ લખાણમાં જણાવવા જોઈએ; મ્હાવરો ન હોવાથી પ્રથમ કઠણ પડશે, પણ ટેવ પડેથી મુસ્કેલી દૂર થઈ જશે.

પહોળા સ્વરો માટે અર્ધચન્દ્ર તથા કાનો ને અર્ધચન્દ્ર એવાં ચિહ્ન લખાવા ધારો છો તે બરાબર છે, પણ માત્રાને બદલે અર્ધચન્દ્ર દાખલ કરવા કરતાં ઉલટી (ᐟ) માત્રા વાપરવાથી વધારે સુલભ થશે.

નાસિકા સ્થાનના ત્રિવિધ પરસ્પર ભિન્ન ઉચ્ચારણ (ચાંદ, શાંતિ, અને સિંહ) માટે ભિન્ન સંકેત યોજાય તો ઉત્તમ.

૭. રા. રા. ડાહ્યાભાઈ ઉમેદચન્દ—જે શબ્દોમાં હ નો ઉચ્ચાર થતો હોય તે શબ્દો નીચે આવું (.) ચિહ્ન મૂકાય તો ઠીક.

૮. રા. રા. જાનમહમદ હસનભાઈ—જોડણીમાં સહજ ફેરફાર કરવાથી ઉચ્ચાર સમજવાની સરળતા વધે છે, માટે આપના અભિપ્રાયને મળતો આવું છું.

૯. રા. રા. હરિકૃષ્ણ બળદેવ—ઉચ્ચાર પ્રમાણે ચિહ્નો અવશ્ય જોઇએ. 'હ' ની બાબતમાં આવું ( ‹ ) ચિહ્ન મૂકવાનો પ્રયત્ન થયો છે તે જ રાખવો.

શબ્દયોગીનો સમ્બન્ધી શબ્દ વિભક્તિના પ્રત્યય રહિત આવે તો શબ્દની સાથે લખાય તો ઠીક.

એક જ ક્રિયાવાળાં સંયુક્ત રૂપો એ જુદી ક્રિયાવાળાં તેવાં રૂપોથી ભિન્ન લખાય તો ઠીક.

કવિતામાં શબ્દનું રૂપ ન ફેરવતાં હ્રસ્વ દીર્ઘના ઉચ્ચારણ પ્રમાણે નિશાની મૂકાય તો ઠીક.

૧૦. રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—એક ન્હાની સરખી સુધારણાથી ઉચ્ચારમાં પડતી મુશ્કેલીઓ દૂર થાય છે માટે તે કરવી.

આપની બીજી બલામણ સરળ અને સહેલી ન હોવાથી અડચણ વધારે નડશે.

૧૧. રા. રા. વલ્લભદાસ પોપટલાલ—લેખન પદ્ધતિ કઠિન કરવા મહારો અભિપ્રાય નથી.

૧૨. રા. રા. બાપુ. મુ. પટેલ—ઉત્તમ વિદ્વાનો જેમ બોલે તેવી જોડણી થવી જોઈએ.

૧૩. રા. રા. લાલભાઈ લલ્લુભાઈ—ઉચ્ચારણો બોલવા પ્રમાણે તેનાં જુદાં ચિહ્નો જોઈએ. અનુસ્વારને માટે જે ચિહ્નો આપે કલ્પેલાં છે તે બરાબર છે.

૧૪. રા. રા. હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી—એ અને ઍ, ઓ અને ઑ, એનાં પૃથક પૃથક ચિહ્ન યોજવાની જરૂર છે. અનુનાસિકને માટે પણ આપના અભિપ્રાયને મળતો છું. પ્રથમ જરા કઠણ લાગશે પણ વાંચન ચોપડીઓમાં તેનો ઉપયોગ થવાથી બાળકો થોડી મુદતે શીખશે એટલે અઘરું નહિ લાગે.

૧૫. મર્હૂમ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ—એ, ઍ, ઓ, ઑ, આ ઉચ્ચાં-

રણોના સમ્બન્ધમાં આપના અભિપ્રાયને મળતો છું.

અનુસ્વારની બાબતમાં સંસ્કૃત લિપિના નિયમો કાયમ રાખવાનું મ્હારી નજરમાં આવે છે.

કેટલાંક ઉચ્ચારણોમાં હકાર પડતો મૂકાય છે ત્યાં તે મૂકવા મ્હારો અભિપ્રાય છે.

ડ નો ઉચ્ચાર બે જાતનો થાય છે તેને માટે પણ ચિહ્ન યોજવાની જરૂર છે. જેમકે ડાસો, ડાળ, અને કડે, ખડો, ઇત્યાદિ.

ડ ના જુદા જુદા ઉચ્ચાર માટે હિન્દી તથા બંગાળીમાં જુદાં જુદાં ચિહ્ન રાખ્યાં છે, માટે આપણી ભાષામાં દાખલ કરવાં જોઈએ.

૧૬. રા. રા. મકનજી ભીમભાઈ તા. મા. શીખડી—એ, ઍ, ઓ, ઑ એ ઉચ્ચારણો માટે જુદી જુદી નિશાનીઓ કરવી જોઈએ.

ઙ, ઞ, આ અનુનાસિક અક્ષરો ગુજરાતીમાં લખાતા નથી તો હવે લખી ભાષા ભારી કરવા જરૂર નથી. ડાસો, ડોશી, માસો, માશી વગેરે શબ્દોમાં નર જાતીમાં સ ને નારી જાતિમાં શ લખે છે તે પણ ખોટું છે. પરભાષાના વપરાતા શબ્દ તે જ ભાષાના રૂપમાં લખવા.

૧૭. રા. રા. ગોપાળજીભાઈ સુરભાઈ—ઉચ્ચારણો જુદાં છતાં જોડણી સરખી લખાતી હોય ત્યાં વ્યવસ્થિત બનાવવાની જરૂર છે. એ, ઍ, ઓ, ઑ નાં ઉચ્ચારણ જુદાં છે તો તેની જોડણી જુદી લખવી જોઈએ.

અનુનાસિક અક્ષરને માટે આપના અભિપ્રાયને મળતો છું. [illegible] હાલ, કામ લખવામાં મહેનત વધે માટે કાયમ તો રહેવા દેવું.

રણછોડદાસ-ઉચ્ચારણ પ્રમાણે જોડણી લખવી જોઈએ.

૧૯. રા. રા. લક્ષ્મણ પુરુષોત્તમ—ઉચ્ચારણો પ્રમાણે જોડણી લખવી જોઈએ.
અનુસ્વાર સમ્બન્ધી પણ આપના અભિપ્રાયને મળતો છું.

૨૦. રા. બા. મોતીરામ રાજારામ—ઉચ્ચારણો પ્રમાણે લાંબા ટૂંકા સ્વરની જે યોજના કરવા ધારો છો તે બરાબર છે.
અનુસ્વાર તથા અનુનાસિકનો ભેદ જુદો બતાવવો.

૨૧. રા. રા. પોપટલાલ કેવળચન્દ શાહ—ઉચ્ચાર પ્રમાણે જોડણીનાં ચિહ્ન યોજવાં ઠીક છે. અનુનાસિક અને અનુસ્વારની બાબતમાં આપના કહેવા પ્રમાણે કરતાં મુશ્કેલીઓ વધશે પણ વાંચનની મુશ્કેલીઓ ઘટશે અને લેખન શુદ્ધ થશે.

૨૨. રા. રા. પ્રાણજીવન તુળજારામ—ઉચ્ચારણ પ્રમાણે લેખન પદ્ધતિ હોવી જોઈએ. અનુનાસિકને માટે ० નિશાન ઘસાઈ જશે માટે અનુનાસિક અક્ષર લખવો.

૨૩. રા. રા. જગજીવન કાળીદાસ—ઍ, ઓ, ઑ, ઓ ને માટે જુદાં ઉચ્ચારણ દર્શાવવા જુદાં ચિહ્ન યોજવાં જોઈએ.
અનુનાસિકને માટે સ્વવર્ગીય અનુસ્વાર જોડવો એ ઠીક છે.

૨૪. રા. રા. છોટાલાલ નરભેરામ—ગુજરાતી ભાષામાં જુદી જુદી ભાષાના શબ્દ ભળેલા છે તે બધાને માટે ચિહ્ન ન યોજવાં ને ઍ, ઑને માટે યોજેલાં એ બરાબર નથી.
અનુસ્વારની બાબતમાં પણ વિશેષ ચિહ્ન યોજવાની જરૂર નથી.

૨૫. ખા. સા. કરમઅલી રહીમઅલી—ઍ, ઑ નો પહોળો ઉચ્ચાર દર્શાવવાને માટે આપની સૂચનાઓ ઉપયોગી છે.
અનુસ્વારને માટે પણ આપની સૂચના યોગ્ય છે. અરબીમાં સ ના ત્રણ ઉચ્ચાર છે, સીન, સે, સ્વાદ. એમાં સે નો ઉચ્ચાર દન્તી સ કરતાં ભિન્ન છે માટે તે દર્શાવવાને સારુ પણ ચિહ્નની જરૂર છે.

આ પાઠમાં ત્રણ બાબતો સ્પષ્ટ રીતે નીકળી આવવી જોઈએ; ગરમી લાગવાથી કેટલાક નક્કર પદાર્થો પ્રવાહી થાય છે, એ ફેરફારને પીગળવું કહે છે, અને જે નક્કર પદાર્થો પીગળી શકે છે તેમને **દ્રાવ્ય** કહે છે.

પોતાની પાસે દ્રાવ્ય પદાર્થ હોય તેમાંથી એકને બાળકોના દેખતાં શિક્ષકે ગરમીની આંચ લગાડી પ્રવાહી કરવો. તે દરમ્યાન ઝડપથી સમજૂતી આપતા જવું અને સવાલ ઉપર સવાલ પૂછતાં જવું.

ધારો કે દ્રાવ્ય પદાર્થો પૈકી પહેલો બરફનો પ્રયોગ કરીએ.

"હરિલાલ, આ બરફનો કકડો હાથમાં ઝાલો. તે કેવો લાગે છે? જુઓ જુઓ. હરિલાલના હાથમાંથી જમીન પર શું ટપકે છે? બરફનું પાણી શાથી થઈ ગયું? પાણી ટપકાં રૂપે પડે છે તેથી તેને કેવું કહે છે? બરફની આરપાર જોઈ શકાય છે તેથી તેને કેવો કહો છો?"

અથવા ધારો કે **થીજેલા ઘી** નો પ્રયોગ કરીએ.

"જુઓ, આ થીજેલું ઘી છે; તે નક્કર છે કે પ્રવાહી? તે શી રીતે પ્રવાહી થશે? તેને તાસકમાં નાંખી મધાર્કને દીવે ઉનું કરીશું એટલે તાસકમાંનું ઘી પીગળશે. જુઓ, ઘી પીગળ્યું. તેનો રંગ કેવો છે? પાછું ટાઢું પડશે ત્યારે નક્કર થશે કે પ્રવાહી રહેશે?

અથવા સીસાનો પ્રયોગ કરીએ:

"આ સીસું શી રીતે પીગળશે? પીગળેલા સીસાનો રંગ કેવો હોય છે? દેવતા ઉપરથી ઉતારી નાંખું તો તે કેવું થશે!"

અથવા મીઠાનો પ્રયોગ કરીએ.

"જગજીવન, આ ધોળો નક્કર પદાર્થ ચાખીને મને કહે કે તેનો સ્વાદ કેવો છે! તેને તાસકમાં નાંખી તાસક દીવા ઉપર ધરું છું. તે પીગળતું નથી. ખડી, ચકમક, આરસપહાણ જેવા બીજા ઘણા પદાર્થો પીગળતા નથી. આપણે બીજા એક બે પદાર્થના પ્રયોગ કરીશું.

ચાલો, કપૂરનો પ્રયોગ કરીએ.

"મણિલાલ, આ સૂંઘ અને ચાખ; તે શું છે? આપણે તેને પિગળવાનો પ્રયત્ન કરીશું. જુઓ જુઓ, ગાંગડો ન્હાનો થતો જાય છે, તથાપિ તે પ્રવાહી થતું જણાતું નથી. હવે તો કાંઈ રહ્યું નથી, બધું એ

કપૂર ઊડી ગયું. કપૂર પીગળતું નથી, પણ હવામાં ઊડી જાય
ખરેકે કરતાં થી પિગાળવાને વધારે ગરમી લગાડવી પડે છે
કરતાં સીસું પિગાળવાને વધારે ગરમી લગાડવી પડે છે,
હવે બાળકોનું લક્ષ ખેંચવું; અને પછી તેમને કહેવું
ત્રાંબું, અને સોના જેવા બીજા પદાર્થોને ઘણી ગરમી લગાડ
રે જ તેઓ પીગળે છે.

" તાસકમાં કાચ મૂકી તાસકને દીવાની શેજ ઉપર ધર
પીગળતો નથી; પણ કાચની આ ન્હાની નળીને દીવાની શેજ
વાથી તે નરમ થાય છે અને વળી શકે છે. "

હવે વર્ગને કહેવું કે જે પદાર્થો પીગળી શકે છે તેમને દ્રાવ્ય
પીગળી શકતા નથી તેમને અદ્રાવ્ય * કહે છે; અને બાળકો
અથવા બીજા પેટામાં પદાર્થોની વર્ગણી કરાવવી.

---

# प्राणी वर्णन.

સાંધણ (પૃષ્ઠ ૨૪૫ થી.)

## વ્હેલ

વર્ગ-કરોડવાળાં. જાત-સ્તનવાળાં.પ્રકાર-આંચળવાળાં દરીઆ

સઘળાં પ્રાણીઓમાં વ્હેલ મ્હોટામાં મ્હોટું છે. જોકે તે સ્તન
ણીઓની જાતનું છે તોપણ તેની શારીરિક રચના તેને પાણીમાં
લાયક કરેલી છે. માછલાંના શરીર પર ભીંગડાં હોય છે, અને ડો
આકાર હોય છે. વ્હેલને આમાંનું કાંઈ પણ હોતું નથી. વ્હેલ
આશરે વીસ ફુટ પહોળી અને ઉપરની બાજૂએ વળેલી છે. તેન
એટલી તો જબરી હોય છે કે તેના એક જ ઝપાટે ખલાશીઓ
હોડી હવામાં ઊંચે ઊડી જાય છે.

---

* દ્રાવ્ય અને અદ્રાવ્ય શબ્દો કેટલેક દરજ્જે સમ્બ
પત્થર જેવા ઘણા પદાર્થો જે સાધારણ રીતે અદ્રાવ્ય છે તેમને
જેટલી ગરમી લગાડી શકીએ તેના કરતાં વધારે ગરમી લગાડવા
તો તે પદાર્થો સૌવસા પીગળે એટલે દ્રાવ્ય થાય.

ગ્રીનલાન્ડમાં થનારાં વ્હેલ સાઠ ફુટ લાંબાં અને તેમના શરીરના જાડા ભાગનો પરિઘ ૩૦થી ૪૦ ફુટ જેટલો થાય છે. આ વ્હેલનું માથું મ્હોટું અને શંકુ આકર છે. તેની આંખો પ્રમાણમાં ન્હાની, અને જીભ ઘણી મ્હોટી છે. તેનું મ્હોં જ્યારે ઉઘાડેલું હોય છે ત્યારે તેના મ્હોંની ફાડ ૧૬ ફુટ ઊંડી, ૧૨ ફુટ ઊંચી, અને ૧૦ ફુટ જેટલી પહોળી થાય છે. તેનું મ્હોં જોકે એવડું મ્હોટું છે તેમ છતાં પણ તેના ગળાની બારી એટલી તો સાંકડી છે કે એક બટાટો પણ તેમાં ભરાઈ રહે છે. તેના મ્હોંમાં દાંત હોતા નથી. પણ દાંતને ઠેકાણે ઉપલા જડબાંમાં શીંગડાના જેવી સેંકડો ચીપો હોય છે. તે ચીપોને વાળની ઝાલર હોય છે તેથી તેના મ્હોંમાં ચાળણી જેવું થઈ રહે છે. પ્રથમ મ્હોંમાં દરિયાનું પાણી લઈને તે પાણીને ચાળણીમાંથી પાછું કહાડી નાંખે છે. તેથી પાણી સાથે આવેલાં જીવ જન્તુઓ મ્હોંમાં રહી જાય છે. તેને તે ગળી જાય છે. ન્હાના કરચલા, દરિયાઈ ગોકળ ગાયો, મ્હોટા પોરા, અને ન્હનાં માછલાં વગેરે ખાઈને તે પેટ ભરે છે. આવા ન્હાના જીવ ઉત્તર તરફના દરિયામાં ઘણા થાય છે, તેથી તે દરિયા છોડીને વ્હેલ બીજે ઠેકાણે જતાં નથી.

તેના મ્હોંમાં રહેલી ચીપોની છત્રીની સળીઓ તથા ચીપો બને છે. મધ્યમ કદના એક વ્હેલની ચીપોનું તોલ આશરે ૧૨૦ મણ થાય છે.

વ્હેલની પીઠનો રંગ રતાશ પડતો કાળો અને નીચલા ભાગનો રંગ જરા સફેદ હોય છે. તેના શરીરની ચરબીને ઇંગ્રેજીમાં બલબર કહે છે. તેમાંથી પુષ્કળ ચરબી કે તેલ નીકળે છે. એવું કહેવાય છે કે એક વ્હેલના આખા શરીરમાંથી ત્રીસ ટન (૮૪ ખાંડી) તેલ નીકળે છે. તેના મ્હોંની ચીપો અને તેલ મળીને એક વ્હેલમાંથી આશરે ૮૦૦ પાઉન્ડની કિંમતનો માલ નીકળે છે. તેથી ઘણા મચ્છીમારો વ્હેલ મારવાનો ધંધો કરે છે. વ્હેલના માથાના છેક ઉપલા ભાગમાં બે નસકોરાં હોય છે. તે વાટે તે દમ લે છે. તે વારે ફુવારાની પેઠે પાણી થોડુંક ઊંચું ઊડે છે. વ્હેલ ઘણી વાર પાણીમાં રહી શકે છે. જ્યારે શ્વાસ લેવાને ઉપર આવે છે, ત્યારે તેનાં નસકોરાંમાંથી શ્વાસનો ગરમ વાયુ નીકળે છે. તેમાંનો ભેજ ઠંડી હવામાં ઠરી જાય છે, અને વરાળ યન્ત્રના ધમાડીયામાંથી નીકળતી વરા-

ળીના જેવી દેખાય છે. વ્હેલનો શિકાર કરવા દર ઉન્હાળામાં એટલાં બધાં વહાણુ ઉત્તર સમુદ્રમાં જતાં કે એ પ્રાણીની ઘણી અછત થઈ ગઈ હતી.

હાલમાં પણુ ઘણાં વહાણો તેનો શિકાર કરવા જાય છે. એક માણસ વહાણની ટોચ પર આખો દહાડો બેસી રહીને દરિયામાંથી ધુમાડો નીકળે તેની તપાસ રાખે છે. જે જગાએ ધુમાડો નીકળતો માલુમ પડે તે જગા આગળ વહાણુ લઈ જાય છે. કારણુ કે ત્યાં વ્હેલ હોવાથી જ તેના નાકમાંનો શ્વાસ ધુમાડા રૂપે માલૂમ પડે છે. વ્હેલનો શિકાર કરવાની રીત અને બીજી જાતનાં વ્હેલનો ઉપયોગ તથા આદતો વિષે ગુજરાતી છઠ્ઠી ચોપડીમાં વર્ણન આપેલું છે. તેથી અત્રે વિશેષ વર્ણન કર્યું નથી. બંગાળી ઉપસાગર, અરબી સમુદ્ર, અને લંકા એટની આસપાસ વ્હેલની વસ્તી છે. કરાંચી, કલકત્તા, મદ્રાસ, અને મુમ્બઈના મ્યુઝીઅમોમાં વ્હેલનાં હાડપિંજર રાખેલાં છે. વ્હેલની માદાને દર વેતરે એક બચ્ચું અવતરે છે. બચ્ચું દશ પન્દર ફુટ લાંબું હોય છે. તે એક વરસ સુધી ધાવે છે. વ્હેલમાંથી તેલ, વ્હેલ બોન (દાંતની ચીપો) અને ચરબી નીકળે છે. શિતકટિ બન્ધમાં લોકો તેનું માંસ વાપરે છે.

---

# સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિ.

(લખનાર ગ. ગો. બર્વે.)

(ચાલુ પૃષ્ટ ૨૩૭ થી.)

આ ગ્રહો અને ઉપગ્રહો તે હાલ જેવી ઘન અવસ્થામાં છે તેવા તે વખતે નહોતા, પણ ધૂમ્રમય હતા. પછી પ્રચંડ ગોળાએ પોતાનું અગ્નિરૂપ નાંખી દઈ સૌમ્યરૂપ ધારણ કર્યું. કોઈ પણ ગોળાકાર પદાર્થ ગરમ હોઈને તે જ્યારે ટાઢો પડે છે, ત્યારે પ્રથમ બહારથી ટાઢો પડતો જાય છે ત્યારબાદ અન્દરથી ટાઢો પડે છે તે નિયમ પ્રમાણે મધ્ય ગોળાની આસપાસ ફરનારા ગોળાઓ પ્રથમથી ઠંડા પડી મધ્ય ગોળો માત્ર અતિશય ગરમ રહ્યો, તે જ હાલમાંનો "તેજનો ભંડાર" સૂર્ય છે. અને એ પણ નક્કી છે કે, તેની પણ ઉષ્ણુતા દિવસે દિવસે ઓછી થતી જાય છે. તેવી જ રીતે આ પૃથ્વીની સ્થિતિ થઈ છે. આના પેટમાં હજી ઘણી ઉષ્ણુતા છે.

પૃથ્વીના મધ્ય ભાગમાં એટલી ઉષ્ણુતા છે કે તે ઠેકાણે બધા પદાર્થો ઓગળેલી સ્થિતિમાં છે. હવે પૃથ્વીનું ભૂપૃષ્ટ ટાઢું થયાની પૂર્વે તે ધૂમ્રરૂપે હતી, પછી જેમ જેમ ટાઢી પડતી ગઈ તેમ તેમ તેની ધૂમ્રરૂપતા નાશ પામીને તે જડ થવા લાગી. આની પછી તેની સ્થિતિ ઓગળેલી લાખની માફક થઈ. પછી કેટલોક વખત વીતી ગયા પછી વચમાં વચમાં જમીન દેખાવા માંડી. આ પ્રમાણે થવાથી જે હલકા પદાર્થો તે ઉપર રહી જડ પદાર્થો નીચે બેશી તેના થરો બનવા લાગ્યા. અને તેથી જ સર્વેમાં હલકો થર તે વાતાવરણ ઉપર રહ્યો. હજુ સુધી પૃથ્વીના પેટમાં કેટલી ઉષ્ણુતા છે તેનું અનુમાન જ્વાળામુખી પર્વતોમાંથી જે રસ બહાર નીકળે છે તે ઉપરથી કરી શકાય છે. એવી અટકળ છે કે આશરે દસ ગાઉ નીચે મ્હોટા મ્હોટા ખડકો પણ ઓગળેલી સ્થિતિમાં હોવા જોઈએ. પાછળ કહેવામાં આવ્યું છે કે પૃથ્વી જેમ જેમ ટાઢી પડતી ગઈ તેમ તેમ તેની સ્થિતિ ઓગળેલી લાખની માફક થતી ગઈ. આવી સ્થિતિમાં પોતાના આંસ ઉપર ફરવાને લીધે તે બન્ને ધ્રુવ તરફથી ચપટી થતી ગઈ એટલે વિષુવવૃત્ત આગળ ઝૂલતી ગઈ. *હાલમાં પૃથ્વી પોતાના આંસ ઉપર ૨૪ કલાકમાં ફરી રહે છે. આ ગતિ ઘણી જ ધીમી પડી છે. પહેલાં પોતાના આંસ ઉપર ફરી રહેવા માટે (કરોડો વરસની અગાઉ) ૬ કલાક બસ હતા એવો અડસટ્ટો કહાડવામાં આવ્યો છે. જે પ્રમાણે કલ્હાઈ અગર શીસું ઓગાળીએ અને તે ઉપર પાતળા તાર (મલાઈ) બાઝે છે, તેવી જ રીતે પૃથ્વી જ્યારે ઓગળેલી સ્થિતિમાં હતી, અને પછી જ્યારે તે ઠંડી પડતી ગઈ ત્યારે ઉપર થોડો મલાઈ જેવો થર બાઝતો ગયો. થોડી થોડી હીલચાલથી પણ આ થર ભાગી જઈ પૂર્વ સ્થિતિમાં આવતો. આવી રીતે ઘણા એક વરસો વીતી ગયા પછી ઘણીએક ઉષ્ણુતા નાશ પામી. પૃથ્વી જ્યારે ધૂમ્રરૂપે હતી ત્યારે તેમાં પાણી પણ વરાળ રૂપે હતું, તે હવે ભૂપૃષ્ટ ઠંડું પડવાથી, તે બધી વરાળ ઠરીને પાણી બન્યું. આ પ્રમાણે સમુદ્ર અને મહાસાગરની ઉત્પત્તિ થઈ. લોઢું, ત્રાંબું, સીસું, સોનું, વગેરે ખનિજ પદાર્થો પણ ઓગળેલી સ્થિતિમાં

* પરાળોલાના આકાર પ્રમાણે ફરતી હોવાથી તેનો આકાર બન્યો.

જ હતા. જેમ જેમ પૃથ્વી ઠંડી થતી ગઈ તેમ તેમ આ સર્વ પદાર્થો ઠરી જઈ તેની જમીન બનતી ગઈ.

( અપૂર્ણ. )

# ગણિતની ગમત.

(લખનાર જગન્નાથ નરભેરામ જોષી.)

(૨) ગમે તે બે સંખ્યાઓ કે જેમનું અન્તર બે હોય તેમના ગુણાકારમાં એક ઉમેરવાથી તે બન્નેની વચલી સંખ્યાનો વર્ગ થશે.

દા. ૧૩, ૧૫ એવી બે સંખ્યાઓ કે જેમનું અન્તર બે છે એટલે જેમની બાદબાકી બે છે. ૧૫−૧૩=૨

૧૫ અને ૧૩ સંખ્યાના ગુણાકાર ૧૯૫ માં એક ઉમેરવાથી (૧૯૫+૧=)૧૯૬ જે આવે તે એ સંખ્યાઓની વચલી એટલે ૧૪ ચઉદનો વર્ગ થશે. $(૧૪)^૨$=૧૯૬

(૩) ઘન સંખ્યાઓનો સરવાળો કરવાની ટૂંકી રીત*.

નિયમ—સંખ્યાઓ ઉપર ઘનની નિશાની જાણે મૂકી જ નથી તેમ સમજી સંખ્યાઓનો સરવાળો કરવો ને જે સરવાળો આવે તેનો વર્ગ કરવો, જે વર્ગ આવે તે ઘન સંખ્યાઓનો સરવાળો જાણવો.

દા. $૧^૩+૨^૩+૩^૩+૪^૩+૫^૩+૬^૩+૭^૩+૮^૩$ નો સરવાળો કેટલો ?

આ દાખલામાં ૧+૨+૩+૪+૫+૬+૭+૮ નો સરવાળો ૩૬ થયો ને તેનો વર્ગ $(૩૬)^૨$=૧૨૯૬ જે ઘન સંખ્યાઓના સરવાળા બરાબર છે, કારણ કે,

---

* સ્વાભાવિક ક્રમમાં આવેલી સંખ્યાઓ ( જેવી કે, ૧, ૨, ૩, ૪, ૫, વગેરે ) સિવાય બીજા કોઈ ક્રમમાં આવેલી સંખ્યાઓના ઘનના સરવાળાને આ રીત લાગુ પડતી નથી એવું નીચે લખેલા બે દાખલા ઉપરથી સ્પષ્ટ જણાશેઃ—

(૧) $૨^૩ + ૩^૩ = ૮ + ૨૭ = ૩૫; (૨+૩)^૨ = ૫^૨ = ૨૫$

(૨) $૨^૩ + ૪^૩ = ૮ + ૬૪ = ૭૨; (૨+૪)^૨ = ૬^૨ = ૩૬$

એડિટર, ગુજરાત શાળાપત્ર.

$$૧^3+૨^3+૩^3+૪^3+૫^3+૬^3+૭^3+૮^3=૧+૮+૨૭$$
$$+૬૪+૧૨૫+૨૧૬+૩૪૩+૫૧૨=૧૨૯૬$$ જવાબ.

(૪) બે સંખ્યાઓનો ભાગાકાર તથા ગુણાકાર આપ્યો હોય તો તે ઉપરથી બે સંખ્યાઓ શોધી કાઢવાની રીત.

નિયમ–આપેલા ગુણાકારને આપેલા ભાગાકારે ભાગવા ને જે ભાગાકાર આવે તેનું વર્ગમૂળ કાઢવું, જે વર્ગમૂળ આવે તે એક સંખ્યા, જે ઉપરથી બીજી સંખ્યા સહેજ નીકળશે.

દા, બે સંખ્યાનો ભાગાકાર ૨ છે ને ગુણાકાર ૭૨ છે તો સંખ્યાઓ કઈ કઈ?

$\frac{\text{ગુણાકાર}}{\text{ભાગાકાર}}=\frac{૭૨}{૨}=૩૬$;૩૬નુંવર્ગમૂળ ૬ જે એક સંખ્યા, તો બીજી$=\frac{૭૨}{૬}$

$=૧૨$ ∴ જ. ૧૨ અને ૬ એ બે સંખ્યાઓ.

(૫) સંખ્યાનો વર્ગ કરવાની સહેલી રીત.

નિયમ–સંખ્યામાંથી એક વખત ડાબી તરફના પહેલા અંક સિવાય જમણી તરફના બધા અંકો બાદ કરવા ને એક વખત તે જ સંખ્યામાં તે જ અંકો ઉમેરવા. આવી રીતે બનેલી સંખ્યાઓના ગુણાકારમાં ઉમેરેલા વા બાદ કરેલા અંકોનો વર્ગ ઉમેરવો, જે આવે તે કહેલી સંખ્યાનો વર્ગ જાણવો.

| દા. ૧) ૧૨૫ નો વર્ગ શો ? | દા. ૨) ૫૭ નો વર્ગ શો ? |
|---|---|
| ૧૨૫–૨૫=૧૦૦ | ૫૭–૭=૫૦ |
| ૧૨૫+૨૫=૧૫૦ | ૫૭+૭=૬૪ |
| ૧૫૦×૧૦૦=૧૫૦૦૦ | ૬૪×૫૦=૩૨૦૦ |
| $+(૨૫)^2=૬૨૫$ | $+(૭)^2=૪૯$ |
| ૧૫૬૨૫ જવાબ. | ૩૨૪૯ જવાબ. |

# શેતૂર.

શેતૂરનું ઝાડ કપાસના છોડને ઘણી વાતે મળતું આવે છે, પણ તેનાથી તે મ્હોટું થાય છે. થડમાંથી મ્હોટાં મ્હોટાં ડાળાં થઈ તેપર ન્હાની ડાળીઓ દોરીની માફક લટકતી રહે છે. તેને પાંદડાં ઘણાં આવે છે. પાંદડાં ભરપ-

૨ હોવાને લીધે થડ કયે ઠેકાણે છે તે ઝટ માલૂમ પડતું નથી.

પાંદડાં કપાસના પાંદડાં જેવાં હોય છે. કોઈ કોઈ તો આપણા પંજા કરતાં મ્હોટાં થાય છે. કેટલાંક ખાંચા વાળાં હોય છે, ને કેટલાંક ખાંચા રહિત હોય છે. શેતૂરનાં પાંદડાંને લીમડાનાં પાંદડાં જેવી ફરતી કાંગરીવાળી કોર હોય છે. તેને ઝીણાં ને ધોળાં ફૂલ આવે છે. તે ખરી ગયા કેડે ફળ બન્ધાય છે. તે ફળ તેજાનાની લાંબી પીપરો જેવાં હોય છે. તે ખાવાના કામમાં આવે છે. કાચાં ફળ જરા તુરાશપર લાગે છે. પણ પાકાં તો મીઠાં લાગે છે. ન્હાનાં છોકરાં તેને ખોળી ખોળીને વીણી ખાય છે. તેને ઉછેરવાને ઝાઝી મહેનત લાગતી નથી. બીજાં ઝાડ વાવતાં પાણી સીંચવું પડે છે તેમ તેને પાણી પાવાની બિલકુલ જરૂર રહેતી નથી. જેમ થોરની વાડ કરે છે ને તે ચોટે છે. તેમ તે પણ ચોટે છે. તેને આ દેશની હવા બરાબર અનુકૂલ આવે છે. એટલે તે રોપાથી આખો વગડો ઝાડવાળો કોઈ કરવા ચાહે તો થઈ શકે.

**મથુરાંદાસ કેવળદાસ મહેતા, ઘોડાસર.**

---

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

### થર્ડ ગ્રેડ પબ્લિક સર્વિસ પરીક્ષાના વિષયો.

( ઉત્તર પ્રાન્તના એ. ઇ. સાહેબનો ઈ. નં. ૧૮૧૯ તા. ૨૬-૭-૯૮
અને ઈ. નં. ૨૧૬૬ તા. ૧૩-૮-૯૮ )

### કેળવણી ખાતું

જંજીરે મુમ્બઈ તા. ૧૧ મી જુલાઈ તથા તા. ૫ મી ઓગસ્ટ ૧૮૯૮.

નં. ૮૦૫ તથા નં. ૬૩૪-તા. ૧૬ મી જાન્યુઆરી સને ૧૮૯૫ની સરકારી જાહેર ખબર નં. ૧૦૭* માં હલકા દરજ્જાની સરકારી નોકરીમાં ઉમેદવારોને દાખલ કરવાના નિયમો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે જાહેર ખબરના પરિશિષ્ટ ब ને ઠેકાણે નીચેનું સુધારેલું પરિશિષ્ટ દાખલ કરવું:-

*માહે જુલાઈ સને ૧૮૯૫ ના ગુજરાત શાળાપત્રનાં પૃષ્ઠ ૨૨૨-૨૨૩ જુઓ.

## પરિશિષ્ટ ઘ.

### ત્રીજા દરજ્જાનાં સર્ટિફિકેટો.

એ માંથી મરજીમાં આવે તે પરીક્ષા આપવી, અને હેઠળ આપેલી યોજનાઓ પૈકી પહેલી અથવા બીજી યોજનાના તમામ વિષયોમાં જે ઉમેદવારો પાસ થશે તેઓને ત્રીજા દરજ્જાનાં સર્ટિફિકેટો આપવામાં આવશેઃ—

**૧.**

(ઈંગ્રેજી ભાષાની મારફત પરીક્ષા લેવામાં આવશે.)

(૧) અંકગણિત પુરું, ભૂમિતિ સ્કન્ધ ૧ લો અને ખેવડી નોંધથી નામું લખવાનાં મૂળતત્ત્વો.

(૨) ઇંગ્રેજી ગદ્ય પુસ્તકમાંથી ૨૫૦ પૃષ્ઠનું અને ઈંગ્રેજી કવિતાની૭૫૦ લીટીનું વાંચન અને સમજુતી. (એક વર્ષ અગાઉ પુસ્તકો મુકરર કરવામાં આવશે.) વ્યાકરણ પૂરું.

સરકારી અથવા વ્યાપારીનો કાગળ વાંચવો અને સમજાવવો.

(૩) પરીક્ષક કહે તે વિષય સમ્બન્ધી રિપોર્ટ લખવો.

ડિક્ટેશન. અક્ષર અને જોડણી પર લક્ષ આપવામાં આવશે.

(૪) રાજ્ય પદ્ધતિની થોડીક માહિતી સાથે હિન્દનો ઇતિહાસ પૂરો.

(૫) હિન્દના વિશેષ જ્ઞાન સહિત જગતની સામાન્ય ભૂગોળ. ભૂતળ વિદ્યાનાં મૂળતત્ત્વો.

(૬) આરોગ્ય વિદ્યા.

**૨.**

(મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષાની મારફત પરીક્ષા લેવામાં આવશે.)

(૧) અંકગણિત પૂરું, દેશી નામું, અને ભૂમિતિ સ્કન્ધ ૧ લો.

(૨) સૌથી ચઢતા (મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી) વાંચન પુસ્તમાંના ગદ્ય પાઠોનું વાંચન અને સમજુતી. વ્યાકરણ પૂરું. કવિતાની ૩૦૦ લીટીઓનો મુખ પાઠ સમજુતી સાથે.

(મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષામાં) સાફ અક્ષરે લખેલા હર કોઈ સરકારી કાગળો ઝડપથી વાંચવા.

(૩) પરીક્ષક કહે તે વિષય સમ્બન્ધી વ્યવહારી અક્ષરે (મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષામાં) રિપોર્ટ લખવો. એ રિપોર્ટમાં અક્ષર સારા લખવા, શબ્દો છૂટા પાડવા, અને વિરામ ચિન્હો મૂકવાં.

(૪) રાજ્ય પદ્ધતિની થોડીક માહિતી સાથે હિન્દનો ઇતિહાસ પૂરો.

(૫) હિન્દના વિશેષ જ્ઞાન સહિત જગતની સામાન્ય ભૂગોળ. ભૂતળ વિદ્યાનાં મૂળતત્ત્વો.

(૬) આરોગ્ય વિદ્યા.

કાલ્પનિક માપકરણને ઐચ્છિક વિષય તરીકે લેઈ શકાશે; અને જે ઉમેદવારો એ વિષયમાં પાસ થયા હશે અથવા ચિત્રવિદ્યામાં કે ખેતીમાં પાસ થયાનું સર્ટિફિકેટ રજુ કરી શકશે તેઓનો નિમણૂક પર પ્રથમ હક ગણાશે.

ટીપ—૧. ૨ ૭ યોજનાના (૨) વિષયને બદલે હેઠળ લખેલો વિષય લેઈ શકાશેઃ—

(૨) સૌથી ચઢતા ( મોડી અથવા બાળબોધ ) વાંચન પુસ્તકમાંના ગદ્ય પાઠોનું, તથા અપ્લાકે કાશીનું વાંચન અને સમજુતી. ઉર્દુ વ્યાકરણ પૂરું.

સાફ અક્ષરે ( મોડી અને ઉર્દુમાં ) લખેલા હર કોઈ સરકારી કાગળો ઝડપથી વાંચવા.

૨. જે કચેરીમાં ઉર્દુને દેશી ભાષા ગણેલી હોય તે કચેરીમાં નોકરી લેવાની ઇચ્છા રાખનાર ઉમેદવાર આખી ૨ ૭ યોજનામાં મરાઠીને બદલે ઉર્દુમાં પરીક્ષા આપી શકશે. વાંચન પુસ્તક અપ્લાકે કાશી લેવામાં આવશે.

નેક નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલ સાહેબ બહાદુરના હુકમથી,

( સહી ) એ. સી. લોગન.

આક્ટિંગ સેક્રેટરી, નિસ્બત સરકાર.

---

# જાહેર ખબર.

## ગુજરાત મેલ ટ્રે. કોલેજની પ્રવેશક પરીક્ષા.

મહેરબાન ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુરના ઇ. પત્ર નમ્બર ૨૧૧૬ તા. ૧૧ મી ઓગસ્ટ સને ૧૮૯૮ મુજબ ખબર આપવામાં આવે છે કે અમદાવાદ મેલ ટ્રેનિંગ કોલેજની ચાલુ વર્ષની પ્રવેશક પરીક્ષા તા. ૧૭ મી નોવેમ્બર સને ૧૮૯૮ ને ગુરુવારને રોજ તથા તે પછીના દિવસોએ સદરહુ ટ્રેનિંગ કોલેજના મકાનમાં લેવામાં આવશે.

૨. ઉમેદવારોની પરીક્ષા હમેશ મુજબ છઠ્ઠા ધોરણના વિષયોમાં લેવાશે.

૩. ઉમેદવારોની ઉમ્મર ૧૭ વર્ષની ઉપર અને ૨૨ વર્ષની અન્દર

હોવી જોઈએ. તેઓની પાસે ત્રીજા દરજ્જાનાં અથવા જૂના બીજા દરજ્જાનાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટો હોવાં જોઈએ. પસન્દ થયેલા ઉમેદવારો સરકારી નોકરીને માટે લાયક છે એવું વૈદક ખાતાના યોગ્ય અધિકારીનું સર્ટિફિકેટ તેમણે મેળવવું જોઈશે.

૪. ગઈ સાલમાં અને તે પહેલાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થયેલા બધા ઉમેદવારોએ પોતપોતાનું તે પરીક્ષાનું સર્ટિફિકેટ સાથે લેતા આવવું. તે પૈકી જેઓ ચાલતી સાલમાં આપકરણની પરીક્ષા આપવા જવાથી એ વિષયના દોકડા ભરવા સારૂ પોતાનું સર્ટિફિકેટ તે પરીક્ષાના પ્રેસિડેન્ટને આપી આવ્યા હોય તેમણે પ્રેસિડેન્ટની સહીનો કાગળ રજુ કરવો કે તે પ્રમાણે સર્ટિફિકેટ રાખવામાં આવ્યું છે. તે કાગળમાં નીચેની હકીકત પણ આવવી જોઇએ;—

ઉમેદવારનું નામ, બાપનું નામ, અને અટક.
વતનનું ગામ, તાલુકો, અને જિલ્લો.
જન્મ તારીખ ઇસ્વી સન પ્રમાણે.
પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયાની સાલ અને એકન્દર મેળવેલા દોકડા.

૫. સર્ટિફિકેટ અથવા ઉપરનો કાગળ રજુ કર્યા વિના કોઈને પ્રવેશક પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ. જે ઉમેદવારો ચાલતી સાલની પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયા હશે તેમની હકીકત હમારા તરફ બારોબાર આવશે, માટે તેમને સર્ટિફિકેટ કે કાગળ લાવવાની જરૂર નથી.

૬. બાવીસ વર્ષની ઉપરાન્તની ઉમ્મરના જે શિક્ષકો આ પરીક્ષામાં આવવાના હોય તેમણે તે બાબતની ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબની મંજૂરીનો હુકમ પ્રથમથી મંગાવી રાખીને તે પણ સાથે લેતા આવવું. એ હુકમ વિના તેમને પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ.

MADHAVLAL HARILAL DESAI,
પ્રિન્સિપલ, ગુજરાત મેલ ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.

ગુજરાત મેલ ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ.
તા૦ ૧૩–૮–૯૮

## નિશાળોનાં ઇનામ પત્રક.

**પંચમહાલ વિભાગ, કાલોલ.** રા. કલ્યાણરાય દાજીભાઈ. રૂ. ૪ ) **ગોધરા બ્રેન્ચ.** શેઠ નિહાલચન્દ મનસુખભાઈ. રૂ. ૩–૮–૦

**સોરઠ વિભાગ. ઉડાણુ.** તાલુકદાર સાહેબ. રૂ. ૩૩–૮–૦ આગેવાન ગૃહસ્થો રૂ. ૨૦ **જાફ્રાબાદ.** શેઠ લખમીચંદ મોરારજી રૂ. ૨૫) નવાબ સાહેબ. રૂ. ૭) શેઠ હરજીવન ધારશી રૂ. ૪) બીજા ગૃહસ્થો રૂ. ૪ાા **જાફ્રાબાદ કન્યાશાળા.** શેઠ લખમીદાસ મોરારજી. રૂ. ૭) **બાંટવા તા. સ્કૂ.** વિનાયકરાવ ડોનેશન ફંડમાંથી. રૂ. ૧૧–૧–૩ મે. દરબાર સાહેબો રૂ. ૮૧–૧૦–૨ **બાંટવા બ્રેન્ચ.** ડોનેશન ફંડમાંથી. ૦–૯–૬ **બાંટવા કન્યાશાળા.** મે. દરબાર સાહેબ. રૂ. ૭ા પ્રેમકુંવરબાઈ. રૂ. ૨ ) **ગીદડ.** શાહગતખાનજી સાહેબ. રૂ. ૨૨ ) વિનાયકરાવ ફંડમાંથી. રૂ. ૨–૧૪–૧ મે. હેદરખાનજી. રૂ. ૫૦ **લીંબુડા.** વિનાયકરાવ ફંડમાંથી. રૂ. ૧–૧૪–૬ **પાજોદ.** એજન. રૂ. ૧–૧૪–૬ **માણાવદર.** સ્ટેટ તરફથી. રૂ. ૬૬–૨–૦ **માણાવદર કન્યાશાળા.** એજન. રૂ. ૧૧–૬–૦ **પાડાસડા.** ગામ લોક તથા સ્ટેટ મળી. રૂ. ૬–૨–૬ **ન્હાનડીઆ.** એજન. રૂ. ૩ ) **સાણોસરા.** એજન. રૂ. ૨–૧૦–૦ **ઝીંઝરી.** એજન. તથા ગામ લોક રૂ. ૩) **ચુડવા.** ઝાલા દરબાર તથા ગામ લોક રૂ. ૬ ) માણાવદર સ્ટેટ તરફથી. રૂ. ૪–૪–૨ **ઇન્દ્રા.** કમિટી તથા ગૃહસ્થો તથા માણાવદર સ્ટેટ મળીને રૂ. ૩–૧૦–૬ **ધાનીઆણા.** માણાવદર સ્ટેટ તથા ગામ લોક. રૂ. ૬ ) **જેતપુર તા. સ્કૂલ.** બાવા દાદા સાહેબ. રૂ. ૧૦ ) **સદર બ્રેન્ચ.** દરબારશ્રી વાલા બાધજીવણું રૂ. ૩ ) વકીલ જીવા વર્ધમાન. રૂ. ૩ ) કામદાર મણિશંકર જેતસી. રૂ. ૨ ) **જેતપુર કન્યાશાળા.** હરિકૃષ્ણ જીવણરામ. રૂ. ૪) વડીઆ દરબાર સાહેબ રૂ. ૪ ) ઝવેરચન્દ વેલજી. વગેરે. ૫–૮–૦ **બીલખા.** દરબાર સાહેબ. રૂ. ૨૫ ) **એજન કન્યાશાળા.** એજન. રૂ. ૧૭ ) **મેંદરડા.** બાગદાર સાહેબો. રૂ. ૧૫ ) **મ્હોટા ઉજળા.** વડીઆ દરબાર સાહેબ. રૂ. ૫ ) **રામપુર.** લોકો. રૂ. ૧૩ ) **ગૂડા.** દરબાર સાહેબ. વગેરે. રૂ. ૧૨–૮–૦ **બગસરા.** દરબાર સાહેબ. વગેરે. રૂ. ૨૧–૪–૦ **ધંગેસરા બ્રેન્ચ.** મે. દરબાર સાહેબ. રૂ. ૮–૨–૦ **બગસરા કન્યાશાળા**

એજન્ત. રૂ. ૧૧-૧૪-૦ **બગસરાની તમામ નિશાળો.** મે. દરબાર સાહેબ. રૂ. ૩૪) **હડાળા.** મે. દરબાર સાહેબ. રૂ.૭) **કુકાવાવ.** જેતપુર દરબાર. રૂ.૨૭) જેઠા નરસી રૂ. ૨૦) મહાજન. રૂ. ૨૦) જેતપુર દરબાર હાલા ભીમા. રૂ. ૨) **સુરીઆસર.** તાલુકદારો. ૯) **ચીતલ.** ભાગદાર સાહેબો. રૂ. ૩૫) **મતીરાળા.** મે. પટવારી કેશવજી જશરાજ. રૂ. ૧૦-૧૦-૦ **અકાળા.** વડીઆ દરબાર. રૂ. ૧૦) **શેખના પીપળીઆ.** જેતપુર ભાગદાર. રૂ. ૨૦) **માળવીઆ પીપળીઆ.** ચીતળ થાણદાર સાહેબ. રૂ.૬-૪-૦ **લુવારીઆ.** વડીઆ દરબાર સાહેબ તથા ગામ લોક. રૂ. પાા **લૂણી.** દરબાર સાહેબ. રૂ. ૧૨) **મોણપુર.** દરબાર સાહેબ. રૂ. ૨૦) **વડેરા.** દરબાર સાહેબ. રૂ. પાા **વસાવડ.** લલુચન્દ ડાલાચન્દ. રૂ. ૩) જન્હેરદાસ ખોડીદાસ. રૂ. ૩) દે. સન્તોકરામ રાજારામ. રૂ. ૨) ભાગદાર સાહેબો. રૂ. ૬-૪-૦ મહાજન. રૂ. ૨) **મ્હોટા દેવળીઆ.** લક્ષ્મણબાવા તરફથી. રૂ. ૩) **સણોસરા નાઇટ સ્કૂલ.** માણાવદર સ્ટેટ તરફથી. રૂ. ૩-૧૦-૦

**સુરત વિભાગ.** જ્યૂબિલી પ્રસંગે નીચેના ગામોમાં ઇનામ વેહેચાયું. **ઓરપાડ.** ગામ લોકો. પુસ્તકો તથા મીઠાઈ. **સરસ.** ગામ લોક. રૂ. ૩. **સાંઠીએર.** ગામના લોક રૂ. ૧૭) **ઓરપાડ તા-સ્કૂલ.** રા. સા. મામલતદાર સાહેબ તથા વામનરાવ દામોદરભાઈ તથા ગામ લોક રૂ. ૨૦-૨-૦ **ઓરમા.** મે. જાગીરદાર સાહેબ. રૂ. ૪-૮-૦ **ભરથાણ.** મેમ્બરો તથા ગૃહસ્થો. રૂ. ૩-૪-૦ **ગોથાણ.** ગામ લોક. રૂ. ૨૫-૪-૦ **સરોલી.** ગામ લોક. રૂ. ૧૪-૮-૦ **કન્યાસી.** ગામ લોક. રૂ. ૩૪) **કરંજ.** મેમ્બરો તથા ગામ લોક. રૂ. ૭) **સુહાલી.** મેમ્બરો તથા ગૃહસ્થો. રૂ. ૫-૪-૦ **ભટગામ.** ગામ લોક. રૂ. ૩) **ભાંડુત.** મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો. રૂ. ૯) **ઉમરા.** ગામ લોક. રૂ. ૨૦-૮-૦ **આંઠ.** ગામ લોક. રૂ. ૨૩-૮-૦ **પાલ.** ગામ લોક. રૂ. ૧૦-૫-૦ **કપલેથા.** ગામ લોક. રૂ. ૩-૧૨-૦ **દેલાડવા.** મે. જાગીરદાર સાહેબ. રૂ. ૪) **સીંગણપોર.** શેઠ રૂસ્તમજી પેસ્તનજી રૂ. ૯-૭-૦ **આભવા.** મે. નવાબ સાહેબ. રૂ. ૧૧-૧-૦ **અડાજણ.** ગામ લોક. રૂ. ૧૦) **કુંભારીઆ.** ગામ લોક. રૂ. ૩) **વેસુ.** મે. નવાબ સાહેબ રૂ. ૧૨) **તમ્બરવા.** ગામ લોક. રૂ. ૩) **તરભોણ.** ગામ લોક. રૂ. ૪-૪-૦ **પૂણી.** ગામ લોક.

રૂ. ૧૧-૧૨-૦ **સીકેર.** પીરજાદા હાસમ સાહેબ બાપુ સાહેબ. રૂ. ૩) મ્બરો તથા ગૃહસ્થો. રૂ. ૧૨) **કડોદ.** શેઠ જેઠીપનદાસ નરોત્તમદાસે પ મંડાવી. વીરચન્દ જીવણજી, મીઠાઈ રૂ. ૭-૮-૦ **મોજા.** ઠક્કર રતનશી રમશી રૂ. ૩-૮-૦ **કમાલછોડ.** શેઠ દોરાબજી નવરોજજી તથા ગૃહસ રૂ. ૧૦) **વરાડ.** ગામ લોક. રૂ. ૭-૯-૦ **ખોજપારડી.** ગામ લે રૂ. ૪) **વાલોડ ઉર્દુ સ્કૂલ.** ગામ લોક. મીઠાઈ. **કડોદ.** ગામ લોક. ૪૯-૧૫-૦ **વાંકાનેર.** ગામ લોક. રૂ. ૧૦૦) **માણેકપોર.** ગામ લે રૂ. ૩) **વાલોડ ઉર્દુ કન્યાશાળા.** ગામ લોક. રૂ. ૨૦) **બહુધા** શેઠ દામોદરદાસ તાપીદાસ. રૂ. ૬) **બહુધાન કન્યાશાળા.** એજ રૂ. ૫) **અબ્રામા.** ગામ લોક. રૂ. ૫) **જલાલપોર.** દે. રણછોડલ અમૃતલાલ. રૂ. ૭) **જલાલપોર કન્યાશાળા.** એજન. રૂ. ૬) **સા** ડવેલ. ગામ લોક. રૂ. ૩-૮-૦ **એંધણ.** ગામ લોક. રૂ. ૩) **રાન** મેમ્બરો. રૂ. ૩-૫-૦ **પારડી કન્યાશાળા.** શેઠ એદલજી પાલણજ રૂ. ૫) **તલાવચોરા.** ગામ લોક. રૂ. ૪) **સુરત નં. ૪.** અંજુમન રફથી. રૂ. ૯-૧૪-૧૧ **માંડવી કન્યાશાળા.** મેરાઈ હરિભાઈ લા ભાઈ. રૂ. ૧૦) સૂરજરામ જગન્નાથ દેસાઈ. રૂ. ૩) **સુરત નં. ૫** મે અંજુમન. રૂ. ૧૦) મહમદભાઈ જમાલુદીન. રૂ. ૩)

**ખેડા જિલ્લો.** **રવદાવત.** શેઠ મૂળજી પુરુષોત્તમ. રૂ. ૫) **વધ સી.** બાવાજી પરશુદાસે. છોકરાને જમાડયા. **બોરસદ કન્યાશાળા** વકીલ મંડળ. રૂ. ૧૫) **નાપાડ.** ઠાકોર ઉદેસિંગજી ભારતસિંગજી. રૂ. ઠકરાણી ધનબા. રૂ. ૬) **સારસો.** પટેલ ભાઈખાભાઈ અભયાભાઈ વગે રૂ. ૫) **કડાણા.** ભગવાનદાસજી નારણદાસજી. રૂ. ૩) **નાપાડ.** પટે અંબાલાલ કાળીદાસ. રૂ. ૬૦) **કાસર.** તલાટી જેઠાલાલ બળદેવભાઈ, પટે જહવેરભાઈ વેણીદાસ, પટેલ ગીરધરભાઈ લાલદાસ, એમણે છોકરાને જમાડય હરિવલ્લવ હીરાચન્દ. રૂ. ૪-૨-૬ **રાસ.** પટેલ પ્રજભાઈ સખીદાસ રૂ ૩.

**પંચમહાલ.** **ગોધરા.** **કન્યાશાળા, એન્ચશાળા.** મે.રા. સા ભાઈલાલભાઈ પુરુષોત્તમ. રૂ. ૫)

**મહીકાંઠા.** **આંબલીઆરા.** મે. ઘોડાસરના ઠાકોર સાહેબ. રૂ ૮) **ઈડર તાલુકા સ્કૂલ.** મે. દરબાર સાહેબ. સાકર મણ ૩) **એજન** ક

ન્યાશાળા. એજન સાકર મણ. ૧) સાદરા. એજન. રૂ. ૪૫) સાદરા કન્યાશાળા. એજન. રૂ. ૨૫) સાદરા ઇંગ્લિશ સ્કૂલ. એજન. રૂ. ૧૫-૧૫-૬ સતલાસણા. ગઢવાડાના થાણદાર સાહેબ. રૂ. ૪) માણસા. શેઠ લલ્લુભાઈ કૃષ્ણજી. રૂ. ૪) ચોઘલા. શેઠ મગનલાલ મૂળચન્દ વગેરે. રૂ. ૧૦) તથા રૂ. ૧૧)

રેવાકાંઠા. પ્રતાપગઢ. અફજલ ચાંદા.રૂ. ૪) તથા છીંટ, ખજૂર. હીરાપુર. જયશંકર બાળકૃષ્ણ રૂ. ૩) કોઠમ્બા. મે. કારભારી સાહેબ વગેરે. રૂ. ૩) નાંદોદ કન્યાશાળા. પંડયા વિજેશંકર નરોત્તમ. રૂ. ૧૫) દેવગઢ કન્યાશાળા. કારભારી રેવાશંકર ભાઈશંકર રૂ. ૩) ડોળી. રાણીશ્રી ફૂળ કુંવરબા. રૂ. ૩) ઉમેટા. મે. બાલકૃષ્ણ પાંડુરંગ. રૂ. ૫)

ઝાલાવાડ પ્રાન્ત. વાંટાવદર. કુમારશ્રી સજનસિંહજી. રૂ. ૨૪) સાયલા. નીમચંદ રતનશી. રૂ. ૪-૮-૦ ચૂડા. ચતુર રાઘા. રૂ. ૫) વઢવાણ કન્યાશાળા. મે. આ. પો. એ. સાહેબ. રૂ. ૨૪-૨-૦ વાર્ષિક પરીક્ષા વખત. રૂ. ૨૬) ધ્રાંગધ્રા. કુમારશ્રી સજનસિંહજી.રૂ. ૭) ખેંગસિંહજી ન્હનાભાઈ રૂ. ૫) નળીઆ.દરબાર સરતાનસિંહજી. રૂ. ૫) હળવદ. કુમારશ્રી અજિતસિંહજી. રૂ. ૬)ટીક્કર. કુમારશ્રી સજનસિંહજી. રૂ. ૩) સાયલા. કુમારશ્રી કરણસિંહજી. રૂ. ૭-૮-૦ વણોદ. દરબાર સાહેબ. રૂ. ૪૮-૪-૦ પાલીઆદ. તાલુકદાર સાહેબ. રૂ. ૨૫) ખાચર ડોસા ભાણા. રૂ. ૨૫)

સુરત જિલ્લો. મોતા. ગામ લોક. રૂ. ૫) સુરખાઇના ઠક્કર રતનસિંગ કરમસિંગ. રૂ. ૧૪) મોતા કન્યાશાળા. એજન. રૂ. ૬) સીકેર. પીરજાદા હાસમશા બાપુ સાહેબ. રૂ. ૩) ઉમરસાડી. શેઠ દીનશાજી ખરસેદજી, મીઠાઈ.

અમદાવાદ જિલ્લો. ખેરોલ. ઠાકોર ડુંગરસિંહ દેવીસિંહ. રૂ. ૫) ધનસૂરા. ગામ લોક. રૂ. ૪) ગાંગડ. જોધપુરના ઠાકોર હરિસિંહજી. રૂ. ૨૦) કોઠ કન્યાશાળા. તલાટી નેમચંદ પુરુષોત્તમ, મુખી રવા પરભુદાસ, પોસ્ટ માસ્તર ત્રિભોવન હરિલાલ, મ્હેતાજી બહેચર કેવળચન્દ. વગેરે રૂ. ૧૩) ગઢવી જોગીભાઈ દાદાભાઈ. રૂ. ૩) સીમજ. નથુ ડુંગરશી. રૂ. ૬-૪-૦ મખીઆવ. ઠાકોર દેહીસિંહ રાજસિંહ. ૬-૫-૦ ઓગાણ. ગામ લોક. રૂ. ૭-૮-૦ ધોરડીયા. પાટડી દરબાર સાહેબ વગેરે. રૂ.૬-૦-૩ સુન્દરીઆણા. મે.દરબાર સાહેબ. રૂ.૧૦-૧૦-૦ આકરૂ. એજન. રૂ. ૧૦-૧૦-૦ રોજીદ. એજન. રૂ. ૫-૧૩-૦

મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઇ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.
સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સૌમાં પ્રથ લેખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખડાવેલી.

મે. રેવરન્ડ જે. શિલેડી.
મે. અંછારામ ઘેલાભાઇ.
મે. સૈયદ મોલવી અબદુલ કાદર.
મે. ભાનુશંકર નારણશંકર.
મે. હરિલાલ તુળજારામ ધરુ
મે. નનુમીઆં બક્ષુમીઆં શેખ.

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેક્ટર અને ગુજરાતકોલેજના માજીપ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર જ. જી. પા. એ. ઇન્સ્ટિટયુશન, મુમ્બાઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ. હાઈ સ્કૂલ.
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ,
મિં. વિલિયમ બીટી, બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા: નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈ સ્કૂલ
શેઠ હોરમજજી જાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખ૦ દુબાસ, બી. એ. કયુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી.
મે. પ્રાણજીવનદાસ કહાનદાસ.
મે. હરકિશનદાસ બ્રિજલાલ.
મે. શિવશંકર કૃષ્ણજી ભટ્ટ.
શેઠ. મહેરવાનજી સોરાબજી દલાલ.
શેઠ. ફકીરજી સોરાબજી મદ્રાસીના.
મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ.
મે. આત્મારામ જેકિશનદાસ.
મે. મોહનલાલ પ્રેમાદરાય.
મે. નજલાલ પાનાચન્દ.

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને આસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧—૦—૦ રાખી છે, પોસ્ટેજ માફ; છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લે-
૨ દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ
સાથે ૦—૧૨—૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ ૧ થી રૂ ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| ૧ લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદ્દત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે. |
| ૧.............................૩ | |
| ૨.............................૮ | |
| ૩.............................૧૫ | |
| નતો... મુ. પ્રમાણે જ. | |

સરળ દેશીનામુ હશે
મુમ્બઈ ઇલાકાના કેળવણી
૪૪૯૦ તા. ૯-૧૧-૯૪ના પહોંચવાના દર.
નથી. સરકારે મંજૂર કરેલ ' ગુજરાતી તોલા સુધીના રૂ. ૧૦—૦—૦
બીજી. કિ. ૪ આના. પોસ્ટેજ બંનેનું—૦. તે ઉપરનાને ,બારે કમને
નંગથી ૧૦—૧૫—૨૦—૨૫ ટકા. વે.
પ્રેમચંદ કરમચંદ, શાહ. સબડે.એ.ઈ.ગો.

અંક ૧૦ મો, પુસ્તક ૩૭ મું. *Registered No. B. 43.*

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.



અકટોબર સને ૧૮૯૮.

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી ).

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

રા. રા. હરિલાલ મનસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેક્ટર તથા સેશન્સ જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટીના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ
રા. સા. રણછોડભાઈ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હૂમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ; સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ. એ; ડેપ્યુટી કલેક્ટર અને સ્કૂલ કમિટીના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
રા. રા. કેખુસરૂ એદલજી મોદી, બી. એ; સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હૂમ રા. રા. કવિ નર્મદાશંકર લાલશંકર, ગોન્તે૦ના ધર્મખાતાના માજી સેક્રેટરી,

કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેકટરો.

રા. બા. મોતીરામ રાજારામ; માજી, ડે. એ. ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઇ. અમદાવાદ.
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે. એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. મજરાવ સન્તોકરાવ દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બાઈ.
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા, ડે. એ. ઇ; ઝાલાવાડપ્રાન્ત, કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી, ડે. એ. ઇ; હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ, ઇ; સોરઠપ્રાન્ત કાઠિયાવાડ.
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની, બી. એ; ડે. એ. ઇ. પંચ મ. રેવા.
રા. સા. આર. એસ. તાંકી, બી. એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઇ. કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૦ દા૦ સ્કૂલના સેક્રેટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર.
રા. સા. ગોવિન્દ બલવંત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બાઈની જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપી બુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એ જ કોપી વાપરવી.

મે. ડોકટર રોગર્સ બ્લેની.
મે. કેખુશરૂ નવરોજજી કાબરાજી
મે. અબદુલા મીરઅલી ધરમશી.
મે. મહેશરામ નીલકંઠ નાડકરની.
મે. ગ્રેટન ગીઅરી.
મે. પ્રોફેસર આર. જી. ઓક્સનહામ.
મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૭ મું. ઑક્ટોબર, ૧૮૯૮. અંક ૧૦ મો.

## માસ.

સ્કૂલ મિસ્ટ્રેસ પત્ર જણાવે છે, કે મહારાણી વિક્ટોરીઆને બન્ને હાથે સારી રીતે લખવાનો મહાવરો છે. તેમનાં માતુશ્રી ડચેસ ઑફ કેન્ટનો એવો અભિપ્રાય હતો, કે બાળકને બન્ને હાથનો ઉપયોગ કરતાં આવડવું જોઈએ, અને બાળ કુંવરીને તે મુજબ કેળવવાનો તેમણે આગ્રહ કર્યો હતો. સદરહુ પત્ર દિલગીરી બતાવે છે, કે બાળકને કેળવણી આપનારા લોકો આ વાત ઉપર લક્ષ આપતા નથી. માત્ર જાપાનમાં એવો કાયદો છે કે નિશાળમાં દરેક બાળકને બન્ને હાથે લખતાં શિખવવું. એ વિના બીજે કોઈ ઠેકાણે એ વહિવટ સાધારણ હોવાનું જાણવામાં આવ્યું નથી.

---

પ્રાણી તથા વનસ્પતિ વિદ્યાનો વિષય વ્યવસ્થિતપણે, લાગલાગટ, અને અભ્યાસક્રમના એક અગત્યના અંગ તરીકે શિખવાય, તો તે બાળકની સર્વ દેશી સમ્પૂર્ણ કેળવણીને મદદ કરે છે. તેનાથી

(૧) સઘળી શક્તિઓ જાગૃત થઈ પોતપોતાનું કામ કરવાને લાયક બને છે;

(૨) દર્શન, શ્રવણ, સ્પર્શ, સ્વાદ, અને ઘ્રાણની ઇન્દ્રિયો વ્યવસ્થાપૂર્વક ખીલવાથી અવલોકનની શક્તિ કેળવાઈને વધારે આબાદ બને છે;

(૩) વસ્તુના ચોકસ અવલોકનથી અને પ્રયોગો દ્વારા શિક્ષણ મળવાથી વિચાર કરવાની શક્તિ વૃદ્ધિ પામે છે;

(૪) વસ્તુ અને શબ્દનું સાથે શિક્ષણ મળે છે, આંખ બહારની છબી જોતાં શીખે છે, અને મન બારીક ખૂબીની કલ્પના કરે છે, તેથી બાળકનો શબ્દ સંગ્રહ વધે છે, અને તે મહા કવિઓએ કરેલાં કુદરતનાં વર્ણનોનું સૌન્દર્ય સમજી શકે છે;

(૫) પોતાની આસપાસની સૃષ્ટિનું ઊંચા પ્રકારનું સૌન્દર્ય અને સમ્પૂર્ણપણું સમજાય તેવી રીતે અન્તર દૃષ્ટિ ખુલવાથી હુન્નરની ખૂબી માલૂમ પડે છે, આકાર અને તેના સંયોગોની ખૂબીની સમજથી નકશી, કોતર કામ અને શિલ્પ કામ માટે તૈયાર થવાય છે, રંગો અને તેમના મળતાપણાની સમજથી ચિત્રકામની તૈયારી થાય છે, સૂર અને તેમના મેળાપની સમજથી ગાયન માટે તૈયારી થઈ શકે છે;

(૬) જગતની જે મહાન યોજના વિસ્તૃત કલ્પનામાં તેમ જ ઝીણામાં-ઝીણી રચનામાં સમ્પૂર્ણ છે, જે કર્તાનું પૂર્ણ ડહાપણ દેખાડી આપે છે, અને જે આપણા કામની દરેક વિગતમાં પૂર્ણપણું લાવવાને આપણને ઉત્તેજે છે, તે યોજનાના અભ્યાસથી નીતિ બળ ખીલે છે. આસપાસની હકીકત મુજબ બદલાઈને તેને અનુકૂળ થવું, સાહિત્સની કરકસર અને ગોઠવણ, થાકે નહિ એવી ખન્ત, અખંડ ઉદ્યોગ, ફરજની બજાવણી, પ્રેરણા બુદ્ધિ અથવા વિચાર શક્તિથી કરેલી અસાધારણ યુક્તિઓ, આ બધાના અસંખ્ય દાખલા પ્રાણી વર્ગમાં તેમ જ વનસ્પતિ વર્ગમાં મળી આવે છે. ખરા કુદરતના શિક્ષણમાં આ વસ્તુઓ બાળક આગળ રજુ થાય છે, અને તે તેના મનમાં ઊંડી અસર કરીને વખત આવે યોગ્ય ફળ આપે છે.

---

સૃષ્ટિ વિદ્યાનો ઉપર મુજબ અભ્યાસ થવાથી બાળકનું મન જ્ઞાનથી ભરપૂર થાય છે, અને તેનાં લક્ષણ બન્ધાય છે. એવું ફળ થવા માટે,

(૧) વિદ્યાનું શિક્ષણ સમ્પૂર્ણ હોવું ન જોઈએ; એટલે, તે આખી સુવ્યવસ્થિત યોજનાનો એક ભાગ હોવો જોઈએ, અને કાંઈ પણ તૂટ વિના ક્રમે ક્રમે નિશાળના બધા વર્ગોમાં ચાલવું જોઈએ;

(૨) બીજા લોકોએ કરેલાં અવલોકનોનું પરિણામ પુસ્તકોમાં વંચાવવું કે શિક્ષકે કહી જવું અને તે પરીક્ષા માટે ગોખી

કઢાવવું, એનું નામ વિદ્યાનું ખરું શિક્ષણ નથી. બાળકની પોતાની પાસે અવલોકન કરાવી તેનું પરિણામ સુવ્યવસ્થિત ગોઠવાવવું જોઈએ. પુસ્તક જ્ઞાન મેળવવું એટલે બીજાનાં અવલોકનનું પરિણામ જાણવું છેક નકામું નથી; તેનો ઉપયોગ ન કરીએ તો આપણી પહેલાંના લોકોએ જે શોધો કરી હોય અને અનુભવ મેળવ્યો હોય તેનો લાભ મળે નહિ. કહેવાની મતલબ એટલી જ છે, કે પ્રથમ બાળકે પોતે સ્વતન્ત્ર રીતે પોતાની અવલોકન શક્તિનો ઉપયોગ કરતાં, અને ખન્ત અને પ્રયત્નથી વિચાર કરતાં શીખવું જોઈએ; તેમ થયા પછી તે બીજાની મેહેનતની કિમ્મત સમજી શકશે, અને તેમની શોધોનાં પરિણામોનો લાભ લઈ શકશે. પ્રાણી અને વનસ્પતિ વિદ્યા શિખનાર બાળકોએ પોતે જોયેલાં પ્રાણીઓ અને છોડોનું ચિત્ર કાઢવું જોઈએ. વસ્તુને ચોકસપણે જોઈને તેનાં પ્રમાણો ધ્યાનમાં લીધા વિના, તેમ જ વિચાર પૂર્વક તથા દસક્ષતાથી તેને તપાસ્યા વિના બરાબર ડ્રોઇંગ કઢાતું નથી. માટે જોયેલી વસ્તુઓનાં ચિત્ર કઢાવવાથી જ્ઞાન ચોકસ થશે, અને અવલોકનની શક્તિ વધશે.

---

વિદ્યાના આવા શિક્ષણ માટે બને તેટલાં પ્રાણી, છોડ, વગેરે પ્રત્યક્ષ; તેમ જ તેમના નમૂના કે ચિત્ર નિશાળમાં રાખવાની જરૂર છે. કોઈ કોઈ વખત બાળકોને સંગ્રહસ્થાન, પ્રાણી સંગ્રહ, વનસ્પતિ સંગ્રહ, જંગલ, ઇત્યાદિ જોવાને તેડી જવાં. આ મુલાકાતોમાં બધું એક જ વખતે જોઈ લેવાનો વિચાર રાખવો નહિ; કડકે કડકે બારીકાઈથી તપાસવાથી ચોકસ માહિતી થશે.

---

ઉપર મુજબ વિદ્યાનું શિક્ષણ આપી શકે તે માટે શિક્ષકો યોગ્ય રીતે કેળવાયલા હોવા જોઈએ, અને તેમનો કુદ્રત ઉપર પ્રેમ હોઈ તે સ્વતંઃ ફરનાર અને શોધ કરનાર હોવા જોઈએ. ઓરડીમાં પડ્યા પડ્યા માત્ર પુસ્તકો વાંચવાથી વિદ્યાના સારા શિક્ષક થવાતું નથી.

---

# गुजराती व्याकरण अने व्युत्पत्ति.

( ચાલુ પૃષ્ઠ ૨૬૨ થી. )

## (૩૭) બેહરામ—બહેરામ

આ વિશેષ નામ હિન્દુસ્તાનના ઇતિહાસમાં ઘણી વાર જોવામાં આવે છે. અમદાવાદ પાસે બહેરામપર નામનું પરૂં પણ છે. પારસીઓમાં બહેરામજી નામ હોય છે. તારીખે શાહાને ઇરાન નામના ઇરાનના ઇતિહાસમાં ( પુસ્તક ૧ લું પાનું ૧૬૯ ) મિ. પાલનજી બરજોરજી દેસાઈ લખે છે, કે પારસી ધર્મની જૂની અવસ્તા ભાષાના વેરેથ્રધ્ન શબ્દ ઉપરથી બગડીને બહેરામ એ એક ઇજિદ (દેવતા) નું નામ પડેલું છે. વળી તે લખનાર ઇંગ્રેજી ગ્રન્થકારોને આધારે એ જ પુસ્તકને ૨૭ મે પાને લખે છે, કે અવસ્તાનો વેરેથ્રધ્ન શબ્દ વેદના वृत्रहन् ઉપરથી થયો છે. ઋગ્વેદમાં ઇન્દ્રને સર્વથી શ્રેષ્ઠ દેવ, વરસાદ લાવનાર માન્યો છે, અને તેને वृत्रहन् ( वृत्र નામના દાનવને–અન્ધકારને હણનાર, વાદળ તોડીને વરસાદ લાવનાર ) કહ્યો છે. वृत्र એ નામ દાનવ, અન્ધકાર, વાદળનું છે. વૈદિક वृत्रहन् ઉપરથી પારસીઓની જૂની અવસ્તા ભાષામાં વેરેથ્રધ્ન શબ્દ થયો છે; એટલે वृत्र ઉપરથી વેરેથ્ર શબ્દ થયો હોવો જોઈએ. જૂના પારસીઓ તથા વૈદિક આર્ય ઋષિઓ વચ્ચે ધર્મનું વેર હોવાથી પારસીઓનાં જૂનાં પુસ્તકોમાં વૈદિક ઋષિઓના वृत्रहन् (વેરેથ્રધ્ન), वृत्र અથવા વેરેથ્રના મારનારનો તિરસ્કાર કર્યો છે. વળી જરતોસ્તી ધર્મ દાખલ થતા પહેલાં ઇરાનીઓ ( પારસીઓ )ના પૂર્વજો वृत्र (વેરેથ્ર) ને પૂજતા હોય, અને તે ધર્મ દાખલ થયા પછી પણ તેને બહેરામ નામના ઇજિદ ( દેવતા ) તરીકે પૂજવાનું ચાલ્યું રહ્યું હોય તેમ સમ્ભવે છે. એટલે, બહેરામ એ નામ वृत्रहन् (વેરેથ્રધ્ન) ઉપરથી નહિ, પણ वृत्र ( વેરેથ્ર ) જે પારસીઓનો દેવ, અને વૈદિક આર્યોનો શત્રુ હતો, તે ઉપરથી પડેલું લાગે છે. અને તે ઉપરથી પારસીઓમાં તેમ જ તે પછી થનાર મુસલમાનોમાં માણસનું નામ બહેરામ પાડવાનો રિવાજ દાખલ થયો જણાય છે.

---

(૩૮) કાવસ.

કાવસજી એવું નામ પારસીઓમાં હોય છે. ઘણા જૂના કાળમાં હિન્દુઓ અને પારસીઓના પૂર્વજો એક પ્રજા તરીકે એક જગાએ એકઠા રહેતા હતા, અને એક ભાષા બોલતા હતા, એમ ભાષા શાસ્ત્રીઓ કહે છે. પાછળથી તેમનામાં ધર્મ સમ્બન્ધી વિરોધ પડતાં તેઓ જુદાં પડયા. પારસીઓ ઇરાન તરફ વળ્યા, ત્યારે વૈદિક ઋષિઓ હિન્દ તરફ આવ્યા. એ જૂના કાળમાં ઘણા ડાહ્યા માણસને, સર્વજ્ઞને, ધર્મ ગુરુને, બલકે રાજાને કવિ કહેતા. વૈદિક કાળમાં ઉશનસ્ નામે તેવો ડાહ્યો થઈ ગયો, તેને કવિ ઉશનસ્ કહેતા હતા. ભગવદ્‌ગીતામાં कवीनां उशना कविः ( ડાહ્યામાં ડાહ્યો ઉશના ) એમ કહ્યું છે. ઉશનસ્ એ શુક્રનું બીજું નામ છે, તે ભૃગુનો પુત્ર હતો, અને અસુરોનો ગુરુ હતો. વેદમાં તેને તેના ડહાપણને લીધે કાવ્ય ઉપનામે આપી કાવ્ય ઉશનસ્ પણ કહ્યો છે. યાજ્ઞવલ્કય ઇત્યાદિ પ્રમાણે ઉશનસ્ ધર્મશાસ્ત્ર, દિવાની કાયદા, નીતિ શાસ્ત્રનો રચનાર હતો. મિ. પાલનજી બરજોરજી દેસાઈ પોતાના ઇરાનના ઇતિહાસમાં લખે છે, કે ઘણા જૂના કાળમાં પારસીઓમાં ધર્મ ગુરુ પાદશાહ હતા, અને તેમને કવિ કહેતા હતા. તેવા એક આખા કવિ વંશના પાદશાહો ઇરાનમાં થઈ ગયા છે. તે વંશના એક પાદશાહનું નામ અવસ્તા નામના ધર્મ પુસ્તકમાં કવિ ઉસન—ઉસધન, કવઉસ ( સં. कवि उशनस् ) આપેલું છે. વૈદિક આર્યોએ ઉશનસ્ કે શુક્રને ડાહ્યો ગણવા છતાં અસુરોનો ગુરુ કહ્યો છે, એટલે પારસીઓમાં તે ઘણો મ્હોટો અને માનવન્તો હોય તો એ નવાઈ જેવું નથી. વેદના અસુરો તે પારસીઓ જ હશે એમ સહજ અનુમાન થઈ શકે છે. વૈદિક આર્યો असुरने તિરસ્કાર પાત્ર અને પોતાના દુશ્મન ગણે છે, ત્યારે પારસીઓ અહુર ( અહુરમજદ ) ને મહાજ્ઞાની અને સૌથી મ્હોટા પરમેશ્વર માને છે. હોરમજજી નામ અહુરમજદ ઉપરથી નીકળ્યું લાગે છે. આ રીતે પારસીઓના અવસ્તામાં કવિ ઉસન—કવઉસ નામે ધર્મ ગુરુ અને પાદશાહ કહ્યો છે, તેનું ઇસ્વી સન શરૂ થયા પછી ઇરાનમાં બોલાતી

પહેલવી ભાષામાં (કે) કાઉસ એવું અપભ્રંશ થયું છે, અને તે પછીની ફારસી ભાષામાં ( કએ ) કઉસ એવું અપભ્રંશ જોવામાં આવે છે. આ ઉપરથી હાલનું કાવસ—કાવસજી નામ નીકળ્યું છે.

---

### (૩૯) જમશેદ.

સંસ્કૃતમાં **यम्** ધાતુનો અર્થ તાબે કરવું, નિયમમાં રાખવું, ઇત્યાદિ થાય છે, અને **यम** ને પાતાળનો રાજા, મૃત્યુનો દેવ, મોત પછી ઇનસાફ કરનાર ગણેલો છે. પારસીઓની જૂની અવસ્તા ભાષામાં પણ **યમ** ધાતુનો અર્થ રાજ્ય ચલાવવું એવો થાય છે, અને તેમનામાં **યિમ-ખ્ષએત** ( સં. **यमक्षत ?** ) નામનો એક મહા બળવાન પાદશાહ થઈ ગયો મનાય છે. **યિમખ્ષએત** શબ્દમાં **યિમ** ( સં **यम** ) એ મુખ્ય નામ છે, અને **ખ્ષએત** એ વિશેષણ છે. **યિમખ્ષએત** નું પાછલા કાળમાં ફારસીમાં **જમશેદ** એવું અપભ્રંશ થયું છે, અને તે ઉપરથી હાલનું જમસદજી નામ બન્યું છે. મિ. પાલનજીના જણાવ્યા મુજબ પારસી ધર્મ પુસ્તકોમાં લખ્યુ છે, કે **યિમ** ( જમશેદ ) **વિવંઘત** (વેદના **विवस्वत्** ) નો બેટો હતો, અને આ દુનિયામાં **હોમ** ( સં. **सोम**) ના રસને પહેલ વહેલો વિવંઘતે તૈયાર કીધો હતો, આ ઉમદા કામને લીધે જ દેવતાઓએ **વિવંઘત** ને **યિમ** (જમશેદ ) જેવો બેટો બક્ષ્યો હતો. એ જ પુસ્તકોમાં વળી જણાવ્યું, છે કે યિમના વખતમાં મ્હોટી જગરેલ ( મહા પ્રલય ) થઈ હતી, અને અહુરમજદ( પરમેશ્વર) તરફથી ચેતવણી મળ્યા મુજબ યિમે એક વર (શહેર? વહાણ?) બાંધી તેમાં માણસ, પશુ, પક્ષી, ઝાડપાનનાં બી, ઇત્યાદિ રાખી તે ઓલાદો બચાવી હતી. હિન્દુ ધર્મ પુસ્તકોમાં **विवस्वत्**ના દીકરા વૈવસ્વત મનુ બાબત એવું જ કહેલું છે. તેમણે પણ મહાપ્રલયની ચેતવણી મળવાથી એક વહાણ બાંધી બચાવ કીધો હતો, અને રેલ ઉતર્યા પછી નવી પ્રજા ઉત્પન્ન કરી હતી. થોડા ફેરફાર સાથે હિન્દુ અને પારસી કથાઓ મળતી આવે છે, અને તેમનાં ( **विवस्वत्** વિવંઘત, આદિ) નામ પણ મળતાં છે, એટલે તે કથાઓનું મૂળ એક છે એમ ભાસે છે. બાબિલનના લોકોમાં પણ

એવી દન્ત કથા છે, કે ત્યાંના ઝીસુથ્રૉસ નામના રાજાને શનિ દેવતાએ જગરેલ બાબત ચેતાવવાથી તેણે પોતાના મિત્રો આદિને એક વહાણું બાંધી બચાવ્યા હતા. આસિરિયન લોકમાં તેવા જ પ્રકારની દન્તકથા છે, અને તે ઉપરથી યાહુદી ધર્મ પુસ્તકોમાં નુહ ( Noah) ના વખતની જગરેલ અને વહાણુ બાબતની વાત દાખલ થઈ કહેવાય છે.

---

### (૪૦) ખુશરૂ—કૈખુશરૂ.

ખુશરૂ એ નામ મુસલમાનોમાં હોય છે, અને હિન્દના ઇતિહાસમાં મળી આવે છે. કૈખુશરૂ—કેખુશરૂ નામ પારસીઓમાં હોય છે. મિ. પાલનજીના ઇરાનના ઇતિહાસપરથી જણાય છે, કે ઇરાનમાં કેયાની વંશનો એક પાદશાહ થઈ ગયો તેનું અવસ્તામાં હુસ્રવંગ એવું નામ આપેલું છે, અને એ નામ વૈદિક પ્રજાપતિ सुस्रवस् ઉપરથી નીકળે છે. વૈદિક कवि सुस्रवस् ઉપરથી અવસ્તાભાષાનું રૂપ હુસ્રવંગ, પહેલવી ભાષામાં કૈખુસ્રોબ, ફારસીમાં કૈખુસ્રવ અથવા કએ ખુસરો થયું છે, અને તે ઉપરથી હાલનાં ખુશરૂ અને કૈખુશરૂ નામ આવ્યાં છે.

---

## ગુજરાતી જોડણી.

આ વિષય ઉપર ગયા જાન્યુઆરી માસના અંકમાં હમે એક લેખ પ્રસિદ્ધ કર્યો હતો, તેમાં નીચે મુજબ ભલામણો કરી હતી:—

(૧) એ, ઍ, ઓ, ઑ નાં જુદાં ઉચ્ચારણો દર્શાવવા માટે જુદાં ચિહ્નો યોજવાં.
(૨) અનુસ્વાર અને જોડાક્ષરના પ્રથમાક્ષર તરીકે આવતા અનુનાસિક માટે પણ જુદાં ચિહ્નો રાખવાં.

આ દરખાસ્તો ઉપર કેટલાક વિદ્વાનોએ અભિપ્રાય આપવા તસ્દી લીધી છે, તેમનો હમે અન્તઃકરણથી આભાર માનીએ છીએ. એ અભિપ્રાયોનો સાર ગયા અંકમાં પ્રસિદ્ધ કર્યો છે. એકન્દર ૩૨ ગૃહસ્થોના અભિપ્રાય આવ્યા છે, તેમાંથી ઘણા જણ ઉપરની દરખાસ્તોને અનુકૂળ જણાય છે. પહેલી દરખાસ્તને વાસ્તે તો ઘણો જ મજબૂત મત જણાય છે. હમે આગળ જણાવેલું જ છે, કે ક્યાં અમુક ચિહ્ન યોજવાં એ વિષે

ગુજરાતીમાં ચાલતાં ડ અને ઙ નાં ઉચ્ચારણો સમ્બન્ધે કેટલીએક સૂચનાઓ થઈ છે તે વિચારવા જેવી છે, અને તેમને વાસ્તે પણ કાંઈ યોજના થશે તો હમે ખુશી થઈશું. ખરેખર જુદાં ઉચ્ચારણ હોય ત્યાં ચિહ્નભેદ રાખવાની ખસૂસ જરૂર છે; જ્યાં કલ્પનાથી જ ભેદ જણાતો હોય ત્યાં માત્ર નવાં ચિહ્નની જરૂર નથી.

નવાં ચિહ્નોથી લખવાની મુસ્કેલી વધશે એમ કોઈ કોઈ ગૃહસ્થો ધારે છે તે હમને બહુ વજનદાર જણાતું નથી. હાલની પ્રજા જુદી રીતે કેળવાયલી હોવાથી તેને થોડા દિવસ મુસ્કેલી પડે એ વાત ખરી છે. પરન્તુ નવી પ્રજા નવી પદ્ધતિએ કેળવાશે એટલે તેને કાંઈ હરકત પડશે નહિ, અને નવું પણ લાગશે નહિ. બાળકો આટલાં ચિહ્નો શીખે છે તેમાં બે ચાર કે અડધો ડઝન ચિહ્નો વધવાથી તેમના અભ્યાસના બોજામાં વધારો થઈ જવાનો નથી. ઉલટું, એ ચિહ્નો એક વાર ઓળખ્યા પછી તેમની વાંચનની મુસ્કેલીઓ હાલ કરતાં ઓછી થશે. લખવામાં તો હાલ મુજબ ગરબડ ચાલુ રહેશે એમ કોઈ ધારતું હોય, છતાં છાપવામાં નવી પદ્ધતિ દાખલ થશે તો તેથી પણ ઘણો લાભ થશે, અને ખરાં ઉચ્ચારણ ક્યાં છે તે સ્પષ્ટ જણાશે.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ગયા ત્રિમાસિકની સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ છેઃ—

**પ્રશ્ન ૧લો**—પાંચ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા. તેમાંથી નીછાભાઈ* ભાઈશંકર મહેતાજી વટાર તાલુકે પારડીનાને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૨જો**—બે જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા તેમાંથી, નીછાભાઈ* ભાઈશંકર મહેતાજી વટાર તાલુકે પારડીનાને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૩જો**—બે જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા તેમાંના કાળીદાસ દેવચન્દ પંડ્યા વડેરાના મહેતાજીને રૂ ના નું તથા રતનજી દુર્લભભાઈ લાડ, ગોથાણના મહેતાજીને રૂ ના નું ઇનામ આપવામાં આવ્યું છે.

---

* નીછાભાઈ પોતાને ઇનામ તરીકે મળેલી રકમ ગેટક્લિફ મેમોરિયલ ફંડમાં અરપવાનું જણાવે છે. એડિટર.

**એપ્રિલ માસનો પ્રશ્ન ૨ જો**—પોપટલાલ કેવળચન્દ શાહ મહેતાજી રાજકોટનાને રૂ ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ—

( ૧ ) આપણી પ્રાથમિક નિશાળોનાં ન્હાનાં બાળકોના હાથ અને આંખો કેળવવા માટે ઓછે ખર્ચે થઈ શકે તેવા કયા બાળ ઉદ્યોગો દાખલ કરવા જોઈએ? તેવો એક ઉદ્યોગ કયા ક્રમે કેવી રીતે ચલાવશો તેનું થોડાં મનોયત્નો સાથે વર્ણન કરો. ઇનામ રૂ ૨..)

( ૨ ) ડ્રિલના શિક્ષણથી બાળકોની રીતભાત અને નિશાળના બન્દોબસ્ત ઉપર શી અસર થાય છે તે લખો. ઇનામ રૂ ૧ )

( ૩ ) બાબરે ભરતખંડમાં પગ મુકયો તે વખત આ દેશમાં કયાં કયાં રાજ્યો હતાં તે એક નકશો કાઢી સમજાવો. તે વખતનાં હિન્દુ રાજ્યોનું ટૂંકું વર્ણન કરો. ઇનામ રૂ ૨ )

**ટીપ**—સ્પર્ધાના નિયમ માટે એપ્રિલ ૧૮૯૩ના અંકમાં જોવા. તા. ૨૦મી નવેમ્બર પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

---

# वाक्यरचना अने निबन्ध.

( ચાલુ પાને ૨૬૭ થી. )

## પ્રકરણ ૧૩ મું.

### હો અને છ ધાતુઓ; સંયોજક.

"હું છું," "છોકરો છે," "બાપ હતો," "કાલે તે હશે," વગેરે વાકયોમાં હો અને છ ધાતુઓ **હયાતી** બતાવે છે, અને ત્યાં તે **વિધાનપક્ષ** તરીકે વપરાય છે.

છોકરો આંધળો છે,
અકબર ડાહ્યો હતો,
ઔરંગઝેબ બાદશાહ હતો,

એ વાકયોમાં આપણે છોકરાના આંધળાપણા વિષે, અકબરના ડાહ્યાપણા વિષે, અને ઔરંગઝેબના બાદશાહપણા વિષે બોલીએ છીએ; તેમની

હયાતીની વાત કરતા નથી. એટલે, આ વાક્યોમાં "આંધળો," "ડાહ્યો," "બાદશાહ," એ વિધાનપક્ષ છે; "છે" અને "હતો" એ હયાતી બતાવતા નથી, પણ માત્ર કર્ત્તા અને વિધાનપક્ષને જોડવાનું કામ કરે છે. આવે ઠેકાણે હો અને છ ધાતુઓને સંયોજક એટલે જોડનાર કહે છે. કોઈ કોઈ લોકો સાધારણ રીતે "આંધળો છે," "ડાહ્યો હતો," "બાદશાહ હતો," એમ આખાને વિધાન પક્ષ કહે છે. પરન્તુ ખરાં વિધાનપક્ષ "આંધળો," "ડાહ્યો," "બાદશાહ" એ છે; "છે" અને "હતો" એ તો માત્ર સંયોજક એટલે કર્ત્તા અને વિધાનપક્ષને જોડનાર છે.

આ રીતે "છ" અને "હો" ધાતુઓ એકલા વપરાઈને હયાતી બતાવે છે, ત્યારે તેઓ વિધાનપક્ષ બને છે. તેઓ નામ, વિશેષણ, વગેરેથી થતા કોઈ બીજા વિધાન પક્ષની સાથે આવે છે, ત્યારે સંયોજકનું કામ કરે છે. કોઈ વખત સંયોજક અધ્યાહાર રહે છે, જેમકે—

કુંડાળાની ફરતી લીટીનું નામ પરિધ;
ત્યાં તે તો દુષ્ટ તોફાની;
મૂએ મ્હારૂં ઘર સાંકડું;
હમે ભ્હોળા વસ્તારી; વગેરે.

"છ" અને "હો" ધાતુનો એક ત્રીજો પણ ઉપયોગ છે. તેઓ મુખ્ય ક્રિયાપદની સાથે સહાયકારી તરીકે આવીને મિશ્રકાળ બનાવે છે, જેમકે—

છોકરો જાય છે,
ઘોડો જતો હતો,
બકરો જતો હશે,
બાપ ગયો છે,
ભાઈ ગયો હતો,
હાથી ગયો હશે,
રાજા જવાનો છે,
વછેર જવાનો હતો,
કાકો જવાનો હશે, વગેરે.

આ વાક્યોમાં મુખ્ય ક્રિયાપદ તરીકે એક ઠેકાણે "જા" ધાતુના અનિયમિત વર્તમાન કાળનું રૂપ "જાય," અને બાકીને ઠેકાણે "જતો", "ગયો", "જવાનો" એ કૃદન્તો વપરાયાંછે, અને તેમની સાથે જુદા જુદા મિશ્રકાળ બનાવવા માટે સહાયકારી તરીકે "છ" અને "હો" ધાતુનાં રૂપો આવ્યાં છે. આવે ઠેકાણે "જાય છે," "જતો હતો," "જતો હશે", "ગયો છે", "ગયો હતો," "ગયો હશે," "જવાનો છે," "જવાનો હતો," "જવાનો હશે," એમ બન્ને ક્રિયાપદને એકઠાં લઈ આખાને વિધાન પક્ષ કહેવું.

---

## મનોયત્ન ૧

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો, અને દરેકમાં "છ" અને "હો" ધાતુઓ શું કામ કરે છે તે બતાવો.

| | |
|---|---|
| ૧. જગત્ મ્હોટું છે. | ૨. એમાં જોવાનું ઘણું છે. |
| ૩. જગત્માં ઘણા દેશ છે. | ૪. દેશમાં લોક વસે છે. |
| ૫. કોઈમાં સિંહ હોય છે. | ૬. (એ ઈશ્વર) તું એક છે. |
| ૭. એક છોકરો ગામ જતો હતો. | ૮. તેણે ઢેબરાં લીધાં હતાં. |
| ૯. કૂતરો બહુ ભૂખ્યો હોય. | ૧૦ ઘોડામાં જરા શક્તિ નહોતી. |
| ૧૧. હું ભૂખે મરું છું. | ૧૨. ત્યાં જે કામ કરવાનું હતું. |
| ૧૩. છોકરો જ્યાં બેઠો હતો. | ૧૪. મ્હેં ઘોડાને ગુણ કર્યો છે. |
| ૧૫. ઘોડો ભોગિયો હશે. | ૧૬. મ્હેં તેને જીવાડ્યો ન હોત. |
| ૧૭. બીજો કોઈ નહિ હોય. | ૧૮. કમોદનો રાંધ્યો'તો ભાત. |
| ૧૯. માંહે નાંખી'તી સુન્દર વડી. | ૨૦. ઝાડને ડાળીઓ હોય છે. |

---

## મનોયત્ન ૨ જું.

"છ" અને "હો" ધાતુ હયાતી બતાવી વિધાનપક્ષ તરીકે વપરાય એવાં પાંચ વાક્યો બતાવો.

---

## મનોયત્ન ૩ જું.

એ ધાતુઓ સંયોજક તરીકે વપરાય એવાં દસ વાક્યો, રચો.

### મનોયત્ન ૪ થું.

એ ધાતુઓ સહાયકારી ક્રિયાપદ તરીકે આવી મિશ્રકાળ એવાં દસ વાકયો રચો.

### મનોયત્ન ૫ મું.

નીચેના શબ્દો પરથી વાકયો રચોઃ—

થાય છે, એ, માલ, શહેરમાં, તરેહવાર, દેશાવર, જાય છે, તે, ત્યાં, કિલ્લો, છે, મ્હોટો, બાંધેલા છે, મ્હોટા, શહેરમાં, ફુવારા, પા હિન્દુઓનાં, શહેરમાં, છે, દેરાં, ઘણું, વિશાળ, સ્વામીનારાયણનું, છે વહાણુ, ચીન, એક, જતું હતું, એક, હતો, મ્હોટો, કૂતરો, વિલ કૂતરો, છે, હુંશિયાર, એ, થતું હશે, એને, કળતર.

### પરીક્ષાના પ્રશ્ન.

૧. "છ" અને "હો" ધાતુઓ પોતે કયારે વિધાન થઈ શકે છે?

૨. તેમના બીજા શા શા ઉપયોગ છે?

૩. સંયોજક એટલે શું? તેનો શો ઉપયોગ છે?

૪. મિશ્રકાળ એટલે શું? તેમનાં રૂપો કેવી રીતે બને છે?

૫. સહાયકારી એટલે શું? મુખ્ય ક્રિયાપદ એટલે શું?

૬. મિશ્રકાળનાં રૂપો આવ્યાં હોય ત્યાં વિધાન પક્ષ કેટલાને ક

## केळवणीने उत्तेजन.

મુમ્બઈના ઠક્કર રતનસી કરમસીએ મોતા જિલ્લે સુરતની નિશા નિયમિત મુદતે છોકરાઓ તથા છોડીઓને ઇનામ આપવા બાબત કરી શૈતિક બ્રાહ્મણોના છોકરાઓને ઉત્તેજન આપ્યું છે.

જુનાગઢ મહોબત મદ્રેસના ફતેહમન્દ વિદ્યાર્થીઓને માસિક સ્કૉ શિપ રૂ. ૪૬) ની દર માસે આપવામાં આવે છે, તથા કસરત ર માટે રૂ. ૨૫) દર વરસે આપવામાં આવે છે.

સારસા જિલ્લે ખેડામાં ધારાળા, બોર્ઈ, રબારી વગેરે જાતોને ઉ-
ત્તેજન આપવા રૂ. ૩૭) નું ફંડ ઊભું—કરવામાં આવેલું છે.

---

ધન્ધુકાના મર્હૂમ રા. સા. છગનલાલ ભૂધરજીની યાદગીરી રાખવા માટે સાંના વીસા મોઢ વાણીઆની ન્યાત તરફથી રૂ. ૧૦) તથા મુખ્તિયાર મિ. હરગોવન સામળદાસે રૂ. ૧) તથા મિ. સામળ ન્હાનચન્દે રૂ. ૧) દર વાર્ષિક પરીક્ષા વખતે કન્યા શાળામાં ઇનામ આપવા ઇચ્છા બતાવી છે.

---

# प्राणी वर्णन.

( સાંધણુ પૃષ્ઠ ૨૯૭ થી. )

## સીલ.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—ફાડી ખાનારાં

આ પ્રાણીઓ દરિયામાં તેમ જ જમીનપર રહી શકે છે. ઉત્તર સમુદ્રોમાં સીલની વસ્તી ઘણી છે. ગ્રીનલાન્ડમાં થતી સીલ માંછલી સાતથી નવ ફુટ લાંબી થાય છે. તેનું માથું કૂતરાના જેવું છે. તેનું શરીર લાંબું અને પગ ટૂંકા છે; એના પાછલા પગ ઘણા જ ટૂંકા, હલેસાના જેવા ચપટા, અને માંછલાંની પૂંછડીની પેઠે પાછલી મેર લાંબા ગયેલા હોય છે. તેને દરેક આગલે પગે પાંચ પાંચ આંગળાં છે. આ આંગળાં મજબૂત ચામડીથી સન્ધાઈ ગયેલાં છે તેથી તેને તરવામાં ખૂબ મદદ મળે છે અને તેથી જ તે ઝડપથી તરી શકે છે. સીલ માંછલી તરે છે તે વખતનો દેખાવ ઘણો સરસ લાગે છે. ન્હાનાં માંછલાં અને દરિયાઈ વનસ્પતિપર પોતાનો ગુજારો કરે છે તેથી તે વનસ્પતિ તેમ જ માંસ ભક્ષણ કરનારું પ્રાણી ગણાય છે. ખોરાકની શોધમાં તે ડુબકી મારી લગભગ અડધા કલાક સુધી પાણીની અન્દર રહી શકે છે. આ પ્રાણીઓને ઠંડી હવામાં રહેવું બહુ ગમે છે. તેમની ચામડીની નીચે પુષ્કળ ચરબી ભરેલી હોવાથી તેમને બરફની ઠંડક અગર પાણીની શરદી લાગતી નથી. આ ચરબી વજનમાં હલકી હોવાથી તેને તરવામાં મદદ મળે છે. આ પ્રાણી આખું વરસ એક જ જગાએ રહેતું નથી, પણ એક વરસમાં બે રહે-

હાથું રાખે છે. ગ્રીનલાન્ડના અને લાબ્રાડોરના ખલાસીઓ તેને ત્યાં આવવાની ચોક્કસ ઋતુ જાણે છે તેથી તે વખતે તેનો શિકાર કરવા હોડીઓ લઈને જાય છે. ઉત્તરમાં વસનારા ગરીબ લોકોનો ખોરાક સીલ માંછલી છે. એ પ્રાણી બહુ અક્કલવાળું છે તેથી તેનો શિકાર કરવામાં ચાલાકી અને સબુરી રાખવી પડે છે, નહિતો ઘણું નુકસાન ખમવું પડે છે. આ પ્રાણી જ્યારે સપડાય છે ત્યારે બહુ વિકરાળ બની સામું થાય છે. ઉન્હાળામાં બરફપર તરવું તેને બહુ ગમે છે. ઘણી વાર વહાણોની થડમાં તે તરતું માલૂમ પડે છે; કારણ કે નવું જાણવાની તેને બહુ હોંશ છે. એવું કહેવાય છે કે મધુર અવાજ કે ગાયન સાંભળવું તેને બહુ ગમે છે તેથી શિકારીઓ વહાણમાં કેટલીક જાતનાં વાજિંત્ર રાખે છે.

સીલ માંછલીઓ કિનારાપર વિયાય છે. પછીથી તુરત બચ્ચાંને પાણીમાં લઈ જઈ દરિયાની અન્દરના ખડકોની ગુફાઓમાં ઉછેરે છે. તેને દર વેતરે બે બચ્ચાં અવતરે છે. આ માંછલીઓ પોત પોતાનાં કુટુમ્બોમાં રહે છે. કેટલીક વાર ઘણાં કુટુમ્બો એક જ ખડકપર વસે છે. પોત પોતાનાં રહેઠાણ ઓળખાઈ આવવા સારૂ દરેક રહેઠાણની વચ્ચે થોડો માર્ગ રહેવા દે છે. કિનારાપર હોય તે વખતે કોઈ તેના પર હુમલો કરે તો તે કમાનની માફક વળી જઈ એકદમ કુદકો મારી પાણી તરફ જાય છે. સીલની ચામડી ઘણી ઉપયોગી છે. એની ચરબી પણ ઘણાં કામમાં વપરાય છે, તેથી તેનો શિકાર કરવામાં આવે છે.

સીલ હળી શકે છે અને તે હેતાળ અને ગમતી છે. એક સાહેબે સીલનું બચ્ચું પાળ્યું હતું તે કૂતરા ભેગું ચૂલા પાસે બેસતું અને એકઠું દરીઆમાં જઈ નાહીને પાછું ઘેર આવતું. બીડમાં ચરતી ગાયોને તે ધાવી જતું. સીલનાં બચ્ચાં ઘણાં જ કહ્યાગરાં છે. તેઓ બીજા બધા સાદમાંથી પોતાની માનો સાદ તુરત પારખી કહાડી તેની કને તુરત દોડી જાય છે. વિલાયતમાં રીજન્ટપાર્કની પ્રાણી પ્રદર્શન વાડીમાં એક સીલ પાળેલી છે. તેના રખવાળે તેને ભસતાં, બોલાવે ત્યારે પાસે આવતાં, અને બીજી કેટલીક રમતો શીખવી છે.

---

# સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિ.

( લખનાર ગ. ગૌ. બર્વે. )

( ચાલુ પૃષ્ઠ ૨૭૯ થી. )

પૃથ્વીની ઉત્પત્તિ પ્રથમારમ્ભે કેવી રીતે થઈ તે ખગોળ વિદ્યાની મદદવડે આપણે જાણી શક્યા. હવે આની પછી આનું સ્થિતાન્તર થતાં થતાં તેને આજની સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત થઈ તે ભૂગર્ભશાસ્ત્ર દ્વારાએ આપણે જાણી શકીએ છીએ. ભૂગર્ભશાસ્ત્ર એટલે જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તેની ઉત્પત્તિથી માંડીને તે આજ સુધી ઘણાએક ફેરફારો થઈ પર્વતો, નદીઓ, સરોવરો, સાગર, બેટ વગેરે ભાગો કેવી રીતે થયાં તે જે શાસ્ત્રવડે આપણે જાણીએ છીએ તે. હવે જે ભૂમિની આપણને સારી માહિતી છે, તે ભૂમી એટલે પૃથ્વીનો ફક્ત એક પોપડો જ. આપણી પૃથ્વીનો એકન્દર આંસ ૨૫૦૦ ગાઉ (૩૯૫૬ માઇલ) સુધીનો છે. સર્વેમાં ઘણું જ ઊંડું પાણી અડધા ગાઉ સુધી ઊંડું હોય છે, તો આ પચીસસેં ગાઉની આગળ આ અડધો ગાઉ તે શા લેખામાં ? તથાપિ જ્વાળામુખી પર્વતમાંથી જે રસ બહાર નીકળે છે તે ઉપરથી તથા બીજા ઘણાએક આધાર ઉપરથી ચૌદ કે પન્દર માઇલ સુધી ભૂપૃષ્ઠનો શોધ લાગે છે. આની નીચે લોઢાના અગર કલ્હઈના રસ જેવો ગોળો હશે એવું અનુમાન છે.

હવે એટલું તો ધ્યાનમાં રાખવા જેવું છે કે, પ્રારમ્ભે ભૂમિની રચના જેવી હતી તેવી જ કાંઈ હાલમાં નથી. તેમાં અને આ વખતમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. હવે આ ફેરફાર થવા માટે કેટલો વખત લાગ્યો હશે ? અર્થાત્ ઘણો જ. હવે આ વિષે લખતી વખતે વખતની ગણત્રી કાંઈ હજાર બે હજાર વર્ષથી થશે નહિ. આને માટે તો આપણે પૈરાણિક રીત વાપરવી પડશે. જુઓ કે લાખ્ખો વરસ પહેલાં જ્યાં ગગન ચુમ્બિત વૃક્ષો અને પર્વતોનાં શિખરો હતાં, ત્યાં કેટલાક યુગોની પૂર્વે તે ઠેકાણે સમુદ્ર હતા. જ્યાં આજ યુરોપખંડની જમીન છે ત્યાં આગળ પૂર્વે સમુદ્ર હતો. પ્રથમારમ્ભે આવી સ્થિતિ હોઈને ફેરફાર થતાં થતાં

આજની સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત થઈ તે આપણે ભૂગર્ભશાસ્ત્ર દ્વારાએ જાણી શકીએ છીએ. પાછળ કહી ગયા પ્રમાણે કેવળ આ વિષે તર્કો નથી પણ બેશક ઠરેલી વાતો છે. આ ફેરફાર થવાનાં મુખ્ય કારણો હવા પાણી અને અગ્નિ છે.

હવામાંના ઓક્સિજન અને કાર્બોનિક આસિડ ગ્યાસવડે મ્હોટા મ્હોટા પર્વતોના ચીરાડા પડે છે. વરસાદ પડતી વખતે હવામાંનો કાર્બોનિક આસિડ ગ્યાસ તેમાં મળે છે. આ મળવાથી જેટલા ચૉકની જાતના ખડકો હોય છે તેટલા વરસાદના પાણીમાં ગળી નદીમાં થઈને સમુદ્રમાં ચાલ્યા જાય છે. એ પ્રમાણે ચૉકની જાતના હજારો ખડકો ધોવાઈ જઈને તેનો સમુદ્રમાં ઉમેરો થાય છે. આ કરતાં તો પાણીવડે બીજો ફેરફાર ચમત્કારિક રીતે થાય છે. એકાદ નદીમાં જ્યારે પૂર આવે છે ત્યારે કયા કયા ફેરફારો જોવામાં આવે છે તે જોઈએ. નદીમાં અથાગ પાણી આવી તેની બંને તેડો બરાબર રીતે ભરાઈ રહી ખૂબ જોરથી વહે છે. તેનું પાણી મેલું હોઈને તેમાં કેટલાંક વૃક્ષો, કેટલાંક જાનવરો, ઝૂંપડાં, વગેરે હજારો પદાર્થો તણાઈ આવે છે. હવે પાણી અસ્વચ્છ થવાનું કારણ શું ? માટી. ત્યારે એવી રીતે કેટલી માટી સમુદ્રમાં જતી હશે તેનો વિચાર કરો. ઠીક, આ માટી કયાં જતી હશે? સમુદ્રમાં. ત્યારે આવે છે કયાંથી ? અર્થાત્ મ્હોટા મ્હોટા પર્વતો અને અરણ્યોમાંથી. મ્હોટા મ્હોટા પર્વતોની અને વિશાળ પત્થરોની માટી શી રીતે થાય છે તે જોઈએ. ઠંડા પ્રદેશમાં વરસાદનું પાણી ખડકોના ચીરાડામાં ભરાઈ જઈ ટાઢને લીધે તે પાણી બરફરૂપે ગોઠવાઈ જાય છે. બરફ થતી વખતે તે ખડકો ફાટવા માંડે છે, અને તેથી મ્હોટી મ્હોટી અસંખ્ય શિલાઓના કડકા થઈ જાય છે. તે કડકાઓ ઉંચાણ ઉપરથી નદીમાં પડે છે. તેથી ધોવાઈ ધોવાઈને ઘર્ષણથી તેના નહાના મ્હોટા ગોળ કાંકરાઓ બને છે. એ પ્રમાણે જ નર્મદા, ગોદાવરી, બ્રહ્મપુત્રા, ભાગીરથીમાં જે ગોળ અને નહાના પત્થરો જડે છે તે આવી જ રીતે બનેલા હોય છે. એ રીતે કાંકરાઓ થયા પછી તેની રેતી બની માટી બને છે. એવો અડસટ્ટો

કહાડવામાં આવેલો છે કે ગંગાનદી દર વરસે ૩૫।। કરોડ ટન માટી સમુદ્રમાં ઘસડી જાય છે. આ તો ફક્ત એકલી ગંગા નદીની વાત થઈ. એ જ પ્રમાણે બ્રહ્મપુત્રા, ગોદાવરી, કૃષ્ણા, મીસીસીપી, આમાઝોન, આ નદીઓમાંથી કેટલી માટી વહી જતી હશે વારૂ ? અને એવી જ રીતે પર્વતોના પર્વતો સમુદ્રમાં જઈને પડતા હશે એમાં સંશય છે કે શું ! અરે ! આ નદીઓ આ કામ કાંઈ ચારસેં પાંચસેં વરસો થયાં કરે છે ? ના. આ નદીઓ તો હજારો વરસો થયાં પોતાનું કામ એમને એમ બજાવે છે. ત્યારે કહો જોઈએ લાખ વરસ પૂર્વે જે સ્થિતિ હતી તેવી આજ છે કે શું ? અર્થાત્ નથી જ. ઠીક, ત્યારે આવી રીતે નદીઓ એક સરખી રીતે માટી ઘસડી જાય તો કરોડો વરસ પછી આ પૃથ્વી બડી જવી જ જોઈએ. પન્તુ આનાથી ઉલટું કાર્ય અગ્નિનું છે. પાછળ કહેવામાં આવ્યું જ છે કે પૃથ્વીના પેટમાં મનસ્વી ઉષ્ણતા છે. અને આ ઉષ્ણતા ઉપર આવવા માટે જોર કરે છે. એટલે તે ઉષ્ણતા અન્દર ગોંધાઈ જવાથી ઉપર આવે અગર જરા હાલે એટલે તેથી કાંઈ પણ ફેરફાર થાય. કેટલીક જમીન નીચાણમાં આવે, ને કેટલીક ઉંચાણમાં જાય. આ બધી ઉષ્ણતા જ્વાળામુખી પર્વતોના મુખમાંથી બહાર નીકળે છે ત્યારે ધરતીકમ્પ થઈ સ્થળને ઠેકાણે જળ, અને જળને ઠેકાણે સ્થળ થઈ જાય છે. આ પ્રમાણે સ્થિત્યન્તરો થયેલાં તમારા વાંચવામાં તો આવ્યાં હશે જ. આનું ખરું સ્વરૂપ આપણને આ વખતે (ધરતીકમ્પ વખતે) જણાઈ આવે છે. આ ઉપરથી પૃથ્વીની સપાટી ઉપર કેવા ફેરફારો થાય છે તે વિષે સહેજ અનુમાન કરી શકાય છે. ફક્ત ધરતીકમ્પ થાય છે ત્યારે જ અકસ્માત જે ફેરફાર થાય છે તે જાણવામાં આવે છે; પણ દર રોજ જે સ્થિત્યન્તર થાય છે તેથી લાખો વરસે મ્હોટા મ્હોટા ફેરફારો થઈ જાય છે.

અપૂર્ણ.

---

# શબ્દોના ચમત્કાર.

( સાંધણું પૃષ્ઠ ૧૭૯ થી. )

( લખનાર ખા. સા. કરમઅલી રહીમ નાનજીઆણી. )

જબ કે જેબ. ગયે પ્રસંગે મ્હેં જણાવ્યું હતું કે આ બાબત ઇતિહાસ ઉપરથી નક્કી કરી લખીશ, પણ આ સમ્બન્ધી ફારસી કે ઉર્દૂ તવારીખમાંથી કંઈ પણ પૂરાવો મળી નહિ શકવાથી કવિવર દલપતરામ (અફસોસ હવે તો આંસુડાં ભરી ભરી ગદગદિત કંઠે એમને પરલોકવાસી કવિ રવિ કહેવા જોઈએ) ની મુલાકાત લઈ એમણે કાવ્ય રચતાં 'જબ' શબ્દ વાપર્યો હતો કે 'જેબ' તે સમ્બન્ધી મ્હેં એમને પ્રશ્ન પૂછ્યો. એમનો ઉત્તર કે જેબ શબ્દ વાપર્યો હતો. પણ મ્હેં જ્યારે એ બાબત આધાર પૂછ્યો ત્યારે એમણે કહ્યું કે કવિતા રચી તે વેળા હું સુરતમાં હતો. ત્યાં મ્હને કોઈ મુનશીએ ફારસી પુસ્તકનો આધાર બતાવ્યો હતો પણ તે પુસ્તકનું નામ મ્હને યાદ નથી. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે કવિએ વાપરેલો શબ્દ જબ નહિ પણ જેબ છે. જેમ ઔરંગજેબ એટલે તખ્તને શોભા આપનાર તેમ મલેકજેબ એટલે મલેકના આખા મંડળને શોભા આપનાર એવો થાય છે. મલેક અરબી શબ્દ છે અને તેનો મૂળ અર્થ 'રાજા' થાય છે પણ હિન્દના જ્યારે મોગલવંશના રાજાઓએ બાદશાહ અને શહેનશાહનો ખેતાબ ધારણ કર્યો ત્યારે 'મલેક' શબ્દ એક પાયરી ઉતરી અમીર લોકોને ફાળે આવ્યો, અને ધીમે ધીમે ત્યાંથી પણ પદ ભ્રષ્ટ થઈ, લશ્કરી અમલદારોને અને છેવટ સિપાહી વર્ગને આવી ભેટયો.

ખૂબ, ખૂબી, ખૂબીદાર. 'ખૂબ' શબ્દ ફારસી છે અને તેનો અર્થ 'સારો' થાય છે. વઝીરે કહ્યું છે કે,

"ક્યા ખૂબ સોદા નકદ હય ઇસ હાથ દે ઉસ હાથ લે"

ખૂબી એટલે સારાપણું અને તે ઉપરથી વદનનું સારાપણું એટલે રૂપ અર્થ પણ થાય છે.

"નહીં હાજત હૈ ઝેવરકી જિસે ખૂબી ખુદા દેવે.

જેને ઇશ્વરે રૂપ આપ્યું તેને આભૂષણની જરૂર નથી.

હવે ગુજરાતીમાં એ શબ્દ કેવી રીતે વપરાય છે તે નીચેના દૃષ્ટાન્તો ઉપરથી સમજાશે.

૧. "ખૂબ જુદ્ધાઓના ગીત સુણો સૌ રંગે"

ખૂબ વાર્જાઓને સુણો દોસ્ત જે જંગે.

૨. રચે સદાવ્રત માતબર, ધર્મશાળા ખૂબીદાર.

૩. ગુરુ પાસ જઈને કહે ખૂબ ખાટયો.

૪. ભરપૂર ખૂબ ભરાઈ જેના ચિત્ત વિષે ચતુરાઈ છે.

૫. ખડો ખેલ દુનિયા જેણે જે કર્યો,

ખુશીનો ગમીનો ખૂબીનો ભર્યો.

૬. રાજી મચાવી દેવી ખૂબ દુશ્મન સાથે જંગ,

રણું ધીર થઈ રાખવો, નિજ બાજીનો રંગ.

આ ઉપરથી જણાશે કે ગુજરાતીમાં ખૂબ શબ્દ ક્રિયા વિશેષણ "સારી પેઠે" ના અર્થમાં બહુધા વપરાય છે.

ચલો. ગુજરાતી 'ચાલો' શબ્દમાંથી અલ્પ ફેરફારવડે એટલે કે માત્ર કાનો કાઢી નાખ્યાથી આ તેનું ઉર્દુ રૂપ થયલું છે પણ એ ગુજરાતી શબ્દ કેવો ફિક્કો, નિસ્તેજ-નિર્જીવ છે અને તેનો શેંગિઈ ભાગ કાપી નાંખ્યાથી, તે આશ્ચર્યકારક રીતે ટટાર થઈ ભર જોબનની ચપળતાં અને તેજી કેટલે દરજ્જે બતાવે છે તે નીચેનાં દૃષ્ટાન્તો ઉપરથી સમજાશે.

૧. ચલો ચલો સૌ શૂર, ચલો શત્રુને મળવા.

૨. ચલો, ચલો, જુદ્ધને, જુદ્ધે છે જય ભાઈ.

૩. ચલો જઈને અરિને ગળીએ, જુક્તિ બળે બહુ લડીએ.

૪. સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે.

કેટલાંક સાક્ષરોનો એવો અભિપ્રાય છે કે ગુજરાતી ભાષામાં અમુક કારણોને લીધે પરભાષાના શબ્દો બહુ દાખલ થઈ ગયા છે અને તે

બધા કાઢી નાંખવા જોઈએ. ગુજરાતીમાં કોઈ વિચાર દર્શાવવા શબ્દ ન હોય તો તે સંસ્કૃતમાંથી નાંખવો જોઈએ. સંસ્કૃત ગુજરાતી ભાષાની માતા છે અને માતું દૂધ જેવું બચ્ચાંને ગુણકારી ગણાય તેવું બીજી કોઈ સ્ત્રીનું નહિ ગણી શકાય. આ મત કેટલે અંશે ખરો છે, અને અમલમાં મૂકી શકાય કે નહિ તે તપાસવાનું ઉચિત જણાય છે.

( અપૂર્ણ. )

# નિશાળ અને નિશાળીઆ.

( લખનાર ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ. )

( ચાલુ પુ. ૩૬મું, પૃષ્ઠ ૩૬૭ થી. )

### અભ્યાસ

અસલના વખતથી આ દેશમાં વિદ્યાને માન મળતું આવ્યું છે, અને સરસ્વતીને વિદ્યાની દેવી કલ્પી છે. ઘણો કાળ થયાં આ દેશમાં બ્રાહ્મણોએ વિદ્યા ભણવી અને ભણાવવી એ પોતાનો ધર્મ માન્યો છે. ભણાવવું એ પોતાનો ધર્મ છે એમ માની અત્યાર લગી તેઓ વર્તતા આવ્યા છે. આ પ્રમાણે તેઓ પોતાનું આ કર્તવ્ય વગર પૈસે જ્યારે કરતા, ત્યારે ગુરુ અને ગુરુપત્નિને ખોરાક, પોષાક, અને સાધારણ ઉપયોગની ચીજો પૂરી પાડવી, એ શિષ્ય વર્ગ અને તેમના માબાપની ફરજ છે એમ માનવામાં આવતુ હતું. હાલમાં પણ ગામડી નિશાળના મેહેતાજીઓ પોતાના વિદ્યાર્થીઓને આંક, કક્કો, બારાખડી, નામાં, હૂંડી, પત્રી, હિસાબ, અને લેખાં શીખવે છે, તે બદલ તેમને એકંદરે સાડાત્રણથી સાડાચાર રૂપિયા સુધી મળે છે, અને મહિનામાં બે વાર સહજ સાજ દાણો, ઋતુને અનુસરીને ફળફળાદિ, અને ચોમાસાની શરૂઆતમાં નેવાં આપવામાં આવે છે. આ જોતાં જણાય છે, કે શિષ્ય વર્ગ અને તેમના માબાપો મહેતાજીની તમામ સામાન્ય જરૂરીઆતો ભણતરના બદલામાં પૂરી પાડતા હતા. આગલા વખતમાં ગુરુ અને ગુરૂપત્નિના ફેરા હેરા ને ઘર કામ પણ શિષ્યો કરતા હતા.

કાળાન્તરે આ રિવાજ બદલાઈ ગયો છે. બ્રાહ્મણોને ત્યાં હવે બહુ લોક ભણવા જતા જણાતા નથી. ભણાવી શકે એવા બ્રાહ્મણો પણ બહુ નથી. શિષ્ય વર્ગના વિચારમાં પણ ફેરફારો થયા છે. આથી કરીને બ્રાહ્મણોને ઘેર અપાતું ખાનગી શિક્ષણ લગભગ નાબુદ થવા આવ્યું છે, અને ગામઠી નિશાળો અને તેમાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓની સંખ્યા દિન પ્રતિદિન કમી થાય છે.

મ્યુનિસિપાલિટી, લોકલ ફંડ, સરકાર, અને દેશી રાજ્યો પોતાની હદોમાં ન્હાની મ્હોટી નિશાળો અને કોલેજો કાઢે છે. આ બધે ઠેકાણે શિક્ષણ બદલ ન્હાની મ્હોટી રકમ ફી તરીકે લીધામાં આવે છે. અગાડી ભણતર પાછળ જે ખર્ચ થતું તેના કરતાં ફીનો બોજો ભારે પડે છે, અને કેટલાંક માબાપોથી ઉપડી શકતો નથી. આ ગરીબ દેશમાં હાલ આવો વહિવટ ત્યારે વિલાયત જેવા ધનાઢ્ય દેશમાં પ્રાથમિક કેળવણી મફત આપવામાં આવે છે. એટલું જ નહિ પણ કેળવણીનાં સાધનો, જેવાં કે પુસ્તકો, સ્લેટ, અને પથરપેનો વગેરે મફત આપવામાં આવે છે. વળી ત્યાં કેળવણી ફરજીઆત છે, તેથી કરીને ત્યાંના લોકોને પોતાનાં છોકરાઓને ભણાવવાની જરૂર પડે છે.

ઉપરના લખાણથી સમજાશે કે આસલના વખતમાં બ્રાહ્મણો પોતાની ફરજ સમજીને જે કર્તવ્ય કરતા તે કર્તવ્ય અંગ્રેજ સરકાર પોતાની રૈયતના સમ્બન્ધમાં વિલાયતમાં અદા કરવા લાગી છે. ઉમેદ છે, કે તે ફરજ તે આ દેશની રૈયત પ્રત્યે પણ અદા કરશે.

ઠામ ઠામ નિશાળો ઉઘડવાથી છોકરાંને ભણાવવા એ પોતાની ફરજ છે, એવું માબાપો સમજવા લાગ્યાં અને પોતાનાં છોકરાંને નિશાળે મોકલતાં થયાં છે. નિશાળના વખત દરમ્યાન ચાલતા અભ્યાસ ઉપરાન્ત માબાપો છોકરાંને ઘેર અભ્યાસ કરાવે છે. તેથી કરીને કુમળી વયનાં બાળકને રમવા ફરવાનો વખત મળતો નથી. વળી પોતાનાં છોકરાંને તાકીદથી ભણાવવાના ઉત્સાહમાં કેટલાક લોકો છેક પેટીઆ, વેઠીઆ, અને અણુસમજુ, ઓછું ભણેલા, અને શિષ્ય પ્રત્યેની પોતાની ફરજ નહિ સમજનારા શિક્ષકો રાખે છે તેથી અને માબાપની ગેરસમજને લીધે બાળકોને

પુષ્કળ સહેવું પડે છે. આનુ પરિણામ એ આવે છે, કે છોકરાંઓનું શરીર અને મન બન્ને કથળે છે, અને તેઓ હેરાન થાય છે.

અભ્યાસના સમ્બન્ધમાં સુપ્રસિદ્ધ સોલોમને કહ્યું છે, કે બહુ અભ્યાસથી શરીર કથળે છે. તે ઉપર માબાપોનું હમે ખાસ લક્ષ ખેંચીએ છીએ.

ન્હાની વયનાં બાળકોને તેમની ઉમ્મરના પ્રમાણમાં જ નિશાળમાં રાખવાં જોઈએ. વળી તેમને નિશાળમાં એકી વારે લાંબો વખત અભ્યાસ નહિ કરાવતાં વચમાંના વખતમાં તેમનું મન અને શરીર સતેજ થાય તેવી ડ્રિલ અને કસરત સાથે ગીત ગવડાવવાં. ઘેર ફક્ત સહજ સાજ અભ્યાસ કરાવવો, અને તે કરાવવામાં પણ બાળકની વય, શરીરનું કાઠું, અને તેના મનની સ્થિતિ લક્ષમાં રાખવાં.

એકના એક વિષયપર કેટલોક વખત લક્ષ આપવાથી મન થાકી જાય છે. અને પછી લક્ષ ચોટતું નથી તથા આવે વખતે જરા સારા ખાઈ આમ તેમ ફરી શરીર અને મન જાગૃત કરી, બીજો વિષય લેવાથી તેપર લક્ષ ચોટશે ને અને તેમાં સારી સમજ પડશે. આ વાત લક્ષમાં રાખી આપણાં કેળવણી ખાતાં નિશાળનાં વખત પત્રકો તૈયાર કરાવે છે. પરન્તુ કેટલાક અણસમજુ શિક્ષકો તે પ્રમાણે વર્તતા નથી, તેથી અભ્યાસ છોકરાઓને જોઈએ તે કરતાં વધારે બોજારૂપ થઈ પડે છે. વળી કોઈ કોઈ શિક્ષકો રજાના વખતમાં રજા ન આપતાં વર્ગ ચલાવે છે. આથી છોકરાઓનું મન ચાલતા પાઠમાં ચોટતું નથી એટલું જ નહિ પણ અભ્યાસનો અણગમો થાય છે, અને ત્યાર પછીના વખતના અભ્યાસમાં થાકેલું મન લાગતું નથી. વખત પત્રક તૈયાર કરવામાં શિક્ષકે વિચાર કરવો, અને વિષયનો ક્રમ ગોઠવવામાં પણ બાળકના મનની સ્થિતિ લક્ષમાં રાખવી. દરેક વિષયનો વખત તે વર્ગનાં બાળકોની વયના પ્રમાણમાં રાખવો; અને દરેક વિષય પછી છોકરાંઓના મનને આરામ મળે અને આનન્દ થાય એવી કાંઇક રમત, ગંમત, ગાયન સાથેની અથવા બીન ગાયનની કસરત કરાવવી, અને અભ્યાસનો વખત લમ્બાવી રજાનો વખત ઓછો ન કરવો.

(અપૂર્ણ.)

---

# નાગરવેલ.

( લખનાર પો. કે. શાહ, રાજકોટ. )

નાગરવેલના વેલા આશરે પન્દર વીસ હાથ લાંબા થાય છે. બરાબર કાળજી રાખી હોય તો એ પંન્દર વીસ વર્ષ જીવી શકે છે. એને ફૂલ થતાં નથી, પણ ગરકાશીંગના જેવી જૂના વેલાઓને શીંગો થાય છે. એને બીઆં હોતાં નથી. એ વેલાઓને વચમાં ગાંઠો હોય છે, એ ગાંઠથી નીચે એક તસુ વેલો રાખી ત્યાંથી હાથ પોણાહાથના લીલા કકડા કાપી રાખેલા હોય છે. તે સાત આઠ ભેગા કરી, એક વેંત ઊંડો ખાડો ખોદી તેમાં રોપે છે. તેની રોપણી ચોમાસામાં, ખારાશ વગરની રસાળ જમીનમાં થાય છે. રાફડાની અથવા ખરસાણીની ધૂળનું ખાતર તેને માફક આવે છે. વેલા રોપી તુર્ત તે ઉપર છાયો કરવામાં આવે છે, અને તેને દર રોજ પાણી પાવું પડે છે, પણ વેલા ફૂટયા પછી ત્રણ ચાર દિવસે પાણી પાવામાં આવે છે. વેલા ઊંચા ચઢાવવા માંડવા બાંધવામાં આવે છે, પણ અગથીઆ કે ખરસાણીના થોર વાવી તે ઉપર વેલ ચઢાવવામાં આવે તો પાનનો સારો જમાવ થાય છે, અને તેની ગાંઠો ખરસાણી કે અગથીઆમાં પેશી અનેક મુખે પોષણ મેળવે છે. વાવ્યા પછી લગભગ દોઢ બે વર્ષે તે ઉપરથી પાન ઉતરવાની શરૂઆત થાય છે, તે લગભગ ચાર વર્ષે તો એ વેલા પાનથી સમ્પૂર્ણ ભરાઈ જાય છે.

પાન પૂના, વસઈ, વગેરે સ્થળેથી આપણા દેશમાં આવે છે, તેમજ આપણા દેશમાં કોઈ કોઈ સ્થળે થોડાં થોડાં નીપજે છે. કપૂરી પાન તથા પાકાં પીળાં પાન ખાવામાં સારાં ગણાય છે. પાનને દર રોજ ફેરવે કે પાણી છાંટે તો સારાં રહે છે, નહિ તો સડી જાય છે.

અફીણ, તમ્બાકુ, વગેરેના વ્યસનની પેઠે કેટલાકને પાન ખાવાનું વ્યસન હોય છે. પાન એકલું ખવાતું નથી પણ કાથો ચૂનો વગેરે ભેળવીને ખવાય છે. પાન ખાનારાઓ કહે છે કે પાન ખાવાથી મોઢું વાસ મારતું નથી, લોહી સાફ થાય છે, અનાજ પચે છે, અને શરીર ગરમ રહે છે.

ઘેર આવેલા પરોણાને પાન સોપારી આપવાં, એ આજ કાલ એક જાતનો વિવેક થઈ પડયો છે.

# ગિરસાપ્પાનો ધોધ.

આ ધોધ કારવાડ જિલ્લાની અને મૅહિસૂર પ્રાન્તની સરહદ ઉપર છે. એ ધોધથી ૧૮ મૈલ ઉપર એક ગિરસાપ્પા નામનું ગામ આવેલું હોવાથી એનું નામ ગિરસાપ્પાનો ધોધ એવું પડ્યું છે. એ ધોધ પાસે જોગ નામનું ન્હાનું ગામ આવેલું હોવાથી તે તરફના લોકો તો જોગનો ધોધ એ નામે તેને ઓળખે છે. એ ઠેકાણે ડુંગરી પ્રદેશમાંથી વહી આવતી શેરાવતી નામની એ પ્રચંડ નદી ૮૩૦ ફુટની ઉંચાઇએથી પડે છે તેથી આ ધોધની ઉત્પત્તિ થઈ છે. ધોધ જોવાનો ઉત્તમ વખત ડિસેમ્બર મહિનાનો છે. જૂનથી નવેમ્બર સુધી નદી પુષ્કળ પાણીથી વહેતી હોવાથી ધોધનું સ્વરૂપ ખરેખરું નજરે આવતું નથી. પણ ડિસેમ્બરમાં તેનુ સ્વચ્છ નીર તેનું ખરું સ્વરૂપ જોવામાં મદદ કરે છે.

ગિરસાપ્પા ગામથી મેલમની નામના ઘાટના શિખર સુધી દસ માઇલનું એક સરખું ચઢાણું છે. રસ્તાની બંને બાજૂએ મ્હોટા ભવ્ય વૃક્ષોનું ગાઢ અરણ્ય છે. ઘાટના શિખરથી આઠ માઇલ દૂર ધોધ છે. પરન્તુ તેનો દડદડાટ ૨ માઇલ ઉપર હોયની એવો સમ્ભળાય છે. જેમ જેમ તેની પાસે જઈએ તેમ તેમ મ્હોટો અવાજ સમ્ભળાય છે, પણ પાસે જતાં તો ગર્જનાથી કાન ફાટી જાય છે. નદી ગાઢ ઝાડીમાંથી વહેતી હોવાથી તેની પાસે ગયા પહેલાં તેનું પાત્ર નજરે પડતું નથી. પરંન્તુ ધોધ પાસે મુસાફરોની સગવડ ખાતર એક બંગલો બાંધ્યો છે. તે ઊંચા ટેકરાપર હોવાથી ત્યાંથી નદીનો પ્રવાહ નજરે પડે છે. બંગલાની ઉત્તર તરફ દૃષ્ટિ કરીએ તો વૃક્ષની ઘટાથી લીલાછમ દેખાતા પર્વતના શિખરો એકથી એક ઊંચાં નજરે પડે છે, અને તેમાંથી નદીનો પ્રવાહ દક્ષિણ તરફ ધસતો જોઈ શકાય છે. એ પ્રવાહને આગળ વધતાં એક જબરદસ્ત ખડક આડો નડે છે, તેથી એક પ્રવાહના ચાર પ્રવાહ થાય છે, અને તે સર્વે એકદમ નીચે પડે છે. ધોધનો આ ઠેકાણે U ના પાછલા ભાગ જેવો આકાર થાય છે. એ પાછલા ભાગનો અર્ધ વતુળી ભાગ કારવાડ તરફ છે, ત્યારે સરળ દાંડાવાળો ભાગ મહિસૂર તરફ છે. ધોધના ચારે પ્રવાહનાં નામ

છે. સર્વથી મ્હોટા પ્રવાહને રાજા કહે છે, એ કારવાહની બાજુ ઉપરનો પહેલો પ્રવાહ છે. તેની પેલી તરફ રોરર અથવા રાવણ નામનો પ્રવાહ છે. એ બંને પ્રવાહ જંના અર્ધ વર્તુળના બરાબર વાંકા ભાગ ઉપર આવેલા ને લગભગ સામસામા છે. ત્રીજો પ્રવાહ સરળ ઢાંકાપર છે, અને તેને રોકેટ અથવા હારનું બાણ કહે છે, છેલ્લો પ્રવાહ તેની પેલી તરફ આવેલો છે, અને તેને લાડેમબ્લાંશ અથવા શ્વેતામ્બરી એવા સ્ત્રી વાચક નામથી ઓળખે છે. આસપાસના લોકોને આ ધોધ સમ્બન્ધી કંઈ પણ આશ્ચર્ય કે જિજ્ઞાસા થતી નથી. આ ધોધના દરેક પ્રવાહનાં નામ સાહેબ વગેરે લોકોએ દીધેલાં છે, પણ વાંચનારથી સમજી શકાય માટે ગુજરાતીમાં પ્રતિશબ્દો યોજી લીધા છે.

આ ચારે પ્રવાહ ૮૩૦ ફુટની ઉંચાઈએથી નીચે પડે છે. તેથી તેના આઘાતને લીધે નીચે લગભગ ૧૩૦ ફુટની મ્હોટી બખોલ પડી છે. અને તે બખોલમાંથી પ્રવાહના જોરને લીધે પુષ્કળ તુષાર ઊડે છે. ને તે તુષાર લગભગ ૧૦૦૦ ફુટ ઊંચે ઊડી પાછો પાણીના પ્રવાહમાં ભળી જાય છે.

સર્વ પ્રવાહમાં રાજા એ પ્રવાહ મ્હોટો છે. તેની ઉપરની બાજૂ સાફ હોવાથી તે સુન્દર વાંક લઈ નીચે ઉતરે છે. એ પ્રવાહના જોરથી કયારેક કયારેક મ્હોટા ખડક તૂટી પડે છે. ઇ. સ. ૧૮૪૫ માં એવો એક ખડક તૂટી પડયો હતો. જેનો અવાજ કેટલાક માઇલ સુધી સમ્ભળાયો હતો.

રાજાની પેલી તરફ રાવણ પ્રવાહ છે. તેનું પાણી દક્ષિણ તરફ થઈ એકદમ પશ્ચિમ તરફ ઉતરે છે. અને રાજા નામના પ્રવાહ સાથે મધ્યમાં મળી જાય છે અને ત્યાંથી બંને પ્રવાહ ભેગા થઈ નીચે ઉતરે છે. તેની ગર્જના આગળ બીજું કાંઈ સમ્ભળાતું નથી, અને ઊડતા તુષારથી કાંઈ દેખાતું પણ નથી.

રાવણના પ્રવાહની પેલી તરફ બાણનો પ્રવાહ છે. તે પ્રથમ ૧૦૦ ફુટ સીધો ઉતરે છે. પણ પછી આકાશમાં ઉડાવેલું બાણ જાણે એકદમ નીચે પડતું ન હોય તેમ ૭૦૦ ફુટ નીચે ઉતરે છે. વાયુ વિરોધથી તેના પ્રવાહનો તુષાર ધૂમકેતુ અને તારાનું રૂપ જાણે ધારણ કરતો હોય તેવું દેખાય છે. તેપર જ્યારે સૂર્યકિરણ પડે છે, ત્યારે તે જે વિલક્ષણ શોભા

પરીક્ષામાં ન આવવું એ સલાહ ભરેલું છે, કારણ કે અમદાવાદના ડૉક્ટરો તેના સમ્બન્ધમાં વાંધો લેશે એવો સમ્ભવ છે.

૩. જે ગામમાં ગામ છોડવા બદલે પાસ આપવાનો વહિવટ દાખલ થયો હોય તે ગામના ઉમેદવારોએ ઉપર કહેલાં સર્ટિફિકેટ ઉપરાન્ત તેવા પાસ લેતા આવવું.

૪. પરીક્ષા માટે આવેલા ઉમેદવારોને અમદાવાદમાં ડૉક્ટર તપાસશે, અને એ તપાસણી તથા સાથે આણેલાં સર્ટિફિકેટો ઉપરથી તેમને મરકીનો કાંઈ સ્પર્શ નથી એવી ખાત્રી થયેથી પ્રવેશક પરીક્ષામાં બેસવા દેવામાં આવશે. અમદાવાદના ડૉક્ટર તેમનાં શરીર, લૂગડાં, સામાન, વગેરે માટે જે વિધિ બતાવશે તેને પણ તેમણે તાબે થવું પડશે.

૫. પ્રવેશક પરીક્ષામાં આવેલા ઉમેદવારોને ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થિઓનો બિલકુલ સંસર્ગ કરવા દેવામાં આવશે નહિ.

ગુજરાત ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ. તા. ૯—૧૦—૧૮૯૮ } MADHAVLAL H. Desai, પ્રિન્સિપલ.

---

## નિશાળોનાં ઇનામ પત્રક.

ઝાલાવાડ પ્રાન્ત. સાયકડા. મે. એ. ઇ. સાહેબ રૂ. ૩) અરડવ. મે. દરબાર સાહેબ જાલમસિંહજી રૂ. ૩) ધ્રાંગધ્રા તા. સ્કૂલ. મે. મહારાજા સાહેબ રૂ. ૫) વડવાણ કેમ્પ ગુ. નિ. ફંડમાંથી રૂ. ૨૪-૧-૬ વકીલ મૂળચન્દ ચતુર રૂ. ૫-૭-૬ ડૉક્ટર સાહેબ દાકોરદાસ રૂ. ૨)

રેવાકાંઠા પંચમહાલ. કડાણા મે. એદલજી રતનજી આબકારી ઇન્સ્પેક્ટર રૂ. ૫) જમીદાર ૨૦॥ લુણાવાડા. મે. કુમાર સાહેબ રૂ. ૧૫) ઝાલોદ. પરીખ છગનલાલ વલ્લભજી રૂ. ૨૫) પાલેધા. અમીન દાદાભાઈ ઉમેદભાઈ ૨૩-૧૨-૦ કાલોલ બ્રેન્ચ દે. સારાભાઈ સન્તોકરાય રૂ. ૧૦) ગોધરા. રા. સા. ઝવેરભાઈ નાથાભાઈ રૂ. ૫) ડાકતરના સુવાડા.

ડોક્ટર સાહેબનાં પત્ની વગેરે. રૂ. ૧૦) વાવડી. કુમાર શ્રી દિગ્વિજયસિંહજી રૂ. ૫)

પાલણપુર વિભાગ. ગઢ. રૂ. ૮-૦-૬ રાધનપુર કન્યાશાળા. સ્ટેટ તરફથી રૂ. ૪) ધોતા. થાણદાર સાહેબ રૂ ૫-૮-૦ પીલુચા. વાર્ષિક ઇનામ, રૂ. ૩-૧૩-૦ માલણ. વાર્ષિક ઇનામ,૫-૭-૦ મેતા. વાર્ષિક ઇનામ રૂ. ૧૨) ડીસા. રૂ. ૨૬) ડીસા કન્યાશાળા. રૂ. ૪-૬-૬ રાજપુર. રૂ. ૭-૧૩-૦ વાર્ષિક ઇનામ.

મહીકાંઠા. નીરમાલી, ગામ લોક રૂ. ૫) વાર્ષિક ઇનામ. રૂ. ૫)

ભરૂચ વિભાગ. આસનવડ. સ્કૂલ કમિટીના મેમ્બર સાહેબો. રૂ. ૬) પાલેજ. પટેલ વહલવભાઈ મથુરભાઈ. રૂ. ૩-૧૪-૬

ખેડા જિલ્લો. વાસદ. પટેલ ધોરીભાઈ આમથાભાઈ વગેરે રૂ. ૬) ઉતરસંડા. દેસાઈ ભલાભાઈ છકાભાઈ રૂ. ૧૨) ઉમરેઠ કન્યાશાળા. ઓનરેબલ મિ. ગોકળદાસ કહાનદાસ રૂ. ૩૮-૮-૯

અમદાવાદ વિભાગ. અચીએર. ગામ લોક તથા મેમ્બરો રૂ. ૧૨-૫-૯ અસલાલી કન્યા. ભૂરાભાઈ પ્રાગજીભાઈ વગેરે રૂ. ૧૭-૪-૦ ઓગાણ. ગામ લોક રૂ. ૭) ખારાઘોડા. રા. અમ્બાલાલ ભીમભાઈ રૂ. ૯-૨-૦ સાકરીઆ રણછોડલાલ ભાઈચન્દ વગેરે રૂ. ૩-૪-૦ સોનાસણ. તલાટી તથા શેઠીઆ રૂ. ૧૧-૪-૦ પુંસરી. ગામ લોક રૂ. ૫-૧૦-૦ ચોરવડોદરા. અમદાવાદવાળા શેઠ લાલભાઈ દલપતભાઈ રૂ. ૩-૪-૦ રોજકા કન્યા. ભોજરાજજી આતાભાઈ રૂ. ૪) એજન મુખ્ય. એજન. રૂ.૪) છોટા મ્હેમદાવાદ. દેસાઈ માધવદાસ વગેરે રૂ. ૩)

સોરઠ વિભાગ. જાફ્રાબાદ તા. સ્કૂલ. મે. નવાબ સાહેબ. રૂ. ૨૫) એજન કન્યાશાળા. એજન રૂ. ૨૦) ડેડાણ. ઉનડભાઈ ભાણાભાઈ રૂ. ૧૧-૮-૦ વઢેરા. મે. નવાબ સાહેબ રૂ. ૨) વાંઢા. મે. નવાબ સાહેબ રૂ. ૩) જાફ્રાબાદ તા. સ્કૂલ-સ્ટેટ રૂ. ૧૧-૧૨-૦ રા. હરજીવન ધારશી રૂ. ૧૦) લુણસાપોર. સ્ટેટ રૂ. ૩) લોઠપુર. સ્ટેટ રૂ. ૫) માણાવદર કન્યાશાળા. સ્ટેટ રૂ. ૩) જેતપુર તા.

સ્કૂલ. મુસલમીનોની જમાત. રૂ. ૯) ઉત્તમચન્દ જેઠાભાઈ રૂ. ૧૨) તાલુકા કોર્ટ રૂ. ૩૮-૫-૩ જેતપુર બ્રેન્ચ. ઉત્તમચન્દ જેઠાભાઈ રૂ. ૧૨) તાલુકા કોર્ટ રૂ. ૫૦-૧-૪ જેતપુર કન્યાશાળા. તાલુકા કોર્ટ રૂ. ૩) ઉત્તમચન્દ જેઠાભાઈ રૂ. ૩) તાલુકા કોર્ટ રૂ. ૬) વસાવડ. બગસરા થાણદાર રૂ. ૩) સનાલા. સ્કૂલ કમિટી રૂ. ૧૦) ગણા. માણાવદર દરબાર સાહેબ. રૂ. ૪-૨-૩ વાડાસડા. એજન રૂ. ૧૧-૧૦-૦ માણાવદર કન્યાશાળા. સ્ટેટ રૂ. ૨૫-૫-૧૦ જૂનાગઢ મહોબત મદ્રેસા. મે. વઝીર સાહેબ સૈયદ મહમદ બહાવદીનભાઈ રૂ. ૭૦) જાફરાબાદ તા. સ્કૂ. શેઠ હરજીવન પારશી રૂ. ૧૦-૦-૩ માણાવદર. સ્ટેટ રૂ. ૫૬-૧૨-૦ માણાવદર કન્યાશાળા. એજન રૂ. ૯-૬-૦ કોડવાવ. દરબાર સાહેબ રૂ. ૩-૩-૦ જેતપુર બ્રેન્ચ. કોઠારી હેમચન્દ રામજી રૂ૩) જેતપુર સંસ્કૃતશાળા. ન્યાયાધીશ સાહેબ રૂ. ૩-૮-૦ વડીઆ. દરબાર સાહેબ રૂ. ૧૧) બગસરા. બગસરા દરબાર સાહેબો રૂ. ૭૨-૧૨-૦ બગસરા બ્રેન્ચ. એજન રૂ. ૮) એજન કન્યાશાળા. એજન રૂ૧૦) માંવઝીંઝ. દરબાર સાહેબ રૂ. ૪-૪-૦ સુઝીઆસર. બાગદાર સાહેબો રૂ. ૯) કુકાવાવ. બિલખા દરબાર સાહેબ રૂ. ૩) ઉડાણ. દરબાર સાહેબ રૂ. ૨૮)

ઝાલાવાડ પ્રાન્ત. ચુડા. રાયચન્દ પુનજી રૂ. ૩) વઢવાણ કેમ્પ. પ્રાન્ત ઓફિસર સાહેબ રૂ. ૧૦) રાજપુર. તાલુકદાર સાહેબ તથા ધરંગપુરના ફટાયા કુમાર સાહેબ રૂ. ૬) લીમડી. મે. ઠાકોર સાહેબ રૂ. ૪-૮-૦ લીમડી કન્યાશાળા. એજન રૂ. ૩) સાયલા. ઠાકોર સાહેબ વગેરે રૂ. ૧૧) સાયલા કન્યાશાળા. એજન રૂ. ૨૫-૮-૦ ધ્રાંગધ્રા. મે. રાજ સાહેબ રૂ. ૧૦) ચરાડવા. રાણા જાલમસિંહજી રૂ. ૧૦) લીમડી નં. ૧ કારભારી સાહેબ ઝવેરભાઈ રૂ. ૫-૮-૦ લીમડી નં. ૨ એજન રૂ. ૬) લીમડી કન્યાશાળા. એજન રૂ. ૫-૮-૦ સાયલા. મે. ઠાકોર સાહેબ વગેરે રૂ. ૧૭). ચૂડા. કપાશી ઓધડ ગુલાબચન્દ રૂ. ૩) પાણશીણા પ્રાગજી બહેચર રૂ. ૨)

મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઇ નસરવાનજી સેક્રેટરી સ્કૂલ બોર્ડ.
સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદગૃહસ્થોએ પસન્દ કરેલી અને સૌમાં એ મેળવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડેલી.

| | |
|---|---|
| મે. રેવરન્ડ જે. શિલેડી. | મે. બાનુશંકર નારણશંકર. |
| મે. મંછારામ ઘેલાભાઇ. | મે. હરિલાલ તુળજારામ મેહ. |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નનુમીઆં બચુમીઆં શેખ. |

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર જે. જી. પા. એ. ઇન્સ્ટિટયુશન, મુમ્બઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ. હાઈ સ્કૂલ.
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાચાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી, બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈ સ્કૂલ
શેઠ હોરમજજી જાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર,
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ નસરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ જમશેદજી, ખ૦ દુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ.વ.સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હખીબભાઈ સ્કૂલ.
શેઠ રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મેદ્રોઈના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારૂ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિસનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ. | મે. મનજીલાલ માનાચન્દ. |

## સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટરે તરફ મોકલવું. નોટપેપ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને આસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખી છે, પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦–૧૨–૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ ૧ થી રૂ ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે, તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદ્દત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીતે દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮–૦–૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦–૦–૦ અને એક તોલા સુધીના રૂ. ૧૨–૦–૦. તે ઉપરનાને માટે કબજે લખવું.

અંક ૧૧ મો. પુસ્તક ૩૭ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

નોવેમ્બર સને ૧૮૯૮.

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી ).

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

સ્કૂલોમાં ડ્રોઇંગ શિક્ષણ, પ્રાક્ટિસિંગ સ્કૂલોમાં આસિસ્ટન્ટો, તથા બીજી ૫૨ સુરણ બાબતો વિષે વિચાર ચલાવવામાં આવ્યો હતો. સરકારની મંજૂરીના હુકમ મળેથી કૉન્ફરન્સનું પરિણામ પ્રસિદ્ધ કરવામાં આવશે.

---

મુમ્બઈ ઇલાકાના કેળવણી ખાતાના સને ૧૮૯૬—૯૭ ના રિપોર્ટ પરથી જણાય છે, કે ઉત્તર ભાગની લોકલ બોર્ડની છોકરાઓની નિશાળોમાં ટ્રેન્ડ અને અન્ટ્રેન્ડ હેડ માસ્તરોની સંખ્યા નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| ટ્રેન્ડ હેડ માસ્તરો | ૭૫૫ |
| અન્ટ્રેન્ડ હેડ માસ્તરો | ૩૬૦ |
| કુલ હેડ માસ્તરો | ૧૧૧૫ |

કેળવણી ખાતું નીકળ્યાને આટલાં બધાં વરસ થયા છતાં હજી લગભગ ત્રીજા ભાગના હેડ માસ્તરો અન્ટ્રેન્ડ છે. સારા કામની આશા રાખવી હોય તો દરેક સ્કૂલમાં ઓછામાં ઓછો હેડ માસ્તર તો ટ્રેન્ડ હોવો જ જોઈએ.

---

ઉત્તર ભાગની મ્યુનિસિપલ સ્કૂલોમાં એ સંખ્યા નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| ટ્રેન્ડ હેડ માસ્તરો | ૧૨૨ |
| અન્ટ્રેન્ડ હેડ માસ્તરો | ૨૯ |
| કુલ. | ૧૫૧ |

લોકલ બોર્ડની નિશાળો કરતાં મ્યુનિસિપલ શાળાઓમાં અન્ટ્રેન્ડ હેડ માસ્તરોનું પ્રમાણ ઘણું ન્હાનું છે. પરન્તુ શહેરો અને કસ્બાઓમાં તો એટલા પણ અન્ટ્રેન્ડ હેડ માસ્તરો હોવા ન જોઈએ.

---

તના ઠરીતો છુ
આગળ માલ

પ. હુડી ની નિશાળોની સ્થિતિ વધારે ખેદકારક છે. ત્યાં જ્યારે

૬. ગુજરાત ટ્રેન્ડ છે, ત્યારે ૨૮૯ અન્ટ્રેન્ડ છે. દેશી રાજ્યોમાં હવે

વિનતિ પૂર્વક જણાવે કોરણારીઓ નવી પદ્ધતિએ કેળવાયલા છે,
બીજી કાઈ પણ ગુજરા.

એટલે હમે સમ્પૂર્ણ આશા રાખીએ છીએ, કે તેઓ પોતાની પ્રજાને હાલ કરતાં વધારે સારી કેળવણી પૂરી પાડવાની તજવીજ કરશે.

---

કાઠિયાવાડને પોતાની જુદી ટ્રેનિંગ કૉલેજ છે, છતાં ત્યાંનાં રાજ્યો તેનો પૂરો લાભ લેતાં જણાતાં નથી. ત્યાંના ૮૬૧ હેડ માસ્તરોમાંથી ૫૨૮ ટ્રેન્ડ અને ૩૩૩ અન્ટ્રેન્ડ છે. અન્ટ્રેન્ડ હેડ માસ્તરોનું પ્રમાણ સેંકડે ૩૮.૫ જેટલું આવે છે.

---

જ્યાં અન્ટ્રેન્ડ હેડ માસ્તરો ઘણા છે, ત્યાં ટ્રેન્ડ આસિસ્ટંટોની સંખ્યા બહુ હોવાનો સમ્ભવ નથી. ઉપર કહેલી નિશાળોમાં આસિસ્ટંટોની સંખ્યા નીચે મુજબ છેઃ—

| | ટ્રેન્ડ | પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા. | પબ્લિક સર્વિસ પરીક્ષામાં પણ પાસ નહિ થયેલા. | કુલ |
|---|---|---|---|---|
| ઉત્તર ભાગ. | | | | |
| લોકલ બોર્ડની નિશાળો. | ૭૯ | ૮૯૬ | ૧૭૪ | ૧૧૪૯ |
| મ્યુનિસિપલ શાળાઓ. | ૧૪૦ | ૩૮૮ | ૧૯૨ | ૭૨૦ |
| દેશી રાજ્યની નિશાળો. | ૨૫ | ૧૬૩ | ૨૯૨ | ૪૮૦ |
| કુલ. | ૨૪૪ | ૧૪૪૭ | ૬૫૮ | ૨૩૪૯ |
| કાઠિયાવાડ— | ૯૯ | ૧ | ૧૩૦૩ | ૧૪૦૩ |

દરેક હકુમતની નિશાળોને સારા શિક્ષકો મેળવવા માટે હજી કેટલું કરવાનું બાકી છે તે ઉપરના આંકડાથી સમજાય છે.

---

ગયા અંકમાં હમે હેડ માસ્તરોના અને ટ્રેન્ડ આસિસ્ટંટોના સરેરાશ પગાર આપ્યા હતા. અન્ટ્રેન્ડ આસિસ્ટંટોના સરેરાશ પગાર નીચે મુજબ જણાય છેઃ—

| | પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા આસિસ્ટંટોનો. | એ પરીક્ષામાં પાસ નહિ થયેલા આસિસ્ટંટોના. |
|---|---|---|
| **ઉત્તર ભાગ.** | | |
| લોકલ બોર્ડની નિશાળોમાં. | રૂ ૭—૬—૩ | ૭—૦—૮ |
| મ્યુનિસિપલ શાળાઓમાં. | રૂ ૭—૩—૨ | ૬—૧—૬ |
| દેશી રાજ્યની શાળાઓમાં. | રૂ ૬—૭—૨ | ૫—૪—૧ |
| **કાઠિયાવાડમાં.** | | ૫—૬—૭ |

ઇંગ્રેજી જિલ્લાઓની નિશાળોમાં પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા આસિસ્ટંટોનો ઓછામાં ઓછો પગાર રૂ ૭) ઠેરાવવામાં આવ્યો છે. છતાં રૂ ૭—૬—૩ જેટલી જ સરેરાશ આવે છે, તેથી જણાય છે કે રૂ ૭) થી વધારે પગારવાળા આસિસ્ટંટોની સંખ્યા ઘણી ન્હાની છે. દેશી રાજ્યોના પગાર ટૂંકા છે, અને કાઠિયાવાડના છેક ન્હાના છે. જ્યાં સુધી પગારનો દર વધારવામાં નહિ આવે ત્યાંસુધી સારા શિક્ષકો મળી શકશે નહિ, અને કેળવણીની રીતમાં પણ સુધારો થશે નહિ. માટે સઘળા દેશ હિતેચ્છુ રાજા રજવાડા વગેરેને ઘટે છે, કે તેમણે આ વાત પર પૂરું લક્ષ આપવું. કેળવણી સારી અપાયા વિના વ્યાપાર રોજગાર આદિમાં દેશની ઉન્નતિ થવાની નથી. અમેરિકા તથા યુરોપનાં દેશો આટલા આગળ વધ્યા છે, અને જાપાન હાલમાં વધતું જાય છે, તેનું કારણ કેળવણી જ છે. ઊંઘતી બિલાડી ઉંદર પકડી શકતી નથી.

---

હોલન્ડ દેશનાં રાણી સાહેબ વિલ્હેમિનાની ઉમ્મર અઢાર વરસની થવાથી હાલમાં જ તેઓ તખ્તનશીન થયાં છે. ડચ એ તેમની સ્વભાષા છે, પરન્તુ તેઓ ફ્રેન્ચ, જર્મન, અને ઇંગ્રેજી ભાષાઓ ડચ ભાષાના જેવી જ ઝડપથી બોલી શકે છે. ઇટાલિયન અને રશિયન ભાષાઓ પણ તેમને આવડે છે, અને મલય ભાષાનો તેમણે ખાસ અભ્યાસ કર્યો છે.

---

એ રાણી તખ્તનશીન થયાં તે દિવસે ક્રિયા નિર્વિઘ્ને પાર પડ્યાનું

મંગળ વર્તમાન તેમના તાબાની જુદા જુદા ભાગની પ્રજાને જાણ કરવાને ૬૦૦૦ પાળેલાં કબૂતરો મારફત સન્દેશા મોકલવામાં આવ્યા હતા.

---

# हेमचन्द्रनी अपभ्रंश भाषा.

( ચાલુ પૃષ્ઠ ૨૩૧ થી. )

सायरु उप्परि तणु धरइ तलि घल्लइ रयणाइं ।
सामि सुभिच्चु वि परिहरइ सम्माणेइ खलाइं ॥ ८ ॥

( પાદ ૪—સૂત્ર ३३४ )

સંસ્કૃત અર્થ:—सागरः तृणं उपरि धराति, रत्नानि तले क्षिपति; स्वामी सुभृत्यमपि परिहरति, खलान् सम्मानयति.

ગુજરાતી અર્થ:—( જેમ ) સાગર તણખલાને ઉપર ધરે છે ( પાણીની ઉપર રાખે છે ), અને રત્નોને તળીએ ઘાલે છે ( નીચે નાંખે છે), ( તેમ ) સ્વામી ખળોને ઊંચે ચઢાવે છે, અને સારા નોકરને પણ પરહરે છે ( છોડી દે છે, નીચો ઉતારે છે ).

### ટીકા.

सायरु=સં. सागरः=ગુ. સાગર, નામ, નર જાતિ, પ્રથમા એક વચન, धरइ અને घल्लइ નો કર્તા. સંસ્કૃત सागर ના અનાદિ ग् નો લોપ થઈ તેની જગાએ ઉચ્ચારણની સરળતા માટે य् મુકાવાથી પ્રાકૃતમાં सायर શબ્દ બને છે. ગુજરાતી કવિતામાં સાયર શબ્દ જોવામાં આવે છે. પ્રથમા એક વચનના પ્રત્યયનો લોપ થઈ અન્ત્ય अ નું उ થયું, એટલે सायरु રૂપ બન્યું. ( ઉપર दहमुहु ઇત્યાદિ શબ્દો આવ્યા છે તે સાથે સુકાબલો કરો ).

उप्परि=સં. उपरि=ગુ. ઉપર. અવ્યય.

तणु=સં. तृणं=ગુ. તણખલું, ઘાસ. નામ, નર અને નાન્યતર જાતિ, બીજી વિભક્તિ એક વચન, धरइ નું કર્મ. પ્રાકૃતમાં તેમ જ અપભ્રંશમાં ऋ ના ऋ નો अ થવાથી तण શબ્દ થાય છે. અપભ્રંશમાં અકારાન્ત

નામનું પ્રથમા તથા દ્વિતીયા એકવચન કરવાને અન્ત્ય अ નું उ થાય છે, અને પ્રત્યયનો લોપ થાય છે, એ મુજબ तृणु રૂપ થયું. (ઉપર माणु, सायरु, ઇત્યાદિ રૂપો આવ્યાં છે તે સાથે સુકાબલો કરો)

घरइ=સં. धरति=ગુ. ધરે. धृ (धर्) ધાતુ, વર્તમાન કાળ, ત્રીજો પુરુષ, એક વચન, सायरु કર્તા, तणु કર્મ. પહેલા ગણનો अ લાગીને घर થયું. તેને પ્રાકૃતનો વર્તમાન કાળ ત્રીજા પુરુષ એક વચનનો (સંસ્કૃત ति માંથી ઉત્પન્ન થયેલો) इ પ્રત્યય લાગ્યો, એટલે घरइ બન્યું. પ્રાકૃત घरइ ઉપરથી ગુજરાતીમાં ધરે એવું વર્તમાન કાળનું રૂપ થાય છે.

तलि=સં. तले=ગુ. તળે, નીચે, તળીએ. નામ, નાન્યતર જાતિ, સાતમી વિભક્તિ એક વચન. અપભ્રંશમાં અકારાન્ત શબ્દની સાતમી વિ. એક વચન કરવાને અન્ત્ય अ નો લોપ થઈ इ અથવા ए પ્રત્યય લાગે છે. એ મુજબ तल શબ્દનાં સાતમી વિ. એક વચનમાં तलि અને तले એવાં બે રૂપ થાય છે. ગુજરાતી तळे એ ઉપરથી નીકળે છે.

घल्लइ=સં. क्षिपति=ગુ. ઘાલે. વર્તમાન કાળ, ત્રીજો પુરુષ, એક વચન. सायरु કર્તા, रयणाइं કર્મ. घल्ल વરરુચિ કે હેમચંદ્રે આપ્યો નથી, પણ ટીકાકારથી જણાય છે કે क्षिप् (ફેંકવું) ધાતુનો घल्ल् આદેશ થાય છે. घल्ल् ને પહેલા ગણનો अ લાગી પછી વર્તમાન કાળ " . પુરુષ એક વચન નો इ પ્રત્યય લાગ્યો, એટલે घल्लइ રૂપ થયું. અપભ્રંશ घल्ल ઉપરથી ગુજરાતીમાં ઘાલ ધાતુ, અને घल्लइ ઉપરથી ઘાલે વર્તમાન કાળનું રૂપ બને છે. ल्ल જોડાક્ષરમાંના એક લ્નો લોપ થવાથી ગુજરાતીમાં પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે.

रयणाइं=रत्नानि=ગુ. રતનો. નામ, નાન્યતર, બીજી વિ. બહુ વચન. સંસ્કૃત रत्न શબ્દના त्न જોડાક્ષરનાં અંગો વચ્ચે પ્રથમ अ દાખલ થઈ रतन થાય છે, પછી અનાદિ त् નો લોપ થઈ તેની જગા य् લે છે, એટલે પ્રાકૃતમાં रयण શબ્દ બને છે. સ્વરાન્ત નાન્યતરની પ્રથમા અને દ્વિતીયાના બહુ વચનમાં પ્રાકૃતમાં (સં. नि માંથી નીકળેલો) इं પ્રત્યય લાગે છે અને તે પહેલાં અન્ત્ય સ્વર દીર્ઘ થાય છે. તે મુજબ બીજી વિ. બહુ વચનમાં रयणाइं રૂપ થયું. અપભ્રંશમાં પણ નાન્યતરની પ્રથમા અને દ્વિતીયાના બહુ વચનમાં इं પ્રત્યય લાગે છે, પરન્તુ તેના પહેલાં

અન્ત્ય સ્વર કોઈ વખત દીર્ઘ થાય છે અને કોઈ વખત નથી પણ થતો. પાલી ભાષામાં रतन શબ્દ છે, અને ગુજરાતીમાં પણ રતન વપરાય છે.

सामि=સં. स्वामी=ધણી. નામ, નર જાતિ, પ્રથમા એક વચન, परिहरइ અને सम्माणेइ નો કર્તા. સંસ્કૃત स्वामिन् ના व् નો લોપ તેમ જ અન્ત્ય न् નો લોપ થવાથી પ્રાકૃતમાં सामि શબ્દ થાય છે. અપભ્રંશમાં પ્રથમા તથા દ્વિતીયાના એક વચન અને બહુ વચનના પ્રત્યયનો ઘણી વખત લોપ થાય છે. स् નો श् થઈ ગુજરાતીમાં કોઈ વખત **શામી** કહે છે.

सुभिच्चु=સં सुभृत्यं=ગુ. સારા નોકરને. નામ નર જાતિ, બીજી વિ. એક વચન; परिहरइનું કર્મ. भृत्य (નોકર) ના ऋની इ થઈ, અને त्य નો च्च થઈ બેવડાયો, એટલે પ્રકૃતમાં भिच्च શબ્દ થયો, અને તેની પૂર્વે सु (સારો) ઉપસર્ગ લાગવાથી सुभिच्च શબ્દ બન્યો. પછી બીજી વિભક્તિ એક વચનમાં અપભ્રંશ નિયમ મુજબ અન્ત્ય अ નું उ થયું, અને પ્રત્યયનો લોપ થયો. (तणु પ્રસાદિ શબ્દોનો મુકાબલો કરો).

वि=अपि=ગુ. પણ. ઉપર જુઓ.

परिहरइ=परिहरति=ગુ. પરહરે છે, છોડી દે છે, નીચો પાડે છે, અપમાન કરે છે. વર્તમાનકાળ, ત્રીજો પુરુષ એક વચન, सामि કર્તા, सुभिच्चु કર્મ. સંસ્કૃત परिहर ને પ્રાકૃતનો વર્તમાન કાળ ત્રીજા પુરુષ એક વચનનો इ પ્રત્યય લાગ્યો એટલે परिहरइ રૂપ બન્યું. તે ઉપરથી ગુજરાતીમાં પરહરે શબ્દ થાય છે.

सम्माणेइ=સં सम्मानयति=ગુ. માન આપે છે, ઊંચે ચઢાવે છે. પ્રેરક ભેદ, વર્તમાન કાળ, ત્રીજો પુરુષ, એક વચન, કર્તા सामि, કર્મ खलाइं. સંસ્કૃતમાં मन् ધાતુનું પ્રેરક રૂપ मानय થાય છે, તેને सम् ઉપસર્ગ લાગીને सम्मानय બને છે. પ્રેરકના अय પ્રત્યયના બદલામાં પ્રાકૃતમાં अ, ए, आव, आवे એમાંથી ગમે તે એક પ્રત્યય લાગે છે, અને न् નો ण् થાય છે, તેથી પ્રાકૃતમાં सम्माणे રૂપ થયું. તેને વર્તમાન કાળ ત્રીજા પુરુષ એક વચનનો इ પ્રત્યય લાગ્યો, એટલે सम्माणेइ રૂપ બન્યું.

**खलाइं=खलानि**=ખળોને, લુચ્ચા લોકોને. નામ, નર જાતિ, નાન્યતર તરીકે વપરાયેલું, બીજી વિભક્તિ બહુ વચન, सम्माणेइनुं કર્મ. खल સંસ્કૃતમાં નર જાતિનો શબ્દ છે, પણ અપભ્રંશમાં लिंगमतंत्रं એ સૂત્ર મુજબ કોઈ વખત ગમે તે જાતિનો શબ્દ ગમે તે જાતિમાં વપરાય છે. એ પ્રમાણે खल ને નાન્યતરનો इं પ્રત્યય લાગી रयणाइंની પેઠે બીજી વિ. બહુ વચનનું રૂપ થયું. આ इं પ્રત્યય સંસ્કૃત नि પ્રત્યય ઉપરથી થયો છે, અને તેની પહેલાં સંસ્કૃતની માફક શબ્દનો અન્ત્ય अ દીર્ઘ થાય છે. ગુજરાતીમાં इं પ્રત્યયમાંથી इ નો લોપ થઈ માત્ર અનુસ્વાર કાયમ રહે છે, અને તેની પહેલાં પણ શબ્દનો અન્ત્ય अ દીર્ઘ થાય છે, જેમકે, ઘર—**ઘરાં, બોર—બોરાં,** ઇત્યાદિ. ઈંડાં, રાતાં, વગેરે રૂપો પણ એ જ રીતે બને છે, અને તેમના अण्ड, रक्त, વગેરે મૂળ શબ્દો અકારાન્ત છે. (અધૂરું).

---

# वाक्यरचना अने निबन्ध.

( ચાલુ પૃષ્ઠ ૩૦૨ થી. )

## પ્રકરણ ૧૪ મું.

### વિધાન પક્ષનો વધારો કરનાર શબ્દો; ક્રિયાવિશેષણ.

આગલાં પ્રકરણોમાં આપણે જોયું, કે કેટલાક શબ્દો વિધાન પક્ષનો વધારો કરે છે. તેમાં મુખ્ય ક્રિયાવિશેષણો છે, જેમકે—

છોકરો ઠીક હીંડે છે,
હું આજ આવીશ,
તે ઉપર ગયો,
હું નહિ આવું,
તેણે કદાચ આ કામ કર્યું હશે,
તમે બધા સાથે બોલો છો, વગેરે.

આ શબ્દો રીત, કાળ, સ્થળ, નકાર, સંશય, સાહિત્ય, વગેરે દર્શાવી વિધાન પક્ષનો વધારો કરે છે. "ઠીક હીંડે છે," એમાં

હીંડવાની રીત બતાવી છે; "આજ આવીશ" થી આવવાનો કાળ જણાય છે; "ઉપર ગયો," એથી જવાનું ઠેકાણું માલૂમ પડે છે; "નહિ આવું" નકાર બતાવે છે; "કદાચ કર્યું હશે" થી સંશય જણાય છે; "સાથે બોલો છો" થી સાહિત્ય જણાય છે. આ રીતે ક્રિયાના અર્થમાં વધારો કરવાથી જ "ક્રિયાવિશેષણ" એવું નામ પડ્યું છે.

---

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો, અને તેમાંનાં ક્રિયાવિશેષણ શું દર્શાવે છે તે જણાવોઃ—

| | |
|---|---|
| ૧. તમે અહિં રહેશો? | ૨. હું કાલે ઘર છોડું? |
| ૩. તે બાઈ ત્યાંથી નીકળી. | ૪. બન્ને જણે માંહે ભુસ્કો માર્યો. |
| ૫. કાંઈ લાગ ફાવે નહિ. | ૬. હું બહાર નીકળું છું. |
| ૭. વળતી બકરો બોલ્યો. | ૮. બહાર કેમ નીકળાશે? |
| ૯. આપણે તેને ક્યાં શોધીએ? | ૧૦. તમે કેમ વઢો છો? |
| ૧૧. એ પૈસાને હું હજી ઓળખું. | ૧૨. છોકરો પાસે છે. |
| ૧૩. તું સાથે ચાલ. | ૧૪. ત્હારૂં ઘર ક્યાં છે? |
| ૧૫. ડાહીએ પૈસો પાછો આપ્યો. | ૧૬. તું વહેલી આવજે. |
| ૧૭. તું બેશી શું રહ્યો છે? | ૧૮. કાલે હું તમને બરાબર બતાવીશ. |

---

## મનોયત્ન ૨ જું.

રીત દર્શક, કાળ દર્શક, સ્થળ દર્શક, નકાર દર્શક, સંશય દર્શક, કારણ દર્શક, સાહિત્ય દર્શક, વગેરે ક્રિયાવિશેષણોથી વિધાનપક્ષનો વધારો થાય એવાં પાંચ પાંચ વાક્યો રચો.

---

## મનોયત્ન ૩ જું.

નીચેનાં વાક્યોમાં ક્રિયાવિશેષણ ઉમેરી વિધાન પક્ષનો વધારો કરોઃ—

| | |
|---|---|
| ૧. ચકલો ખીચડી ખાઈ ગયો. | ૨. મ્હારી આંખો આવી છે. |
| ૩. છોડી ચોપડી બગાડે. | ૪. તેણે કડવાં ઓસડ ખાધાં. |

खलाइं=खलानि=ખળોને, લુચ્ચા લોકોને. નામ, નર જાતિ, નાન્યતર તરીકે વપરાયેલું, બીજી વિભક્તિ બહુ વચન, सम्माणेइनुं કર્મ. खल સંસ્કૃતમાં નર જાતિનો શબ્દ છે, પણ અપભ્રંશમાં लिंगमतंत्रं એ સૂત્ર મુજબ કોઈ વખત ગમે તે જાતિનો શબ્દ ગમે તે જાતિમાં વપરાય છે. એ પ્રમાણે खल ને નાન્યતરનો इं પ્રત્યય લાગી रयणाइंની પેઠે બીજી વિ. બહુ વચનનું રૂપ થયું. આ इं પ્રત્યય સંસ્કૃત नि પ્રત્યય ઉપરથી થયો છે, અને તેની પહેલાં સંસ્કૃતની માફક શબ્દનો અન્ત્ય अ દીર્ઘ થાય છે. ગુજરાતીમાં इं પ્રત્યયમાંથી इ નો લોપ થઈ માત્ર અનુસ્વાર કાયમ રહે છે, અને તેની પહેલાં પણ શબ્દનો અન્ત્ય अ દીર્ઘ થાય છે, જેમકે, ઘર—**ઘરાં**, **બોર—બોરાં**, ઇત્યાદિ. **ઈંડાં**, **રાતાં**, વગેરે રૂપો પણ એ જ રીતે બને છે, અને તેમના अण्ड, रक्त, વગેરે મૂળ શબ્દો અકારાન્ત છે. (અધૂરું).

---

# वाक्यरचना अने निबन्ध.

( ચાલુ પૃષ્ઠ ૩૦૨ થી. )

## પ્રકરણ ૧૪ મું.

### વિધાન પક્ષનો વધારો કરનાર શબ્દો; ક્રિયાવિશેષણ.

આગલાં પ્રકરણોમાં આપણે જોયું, કે કેટલાક શબ્દો વિધાન પક્ષનો વધારો કરે છે. તેમાં મુખ્ય ક્રિયાવિશેષણો છે, જેમકે—

છોકરો ઠીક દોડે છે,
હું આજ આવીશ,
તે ઉપર ગયો,
હું નહિ આવું,
તેણે કદાચ આ કામ કર્યું હશે,
તમે બધા સાથે બોલો છો, વગેરે.

આ શબ્દો રીત, કાળ, સ્થળ, નકાર, સંશય, સાહિત્ય, વગેરે દર્શાવી વિધાન પક્ષનો વધારો કરે છે. "ઠીક દોડે છે," એમાં

મોકલવો જોઈએ. તેણે લખ્યું કે, "એના જેવા બળવાન અને ભવ્ય દેશનો કારભાર કેવા કાયદા અને કયા હુન્નરોથી ચાલે છે, અને તેની લઢાઈઓ કેવી રીતે ચલાવવામાં આવે છે તે જાણવાને" વ્યાપારીઓનું તેમ જ વિદ્વાનોનું અને જોતિષીઓનું એ દેશ તરફ ધ્યાન ખેંચાવું જોઈએ. આ પત્રમાં તેણે એ દેશની ખોળ માટે યોજના બતાવી હતી, અને તેની સાથે નકશા તૈયાર કરી મોકલ્યા હતા. સને ૧૪૮૦ માં કોલમ્બસે આ પત્રની વાત સાંભળી, અને તેણે તરત તે પત્રની અને તેની જોડેના નકશાઓની નકલો મોકલવા ટૉસ્કેનેલાઈને વિનતિ કરી. ટૉસ્કેનેલાઈએ એ વિનતિ કબૂલ રાખી સઘળા કાગળો મોકલી આપ્યા, એટલે કોલમ્બસે તેનો અમલ કરવાની કોશીસ કરવા માંડી.

૪. એ મહાન શોધકનું ખરું નામ ક્રિસ્ટોફોરો કોલોમ્બો હતું, અને તે ઇટલી દેશના જીનોઆ નગરના એક ગરીબ ઊન સાફ કરનારનો દીકરો હતો. બાપે તેને જોઈતી કેળવણી આપીને ન્હાની ઉમ્મરમાં દરીઆઈ નોકરીમાં જોડી દીધો હતો. પોતાની મુસાફરીઓના દરમ્યાન સને ૧૪૭૦ માં કોલોમ્બો લિસ્બન આવ્યો, અને ત્યાં પેરેસ્ટ્રેલો નામના પ્રખ્યાત વહાણવટીની દીકરીને પરણ્યો. આ રીતે તેને લિસ્બન શહેર સાથે સમ્બન્ધ થવાથી ટૉસ્કેનેલાઈએ લખેલા પત્ર વિષે તેના સાંભળવામાં આવ્યું, અને તેની નકલો મંગાવી. નકલો આવ્યા પછી પ્રથમ તેણે પોતાના વતન જીનોઆના પ્રજા સત્તાક રાજ્યની અને ત્યાંના શ્રીમન્ત વ્યાપારીઓની મદદ માગી, પરન્તુ ત્યાં તેનું કહેવું કોઈએ સાંભળ્યું નહિ. ત્યાર પછી તેણે પોર્ટુગલના જહોન રાજાની મદદ માટે પ્રયત્ન કર્યો. પરન્તુ તે વખતે પોર્ટુગીઝ લોકો આફ્રિકા ખંડની પ્રદક્ષિણા કરી હિન્દુસ્તાન પહોંચવાની તજવીજમાં પડેલા હતા, તેથી એ પ્રયત્ન નિષ્ફળ ગયો. કોલમ્બસ ખાત્રીથી ધારતો હતો, કે હિન્દુસ્તાન પહોંચવાનો ટૂંકો રસ્તો પશ્ચિમ તરફથી છે, તેથી તે નાહિમ્મત ન થતાં સ્પેનનાં રાજા રાણી ફર્ડિનાન્ડ અને ઇસાબેલાની સહાય લેવા ગયો. ફર્ડિનાન્ડને આ બાબત ઘણો શક હતો; પણ ઇસાબેલાએ સમજાવ્યું, કે નવો મુલક જડશે તો ત્યાંથી ઘણી દોલત મળશે તથા ત્યાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવાનું બની શકશે, ત્યારે તેણે ત્રણ

વહાણો તૈયાર કરી આપવા કબૂલ કર્યું. બે માસની મુસાફરી પછી સને ૧૪૯૨ માં કોલમ્બસ અમેરિકા પહોચ્યો. પોતાની યોજનાનું પરિણામ ફતેહમન્દ નીવડયું અને નવી દુનિયા જડી, તે જોવાને ટોસ્કેનેલાઈ જીવ્યો નહિ. કોલમ્બસ અમેરિકા પહોચ્યો તેના દસ વરસ પહેલાં તે ગુજરી ગયો હતો. કોલમ્બસે પ્રથમ ગ્વાનહનીમાં લંગર નાંખ્યું, અને તેનું નામ સેન સેલ્વેડોર પાડયું. તેને જે મુલક જડયો તે પૂર્વ એશિયામાં હિન્દુસ્તાનનો ભાગ છે એમ તે માનતો હતો. તેથી તે તરફના બેટોનું નામ તેણે વેસ્ટ ઇન્ડિઝ પાડયું, અને જે દેશીઓ ગોરા લોકોથી આશ્ચર્ય પામી તેની આસપાસ વીંટળાયા હતા તેમને તે ઇન્ડિયન કહેવા લાગ્યો. એ જ મુસાફરીમાં તેને ક્યૂબા દ્વીપ પણ જડયો, જેની બાબત થોડા વખત પર સ્પેન અને યુનાઇટેડ સ્ટેટસ વચ્ચે લડાઈ ચાલતી હતી.

આ રીતે કોલમ્બસ પહેલો અમેરિકા પહોચ્યો, છતાં એ ખંડને પોતાનું નામ આપવાનું તેના નસીબમાં નહોતું. અમેરિગો વેસ્પુસાઈ નામનો ફ્લોરન્સ નગરનો એક માણસ સ્પેન જઈ સેવિલની એક ઇટાલિયન વ્યાપારી પેઢીનો ઉપરી થયો હતો. તે પેઢી સ્પેનની સરકારને કરાર પટાથી હિન્દની મુસાફરી માટે વહાણો તૈયાર કરી આપતી હતી. એમ જણાય છે, કે કોલમ્બસની ફતેહ થયા પછી તે રસ્તે એક વહાણનો કાફલો ગયો તેમાં અમેરિગો વેસ્પુસાઈએ નવા મુલક તરફ મુસાફરી કરી. ત્યાંથી પાછા આવ્યા પછી તેણે દાવો કર્યો, કે નવા ખંડનો (કોલમ્બસને બેટો જડ્યા હતા) કિનારો સને ૧૪૯૭ માં પ્રથમ મ્હેં ખોળી કાઢયો છે. સને ૧૫૦૧ માં જે પોર્ટુગીઝ વહાણવટીઓએ બ્રાઝિલ દેશ ખોળી કાઢયો તેમની સાથે પણ તે ગયો હતો. ત્યાર પછી બે વરસે એ મુસાફરીના વર્ણનનો તેણે લખેલો એક પત્ર "નવી દુનિયા" એ નામથી પારિસમાં પ્રસિદ્ધ થયો. નવી શોધનું મહત્ત્વ અત્યાર સુધી પૂરું સમજ્યામાં આવ્યું નહોતું, પણ આ પત્ર પ્રસિદ્ધ થવાથી આખા યુરોપનું તે તરફ ધ્યાન ખેંચાયું. સને ૧૫૦૭ માં તેની ચાર મુસાફરીઓના હેવાલનું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું. છાપનાર માર્ટિન વેલ્ડઝ મુલરે એક જ તડાકે ગ્રન્થકર્તાનું નામ અમર કર્યું. તેણે લખ્યું કે, "દુનિયાના ચોથા ભાગની આ જમીનનું નામ તેના ચાણા શોધનારના નામ ઉપરથી અમેરિગો અથવા અમેરિકા કેમ

ન પાડવું જોઈએ તે હું સમજતો નથી." અમેરિગો વેસ્પુસાઈનો હેવાલ એ જ વરસમાં ફ્લોરન્સમાં ફરી પ્રસિદ્ધ થયો, તે પુસ્તકનું નામ "નવા જડેલા દેશ અને ફ્લોરન્સના અમેરિગો વેસ્પુસાઈને નામે ઓળખાતી નવી દુનિયા" એવું રાખવામાં આવ્યું. એ નામ વધારે વધારે પ્રસિદ્ધ થતું ગયું, અને છેવટે નવી જડેલી ભૂમિનું નામ અમેરિકા એવું ચોકસ ઠરી ગયું.

આ પ્રમાણે ટોસ્કેનેલાઈએ યોજના કરી, અને તેના મુઆ પછી દશ વર્ષે કોલમ્બસે તે સફળ કરી નવો મુલક શોધી કાઢ્યો, છતાં તેમની મહેનતનો લાભ લઈ તથા નવા મુલકને પોતાનું નામ આપી અમેરિગો વેસ્પુસાઈ એ નામ અમર કરવાને નસીબવાન થયો.

---

## ગુજરાતી વ્યાકરણ અને વ્યુત્પત્તિ.

( ચાલુ પૃષ્ઠ ૨૯૫ થી. )

### ( ૪૧ ) આરસો, અરીસો, આરસપહાણ.

સંસ્કૃત શબ્દ आदर्श (=મ્હો જોવાનું ચાટલું) છે, તેનું પ્રાકૃત आयरिस—પ્રથમા એક વચન आयरिसो થાય છે. તે ઉપરથી ગુજરાતી આરસો અને અરીસો શબ્દ બને છે. વળી લીસો, ચકચકતો, આરસા જેવો પહાણ (સં. पाषाण), તેનું નામ આરસપહાણ પડ્યું જણાય છે. ગુજરાતી પાંચમી ચોપડીમાં લખ્યું છે કે અબ્બાજીના પહાડમાંથી આરસપહાણ નીકળે છે, અને પર્વતના આરાસૈકોર નામ ઉપરથી પત્થરનું નામ આરસપહાણ પડ્યું છે. પરન્તુ આ કલ્પના ખોટી દેખાય છે. પત્થરના નામ ઉપરથી પર્વતનું નામ પડ્યું હશે એમ ધારવું વધારે વાજબી છે.

---

### ( ૪૨ ) રૂખમણી—રૂક્મણી.

આ સ્ત્રીનું નામ છે. ગુજરાતી નામ રૂખમણી છે. કોઈ કોઈ ભૂલથી રૂક્મણી પણ કહે છે. મૂળ સંસ્કૃત શબ્દ रुक्मिणी છે. रुक्मिणि

વિદર્ભ દેશના ભીષ્મક રાજાની કુંવરી હતી, અને કૃષ્ણે હરણ કરી તેની સાથે લગ્ન કર્યું હતું. रुक्मिणी ઉપરથી ગુજરાતીમાં રૂખમણી શબ્દ બન્યો છે. સાધારણ રીતે क्ष નો ગુજરાતીમાં ख થાય છે, તેથી રૂખમણી રૂપ જોઈને કોઈ લોકો મૂળ શબ્દમાં क्ष હશે એવી ખોટી કલ્પના કરી ભૂલમાં રૂક્ષ્મણી કહે છે.

---

**(૪૩) ગાંઠવું, ગાંઠ, ગાંઠણું, ગાંઠો, ગાંઠીઓ, ગાંઠડી, ગાંહુડી, ગાંસડી, ગંઠીઓ, ગંઠીછોડ, ઘંટીચોર.**

સંસ્કૃત ધાતુ **ग्रथ्—ग्रन्थ्** અને નામ **ग्रन्थि** છે. તે ઉપરથી પ્રાકૃત ધાતુ **गण्ठ**, અને નામ **गण्ठि** બને છે ( જુઓ ગઉડવહો ). પ્રાકૃત ઉપરથી **ગાંઠવું** ( ક્રિયાપદ—છેડા ગાંઠવા, તે મ્હને ગાંઠતો નથી, વગેરે ), **ગાંઠ, ગાંઠણું** શબ્દો બને છે. **ગાંઠો** ( જેમકે શેરડીનો ગાંઠો ), અને **ગાંઠ** ( જેમકે સૂરણની ગાંઠ ) એ પણ એમાંથી જ બને છે. **ગાંઠીઓ** ( જેમકે પીપળી મૂળનો ગાંઠીઓ ) **ग्रन्थिकः** ઉપરથી થાય છે, તેનો ધાતુ પણ એ જ છે. ગાંઠ બાંધેલી તે **ગાંઠડી—ગાંહુડી—ગાંસડી** લઘુતા વાચક ડી પ્રત્યય લાગીને બને છે, અને ગાંઠ છોડનારો તે **ગંઠીઓ** અથવા **ગંઠીછોડ** કહેવાય છે. ગંઠીછોડનું અપભ્રંશ **ઘંટીચોર** બનીને "ચોરનો ભાઈ ઘંટીચોર" એમ બોલાય છે.

---

**(૪૪) ગદ્ધો—ગધેડો—ગધાડો.**

સંસ્કૃત **गर्दभ**નું પાઇય લચ્છી તથા રંભા મંજરી મુજબ પ્રાકૃતમાં **गद्दह**—પ્રથમા એક વચન **गद्दहो** બને છે. તે ઉપરથી ગુજરાતીમાં **ગદ્ધો** શબ્દ આવે છે. લઘુતા વાચક ડો લાગતાં **ગધાડો—ગધેડો** બને છે. હલકા લોકોમાં અને ચરોતરમાં **ગધાડો** બોલવાનો વહિવટ છે. આ અને એ સ્વરો વારંવાર ઉલટ સુલટ થાય છે, જેમકે—પ્રાણુલાલ—પ્રેણુલાલ, ઘરેણું—ઘરાણું, બ્રાહ્મણ—બ્રેમણ, ન્હાવું—ન્હેવું, ઇત્યાદિ. ડુંગરની **તળાટી** અને **તળેટી** બન્ને કહેવાય છે. ચવાણું અને ચવેણું એમ પણ બોલાય છે. વળી ગુજરાતીમાં અન્ધારૂં શબ્દ

છે ત્યાં હિન્દીમાં अन्धेरा બોલાય છે, અને ગુજરાતીમાં પણ કાંઇક જુદા અર્થમાં અન્ધેર શબ્દ વપરાય છે.

---

## (૪૫) બાર, બારણું, ઘરબાર, દવાર.

સંસ્કૃત द्वार્નું ચંડ વ્યાકરણ પ્રમાણે પ્રાકૃતમાં दार અને वार બન્ને બને છે. द્ના લોપથી वार (बार), અને व્ના લોપથી दार થાય છે. જાણે ભાઈઓ ભાગ વહેંચ્યો હોય, તેમ બાર શબ્દ ગુજરાતી એ લીધો છે, અને दार શબ્દ મરાઠીએ લીધો છે. આપણે ઘરબાર કહીએ છીએ, ત્યાં મરાઠા બહુ વચનમાં घरेंदारें કહે છે. બાર ઉપરથી પ્રત્યય લાગીને બારણું શબ્દ થયો છે. દવાર–દુવાર શબ્દો પ્રાકૃતની મારફત આવ્યા નથી, પણ પાછલા કાળમાં શુદ્ધ સંસ્કૃત द्वार ઉપરથી બન્યા છે. એમને દાખલ થયાને થોડો કાળ થયેલો હોવાથી તેમાં ફેરફાર પણ થોડો જોવામાં આવે છે.

---

## (૪૬) દોઢ, અઢી, ઊઠું, ઢીચું.

હર્ન્લી આ શબ્દોની નીચે મુજબ વ્યુત્પત્તિ આપે છેઃ—

દોઢ—સં. अर्ध+द्वितीय, પ્રા. अड्ढ दिविय; તે શબ્દો ઉલટાઈ જ-વાથી दिवड्ढ, હિન્દી डेढ, ગુજરાતી દોઢ—દહોડ.

અઢી—સં. अर्ध+ तृतीय, પ્રા. अड्ढ तइज्जा; પછી त्ना લોપે अड्ढा-इज्जा; પછી ज्ज्ना લોપે अड्ढाइआ, હિન્દી अढाइ, ગુજરાતી અઢી—અહડી—હડી.

ઊઠ, ઊઠું—સં. अर्ध+चतुर्थ, પ્રા. अद्धचउत्थ; પછી च्ना લોપે अद्ध अउत्थ—अद्धुअत्थ, પછી अद्धोत्थ, પછી अद्धुत्थ, હિન્દી हूण्टा, ગુજરાતી ઊઠ—ઊઠું (= ૩॥). કહાનડે પ્રબન્ધમાં નીચે મુજબ ઊઠ શબ્દનો ઉપયોગ કર્યો છે—

उठ दिहाडा कीधू राज (=સાડાત્રણ દિવસ રાજ્ય કર્યું).

ઢીચું—સં. अर्ध+पंचमः, પ્રા. अड्ढपंचउ, પછી अड्ढोंचउ, હિન્દી ढौंचा, ગુજરાતી ઢીચું (=૪॥).

---

# प्राणी वर्णन.

( સાંધણુ પૃષ્ઠ ૩૦૪ થી. )

## શાર્ક.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—ફાડી ખાનારાં.

શાર્ક એ દરિયામાં રહેનારી એક જાતની માંછલી છે. તેની ઘણી જાતો છે. જ્હોનસ્ટન સાહેબના પ્રાણી પ્રદર્શન નકશામાં આપેલું શાર્ક માંછલીનું જે ચિત્ર છે, તે બ્રિટન દેશના કિનારાપર વસનારી ન્હાની શાર્કનું છે. જુદી જુદી જાતની શાર્ક માંછલીઓની શારીરિક રચના ઘણે દરજ્જે એક સરખી છે,

**ધોળી શાર્ક**—આ જાતની શાર્ક માંછલીઓ ગરમ દેશના દરિયામાં થાય છે. ગ્રેટ બ્રિટનમાં તે કવચિત જોવામાં આવે છે. દરિયાઈ પ્રાણીઓમાં શાર્ક માંછલી બહુ ભયંકર રાક્ષસી પ્રાણી છે. તેના મ્હોની ફાડ પહોળી અને ઊંડી છે, તેના ઉપલા જડબામાં તીક્ષ્ણ કરવતી, ત્રિકોણાકાર દાંતની ૭ હારો અને નીચલા જડબામાં ચાર હારો છે, જ્યારે ઉપયોગ ન હોય તે વખતે તેના મ્હોમાં દાંત આડા થઈને રહે છે. પણ જ્યારે ભક્ષ્ય ભરવા કે બીજા ઉપ[illegible]માં જોઈએ તે વખતે મ્હોના એક સ્નાયુના ખેંચાણથી તે દાં[illegible] [illegible]ની રચના એવી રીતની કરેલી છે કે જ[illegible] ) ગદ્ધા—ગધેડા—ગધાડો. ભરતું હોય ત્યારે તે માંછલીથી ચતી થ[illegible]ય સંસ્કૃત તથા રંભા મંજરી, આંથી કરીને પાસે આવેલા શિકારને પ[illegible]ચન ગદ્દહો બને છે. તે છે. તેથી ઘણી વાર શિકારને જપી જવાની લંપુતા વાંચક ડો. લાગતું તો સખત છે કે મુખુસ અગર બીજો[illegible]માં અને ચરોતરમાં ગધાત બનતું કરે છે તે ભાગનું સોયરું લે છે, મ્હોટ[illegible] વારંવાર ઉલટ સુલટ થા[illegible]ખુને આખું માણસ ગળી જાય છે, મ્હોટામાં મ્હે[illegible]ગણે, બ્રાહ્મણ—ભેમ, [illegible] લાંબી હોય છે.

વહાણુને જોતાં જ તે તે[illegible] તળેટી બન્ને કહેવાં[illegible] છે અને જે હોડું તે ગળી જાયછે, તેથી શિ[illegible] ગુજરાતીમાં [illegible] મજબૂત જાડી

સાંકળને છેડે વાંકા વાળેલા નખવાળો કાંટો બાંધીને તે કાંટાની આસપાસ માંસ વીંટાળી પાણીમાં નાંખે છે. સાંકળનો બીજો છેડો વહાણ પર પકડી રાખે છે. સાંકળ બાંધવાનું કારણ એટલું જ કે તેને બદલે જો દોરડું બાંધ્યું હોય તો તે દોરડાને કરડી તોડી નાંખે છે. માંસવાળા કાંટાને તે ગળી જાય છે. એટલે વહાણપરના માણસો તેને સાંકળ વતી ખેંચી લે છે, શાર્ક સામું જોર કરે છે તેથી વાંકા વાળેલા કાંટા તેના આંતરડાઓમાં ભરાઈ જવાથી તે છૂટી શકતી નથી તેમ જ તેના શરીરમાં પણ પુષ્કળ વેદના થાય છે. આ પ્રમાણે શાર્કને ખેંચીને જેવી વહાણપર લે છે કે તુરત ચાલાક ખલાશી કોવાડી વડે તેનું પૂંછડું કાપી નાંખે છે, કારણકે પૂંછડા વગર તેનાથી હાલી ચાલી શકાતું નથી. પછીથી તુરત જ તેના કડકા કરી મારી નાંખે છે.

ગ્રીન લેન્ડ શાર્ક—ગ્રીન લેન્ડની આસપાસ મળી આવતી શાર્કને તે નામ આપવામાં આવે છે. તે ૧૬ ફુટ લાંબી છે, ન્હાનાં માંછલાં અને શિકારીઓએ મારીને તેલ કહાડી લઈ ફેંકી દીધેલાં વ્હેલનાં ખોખાં પર તે ગુજારો કરે છે.

નીલી શાર્ક—ભૂમધ્ય સમુદ્રમાં રહેનાર શાર્કને આ નામ આપે છે. તે આશરે આઠ ફુટ લાંબી છે. કેટલીક વખત આ માંછલીઓ ઈંગ્લંડના દક્ષિણ કિનારા પર જાય છે ત્યાં માછી લોકોની બાંધેલી જાળો તોડી નાંખી બહુ નુકશાન કરે છે.

બાસ્કિંગ શાર્ક—આ ઇંગ્લંડના ઉત્તર અને પશ્ચિમ કિનારા પર રહેનારી શાર્ક છે. તે ૪૦ ફુટ લાંબી છે. આ શાર્ક ક્રૂર નથી. તે ન્હાનાં ન્હાનાં દરિયાઈ પ્રાણી ખાઈને જીવે છે.

શાર્કની ચામડી ઘણા ઉપયોગમાં આવે છે, તેના કાળજામાંથી એક જાતનું તેલ કહાડવામાં આવે છે. તે પણ વહેપારની ચીજ છે.

# નિશાળ અને નિશાળીઆ.

( લખનાર ડા. નીલકંઠરાય. )

( ચાલુ પૃષ્ઠ ૩૧૨ થી. )

## અભ્યાસ

અભ્યાસમાં રસ પડે એવી રીતે શિક્ષકે વિષયાનુસાર પ્રસંગોપાત દાખલા સમજુતી વગેરે આપવાં, અને "લે બુધું ને કર સુધું" એ ધોરણે ચાલી બાળકના મનમાં નિશાળનો કંટાળો ઉપજાવવો નહિ.

દરેક જાતનો અભ્યાસ કરાવવામાં એક જ યુક્તિ દરેક છોકરાને એક સરખી રીતે રુચતી આવશે નહિ, વાસ્તે બાળકનો સ્વભાવ, શિખવવાનો વિષય, અને અમુક બાળક શા કારણથી નથી સમજતું. એ બધું સમજી યુક્તિએ વર્તવાથી પાઠ સારી પેઠે સમજાવી શકાશે. જે વાત શિક્ષકને સહેલી લાગે તે વાત વિદ્યાર્થીએ તેટલી જ સહેલાઈથી સમજવી જોઈએ, એવું શિક્ષકના મનમાં આવે એ સ્વભાવિક છે. પરન્તુ તે બાળકની અડચણ સમજવાને પ્રયત્ન નહિ કરે તો તેને સમજાવી શકશે નહિ, અને તેના દોષથી બાળક પછાડી પડશે.

વર્ગનાં બધાં બાળકની બુદ્ધિ એક સરખી હોતી નથી. આથી કરીને દરેક વર્ગમાં કેટલાંક છોકરાં પછાડી પડતાં જોવામાં આવે છે. આવાં પછાડી પડેલાં છોકરાંને ઠોઠ ગણી વર્ગના કચરા તરીકે બેસાડી ન મેલવાં, પણ તેમના પર જરા વધારે લક્ષ આપવું. અને તેનને શિખવવામાં તેમના મનને રુચે એવી યુક્તિ વાપરવી. શિક્ષક અને વિદ્યાર્થી એ બંનેની આ દેશમાં ઘણી કઢંગી સ્થિતિ છે. વર્ગ જોઈએ તે કરતાં મ્હોટો હોય છે. શિક્ષક જાતે બાળ સ્વભાવ ઓળખવા ભાગ્યે જ પ્રયત્ન કરતા જોવામાં આવે છે, ને જો કોઈ તેમ કરવા ઇચ્છે તો તેને પાછળ પડેલાં બાળક પર લક્ષ આપવાનો વખત મળતો નથી.

( ૧ ) ઉપરની વાત લક્ષમાં લેતાં એમ લાગે છે કે મ્હોટાં શહેરોમાં નિશાળોની સંખ્યા છે તે કરતાં વધારે હોવી જોઈએ.

( ૨ ) વર્ગમાં છોકરાઓની સંખ્યા ઘટાડવી જોઈએ, જેથી કરીને શિક્ષક દરેક છોકરાની ખામી અને ખુબી સમજી શકે.

( ૩ ) પછાડી પડેલાં છોકરાને વાસ્તે કાંઈક ખાસ વખત શિક્ષક કાઢી શકે એવી ગોઠવણું રાખવી જોઈએ.

( ૪ ) મુખ્ય શિક્ષક અને મદદગાર શિક્ષકોને કાંઈક આરામનો વખત મળવો જોઈએ, કે તે દરમિયાન તેઓ નિશાળમાં રહી અભ્યાસ પર દેખરેખ રાખે, અને પોતાને પડતી અડચણ વિષે વાતચીત કરી અડચણ દૂર કરવા પ્રયત્ન કરે.

અભ્યાસ કરાવવો એનો અર્થ હાલમાં એટલો જ કરવામાં આવે છે કે છોકરાઓએ અમુક પરીક્ષા પાસ કરવી, અને જો અમુક સંખ્યામાંથી અમુક સંખ્યા પાસ થઈ તો શિક્ષક, શિક્ષણ, અને શીખનાર ત્રણેનું સાર્થક થયું એમ માનવામાં આવે છે.

શિક્ષણ ભવિષ્યમાં શીખનારને સંસાર સમુદ્ર ખેડવામાં કેટલું ઉપયોગી થઈ પડશે એ પર થોડું જ લક્ષ અપાતું જોવામાં આવે છે, તેથી કરીને હમને " ન્યૂશોમ "ના લખાણ પર ધ્યાન ખેંચવું ઠીક લાગે છે.

ન્યૂશોમ કહે છે કે "બાળકને ભવિષ્યમાં સંસાર સમુદ્ર ખેડવા તૈયાર કરવો એ જ કેળવણી અથવા અભ્યાસની ખરી મતલબ છે, અને આ સમુદ્ર ખેડવામાં તે બરાબર ઉતરે એ જ તેના અભ્યાસની ખરી કસોટી છે. આ ઉમેદ બર આણવાની મતલબે બાળકને શારીરિક, માનસિક, અને નીતિની એ ત્રણે પ્રકારની કેળવણી મળવી જોઈએ. આમાં જેટલી ખામી આવે તેટલી કેળવણીમાં ખામી સમજવી, કારણકે મનુષ્ય જીવનમાં બુદ્ધિ, શરીર બળ, અને નીતિ, એ ત્રણેનો પરસ્પર એવો ગાઢો સમ્બન્ધ છે, કે ત્રણેમાંથી જો એકમાં ખામી હોય તો તેથી અરસ્પરસ માઠી અસર થાય છે."

પાછળ આપણે કહ્યું છે કે હાલમાં શરીર ખિલવવાની વાત એક કોરાણે નાંખી ફક્ત અભ્યાસ પર જ વધારે લક્ષ આપવામાં આવે છે, એટલું જ નહિ પણ લોકો પોતાનાં છોકરાંને ઘેર પણ રમવા ન જવા દેતાં મારી ઠોકીને અભ્યાસ કરવા બેસાડે છે. આમ કરવાથી શરીરને નુકસાન થાય છે. દશ વરસની અન્દરની ઉમ્મરના છોકરાંને ઘેર પાઠ કરવાનો ન હોય તો ઘણું સારું, અથવા હોય તો કાંઈક જૂજ હોવો જોઈએ કે, જેથી કરીને બાપડું છોકરું સ્વતન્ત્રપણે આમ તેમ ફરી પોતાના મનને આરામ આપી શકે, ને અકળાટ અને ગભરાટમાંથી છૂટી છૂટું ફરી શકે.

પાછળ આપણે અભ્યાસક્રમ વિષે કહ્યું છે. અભ્યાસનો બોજો કમી કરવાની મતલબે વાંચન પાઠ અથવા ઇતિહાસ પછી. હિસાબ ને તે પછી લેખન અથવા ચિત્રકામ અથવા પ્રયોગ સાથેનું શિક્ષણ અથવા તાળ સંહિત ગવાતી કવિતાનો મુખ પાઠ આવવો જોઈએ. વળી વધારેમાં હમે ભલામણ કરીએ છીએ કે નિશાળોમાં ઉદ્યોગના વિષયો દાખલ કરવા. આમ કરવામાં વિદ્યાર્થીનો બહુ સ્વાર્થ સમાએલો છે. ખેડુત અને કારીગરના જે છોકરા હાલમાં ભણે છે તેમાંના કેટલાક પોતાના બાપિકા ધન્ધાને વાસ્તે નાલાયક બને છે, કે જે ધન્ધામાં તેઓ મહેતા અથવા કારકુનના ધન્ધા કરતાં વધારે સ્વતન્ત્રપણે રહી શકે અને વધારે પૈસો પેદા કરી શકે. ઉદ્યોગનું શિક્ષણ નિશાળોમાં દાખલ કરવાથી નિશાળના જે વિદ્યાર્થીઓનું ખાસ વલણ ચિત્રકામ અથવા ઉદ્યોગ ઉપર હશે તેમને પોતાનું વલણ અજમાવવાને લાગ મળશે. એ લાગ ન મળવાથી કોઈ કોઈના મનના આવા અંકુર નિર્માલ્ય થઈ સુકાઈ જતા જોવામાં આવે છે. સામાન્ય કેળવણી ઉદ્યોગ શિક્ષણની જગ્યા લઈ શકિત નથી, તેમ ઉદ્યોગની કેળવણી સામાન્ય કેળવણીની જગ્યા લઈ શકતી નથી, પણ બન્ને એકમેકના ખરા મિત્રો તરીકે વર્તી શકે છે. આમ કરવાથી અવલોકન શકિત, અક્કલ, હાદદારતી, અને શારીરિક કેળવણી છોકરાઓને સાથે સાથે મળે છે, તેથી કરીને શરીર અને મન બન્ને ખીલી પુખ્ત અવસ્થાએ પહોંચી જોઈતા લાભ આપે છે.

( અપૂર્ણ. )

---

# સામાન્ય પદાર્થો વિષે પાઠ.

( ચાલુ પૃષ્ઠ ૨૭૫ થી. )

પગથીઉં ૩ જું.

પાઠ ૧૧ મો.

## પદાર્થોના ગુણ—ગળાઉ અને અગળાઉ.

પાઠ સમજાવવા માટે પદાર્થો—ગળાઉ અને અગળાઉ પદાર્થો, જેવા કે ખાંડ, મીઠું, ઊસ, ફટકડી, કપૂર, ખડી, આરસપહાણ, ભાગેલો કાચ, સીસું,

વગેરે; કાચની નળીઓ; જેમાંથી વરાળ, ધૂમાડા, કે વાયુ રૂપે પદાર્થ ઊડી જાય એવી તાસક; અને મધાર્કનો દીવો.

છએક કાચની નળીઓ અથવા બીજાં કાચનાંવાસણ મેજ પર મૂકો, તેની સાથે થોડી ખાંડ, મીઠું, ફટકડી, કપૂર, ખડી, અને ભાગેલો કાચ *પણ મૂકો.

વર્ગની આગળ એકેક બાળકને આણી તેને કહેવું કે નજરે જોઈને, ચાખીને, અને સૂંઘીને જુદા જુદા પદાર્થોનાં નામ બોલો. નામ દેવરાવ્યા પછી નળીઓમાં અર્ધે સુધી પાણી ભરી તેમાં ઉપલા પદાર્થો અનુક્રમે થોડા થોડા નાંખો. ગળાઉ પદાર્થો જલદીથી ઓગળી જાય એટલા માટે જરૂર પડે તો પાણીવાળી નળીઓ મધાર્કને દીવે ધરો. નળીમાંનું પાણી ઊનું થતું હોય તે દરમ્યાન શિક્ષકે બાળકોને સવાલ પૂછી તથા સમજુતી આપતા જઈ તેમનું ધ્યાન જાગૃત રાખવું.

ગળાઉનો ખ્યાલ હવે નીચે પ્રમાણે કરાવવો:—

"આ કાચની નળીઓ લક્ષપૂર્વક જુઓ."

"પહેલી નળીમાં મ્હેં શું નાંખ્યું?" **ખાંડ.**

"બીજીમાં શું નાંખ્યું?" **મીઠું.**

"ત્રીજીમાં શું નાંખ્યું?" **ફટકડી.**

"હવે તમે ખાંડ, મીઠું, અને ફટકડી જોઈ શકો છો?" **ના.**

"ત્યારે તેમનું શું થયું તે તમે કહી શકશો?" **હા, તે પદાર્થો પીગળી ગયા છે.**

"ના, તે પીગળી ગયા નથી. મીઠું ઝટ પીગળતું નથી. આ વાડકીમાં જરા મીઠું નાંખી વાડકી દીવા ઉપર ધરું છું, છતાં તમે જુઓ છો કે તે ઘી કે સીસાની માફક પીગળતું નથી."

"પીગળવું એટલે શું?" **નક્કર પદાર્થનું પ્રવાહી થવું તે.**

"ખરું. નક્કર પદાર્થ ને પીગાળીએ છીએ ત્યારે તેમાંથી ઉત્પન્ન થતો પ્રવાહી પદાર્થ આપણે દેખી શકીએ છીએ."

"પણ આજે આપણે નક્કર પદાર્થના પ્રવાહી પદાર્થ બનાવ્યા નથી."

*શિક્ષક પોતાની સગવડ પ્રમાણે આના જેવા બીજા પદાર્થો મૂકશે તો ચાલશે.

"ખાંડ, મીઠું, અને ફટકડી ક્યાં છે તે તમે જાણો છો ?" હા, પાણીમાં છે.

"પાણીમાં તમે ખાંડ, મીઠું, કે ફટકડી દેખી શકો છો ?" ના.

"જો તમારી ખાતરી ન થતી હોય તો તમારામાંથી કેટલાક જણ મેજ પાસે આવીને ચાખી જુઓ."

"હવે તમારી ખાતરી થઈ કે તે પાણીમાં છે. તમે તે દેખી શકતા નથી, તોપણ તમને ચાખવાથી માલૂમ પડે છે."

"હવે મ્હારે તમને કહેવું જોઈએ કે ઘણા ખરા નક્કર પદાર્થોને પાણીમાં અને મુખ્યત્વે કરી ઉન્હા પાણીમાં નાંખીએ છીએ ત્યારે ભાગી જઈ તેની એવી ઝીણી રજ થઈ જાય છે, કે તમારાથી દેખી શકાતી નથી; અને તે બધા પાણીમાં ફેલાઈ જાય છે. આવા પદાર્થ પાણીમાં ઓગળે છે એમ કહીયે છીએ, અને તેઓ ઓગળે છે તેથી તેમને ગળાઉ કહીએ છીએ.

હવે શિક્ષક વર્ગને બતાવવું કે ગળાઉ સ્થિતિમાં રહેલા પદાર્થો છૂટા પાડી શકાય છે. દાખલા તરીકે મીઠાવાળું પાણી લો. તેને થોડી વાર દીવે રાખો, એટલે મીઠું દેખાશે, અને હાથમાં લેઈ ચાખી શકાશે.

છેવટે જે પદાર્થો પાણીમાં ઓગળી શકતા નથી તે પદાર્થો તરફ બાળકોનું લક્ષ ખેંચવું, અને પ્રયોગથી ખાત્રી કરી પછી કહેવું, કે જે પદાર્થો પાણીમાં ઓગળતા નથી તેમને અગળાઉ કહે છે.

**ટીપ ૧ લી.** મોરથુથુ અને જંગાલ જેવા તાંબાના ક્ષારને પાણીમાં નાંખવાથી મઝેનું રંગિત પાણી થાય છે.

**ટીપ ૨ જી.** પાણીમાં નથી ઓગળતા એવા કેટલાક પદાર્થો બીજા પ્રવાહી પદાર્થોમાં ઓગળે છે; દાખલા તરીકે, નેપ્થામાં રબ્બર, અને મંદાર્કમાં કપૂર ઓગળે છે. પ્રવાહી પદાર્થમાં આપણે નક્કર પદાર્થ જોઈ શકતા નથી, તોપણ તે તેમાં છે તે બતાવવા સારૂ ઉપર કહેલા પ્રયોગને વિસ્તારવાથી એક બીજો મઝેનો પ્રયોગ થઈ શકે છે. મદાર્કમાં

ઓગળેલા કપૂરમાં પાણી નાંખો, એટલે પાણી અને મદ્યાર્કના મિશ્રણથી કપૂર એકદમ અગળાઉ થઈ જઈ ધોળા કરચોને રૂપે તરતું દેખાશે.

---

## પાઠ ૧૨ મો.

## પદાર્થોના ગુણ—જ્વાળાગ્રહી.

પાઠ સમજાવવા સારૂ નીચે બતાવેલા પદાર્થોનો ઉપયોગ કરવો.

જ્વાળાગ્રાહી પદાર્થો એટલા ધ્યાન ખેંચે એવા અને જાણીતા છે, કે જે પદાર્થો બળે છે તેમને જ્વાળાગ્રહી કહે છે એવું બાળકોને સમજાવવાને ફક્ત એક દાખલો બસ થશે.

સમજાવવા માટે ઉપયોગમાં લીધેલા પદાર્થોને ત્રણ વર્ગમાં ગોઠવવા: (૧) જે ઝટ બળે છે તેવા; (૨) જે મુશ્કેલીથી બળે છે તેવા; (૩) જેઓ કદી (સાધારણ હેવતામાં) બળી શકતા નથી તેવા. દીવાની જોતે પદાર્થોની પરીક્ષા કરશો તો પરિણામ નીચે મુજબ આવશે:—

| (૧) | (૨) | (૩) |
|---|---|---|
| પીંજેલું રૂ. | ઊન. | કાચ. |
| સુતરાઉ કપડાં. | ઊનનાં કપડાં. | પત્થર. |
| કાગળ. | વાદળી. | માટી. |
| બૂચ. | ચામડું. | ખડી. |
| સૂકું લાકડું. | મગરમચ્છનું હાડકું. | ધાતુઓ. |
| કપૂર. | | |
| રબ્બર. | | |
| કોયલા. | | |
| ગન્ધક. | | |

દરેક પદાર્થનો પ્રયોગ થતો હોય તે વખતે અવલોકન શક્તિનો ઉપયોગ કરવાનું અને કોઈ અદ્‌ભુત સમાનતા કે ભિન્નતા જોવામાં આવે તો તે યાદ રાખવાનું બાળકોને કહેવું.

જેમ કે, પીંજેલું રૂ અને ઊન એબેરંગ, હલકાપણું, વગેરેમાં મળતાં આવે છે, પણ એક ઝડપથી બળે છે, ત્યારે બીજું મુશ્કેલીથી બળે

છે. કાગળ અને પાતળું ચામડું (દાખલાતરીકે બકરીના બચ્ચાના ચામડાના બનાવેલા હાથના મોજાનો કાંઈ ભાગ), રબ્બર અને વાદળી, સુકા લાકડાની અને મગરમચ્છના હાડકાની ચીપો, ગન્ધક અને ખડી, કોયલો અને પથ્થર, એમને સરખાવશો તો સમજણ સારી પડશે. જુદા જુદા બળતા પદાર્થોમાંથી નીકળતી ગન્ધ અને ધૂમાડો પણ લક્ષમાં રાખવાં.

જુદા જુદા પદાર્થોના પ્રયોગ કરી તેમને વર્ગ પ્રમાણે ગોઠવી રહ્યા પછી બાળકોને કહેવું, કે પહેલા વર્ગમાંના ગન્ધક સિવાય બધા પદાર્થો ઉદ્ભિજ્જ, બીજા વર્ગમાંના બધા પદાર્થો પ્રાણિજ, અને ત્રીજા વર્ગમાંના બધા પદાર્થો નિરિન્દ્રિય છે.

હવે શિક્ષકે જ્વાળાગ્રહી પદાર્થોના બીજા કોઈ ઉપયોગો બાળકો પાસેથી કઢાવવા, અને છેવટે અગ્નિ સાથે ખેલ કરવાથી નુકશાન થાય છે તે વાત તેમના મનપર ઠસાવવી.

---

# સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિ.

(લખનાર ગ. ગો. બર્વે.)

( ચાલુ પૃ૪ ૩૦૭ થી. )

આ ફેરફારો હાલમાં કેવી રીતે થાય છે તે ટૂંકામાં કહું છું. મ્હોટા મ્હોટા પર્વતોની માટી થઈ સમુદ્રમાં જાય છે. મ્હોટી મ્હોટી નદીઓનાં મુખ પાસે લાખો વરસની અગાઉ જ્યાં પાણી હતું, ત્યાં આ જ જમીન થઈ ગયેલી જોવામાં આવે છે. નદીમાંની તણાઈ આવેલી માટી મુખ પાસે જ ઠરી રહે છે. અને તેવી જ રીતે વારે ઘડીએ આમને આમ થવાથી તે સ્થળે જમીન બન્ધાતી જાય છે. આનું પ્રત્યક્ષ ઉદાહરણ—ગંગા નદી પાસેનું સુન્દરવન છે. આ ઠેકાણે પ્રથમ એકલું પાણી હતું. ત્યાં હિમાલયમાંની માટીનો ઉમેરો થવાથી આજ તે જ ઠેકાણે ૫૦ હજાર ચોરસ માઇલ ક્ષેત્રફળની જમીન થઈ છે. એટલે આશરે અંગ્રેજ લોકના દેશ જેવડું આનું ક્ષેત્રફળ થયું. અહિંઆં ખોદી જોવાથી રેતી, માટી, કાંકરી, વગેરેના થરો એક પછી એક જોવામાં આવે છે. તેમ જ જે નદીઓ સરોવરને મળે છે, તે ઠેકાણે પણ આવી જ સ્થિતિ થઈ રહી છે. જુઓ

કે જિનેવ્હા સરોવરને હ્રોન નદી મળેલી છે. તે ઠેકાણે રોમન લોકોના વખતમાં પાણી હતું, ત્યાં આગળ આજ જોવા જઈશું તો એક માઈલ સુધીની જમીન બનેલી જોવામાં આવશે. આ પ્રમાણે સમુદ્રમાં પણ હંમેશ ઉમેરો થતો જાત છે. એટલે સમુદ્રમાંના ખડકો પાણી વડે ભાંગી જઈ, તેની માટી બની સમુદ્રમાં જ પડે છે. તેમ જ તેમાં રહેનારાં પ્રાણીઓ મરણ પામવાથી જે ઉમેરો થાય છે તે વિષે તો વળી આગળ કહેવામાં આવશે જ. માત્ર મુખ્ય વાત ધ્યાનમાં રાખવા જેવી એ છે કે નહાના નહાના પાણીના વહેળાઓથી માંડીને તે ભાગીરથી જેવડી મ્હોટી મ્હોટી નદીઓ જેવા જે જે વહેળાઓ છે તેમાં ફક્ત એકલી માટી જ તણાઈ જાય છે એમ નહિ, પણ તેની સાથે કેટલાંક પ્રાણીઓનાં મડદાં. હાડકાં, વૃક્ષો, ઝૂંપડાં, ઢોર, વગેરે હજારો જાતના પદાર્થો તણાઈ જાય છે. આ બધા પદાર્થો ઘણા કામના છે. હવે ધારો કે વરસાદના દિવસોમાં કોઈ પણ ગામની અન્દરનું પાણી તણાઈ આવી ગામ બહાર એક મ્હોટા ખાબોચીઆમાં ભરાઈ રહ્યું છે. પછી કેટલેક દિવસે તે ખાબોચીઉં સુકાઈ ગયા બાદ આપણે ખોદીને જોઈશું તો શું જણાશે? અર્થાત્ માટી, ઝાડપાલો, ઉંદરડા, બિલાડાં, કુતરાં, શિયાળ, અને બીજાં કેટલાંક પ્રાણીઓનાં હાડકાં તણાઈ આવેલાં જોવામાં આવશે. હવે આ ઉપરથી આપણે એટલું તો સિદ્ધ કરી શકીશું કે આ પ્રાણીઓ સદરહુ ખાબોચીઆની આસપાસ રહેનારાં હશે. એવી જ રીતે આ ખાબોચીઉં ઘણાં ચોમાસાં વીતી ગયાથી પુરાઈ ગયું. હવે આને ફરીથી તમે ખોદી જોશો તો જણાશે કે, દરેક વર્ષે થયેલો નવો થર જુદો જુદો જોવામાં આવશે. અને તે ઉપરથી ૫૦ વરસ અગાઉ આ સ્થળની આસપાસ અમુક જાતનાં પ્રાણી અગર વનસ્પતિની વસ્તી હતી એવું સિદ્ધ કરી શકાય છે. આ પ્રમાણે જ સર્વ સ્થળે સમજવું. જો આપણે સુન્દર વનની જમીન ખોદીને જોઈશું તો રેતી, પથરો, માટી વગેરેના પડોમાં કેટલાંક વાસણો, કેટલાંક વૃક્ષો, પ્રાણીઓનાં મડદાં વગેરે જોવામાં આવશે. આ ઉપરથી બધામાં જૂનો થર કયો તે પણ ઝટ જાણી શકાય છે. આ સુન્દર વન-સેંકડો વરસો થયાં બને જ જાય છે. તેથી ઘણી ઉંડાઈએ ખોદવાથી જે જે થરો જોવામાં આવશે તે તે ઘણા જ જૂના એટલે હજારો વરસ ઉપરાં-

જાતના બનેલા હોવા જોઈએ, અને આ થરોમાં જે જે પ્રાણીઓ રહેતાં હશે તે ઉપરથી આ સર્વે પ્રાણીઓ (પદાર્થો ઝાડપાન ઇત્યાદિ) ૧૦ હજાર વરસની અગાઉ આસપાસના પ્રદેશમાં રહેતાં હશે, એ તો નિર્વિવાદ છે. આવી જ રીતે આપણી પૃથ્વી ઉપર થયેલા થરો જોવામાં આવે છે. અને આ થરોમાં જે જે પ્રાણીઓ અને વનસ્પતિ વગેરેના પદાર્થો જડે છે તે ઉપરથી આ પૃથ્વીના પૃષ્ઠ ભાગ ઉપર લાખો વરસો પહેલાં અમુક સ્થળે અમુક જાતનાં પ્રાણીઓ રહેતાં હતાં એવું ભૂસ્તર શાસ્ત્રવેત્તાઓ ઝટ કહી શકે છે, એટલું જ નહિ પણ તે વખતે જમીન કેવી હતી, હવા પાણી કેવાં હતાં, ઇત્યાદિ બાબતો સિદ્ધ કરી શકે છે. જુઓ કે હિમાદ્રિ અને આલ્પ્સ તથા બીજા પર્વતોનાં મથાળાં ઉપર જળચર પ્રાણીઓનાં હાડકાં જડે છે. એ ઉપરથી કહી શકાય છે કે તે પર્વતો હજારો વરસો અગાઉ સમુદ્રનાં તળીઆં હતાં. આ ઠેકાણે પર્વતની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે કહેવું પડશે. પાછળ કહેવામાં આવ્યું જ છે કે પ્રારમ્ભે પૃથ્વી અતિશય તપ્ત હોઈને પછી થોડી થોડી ઠંડી પડતી ગઈ તેમ તેમ ઉપરનો પૃષ્ઠ ભાગ ટાઢો પડવાથી પોપડો બાઝતો ગયો. એકાદ કઠણ પદાર્થ (ઉદાહરણાર્થે પત્થર) લ્યો અને તેને ખૂબ લાલચોળ તપાવી જુઓ. તપાવ્યા પછી તેને પોતાની મેળે ટાઢો પડવા દો, થોડાક વખત પછી તેના ઉપર ઝીણા ઝીણા ચીરાડા પડેલા જોવામાં આવશે, પણ જો તેના ઉપર લાલચોળ છતાં જ પાણી રેડશો તો તે પદાર્થ ફાટશે. એ જ પ્રમાણે પૃથ્વી જ્યારે ટાઢી પડવા માંડી ત્યારે કેટલેક ઠેકાણે ઉત્પાત થવાથી તેના પૃષ્ઠ ભાગ ઉપર ચીરાડા પડી જતાં અને ચીરાડા પડે એટલે કેટલોક ભાગ ઉંચાણમાં આવે અને કેટલોક નીચાણમાં જાય. જે ભાગો ઊંચા આવે તેના પર્વતો બને અને જે નીચા ભાગો હોય તેમાં પાણી ભરાઈ સમુદ્ર બને. આ સિવાય વળી અગ્નિનું જોર ભૂગર્ભમાં ઘણું જ વધવાથી અગ્નિતપ્ત રસનો ઉભરો આવી બહાર નીકળી પડે. કેટલીક વખતે આના જોરથી સેંકડો ગાઉની જમીન એકદમ ઊંચી વધી જાય છે. આ પ્રમાણે સમુદ્રના તળીઆમાંના પ્રદેશો એ-
કદમ ઊંચા વધી જાય છે. આ પ્રમાણે સમુદ્રના તળીઆમાંના પ્રદેશો એકદમ

ઊંચા આવી જવાથી તેની સપાટીમાં જે જે સમુદ્રવાસી પ્રાણીઓ આવે, તેને પાણી નહિ મળવાથી તે તરફડીને મરી જાય. આ પ્રમાણે આલ્પ્સ, હિમાલયાદિ મ્હોટા મ્હોટા પર્વતો અનેક છે અને એ જ કારણથી આપણને સદરહુ પર્વતોના મથાળા ઉપરથી જળચર પ્રાણીઓ તથા વનસ્પતિના વિભાગો જડે છે. (અપૂર્ણ.)

---

# સાદા ગુણાકારની એક નવીન રીત.

(લખનાર રતનજી દુર્લભભાઈ લાડ.)

એક સમાન્તર બાજૂ ચતુષ્કોણ બનાવીને તેની લમ્બાઈ અને પહોળાઈની બાજૂના અનુક્રમે ગુણ્ય તથા ગુણકનાં અંકસ્થાનોની સંખ્યા જેટલા ભાગ કરવા અને તે દરેક ભાગમાંથી બાજૂઓને સમાન્તર સીધી લીટીઓ દોરવી એટલે ગુણ્ય અને ગુણકનાં અંકસ્થાનોની સંખ્યાના ગુણાકારના અંક જેટલા ન્હાના અન્તર સમાન્તર બાજૂ ચતુષ્કોણો થશે. તે દરેક સમાન્તર બાજૂ ચતુષ્કોણના ઇશાન અને નૈઋત્ય ખૂણાને સાંધી એકની એક દિશામાં કર્ણ દોરવા, તેથી દરેક સમાન્તર બાજૂ ચતુષ્કોણના બબ્બે વિભાગ થશે.

પછી ડાબી તરફના મથાળાના ખૂણામાંથી શરૂ થતી લમ્બાઈની બાજૂના દરેક ખાનાને મથાળે ગુણ્યાંક, અને પહોળાઈની બાજૂના ખાનાને ડાબે પડખે ગુણકાંક ઉતરતા ક્રમમાં લખવા.

પછી ગુણકના ચઢતા અંકે પાસેના ગુણ્યાંકને ગુણવાનું શરૂ કરતાં ગુણ્ય ગુણકના અંકનો જે ગુણાકાર આવે તેમાંનો એકમ અંક, એક અંક (ગુણ્ય ગુણકના)ના સામાન્ય ન્હાના સ. બા. ચતુષ્કોણના નીચલા આસનમાં (ખાનામાં), અને દશકાંક ઉપલા ખાનામાં મૂકવા. ત્યારપછી ગુણકના બીજા અંકે ગુણ્યના દરેક અંકને ગુણી ઉપર કહ્યા પ્રમાણે એક અંકના સામાન્ય સ. બા. ચતુષ્કોણના ખાનામાં મૂકવા. એ રીતે સઘળા ગુણકાંકે ગુણ્યાંકોને ગુણીને તેમના સામાન્ય સ. બા. ચતુષ્કોણોનાં આસનોમાં મૂકવાં.

છેવટે તિર્કસ હારમાં આવેલા અંકોનો સરવાળો કરવાથી ગુણાકાર (જવાબ) માલૂમ પડશે. જેમકે:—

૭૨૧૮×૯૩૫૯ = ૭ ૨ ૧ ૮

|  | ૭ | ૨ | ૧ | ૮ |
|---|---|---|---|---|
| ૯ | ૬/૩ | ૧/૮ | /૯ | ૭/૨ |
| ૩ | ૨/૧ | /૬ | /૩ | ૨/૪ |
| ૪ | ૨/૮ | /૮ | /૪ | ૩/૨ |
| ૯ | ૬/૩ | ૧/૮ | /૯ | ૭/૨ |

૬ ૭ ૪ ૮ ૧ ૦ ૮ ૨

આ રીતનું કારણ આપણી ચાલુ રીતને મળતું છે. પણ ચાલુ રીતના હલકા અંકથી ગુણવું શરૂ કરીએ છીએ ત્યારે આ રીતમાં ચડતા અંકથી શરૂ કરી તે કારણ લાગુ પાડીને સમજવું.

---

# चर्चापत्र.

જહાંગીરજી નસરવાનજી પાલીશવાળા, મદદનીશ શિક્ષક.

૧. 'ભેદ'ની વ્યાખ્યા. બીજા વ્યાકરણોમાં આ વ્યાખ્યા લાગુ પડતી આપી નથી.

૨. 'શક્ય' અને 'સહ્ય' ભેદ બેઉ જુદા છે કે એક જ? જો જુદા હોય તો તફાવત શો.?

૩. 'પ્રેરક' અને 'કર્મક' ને જુદા જુદા ભેદ ગણાય, કે ક્રિયાપદનાં એવાં રૂપ તરીકે લેવાય.?

૪. 'પ્રેરક' રૂપનો ધાતુ કેમ લેવાય? 'ગણાવે છે'—એનો ધાતુ 'ગણાવ' લેઈને પ્રેરકભેદ બોલવો, કે પ્રેરક રૂપનું ક્રિયાપદ લેઈને 'ગણ' ધાતુ લેવો?

૫. જે પછી તે આવે તો કેવું સર્વનામ લેવાય? તે દર્શક સર્વનામ ક્યારે ગણાય અને ત્રીજો પુરુષ ક્યારે ગણાય તેનાં દાખલા આપશો.

૬. મ્હને જણાય છે કે...આ ક્રિયાપદમાં 'ભેદ' અને 'કર્ત્તા' જણાવો.

૭. ત્હારે હાથે કીધું; મ્હારે હાથે વીંટી છે, મ્હારે બે હાથ છે; મ્હારાથી બેસાયું. આ સર્વ નામોની વિભક્તિ અર્થ સહિત જણાવશો.

૮. વન વસવું ને વિજોગ પડયો—એમાં ક્રિયાપદનો કર્ત્તા અને પ્રયોગ.

૯. પોતે—એ સ્વાર્થ સર્વનામ લેવાય કે ? એક બીજાને, પોતપોતાને, એ કેવાં સર્વનામ ? જેમ અંગ્રેજીમાં Reciprocal સર્વનામ છે તેમ ગુજરાતીમાં કાંઈ છે કે?

૧૦ સંશયાર્થે અને સંકેતાર્થે એ એક જ કે જુદા અર્થમાં વપરાય છે? બેઉની વ્યાખ્યા દાખલા સહીત આપશો.

૧૧. ક્રિયાપદનો ધાતુ એટલે ક્રિયાપદનું અનિયમિત વર્તમાન કાળ બીજા પુરૂષ આજ્ઞાર્થે જે રૂપ તે. આ પ્રમાણે ઊસો એનો ધાતુ કેમ નીકળે ?

૧૨. કરે છે ક્રિયાપદનો ધાતુ કૃ થાય, ત્યારે 'કર' એ ક્રિયાપદનો ધાતુ કહેવાય કે તેનું મૂળ કહેવાય ?

૧૩. ક્રિયાપદનો કર્ત્તા ચોથીમાં પણ આવે કે ? જો આવતો હોય તો તેના દાખલા જણાવશો.

૧૪. કેટલાક વૈયાકરણીઓ આવાં રૂપો આપે છે, જેમકેઃ—

તું ( વંચાઉ છું ); વંચાઉ. વંચા.

તું ( છે ); છું. એ વાક્યમાં કેમ વપરાય છે ?

૧૫. કૃદન્ત નામ છઠ્ઠી વિભક્તિ. જેમકે લખ+વા+નો; અને ભવિષ્ય કૃદન્ત લખ+વાનો, એનો ભેદ કેમ જણાય ?

૧૬. છોકરો પાઠ કરી રહ્યા હશે; એમાં 'પાઠ' એ 'કરી' કૃદન્તનો કર્ત્તા લેઈએ, તો હશે નો ક્રિયાર્થ શું ?

૧૭. ચાર વાગ્યા પછી; તે ચીન ગયો; બાર લાગ્યા પછી; ત્રણ ખૂર દૂર તે રહે છે; આ નામોની વિભક્તિ શું ?

૧૮. ગુજરાતીમાં અંગ્રેજી Nominative absolute જેવી વિભક્તિ લેવાય કે ?

ઉપલા ગુંચવણ ભરેલા પ્રશ્નો અહિંના દરેક શિક્ષકને બહુ જ શંકાશીલ કરે છે અને તે વિષે દરેક વ્યાકરણમાં ભિન્ન ભિન્ન ખુલાસો મળે છે તેમ જ વિદ્વાનો પણ જુદા જુદા વિચાર દર્શાવે છે, જેથી આપના બળવન્ત લખાણથી કાંઈ નિર્ણય આણી કૃતાર્થ કરશો. સુ. સુમ્બઇ.

---

# वडोदरा कला भवन.

## જાહેર ખબર.

વડોદરા કલા ભવનમાં ૧૮૯૮–૯૯ ના વર્ષનું પૂર્વ સત્ર બુધવાર તા. ૧૬ મી નવેમ્બર ૧૮૯૮ થી શરૂ થાય છે; માટે દાખલ થનાર ઉમેદવારે તે તારીખે અગર તે પછી એક માસની અન્દર આ તરફ આવી હાજર થવું જોઈએ. તે મુદત પછી દાખલ થવા આવનારને કોઈ ખાસ અને સબળ કારણ બતાવ્યા સિવાય દાખલ કરવામાં આવશે નહિ. ભવનમાં ચિત્ર, શિલ્પ, યન્ત્ર, રંગ, અને કૃષિ એ પ્રમાણે પાંચ જુદી જુદી શાળાઓ છે.

કૃષિ શાળામાં ફક્ત આ રાજ્યના વતનીને જ દાખલ કરવામાં આવે છે.

કોઈ પણ શાળામાં દાખલ થનાર વિદ્યાર્થીએ નિદાન દેશી કેળવણી ખાતાના છઠ્ઠા ધોરણ સુધી અગર ઇંગ્રેજી કેળવણી ખાતાના ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કરેલો હોવો જોઈએ.

દાખલ થતી વખતે વિદ્યાર્થીની ઉમ્મર તેર વર્ષ કરતાં ઓછી હોવી ન જોઈએ.

કલા ભવનને લગતા નજર બાગ કારખાનામાં આખો દિવસ સુથારી, લુહારી, અગર વણાટનું કામ શીખવાની જેમની મરજી હશે તેમને કર્મકારઃ તરીકે દાખલ કરી તે કામ શિખવવામાં આવશે.

'કારીગર' વર્ગના તેમ જ ઇતર વર્ગના ગરીબ અને નિરાધાર વિદ્યાર્થીઓ પાસેથી કાંઈ પણ ફી લેવામાં આવશે નહિ. તે સિવાયના વિદ્યા-

ર્થીઓ પાસેથી ફક્ત દાખલ થતી વખતે એક રૂપીઓ બાબાશાઈ ફી લેવામાં આવશે તે પછી માસિક ફી બિલકુલ લેવામાં આવશે નહિ.

દાખલ થયા પછી ત્રણ માસ સુધી જે વિદ્યાર્થીઓ અને કર્મકારો નિયમિત હાજર રહી પોતાના અભ્યાસથી શિક્ષકને સન્તોષ આપશે, તેમને યોગ્યતા પ્રમાણે શિષ્ય વૃત્તિ આપવામાં આવશે.

આ સિવાય જેમને અભ્યાસક્રમ સમ્બન્ધી અગર બીજી કોઈ પણ પ્રકારની વિશેષ માહિતીની જરૂર હોય તેમણે અર્ધા આનાની ટિકેટ બીડી આ તરફ લખી જણાવવું, એટલે ભવનના બોધક પત્રકની છાપેલી એક નકલ મોકલી આપવામાં આવશે, અગર જરૂર જણાયે લેખી ખુલાસો મોકલવામાં આવશે.

કલા–ભવન
વડોદરા તા. ૪–૧૦–૯૮ } RAOJI M. PATEL,

---

# निशाळोनां इनाम पत्रक,

## નિશાળોનાં ઇનામ પત્રક.

**પાલણપુર વિભાગ.** વાર્ષિક ઇનામ અપાયાં તે. **ગોળા.** રૂ. ૫–૪–૬ **વડગામ.** રૂ. ૬–૧૪–૦ **સંકેસર.** મેમ્બરો તથા સદ્ગૃહસ્થો રૂ. ૫–૧૫–૦

**સુરત વિભાગ.** સુરત અંજુમન ઇસ્લામની ઉર્દુ સ્કૂલ. રૂ. ૧૦

**ખેડા વિભાગ.** **ચકલાસી.** શા. નરોત્તમદાસ જમનાદાસ રૂ. ૫)

**ભરૂચ વિભાગ.** **ભાડભૂત.** પટેલ જગજીવનદાસ ભગવાનદાસ રૂ. ૫–૮–૦ **શુકલ તીર્થ.** હિમ્મતસિંગજી લક્ષ્મણ બાવા. રૂ. ૩–૮–૦ **ત્રાલસા.** સદ્ગૃહસ્થો રૂ. ૩ ) **ઝાડેશ્વર.** પટેલ મીઠાભાઈ રાવજીભાઈ રૂ. ૯–૪–૦ **ભાડભૂત.** પટેલ જગજીવનદાસ ભગવાનદાસ રૂ. ૩ ) **કેશવાણ.** ભરૂચના શેઠ જહાંગીરજી દીનશાજી દલાલ રૂ. ૧૨–૧૫–૦ **ઓછણ.** ઠાકોર સાહેબ ચંદ્રસિંગજી માધવસિંગજી રૂ. ૩ ) **મંગળેશ્વર.** તલાટી કૃષ્ણવલ્લભ નરસિંહદાસ. રૂ, ૭ ) **કુકર્જ.** પટેલ જોઈતાભાઈ હીરાભાઈ રૂ. ૩ ) **કેલોદ.** શેઠ માધવ વિઠ્ઠલ રૂ. ૬) **અણોર.** મેમ્બર ત્ર્યમ્બકરાય

અગયારામ. રૂ. ૫) આમસેશ્વર. પટેલ જગજીવનદાસ ભગવાનદાસે. રૂ. ૪-૨-૦ કવીઠા. સોની જગજીવન નેરૂરામ. રૂ. ૬-૧૩-૬ તવરા પટેલ રૈયાસંગ ભાઈભાઈએ પરેખ મંડાવી. કેરવાડા. ઠા. ત્રીકમ નથું. રૂ. ૮) મેમ્બર લલ્લુભાઈ નેહાલભાઈ. રૂ. ૭ સીસોદ્રા. મે. કલેક્ટર સાહેબ રૂ. ૧-૮-૦. ટંકારીઆ. મે. આ. કલેક્ટર સાહેબ. રૂ. ૧૩-૪-૦ વાગરા. મે. રા. સા. મામલતદાર સાહેબ રણછોડલાલ ગોવિન્દરામ. રૂ. ૪) કતપોર. મે. પીરોજશાહજી પેસ્તનજી. રૂ. ૧૯ નીકોરા. કલોલ તાબે વીબોદરાના ઠાકોર સાહેબ રૂ. ૫-૮-૦ વાહાલુ. ગામ લોક. રૂ. ૪)

સુરત વિભાગ. કાલીઆવાડી. રા. બા. વસનજી કલ્યાણજી. રૂ. ૨૫) પૂના. ગામ લોક. રૂ. ૬) અડાજણ. નરભેરામ પ્રાણશંકર વગેરે. રૂ. ૧૩) ઉમરા. મેમ્બરો રૂ. ૪-૮-૦ બેસ્તાન. મેમ્બરો તથા ગ્રહસ્થો. રૂ. ૭-૧૪-૦ ઓરપાડ કન્યાશાળા. રા. દ્વારકાદાસ ત્રીકમદાસ. રૂ. ૨) કમાલછોડ. ગામ લોક તથા શેઠ દોરાબજી નવરોજજી. રૂ. ૩-૯-૦. વરાડ. મેમ્બરો. રૂ. ૮) અડાજણ. શેઠ કાવસજી ખરસેદજી. રૂ. ૨૦) કુમસ. શેઠ મંચેરજી ભીખાજી. રૂ. ૧૮) કવસાડ. શેઠ કુંવરજી મંચેરજી રૂ. ૩) મોતા. મુમ્બઈના શેઠ ઠાકરશી હરભમશી. રૂ. ૪૧-૮-૦ કતાર ગામ. પટેલ ભીમભાઈ નીછાભાઈ તથા પ્રાગજી બાઈદાસ. રૂ. ૪-૬-૦ સૂપા. ગ્રહસ્થો રૂ. ૬-૮-૦ ; ચૂણી. ગ્રહસ્થો. રૂ. ૧૦-૪-૦ વાપી. મુમ્બઈના શેઠ ડોસાભાઈ રસ્તમજીએ પરબ મંડાવી. કરંજ. શેઠ સરીઆરજી દાદાભાઈ. રૂ. ૪) સચીન. ડોક્ટર સાહેબ. રૂ. ૩) મદરોઈ. ખુશાલ નારણ વગેરે. રૂ. ૩) દરીઆ પારડીના ડાક્ટર સાહેબ તથા શેઠ ધનજીભાઈ કાવસજી. રૂ. ૩) સીંગણપોર. શેઠ બમનજી માણેકજી. રૂ. ૫-૧૩-૦ અંભેટી. ગ્રહસ્થો રૂ. ૯) એભેટા. ગ્રહસ્થો. મનસુખ નારાયણ વગેરે. રૂ. ૪-૮-૦ બારડોલી. ખાન સાહેબ મામલતદાર સાહેબ તથા જીવણજી દેવાજી વગેરે. રૂ. ૧૧-૨-૦ કડોદ. મેમ્બરો. રૂ. ૧૬-૩-૦ સીકેર. બીરાઉકા તથા લાખા પરબુ. રૂ. ૩) અંધળ. મેમ્બરો. રૂ. ૩) બોધાન. ભીખાજી સોરાબજી. તથા પટેલ અહમદ સુલેમાન. રૂ. ૫-૪-૦

**અંકગણિતની સમજુતી.** કી. રૂ. ૦ા૦ પોસ્ટેજ સાથે. પાંચે, દશ; દશે, પંદર; વીશે, વીસ; અને પચીશે, પચાસ; ટકા કમીશન. વે. પે. ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ; મુંઆઈએક. અમદાવાદ.

---

## લેખનકળા કાપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

**કેળવણીખાતાના મે. ડિરેકટર સાહેબે મુમ્બઈ ઈલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનો શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોના- કદ તથા લખાણની ઢબની ગોઠવણ કરીને.. હાલ ચાલતી સર્વ કાપીબુકો કરતાં ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડીછે

સુગ્ન શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કાપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સુચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કાપીબુકોની સફાઇ ને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કાપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એકજ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રુજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કાપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘૂંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘૂંટવાની ને તેની નીચે બીજી લખવાની છે

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કાપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કાપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે; કારણ- કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે.

એ કાપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે ત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે અને ૨૦૦ કાપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કાપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો કસરાઈ થઈ

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને આસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું, તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે, પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ ૧ થી રૂ ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થતો નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| ૧ ... લીટી. | |
| ૧ ............................ ૩ | |
| ૨ ............................ ૮ | |
| ૩ ............................ ૧૫ | |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ સગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના સગી પા ભાગ ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦ અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦. તે ઉપરનાને માટે કહીને લખવું.

અંક ૧૨ મો. પુસ્તક ૩૭ મું.

# The Gujarat School-Paper

# ગુજરાત શાળા પત્ર.

ડિસેમ્બર સને ૧૮૯૮.

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી ).

અમદાવાદ.
યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

રા. રા. હરિલાલ મનસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેકટર તથા સેશન્સ જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટીના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મહૂમ રા. બા. ભોળાનાથ સારાભાઇ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેક્ટર અને સ્કૂલ કમિટીના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઇ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખસરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મહૂમ રા.રા.કવિ નર્મદાશંકર લાલશંકર, ગો૰તે૰ના ધર્મખાતાના માજી સેક્રેટરી,

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી, ડે. એ. ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઇ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે. એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઈ.
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા,ડે.એ.ઇ;ઝાલાવાડપ્રાન્ત,કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી,ડે. એ. ઇ;હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ,ઇ; સોરઠપ્રાન્ત કાઠિયાવાડ.
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની,બી.એ;ડે. એ.ઇ.પંચ મ. રેવા.
રા. સા. આર. એસ. તાંકી, બી. એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ સુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઇ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૰ હા૰ સ્કૂલના સેક્રિટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૰ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર.
રા. સા. ગોવિન્દ બલવન્ત લધારે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.
મુમ્બઈની જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપી બુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એ જ કોપી વાપરવી.

મે. ડૉક્ટર ટોમસ બ્લેની.
મે. કેખશરૂ નવરોજજી કાબરાજી
મે. અબ્દુલા મીરૂઅલી ધરમશી.
મે. ગણેશરામ નીલકંઠ નાડકરની.
મે. ગ્રેટન જીઅરી.
મે. પ્રોફેસર આર.જી. ઓકસનહામ,
મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ.

મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઇ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.
સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદગૃહસ્થોએ પસન્દ કરેલી અને સોમાં શ્રેષ્ઠ લેખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખડાવેલી.

| | |
|---|---|
| મે. રેવરન્ડ જે. શિલેડી. | મે. ભાનુશંકર નારણશંકર. |
| મે. મંછારામ ઘેલાભાઇ. | મે. હરિલાલ હુળજારામ ઘરુ |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નનુમીઆં બક્ષુમીઆં શેખ. |

પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ. માજી હે. મા. એલ્ફિન્સ્ટનહાઈસ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેક્ટર અને ગુજરાતકોલેજના માજીપ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સરજ. જી. પા. એ. ઇન્સ્ટિટયુશન, મુમ્બાઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ. હાઈ સ્કૂલ.
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પુના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિગ કોલેજ. અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી, બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બેહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈ સ્કૂલ
શેઠ હોરમજજી જંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર,
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખ૦ દુબાસ, બી. એ. કયુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો;
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાકયુલર સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રોઈના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારૂ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ. | મે. મંજલાલ પાનાચન્દ. |

મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાનો મતોઃ—રાસ્ત ગોફતાર, મુંબઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ, ગુજરાતી, ચન્દ્રદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેકટેટર, ગુજરાતમિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઇ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પૂગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને કયાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

નમુના

આદરજી કાવસજી માસ્તરની



દસ્કત શિક્ષક કોપી બુકોની

સ્ટીલપેનોના

| નં.૧ને૨. | નં.૩. | નં.૪. | નં.૫એ. | નં.૫બી | નં.૬એ. | નં.૬બી | નં.૭ને૮. |
|---|---|---|---|---|---|---|---|

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના ક-

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૩૭ મું. ડિસેમ્બર ૧૮૯૮. અંક ૧૨ મો.

## मास.

ચેટફિલ્ડ મેમોરિઅલ ફંડનો વખતે વખતનો હિસાબ આ પત્રમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. મધ્ય કમિટીના સેક્રેટરી સાહેબ જણાવે છે, કે પત્ર વ્યવહાર, ટપાલ ખર્ચ, છપામણી, વગેરેનો ખર્ચ બાદ કરતાં, તથા વ્યાજ ઉમેરતાં, અત્યાર સુધીમાં સુમારે તેર હજાર રૂપિયા એકઠા થયા છે. દુકાળ, મરકી, વગેરે આફતો ન હોત, તો એથી પણ વધારે રકમ જમા થાત. ઉપજેલી રકમમાંથી રૂ ૧૨૦૦૦) મુમ્બઈની યુનિવર્સિટીને સ્વાધીન કર્યા છે. તેના વ્યાજમાંથી પ્રાથમિક શિક્ષકોના દીકરા દીકરીઓ પૈકી જે સૌથી ઊંચે નમ્બરે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થઈ યુનિવર્સિટીની કેળવણી લે તેને મિ. ચેટફિલ્ડના નામથી અભ્યાસ પૂરો કરતા સુધી દર માસે રૂ ૨૪) ની સ્કોલરશિપ આપવાનો, અને જે શુદ્ધ દેશી માબાપની દીકરી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં સૌથી ઊંચે નમ્બરે પાસ થાય તેને રૂ ૧૦૦)નું ઇનામ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. આ રીતે ગોઠવણ કરતાં સુમારે હજાર રૂપિયા બાકી રહે છે, તેની સરકારી લોન ખરીદી તેની સમ્ભાળ પૂના, અમદાવાદ, કે ધારવાડ પૈકી જે મ્યુનિસિપાલિટી કબૂલ કરશે તેને સોંપવામાં આવશે. એ લોનના વ્યાજની ઉપજ વારા ફરતી પૂના, અમદાવાદ, ધારવાડ, અને સિન્ધ હૈદરાબાદની ટ્રેનિંગ કોલેજોની ત્રીજા વર્ષની વાર્ષિક પરીક્ષામાં પહેલે નમ્બરે પાસ થનાર વિદ્યાર્થીને ચેટફિલ્ડ સાહેબના નામથી ઇનામ આપવામાં ખર્ચાશે. એટલે એક વરસ પૂનામાં, બીજે વરસે અમદાવાદમાં, ત્રીજે વરસે ધારવાડમાં, ચોથે વરસે હૈદરાબાદમાં, એમ વારા ફરતી ઇનામ આપવામાં આવશે.

અને મેલ અને ફિમેલ ટ્રેનિંગ કાલેજો ગણીએ, તો દરેક કાલેજનો ૬ર ૭ વરસમાં એક વખત વારા આવશે. આ મુદત બહુ લાંબી છે, માટે કમિટી વિનતિ કરે છે, કે મિ. ચેટફિલ્ડને ચહાનારા, અને વિશેષે કરી પ્રાથમિક શિક્ષકો, કાંઇક વધારે રકમ ભરી દરેક કાલેજમાં વધારે ટૂંકી મુદતે ઇનામ આપવાની જોગવાઇ થાય એમ કરશે. મિ. ચેટફિલ્ડે પ્રાથમિક શિક્ષકો ઉપર પુષ્કળ ઉપકાર કર્યા છે, અને ઉપરની હકીકતથી જણાયું હશે, કે તેમની યાદગીરી માટે ભરાયલી રકમનો મ્હોટો ભાગ પણ પ્રાથમિક શિક્ષકો અને તેમનાં બાળકોના લાભમાં ખર્ચાવાનો છે. તો અત્યાર સુધીમાં બતાવેલો ઉત્સાહ મન્દ કરી ન નાંખતાં દરેક પ્રાન્તના પ્રાથમિક શિક્ષકો હજી વધારે રકમ ભરશે એમ આશા રાખવામાં આવે છે. ન્હાના શિક્ષક આઠ આઠ આના, અને મ્હોટા શિક્ષક એક એક રૂપિયો ભરશે તોપણુ બસ થશે.

---

સુમારે બે વરસ ઉપર પૂનામાં ખેતીના શિક્ષણને લગતું કાન્ફરન્સ ભરાયું હતું, તેનો હેવાલ અને ઠરાવો હમે આ પહેલાં આપ્યા છે. એ ઠરાવો હિન્દ સરકાર તરફ જતાં, તેના જવાબમાં તે સરકાર મુમ્બઈ સરકારને લખે છે કે, " ખેતીની કેળવણીના સમ્બન્ધમાં હિન્દના બીજા ભાગો કરતાં મુમ્બઈ ઇલાકો આગળ વધેલો છે, અને એ કેળવણીને કેમ વધારવી તે હિન્દ સરકાર સ્થાનિક સરકારના હાથમાં રહેવા દે છે."

---

આ ઇલાકાની પ્રાથમિક નિશાળોના ઉપયોગ સારૂ ખેતીવાડી ખાતા તરફથી એક સારૂં ખેતીનું પુસ્તક ઇંગ્રેજીમાં લખાયું છે તે હાલ છપાય છે. તે છપાઈ રહેથી તેનો દેશી ભાષાઓમાં તરજુમો થઈ નિશાળોમાં ચાલશે.

---

મુમ્બઈમાં વિક્ટોરિયા જ્યૂબિલી ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટ નામે એક મ્હોટી ઉદ્યોગ શાળા છે તેથી હમારા વાંચનાર વાકેફ હશે. સને ૧૮૯૬-૯૭ ના રિપોર્ટમાંના પ્રિન્સિપલ સાહેબ જણાવે છે, કે તેમના હાથ નીચે શીખેલા વિદ્યાર્થીઓ પૈકી ૮૫ જણ નીચેને પગારે ધન્ધે લાગ્યા છે:—

મિકેનિકલ ઇજનેર તરીકે.

| નોકરોની સંખ્યા | પગાર રૂ. |
|---|---|
| ૧ ... ... ... | ૨૫૦ |
| ૧ ... ... ... | ૧૮૧ |
| ૨ ... ... ... | ૧૫૦ |
| ૨ ... ... ... | ૧૨૫ |
| ૧ ... ... ... | ૧૨૦ |
| ૧ ... ... ... | ૧૧૫ |
| ૭ ... ... ... | ૧૦૦ |
| ૧ ... ... ... | ૯૦ |
| ૧ ... ... ... | ૮૫ |
| ૫ ... ... ... | ૮૦ |
| ૮ ... ... ... | ૭૫ |
| ૧ ... ... ... | ૬૫ |
| ૧૨ ... ... ... | ૬૦ |
| ૧ ... ... ... | ૫૫ |
| ૬ ... ... ... | ૫૦ |
| ૧ ... ... ... | ૪૫ |
| ૪ ... ... ... | ૪૦ |
| ૩ ... ... ... | ૩૫ |
| ૭ ... ... ... | ૩૦ |
| ૧ ... ... ... | ૨૫ |
| ૨ ... ... ... | ૨૦ |

કાપડનાં કારખાનાંમાં.

| નોકરોની સંખ્યા | પગાર રૂ. |
|---|---|
| ૧ ... ... ... | ૩૦૦ |
| ૧ ... ... ... | ૨૫૦ |
| ૧ ... ... ... | ૧૧૮ |
| ૧ ... ... ... | ૧૦૦ |
| ૧ ... ... ... | ૮૦ |
| ૩ ... ... ... | ૭૫ |
| ૧ ... ... ... | ૬૫ |
| ૧ ... ... ... | ૬૦ |
| ૧ ... ... ... | ૫૫ |
| ૪ ... ... ... | ૫૦ |
| ૨ ... ... ... | ૩૦ |

ઉપરના આંકડાથી જણાશે, કે આ કૉલેજમાં પાસ થયેલા મિકેનિકલ ઇજનેરને દર માસે સરેરાશ રૂ. ૭૧), અને વધારેમાં વધારે રૂ. ૨૫૦) મળે છે, અને કાપડનું કામ કરનારનો સરેરાશ પગાર રૂ. ૮૯), અને વધારેમાં વધારે પગાર રૂ. ૩૦૦) છે. હલકી સરકારી નોકરી

મારે ફાંફાં મારવા કરતાં ઉદ્યોગની કેળવણી લઈ તેમાં પડવું એ વધારે લાભકારી છે.

---

ઉત્તર ભાગમાં અપાતી શારીરિક કેળવણીના સમ્બન્ધમાં એ ભાગના ઇન્સ્પેક્ટર સાહેબ પોતાના રિપોર્ટમાં લખે છે કે—

"ઉત્તર ભાગની સઘળી સરકારી હાઈ સ્કૂલોમાં સારી ક્રિકેટ ક્લબો છે, અને એ નિશાળોના છોકરાઓ ક્રિકેટ રમે છે. દેશી રાજ્યો ખાતે પાલણપુર અને નાંદોદની હાઈસ્કૂલોમાં ક્રિકેટ ક્લબો છે. અમદાવાદ અને સુરતની મિશન હાઈસ્કૂલોના વિદ્યાર્થી પણ ક્રિકેટ રમે છે. વળી ઉપરની બધી હાઈસ્કૂલોમાં કસરત અને લશ્કરી ડ્રિલ નિયમિત રીતે શિખવાય છે. અમદાવાદની પુરુષોની ટ્રેનિંગ કૉલેજમાં અને સાદરાની સ્ટેટ કૉલેજમાં ઉત્તમ કસરત શાળાઓ છે, અને ત્યાંના વિદ્યાર્થીઓને ઘણી સમ્ભાળથી કસરત શિખવવામાં આવે છે. લોકલ બોર્ડની ઘણી મ્હોટી નિશાળોમાં, તેમ જ અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત, પંચ મહાલ, અને થાણા જિલ્લાની મ્યુનિસિપલ પ્રાથમિક શાળાઓમાં કસરતનો સાદો સામાન આપવામાં આવ્યો છે, અને તે નિશાળોના હેડ માસ્તરો નિયમિત રીતે કસરત શિખવે છે. પાલણપુર, મહીકાંઠા, અને રાજપીપળાની પણ ઘણી નિશાળોમાં કસરત શાળાઓ છે. જે નિશાળોમાં કસરતનો સામાન આપ્યો નથી ત્યાંના છોકરા દેશી રમતો રમે છે. કેટલીક નિશાળોમાં સાદી ડ્રિલ પણ ચાલે છે."

---

ઈંગ્લન્ડની શાળાઓના મુખ્ય ઇન્સ્પેક્ટર મિ. શાર્પ હાલમાં જ પેનશન પર ગયા છે. તેમણે જે છેલ્લો વાર્ષિક રિપોર્ટ લખ્યો છે, તેમાં પોતાના ૪૧ વર્ષના કેળવણીના અનુભવ ઉપરથી હાલમાં જે ખામીઓ માલૂમ પડે છે તે જણાવી છે. આટલાં વરસના દરમ્યાનમાં ઈંગ્લન્ડની કેળવણીમાં ઘણો વધારો અને સુધારો થયો છે એમ તે કબૂલ કરે છે, છતાં જેટલો વધારો થયો છે તેટલાથી તેમને સન્તોષ લાગતો નથી. તે જણાવે છે, કે બાળકો નિયમિત રીતે નિશાળે હાજર નહિ થવાથી,

શિક્ષણ કાચું અપાયાથી, માબાપો બેદરકાર, અને બાળકોની કમાઈ વડે પૈસા પેદા કરવાની લાલચવાળાં હોવાથી, અને તેવાં બીજાં કારણોથી ૯૭ ઘણો શ્રમ અને ઘણું ખર્ચ વ્યર્થ જાય છે. બાળકોને નિશાળ છોડયા પછી પોતાનો અભ્યાસ વધારવાનો કે પોતાની બુદ્ધિ યા નીતિની ઉન્નતિ કરવાનો શોખ ઉત્પન્ન થયેલું જણાતું નથી. મિ. શાર્પ ધારે છે, કે પ્રાથમિક નિશાળો પૈકી બાળ શાળાઓની ગોઠવણ ઘણી સારી થઈ છે, પરન્તુ તેમાં એ કેટલોક સુધારો કરવા જેવું છે. બાળકો પોતાની મેળે કામ કરે, તેમની શોધક બુદ્ધિ વધે, તેમને સ્લેટો અને ચોપડીઓના જુલમમાંથી મુક્ત કરવામાં આવે, અને આસિસ્ટંટ શિક્ષકો વધારે આવડવાળા અને ચતુર થાય, એવા ઉપાયોની જરૂર છે.

---

મિ. શાર્પ બાળકોને સારી માનસિક કેળવણી નહિ પડવાનાં કારણો નીચે મુજબ ગણાવે છેઃ—

(૧) વર્ગો ઘણા મ્હોટા હોય છે.

(૨) જે વિષયો શિખવાય છે, તેમની વચ્ચે સમ્બન્ધ હોતો નથી.

(૩) મ્હોટું શિક્ષણ ઘણું ચાલે છે.

(૪) ઓછે પગારે અધૂરી કેળવણીવાળા શિક્ષકો રાખવામાં આવે છે.

---

# मरकी.

થોડા વખત ઉપર મદ્રાસના એક ગૃહસ્થે મરકી વિષેના સારામાં સારા નિબન્ધ માટે રૂ. ૫૦) નું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું. સુમારે પચાસ નિબન્ધ આવ્યા હતા, તે તપાસવાને ત્રણ ડૉકટરોની કમિટી નીમી હતી. કમિટીએ મલબાર પ્રાન્તમાં નિલમ્બરના ડૉકટર પી: કરૂણાકર મેનનનો નિબન્ધ ઇનામ લાયક ગણ્યો છે. એ નિબન્ધ મુમ્બઈ ગેઝેટમાં પ્રસિદ્ધ થયો છે, તે ઉપરથી તેનો મુખ્ય સાર અત્રે આપીએ છીએ. ગુજરાતના કેટલાક ભાગમાં મરકી ચાલે છે, અને બાકીના તેનો ભય રાખે છે, તેવે પ્રસંગે આપણે કેમ વર્તવું એ જાણવાની જરૂર છે.

નીચે આપેલા સારથી આ પત્રના વાંચનારને તથા તેમના સમ્બન્ધમાં આવતા લોકોને લાભ થશે એવી આશા રાખીએ છીએ. શિક્ષકો પોત પોતાના ગામના લોકોને આ બાબતની માહિતી આપશે તો ઘણો લાભ થશે.

## ૧. મરકી શું છે, અને તે કેમ ઓળખાય?

ચેપ લાગ્યા પછી દસ દિવસ સુધીમાં ગમે ત્યારે મરકીનાં ચિહ્નો જણાઈ શકે છે. દરદીને અસ્વસ્થતા જણાય છે, અને હાડકાં, બરડો, અને કમ્મરમાં દુખાવો થાય છે. એકદમ ભારે તાવ આવે છે, મગજ સુસ્ત થાય છે, આંખનો ધોળો ભાગ લાલ થાય છે, જીભના વચલા ભાગ પર ધોળી છારી વળે છે, અને તેની કોર લાલ રહે છે. દરદી ધીમે અનિશ્ચિતપણે બોલે છે, અને કોઈ વખત ગુસ્સામાં જવાબ દે છે. પછી પગના ઉપલા ખૂણામાં, બગલમાં, કે જડબા પાછળ, અથવા તે બધી જગાએ ગાંઠો દેખા દે છે. આથી મરકીને ગાંઠીઓ તાવ કહે છે. કોઈ વખત દરદી એટલો જલદી ગુજરી જાય છે, કે ગાંઠો નીકળવા જેટલો વખત પણ રહેતો નથી. કોઈ વખત દરદની ફેફસાં ઉપર અસર થઈ ન્યુમોનિયા (શૂળ) થાય છે ત્યારે પણ ગાંઠો દેખાતી નથી. રોગ એટલો ભયંકર છે, કે દર સો દરદીમાંથી આશરે એંશી મરે છે. દરદ થયા પછી સાધારણ રીતે ત્રણ દિવસમાં મોત થાય છે. દરદીના શરીરમાં, અને મુખ્યત્વે કરીને ગાંઠની નજીકના ભાગમાં, જન્તુ હોય છે તેથી રોગ થાય છે. આ જન્તુઓ બહુ જ થોડા વખતમાં ઘણા વધી જાય છે, અને તેમનામાંથી એક જાતનો ઝેરી પદાર્થ નીકળે છે તેથી મરકીનાં ચિહ્નો જણાવા લાગે છે. ગન્દી જમીન, બહુ વસ્તીવાળી સાંકડી ગલીઓ, હવા બરાબર આવે નહિ એવાં મકાનો, એથી મુખ્યત્વે કરીને મરકીને પુષ્ટિ મળે છે. પાણી દ્વારા ચેપ જાય છે કે કેમ એ હજી શક પડતું છે, પણ કદાચ તે મારફત ચેપ પસરતો હોય એમ માનવા જેવી કેટલીક હકીકત જોવામાં આવી છે. ચેપી પદાર્થ કપડાંને વળગી રહે છે એ નિઃશંક છે. ઉંદરોને ચેપ વધારે જલદી લાગે છે, તેથી તેઓ ચેપવાળા ઘરમાંથી આસપાસનાં ઘરોમાં ચેપ લઈ જાય છે. વરસાદની ચેતવણી જેમ બેરોમિટરથી મળે છે, તેમ મરકીની ચેતવણી ઉંદરોથી મળે છે.

## ૨. મરકીની સામે કેવી રીતે થવાય?

રોગ મટાડવા કરતાં તેને અટકાવવો એ વધારે અગત્યનું છે. મરકી અટકાવવાના ત્રણ રસ્તા છે; (અ) ઘરની સ્વચ્છતા, (બ) જાતની સ્વચ્છતા, (ક) રસી મૂકાવવી.

### (અ) ઘરની સ્વચ્છતા.

(૧) દરેક ઘરને બરાબર સ્વચ્છ કરવું, એટલે, સઘળું ખાતર, ગન્દું પાણી, ઢોરોનું ધોવરામણ, અને દરેક પ્રકારનો કચરો દૂર કરવો.

(૨) એ રીતે સ્વચ્છ કર્યા છતાં ભોંય તળીઉં ભેજવાળું અને ગન્ધાતું રહેતું હોય, તો કોરી જમીન આવે ત્યાં સુધી તેને ખોદી કાઢવું.

(૩) એ રીતે ખોદી કાઢેલી ભેજવાળી માટી ગામથી દૂર લઈ જવી, અને ખાતર તરીકે ખેતરમાં વાપરવી; અને સ્વચ્છ જગાએથી કોરી માટી લાવી ઘરમાં પૂરવી.

(૪) ઘરની અન્દરનો અને બહારનો બધો ભાગ ચૂનાથી ધોળી નાંખવો. બહારનો ભાગ ધોળાવવા જેટલા પૈસા ન હોય, તો ઓછામાં ઓછો અન્દરનો ભાગ તો ધોળાવવો જ જોઇએ.

(૫) સુવાના ઓરડામાં લુગડાંની ગાંસડીઓ કે બીજી વસ્તુઓ ટંગાવી કે ભરી રાખવી નહિ.

(૬) બારી બારણાં અને તેટલો વખત ઉઘાડાં રાખવાં કે ખુલ્લી હવા ઘરમાં આવી શકે.

(૭) ઘરમાં જાજરૂ હોય તો તે ઓછામાં ઓછો દિવસમાં બે વખત સાફ કરાવવો, અને મેલું પડી રહેવા દેવું નહિ.

(૮) ઘરની ખાળો વગેરે દિવસમાં બે વાર સાફ કરાવવી.

(૯) ઢોરનાં મૂતરના ખાડા વગેરે દર રોજ સાફ કરાવવા.

### (બ) જાતની સ્વચ્છતા.

(૧) શરીર અને કપડાં બહુ જ સ્વચ્છ રાખવાં. શરીર નબળું હોય તો ગરમ પાણીએ ન્હાવું.

(૨) ખોરાક સાદો પણ પુષ્ટિકારક અને સારી જાતનો વાપરવો.

(૩) ઝાડો કરે એવાં સઘળાં શાક, પાંદડાં, કે ફળનો ત્યાગ કરવો.

(૪) બહુ મોજ શોખ કરવો નહિ, મોડી રાત સુધી જાગવું નહિ, ભીનામાં કે શરદીમાં રહેવું નહિ, અને રોજના દારૂ પીનારે પણ તે બહુ પીવો નહિ.

(૫) વાસી ખોરાક ખાવો નહિ. ખોરાક ઢાંકેલો રાખવો, અને તે ઉપર માંખીઓ બેસવા દેવી નહિ. શાક પાંદડાં કાચાં (રાંધ્યા વિના) ખાવાં નહિ. રાંધતા પહેલાં તેમને ઉકાળીને સ્વચ્છ કરેલા પાણીમાં સારી પેઠે ધોવાં. મીઠાના (લુણના) ઉપયોગમાં કંજુસાઈ કરવી નહિ, પણ બેચેની કે અકરાં થાય તેટલું ખારું તે લેવું નહિ.

(૬) બગાડવાળું પાણી ઘરમાં રાખવું જ નહિ. જે સ્વચ્છમાં સ્વચ્છ પાણી મળી શકે તેનો જ ઉપયોગ કરવો.

(૭) દૂધ, અને પીવાનું તથા મ્હો ધોવાનું પાણી વાપરતા પ્હેલાં ઉકાળવું.

(૮) ઊંદર મરવાથી કે બીજી રીતે જે ઘરમાં ચેપ દાખલ થયેલો જણાય તે ઘર તરત છોડવું, અને બીજી સારી જગાએ જઈ રહેવું.

(૯) જે માણસને હાથ, પગ, કે શરીરના બીજા ઉઘાડા ભાગ ઉપર કાપા કે ઉઝરડા પડ્યા હોય, તેણે મરકીના દરદીની ચાકરીમાં રહેવું નહિ. એમ છતાં જો રહેવું જ પડે, તો કાપા કે ઉઝરડાવાળા ભાગને ઢાંકી રાખવા, અને દરદીની પાસેથી થોડી વાર બહાર જવાનું થાય, ત્યારે તે ભાગને જન્તુ નાશક દવાથી ધોવા. એવી જન્તુ નાશક દવા ડૉકટરો પાસેથી મળી શકશે. મરકીના દરદીની ચાકરીમાં રહેનાર માણસોએ ઉઘાડે પગે ન ચાલતાં જોડા પહેરી રાખવા એ સલામતી ભરેલું છે.

## (૬) રસી મૂકાવવી.

બધા લોક જાણે છે, કે બળીઆના રોગથી બચવાને બળીઆ ટંકાવવા એ ઉત્તમ ઉપાય છે. મરકીની રસી મૂકાવવાનું કારણ પણ એ જ છે. પ્રોફેસર હાફકીને ખાસ તૈયાર કરેલી જરા રસી પોલી સોયવાટે માણસની બાજૂમાં કે હાથ ઉપરની ચામડીમાં દાખલ કરવામાં આવે છે. સોય ફક્ત ચામડીમાં જ પેસે છે, માંસ કે હાડકા સુધી પહોંચતી નથી, તેથી માત્ર જરા કાંટો લાગ્યા જેવું ભાસે છે. એ રીતે રસી દાખલ કરવાથી જરા તાવ આવે છે, પણ તેથી કંઈ ભય થતું નથી. બે દિવસ થોડો તાવ આવે છે, અને રસી મૂકેલી જગાએ જરા દૂખે છે. થોડા દિવસ

ગયા પછી બીજી વાર જરા વધારે રસી ત્રીજી તરફની બાજૂ કે હાથમાં મૂકવામાં આવે છે. ત્યાર પછી પણ તેવાં જ ચિહ્નો થાય છે, પરન્તુ ઘણું કરીને તે પ્રથમના વખત કરતાં વધારે નરમ હોય છે. બળીઆની પેઠે મરકીના સમ્બન્ધનો અનુભવ પણ એવો છે, કે જેને એક વાર મરકી થઈ હોય તેને ઘણું કરીને બીજી વાર થતી નથી. રસી મૂકાવવાની તેની જ અસર છે; એટલે, રસી મૂકાવનારને ઘણું કરીને મરકીનું દરદ થતું નથી, અને કદી થાય છે તો માણસ ઘણું કરીને સાજો થાય છે. આ રીતે ઘણા માણસો રસી મૂકાવે છે ત્યારે મરકીના જન્તુઓને ખોરાક ન મળવાથી તેમનો પોતાની મેળે જ નાશ થાય છે, અને તેથી મરકી નાબૂદ થવા પામે છે. જ્યાં જ્યાં રસીનો ઉપયોગ કરવામાં આવ્યો છે ત્યાંના આંકડાથી એ વાત સાબીત થાય છે. થોડા માસ ઉપર ધારવાડ જિલ્લાના હુબલી નામના કસબામાં ઘણી ભયંકર મરકી ચાલતી હતી. એ કસબાની દક્ષિણ મહારાષ્ટ્ર સ્પિનિંગ અને વિવિંગ કંપનીની સુતરની મિલમાં ૧૧૭૩ માણસો કામે લાગેલાં હતાં, તે પૈકી તા. ૨૧ જૂન સન ૧૮૯૮ સુધીમાં ૧૦૪૦ માણસોએ બે વાર, અને ૫૧ એ એક વાર રસી મૂકાવી હતી, અને ૭૫ જણે રસી મૂકાવવાની ના પાડી હતી. ત્યાર પછી ત્રણ મહિને એ લોકોમાં મરકીનાં કારણથી થએલાં મોતની સંખ્યા નીચે પ્રમાણે માલૂમ પડી હતીઃ—

| | | મોતની સંખ્યા. |
|---|---|---|
| ૧૦૪૦ | બે વાર ટંકાવેલાં માણસોમાંથી | ૨૨ |
| ૫૧ | એક વાર ટંકાવેલાં માણસોમાંથી | ૮ |
| ૭૫ | નહિ ટંકાવેલાં માણસોમાંથી | ૨૦. |

એટલે, જે ૧૦૪૦ માણસોએ બે વાર રસી મૂકાવી હતી, તેમણે તે બિલકુલ ન મૂકાવી હોત, તો આ હિસાબે તેમનામાંથી ૨૨ ને બદલે ૨૭૬ માણસો મોતને શરણ થાત.

વળી ધારવાડ શહેરમાં તા. ૨ જી સપ્ટેમ્બર ૧૮૯૮ સુધીમાં ૨૮,૧૬૦ માણસોએ બે વાર રસી મૂકાવી હતી તેમાંથી માત્ર ૨૦ જ જણને પછી મરકી થઈ હતી; ૮૦૩૬ માણસોએ એક વાર રસી મૂકાવી હતી તેમાંથી ૧૨ જણને મરકી લાગી હતી; અને ૧૦૧૪ માણસોએ રસી બિલકુલ

નહિ મૂકાવેલી તેમાંથી ૩૯૩ જણને મરકી લાગુ પડી હતી.* એટલે, એ પ્રમાણે જે ૭૭૧૯૬ માણસોએ એક અથવા બે વાર રસી મૂકાવી, તેમણે તેમ ન કર્યું હોત, તો કદાચ તેમનામાંથી ફક્ત ૩૨ ના બદલામાં ૧૪૩૯૪ માણસોને મરકી લાગુ પડત.*

રસી મૂકાવવાથી જિન્દગીને કાંઈ જ જોખમ થતું નથી; માત્ર એક બે દિવસ સુધી થોડો તાવ આવે છે અને હાથમાં દુખાવો થાય છે. આટલે થોડે દુઃખે મરકી રૂપી રાક્ષસથી બચવાને કોણ પસન્દ નહિ કરે?

રસી મૂકાવવાથી પછી ક્વચિત જ મરકી લાગુ પડે છે, એ કારણથી સરકારે પણ ઠરાવ કર્યો છે કે—

(૧) રસી મૂકાવેલા માણસને પોતાને મરકી થાય તો જ તેને અન્ય

---

* ઉપરનું લખાયા પછી ધારવાડમાં સખત મરકી ચાલવાથી વસ્તી ઘટી ગઈ છે. તા. ૪થી નવેમ્બર ૧૮૯૮ સુધીના આંકડા તા. ૨૪થી નવેમ્બરના સરકારી ગઝેટમાં આપ્યા છે તે નીચે મુજબ છેઃ—

| | હાલની વસ્તી. | મરકી જેને થઈ તે સંખ્યા. | મોતની સંખ્યા. |
|---|---|---|---|
| બે વાર રસી મૂકાવેલા | ૬૫૫૭ | ૧૭ | ૪ |
| એક વાર રસી મૂકાવેલા | ૨૦૭૪ | ૧૦૬ | ૩૭ |
| રસી નહિ મૂકાવેલા | ૩૦૮૯ | ૧૧૧૮ | ૮૭૫ |

આ આંકડાથી પણ રસી મૂકાવવાનો ફાયદો સમજાય છે.

* થોડા દિવસ ઉપર મુમ્બાઈમાં ડોકટર કાત્રકે ભાષણ આપ્યું હતું, તેમાં તે પણ પોતાના જાતિ અનુભવથી રસી મૂકાવવાના ફાયદા ગણાવે છે. તે કહે છે, કે રસી મૂકાવવાથી સેંકડે ૯૮ વા ૯૯ માણસોના જીવ બચે છે. રસીથી શરીરમાં પાછળ કાંઈ માઠી અસર રહેતી નથી. અનુભવથી એમ જણાયું છે, કે રસી નહિ મૂકાવેલાં માણસો મરી ગયાં છે, ત્યારે તે જ ઘરમાં રહેતાં રસી મૂકાવેલાં માણસો બચ્યાં છે. રસીની અસર શરીરમાં ૭ માસ સુધી પહોચે છે, એટલે ગઈ સાલ મૂકાવેલી રસીથી હાલ બચાવ થતો નથી. ૭ માસ વીતી ગયા પછી ગામમાં ફરી મરકી દેખા દે, તો રસી ફરી મૂકાવવી. રસી મૂકાવતા પહેલાં શરીરમાં કાંઈ રોગ હોય તો ડોકટરને પૂછવું.

સ્થળે લઈ જવો, તે વિના તેને લઈ જવો નહિ. મરકીવાળાં ઘરનો તો તેણે પણ ત્યાગ કરવો જોઈએ.

(૨). રસી મૂકાવેલાં માણસોને મુસાફરીમાં રોકવામાં આવશે નહિ; તેમનાં કપડાં માત્ર જન્તુ નાશક પદાર્થથી ધોવામાં આવશે.

### ૩. મરકી વધતી અટકાવવાને સરકારે યોજેલા ઉપાય.

મરકીના જન્તુ જમીનમાં રહેતા માનવામાં આવે છે, એટલે શરૂમાં તો એ રોગ અમુક સ્થળ સાથે જ સમ્બન્ધ રાખે છે. ઊંદરો, કપડાં, ચેપવાળાં માણસો, વગેરેથી રોગ એક સ્થળેથી બીજે સ્થળે જાય છે. તેથી કોઈ પણ સ્થળમાં પહેલો જે દરદી આવે તે જાણવાનો ઉપાય કરવો જોઈએ, કે દરદ ગામમાં પ્રસરતું અટકાવવાનો ઈલાજ થઈ શકે. આજ કારણથી મરકીવાળા ઘરનાં રસી નહિ મૂકાવેલાં માણસોને અમુક મુદત સુધી અન્ય સ્થળે લઈ જઈ રાખવામાં આવે છે, અને દરદીને ઇસ્પિતાલમાં લઈ જવામાં આવે છે, કે તેના દરદનો ઉપાય થાય. વળી મરકીના જન્તુઓનો નાશ થવા માટે ઘરોને ધોઈ સાફ કરી કેટલીક મુદત સુધી ખાલી રાખવામાં આવે છે. ઉપર કહ્યું કે મરકીના જન્તુઓ ચેપવાળા માણસને અને કપડાંને વળગે છે. આ કારણથી જન્તુ નાશક દવાથી કપડાંને ધોવામાં કે ઉકાળવામાં આવે છે. જન્તુને નાશ કરવાનો ઉત્તમ ઉપાય ગરમી છે, તેથી મૂલ્ય વિનાના પદાર્થોને બાળી દેવામાં આવે છે. જે મિલકતનો નાશ થાય તેને માટે સરકાર તરફથી વળતર આપવાનો પણ નિયમ કરેલો છે. મુસાફરી કરતાં માણસોને અમુક અમુક સ્થળે ડૉક્ટરો તપાસે છે, અને ચેપવાળાં સ્થળોથી આવેલાં માણસોએ દસ દિવસ સુધી ડૉક્ટરને નાડ બતાવવાની હોય છે. આવી જાતના ઉપાયોથી એવી આશા રાખવામાં આવે છે, કે ગામમાં આવતો મરકીનો પહેલો દરદી પકડાય, અને તેથી તે તરત દાબી દઈ ગામમાં પ્રસરતી અટકાવાય.

### ૪. લોકો સરકારને કેવી રીતે મદદ કરી શકે ?

મરકી રોકવાથી અને નાબૂદ કરવાથી આખા જન મંડળને લાભ છે, માટે દરેક માણસને ઘટે છે, કે તેણે પોતાથી જે કાંઈ બની શકે તે મદદ આપવી. ધારે તો દરેક ગામના લોકો ન્હાની ન્હાની કમિટીઓ બનાવી

ગામના દરેક લત્તાની તપાસ રાખી શકે. એવી કમિટીઓ નીચેનાં કામ કરી શકે:—

(૧) મરકીના દરદી ખોળી કાઢી તેમને ઇસ્પિતાલમાં મોકલવા.

(૨) મરકીવાળાં ઘરને ખાલી કરાવવાં, અને તેમાં રહેતાં માણસોને બીજી તનદુરસ્ત જગાએ લઈ જઈ રાખવાં, તથા તેમને રસી મૂકાવવી.

(૩) ઘરોને સાફ કરાવવાં.

(૪) મરકી થઈ હોય તેની નજીકના લત્તામાં રસી મૂકાવવાના કામને ઉત્તેજન આપવું.

આ પ્રમાણે સરકારને મદદ આપીશું, તો તેથી આપણી જ જાતને લાભ થવાનો છે. એટલું ધ્યાનમાં રાખવાનું છે, કે દરદીઓને સરકારી ઇસ્પિતાલમાં લઈ જવાનો અથવા તેમને ઇંગ્રેજી દવા પાવાનો સરકાર બિલકુલ આગ્રહ કરતી નથી. દરેક જાતને પોતાની દવા શાળા કાઢવાની અને ગરજી હોય તો વૈદ્યો કે હકીમોની દવા લેવાની સરકારે પૂર્ણ છૂટ મૂકી છે. સ્ત્રીઓને તપાસવાને સ્ત્રી ડોક્ટરો પણ રાખવામાં આવે છે. આ પ્રમાણે આ દુઃખના વખતમાં મરકી અટકાવવાને તથા તેને નાબૂદ કરવાને સરકાર બનતા સઘળા ઉપાયો યોજે છે, તેમાં વફાદાર પ્રજા તરીકે આપણા સઘળાની ફરજ છે, કે આપણાથી થાય તેટલી મદદ કરવી. એથી આપણા જ લોકોને ફાયદો છે, અને પરમાર્થ સાથે સ્વાર્થ સધાય છે.

---

# वाक्य रचना अने निबन्ध.

( ચાલુ પાને ૩૩૦ થી. )

## પ્રકરણ ૧૫ મું.

### વિધાનપક્ષનો વધારો કરનાર શબ્દો—વિભક્તિવાળા શબ્દો.

નામ, સર્વનામ, કૃદન્ત આદિને વિભક્તિના પ્રત્યય લાગીને તે પણ ક્રિયાવિશેષણ જેવા રીત, કાળ, સ્થળ, હેતુ, કારણ, વગેરેના સમ્બન્ધ બતાવે છે, અને વિધાન પક્ષનો વધારો કરે છે.

### પ્રત્યય વિનાનું રૂપ*

| | |
|---|---|
| તે સુરત ગયો છે. | સ્થળ બતાવે છે. |
| આ વેળા તેને ઘણી શરમ લાગી. | વખત બતાવે છે. |
| તે રોજ કલાક ઊંઘે છે. | વખતનું માપ બતાવે છે. |
| બળદ ગાઉ ચાલ્યો. | અન્તર બતાવે છે. |
| આપણે ઊજાણી જઈએ. | હેતુ બતાવે છે.+ |

### ત્રીજી વિભક્તિ.

| | |
|---|---|
| તેણે ગોળીએ વાઘ માર્યો.<br>આપણે પગે ચાલીએ છીએ. | કરણ (સાધન) બતાવે છે. |

---

* પ્રત્યય વિનાના રૂપને કોઈ ગુજરાતી વૈયાકરણો પહેલી, અને કોઈ બીજી વિભક્તિ કહે છે. મૂળની સંસ્કૃત ભાષામાં સ્થળ, કાળ, આદિ બતાવવાનું કામ બીજી વિભક્તિ કરે છે; જેમકે—

विदर्भान् अगमन्=તેઓ વિદર્ભે ગયા.

योजनशतं गन्तुम्=સો યોજન જવાને.

षड् उच्छ्रितो योजनानि=છ યોજન ઊંચો.

स संवत्सरं ऊर्ध्वो ऽतिष्ठत्=તે (એક) વરસ ઊભો રહ્યો.

गत्वा त्रीन् अहोरात्रान्=ત્રણ દિવસ રાત મુસાફરી કરીને.

तेन एताम् रात्रिं सह आजगाम=તેની સાથે તે એ રાતે આવ્યો.

याम् अस्य दिशम् दस्युःस्यात्=જે દિશાએ તેનો શત્રુ હોય.

सीता च अन्वेतु माम् वनम्=સીતા મ્હારી જોડે વન આવે.

(વ્હિટ્ને કૃત સંસ્કૃત વ્યાકરણ.)

બીજી વિભક્તિના સંસ્કૃત પ્રત્યયનો ગુજરાતીમાં આવતાં લોપ થયો છે. એટલે, ઇતિહાસ દૃષ્ટિએ જોતાં આવે પ્રસંગે ગુજરાતીમાં પ્રત્યય રહિત રૂપને બીજી વિભક્તિ કહેવી એ વધારે વાજબી છે. ઇંગ્રેજીમાં પણ આવે પ્રસંગે પ્રત્યય રહિત રૂપને સ્થળ, કાળ, ઇત્યાદિ દર્શક બીજી વિભક્તિ કહે છે.

\+ ઊજાણી શબ્દ સં. उद्यान—પ્રા. उज्जाण (=વાડી, બાગ) માંથી નીકળ્યો છે, એટલે "ઊજાણી જવું" એનો વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ "વાડી જવું" એમ થાય છે. આ રીતે વ્યુત્પત્તિ જોતાં "ઊજાણી જવું" એમાં હેતુ બતાવનાર નહિ, પણ સ્થળ બતાવનારે બીજી વિભક્તિ માલૂમ પડે છે.

| | |
|---|---|
| તાવે ઘણાં માણસ મરે છે. | કારણ બતાવે છે. |
| તે જાત્રાએ ગયો છે. | હેતુ અથવા પ્રયોજન બતાવે છે. |
| રાજા બસેં ઘોડે આવ્યો. | સાહિત્ય બતાવે છે. |
| આ ઘર મ્હેં બસેં રૂપીએ વેચ્યું. | મૂલ્ય બતાવે છે. |
| હું વડોદરે જાઉં છું.<br>તે રસ્તે હીંડ્યો.<br>તે ઝાડે ચઢ્યો.<br>તેને માથે પાઘડી છે.<br>તે આંખે આંધળો છે.<br>તેણે બકરો ખાંધે લીધો. | સ્થળ બતાવે છે.* |
| લાડુમાં મણે અધમણ ખાંડ નંખાય છે | પરિમાણ બતાવે છે. |
| તે દહાડે ચાઈ રહે છે. | વખત બતાવે છે.* |
| તે મહિને વિલાયત પહોંચે છે.<br>ઘણે કાળે ફળ મળ્યું. | મુદત બતાવે છે.* |

*સ્થળ કે કાળ બતાવનાર એ પ્રત્યય હોય ત્યાં હમેશ સાતમી વિભક્તિ કહેવી એમ કેટલાક વૈયાકરણો કહે છે. પરન્તુ સંસ્કૃતમાં ત્રીજી વિભક્તિ સ્થળ, કાળ, વગેરે બતાવે છે.

एऽह यातं पथिभिर्देवयानैः ( ऋ. वे. )=દેવોએ મુસાફરી કરેલે રસ્તે તમે અહિં આવો.

जग्मुः विहायसा ( મ. ભા. )=આકાશે ( માં થઈને ) તેઓ ગયા.

कुक्कुरः स्कन्धेन उह्यते ( હ. )=કૂતરો ખાંધે વહેવાય છે ( લઈ જવાય છે. )

विदर्भान् यातुं इच्छामि एकाह्ना ( મ. ભા. )=એક દિવસે વિદર્ભ જવા ઇચ્છું છું.

ते च कालेन महता यौवनं प्रतिपेदिरे ( રા. )=ઘણે કાળે તેઓ જુવાની પામ્યા.

( વિહટનેકૃત સંસ્કૃત વ્યાકરણ. )

આ રીતે સંસ્કૃતમાં ત્રીજી વિભક્તિ સ્થળ, કાળ, મુદત, આદિ બતાવે છે, તો એજ સમ્બન્ધ બતાવનારી એ પ્રત્યય વાળી વિભક્તિને ગુજરાતીમાં સાતમી કહેવાની જરૂર નથી. કરણ, કારણ, વગેરે બતાવે છે ત્યારે તેને જેમ ત્રીજી વિભક્તિ કહીએ છીએ, તેમજ સ્થળ, કાળ બતાવે ત્યારે પણ ત્રીજી કહેવાને હરકત નથી. એ પ્રત્યય આવે ત્યારે ત્રીજી વિભક્તિ કહેવી, અને માં પ્રત્યય આવે ત્યારે સાતમી કહેવી એ વધારે સુગમ છે, અને તેથી ભાષાના ઇતિહાસને બાધ આવતો નથી.

### ચોથી વિભક્તિ.

| | |
|---|---|
| બકરીને સાંત બચ્ચાં થયાં. | સમ્બન્ધ બતાવે છે. |
| તે પોતાને ગામ જવાને, નીકળ્યો. | હેતુ બતાવે છે. |
| હું રળવાને આવ્યો છું. | |

### પાંચમી વિભક્તિ.

| | |
|---|---|
| તે મુમ્બઈથી નીકળ્યો છે. | સ્થળ, ભય, આદિથી વિયોગ બતાવે છે. |
| તે રોગથી ઊગર્યો. | |
| તે બાપથી જુદો પડ્યો. | |
| લોક સવારથી ઊભા રહે છે. | અવધિ બતાવે છે. |
| તે છ મહિનાથી માંદો છે. | |
| સુતાર ઓજારથી ઘડે છે. | કરણ (સાધન) બતાવે છે. |
| રોગ ઓસડથી મટે છે. | કારણ બતાવે છે. |
| લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે. | |
| તે કોગળીઆથી મુઓ. | |
| છોકરો બાપથી બ્હીએ છે. | મૂળ બતાવે છે. |
| એ વાત તેનાથી સાંભળી. | |
| અન્તરીક્ષથી અવાજ થયો. | |
| તમે બહાદુરીથી લડજો. | સાહિત્ય બતાવે છે. |
| અમદાવાદથી મુમ્બઈ ચડે છે. | ન્યૂનાધિકતા અથવા મુકાબલો બતાવે છે. |
| અમદાવાદથી સુરત ઉતરે છે. | |
| અમદાવાદથી નડીઆદ વીસ ગાઉ છે. | અન્તર બતાવે છે. |

### છઠ્ઠી વિભક્તિ.

| | |
|---|---|
| હું રાતનો આવ્યો છું. | કાળ બતાવે છે. |
| તે દહાડાનો સૂએ છે. | |
| હું તેને કાલનો કહું છું. | |
| તે જન્મનો આંધળો છે. | |
| કપડું ઊનનું બન્યું છે. | વસ્તુ બનાવવાનો પદાર્થ બતાવે છે. |

### સાતમી વિભક્તિ.

| | |
|---|---|
| ગીરમાં સિંહ થાય છે. | સ્થળ બતાવે છે. |
| હું ઘરમાં બેઠો હતો. | |
| ગળામાં ટંકી નથી. | |
| છોકરામાં અક્કલ નથી. | |
| તે દેવળમાં જઈ બેઠો. | |

તે દુઃખમાં ડુબ્યો છે.
ગળપણમાં ખાંડ સારી છે.
તે ઊંઘમાં છે.
યુરોપ વિદ્યામાં આગળ વધ્યું છે.
} સ્થિતિ વગેરે બતાવે છે.

હું સવારમાં આવીશ. કાળ બતાવે છે.

ઉપર મુજબ વિભક્તિવાળા શબ્દો ક્રિયાવિશેષણની પેઠે જુદા જુદા અર્થમાં વપરાઈ વિધાનપક્ષનો વધારો કરે છે. કેટલીક વખત વિભક્તિના બેવડા તેવડા પ્રત્યય આવી તે દરેકના અર્થનો ભાસ થાય છે.

હું ઘરમાંથી નીકળ્યો.
ઘરનાંમાં સંપ નથી.
ઘરનાંમાંથી એક જણ બહાર આવ્યો.
હૈયેથી વાત જતી રહી.

ક્રિયાવિશેષણ પછી પણ કેટલીક વખત વિભક્તિના પ્રત્યય આવી તેમના અર્થમાં ફેરફાર કરે છેઃ—

હું ત્યાંથી આવ્યો. સાપ અન્દરથી આવ્યો.
માંહેથી પૂરીઓ નીકળી. તે ક્યારનો બહાર ગયો છે.

---

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો, અને વિધાન પક્ષનો વધારો કરનાર શબ્દો કઈ વિભક્તિમાં આવી શું બતાવે છે તે કહોઃ—

૧. ગોકળ ગાય ઘરમાં ભરાય છે.
૨. તેને ઢાંકણમાં ચામડી જ છે.
૩. એટલી વારમાં શું થઈ ગયું?
૪. ગગનમાં સૂરજ વાદળાંથી ઢંકાઈ ગયો.
૫. વાયુમાંથી વીજળી સોંસરી ચાલી જાય છે.
૬. કદી હૈયેથી વાત જતી રહી હોય.
૭. તે મશ્કરીમાં પણ જૂઠું બોલે નહિ.
૮. તમારું કામ ફલાણી વેળાએ કરીશ.
૯. તમારે હાથે કાંઈ બગાડ થયો હોય.
૧૦. જો બ્હીકથી પોતાનો વાંક સન્તાડે.
૧૧. ડીલે લૂગડું લપેટી લેવું.
૧૨. તેઓ પોતાની જાતે સહિસલામત રહેશે.
૧૩. કોઈ તે જગોએ હોય.
૧૪. તેલનો પેણો ચૂલે હોય છે.
૧૫. તેમાં છાંટો પડવાથી ભડકો થાય છે.
૧૬. મહા મહેનતે તેને દૂધ પાય.

૧૭. એમ જુક્તિથી ટેવ પાડી.
૧૮. એક છોકરો ગામ જતો હતો.
૧૯. તે ગામ છોકરાના ગામથી ત્રણ ગાઉ હતું.
૨૦. ત્યાં આખો દહાડો રહેવાનું હતું.
૨૧. રસ્તામાં એક કુતરો મળ્યો.
૨૨. તે ઘણા દહાડાનો ભૂખ્યો હતો.
૨૩. હું તેને ઉડાડવાને રહું.
૨૪. સુતરનાં લુગડાં વણે છે.
૨૫. શાલ ઊનની થાય છે.
૨૬. તેમને તરવારથી મારવા.
૨૭. એનાં મૂળ ભોંયમાં ઊંડાં છે.
૨૮. તે ઠામ ઠામ અચકાય છે.
૨૯. એ ચોપડી મ્હેં કાશીઆને બે આને વેચી.
૩૦. મ્હને તેના ત્રણ આના પડ્યા છે.
૩૧. આ વખત હું કોઈને નહિ કહું.

## મનોયત્ન ૨ જું.

જુદી જુદી વિભક્તિઓવડે સ્થળ, કાળ, કારણ, કરણ, સાહિત્ય, મૂલ્ય, પરિમાણ, પ્રયોજન, અવધિ, ઇત્યાદિ સમ્બન્ધ બતાવનારા વિધાનપક્ષના વધારા થાય તેવાં પાંચ પાંચ વાક્યો રચો.

## મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દો લઈ વાક્યો રચોઃ—

કબૂતર, જંગલી, આસમાની, રંગે, હોય છે, પાણી, જરા, આંખમાંથી, નીકળે છે, ડાચામાં, હારે, જડેલા હોય છે, દાંત, જમણી, કેડ્સું, બાજૂએ, છે, ઘાસનું, વગડામાં, હતું, ભીડ, એક, પડ્યા, રસ્તામાં, જન, બહુ, વાસણ, સોનાનાં, કરે છે, સિક્કો, કરવામાં, ખપે છે, રૂપું, શિયાળામાં, ધ્રૂજે, ટાઢે, રહેવાને, ઘર, નઠારાં, હોય છે, વ્યાજે, મૂકવા, પૈસા, વખતે, છોકરાંને, થાય છે, નુકસાન, ઘરેણાંથી, ઘરેણાં, બાઇડીઓનાં, ભારે, તોલમાં, હોય છે, શોભે, પુણ્ય, જાય, સમજો.

## પરીક્ષાના પ્રશ્ન.

૧. કઈ કઈ વિભક્તિના શબ્દો વિધાનપક્ષનો વધારો કરે છે?
૨. શા કારણથી?
૩. દરેક વિભક્તિ શું શું બતાવે છે?
૪. તેઓ ક્રિયાવિશેષણને કેવી રીતે મળતી આવે છે?

# વાંચન પાઠ.

( સ્કૂલ મિસ્ટ્રેસ પરથી. )

ન્હાનાં બાળકોને વાંચન શિખવવાને ગદ્ય ઠીક કે પદ્ય? આ પ્રશ્નનો વિચાર કરતાં એમ લાગે છે કે વાંચનના શિક્ષણ માટે—ખાસ કરી નીચેનાં વર્ગોમાં—પદ્ય કરતાં ગદ્ય વધારે સારું સાધન છે. આથી એમ નથી કરતું કે ગદ્ય પાઠોની વચમાં વચમાં યોગ્ય કવિતા મુક્યા વિના કોઈ પણ વાંચન ચોપડી પૂર્ણ ગણાય. લગભગ ત્રણ ચતુર્થાંશ કે ચાર પંચમાંશ પાઠ ગદ્યના, અને બાકીના પદ્યના હોવા જોઈએ. સઘળી કવિતા ચોપડીને છેડે એકઠી કરવા કરતાં ચાર ચાર પાંચ પાંચ ગદ્ય પાઠ પછી એક એક કવિતાનો પાઠ મુકવો એ વધારે સારું છે. નીચલા વર્ગોની કવિતા બહુ જ રહેલી, સાદી, અને વાર્તા રૂપ હોવી જોઈએ; ઉપલા વર્ગોમાં વધારે લાંબી અને અઘરી કવિતા આવી શકશે. છતાં વાંચન માટે ઘણા પાઠ તો ગદ્યના જ હોવા જોઈએ. ગદ્યની પેઠે કવિતાના પાઠનો જોઈએ તેવો ચઢતો ઉતરતો ક્રમ ગોઠવી શકાતો નથી. વળી ખરી કવિતાનાં વાક્યો ગૂંચવણીઆં અને અર્થ ગૂઢ હોય છે, તેથી બાળકનું મન તે સ્હેલથી ગ્રહણ કરી શકતું નથી. સારું વાંચન સમજદાર હોવું જોઈએ, અને ગદ્યનો અર્થ સ્હેલથી સમજાય છે, તેથી ઉઘાડું છે કે સાધારણ રીતે બાળકોને વાંચન શિખવવા માટે ગદ્ય પાઠ વધારે યોગ્ય છે.

એટલું યાદ રાખવું જોઈએ, કે ગદ્ય પાઠ પણ નીરસ ન હોય. કેટલીક ચોપડીઓ વાંચન પાઠ મારફત નીતિ, વિદ્યા, અને આખી દુનિયાની ઉપયોગી હકીકતનો સર્વ સંગ્રહ બાળકના મગજમાં ભરવાનો પ્રયત્ન કરે છે. એ મ્હોટી ભૂલ છે, કારણ કે એવા પાઠ છેક નીરસ નીવડે છે. હાલમાં પ્રસિદ્ધ થતી કેટલીક નવી વાંચન માળાઓ આ ભૂલથી દૂર રહે છે, તેથી તે વધારે પસન્દ કરવા લાયક છે. બાળ વાંચનનો ઘણો ભાગ સાદી વાર્તાઓ, કહાણીઓ, કિસ્સાઓ, સ્થળ અને જળ પરનાં સાહસોની કથાઓ, અને નાટક જેવા સારા પસંન્દ કરેલા સંવાદોથી ભરપૂર હોવો જોઈએ. આવી ચોપડીથી બાળકને રસ પડે છે, અને તે રસ છેવટ સુધી કાયમ રહે છે. તેવડે સમજદાર વાંચન શિખવવાનું સ્હેલું થાય છે, અને બાળકને છટા તથા ભાવ સાથે સારું વાંચતાં આવડે છે.

| | | | |
|---|---|---|---|
| ૯. રા. મંગળદાસ હરજીવન ઓઝા, મહેતાજી રાજકોટ. | ૦ | ૩ | ૩ |
| ૧૦. રા. મણીશંકર અમથારામ ભટ્ટ, મહેતાજી કેરવાડા, તાલુકે આમોદ. | ૦ | ૨ | ૨ |
| ૧૧. રા. રા. ધનેશ્વર ન્હાનાભાઈ, મહેતાજી ઉછળ તાલુકે જમ્બુસર. | ૦ | ૨ | ૨ |
| ૧૨. રા. દેસાઈભાઈ ભીખાભાઈ, મહેતાજી સોનાસણ તાલુકે પરાંતીજ. | ૨ | ૦ | ૨ |
| ૧૩. રા. નથુભાઈ ભગવાન, મહેતાજી વેડા પ્રાન્ત કાઠિયાવાડ. | ૨ | ૦ | ૨ |
| ૧૪. રા. જગજીવન દયાળજી, મહેતાજી મુજપુર તાબે વડોદરા. | ૨ | ૦ | ૨ |
| ૧૫. રા. નીછાભાઈ ભાઈશંકર, મહેતાજી વટાર તાલુકે પારડી. | ૦ | ૨ | ૨ |
| ૧૬. રા. માણેકલાલ દેવશંકર, મહેતાજી કરમાડ તાલુકે જમ્બુસર. | ૦ | ૧ | ૧ |
| ૧૭. રા. ભોગીલાલ કૃપાશંકર, મહેતાજી પનાર તાલુકે વીરમગામ. | ૦ | ૧ | ૧ |
| ૧૮. રા. લાલજી ઈશ્વર ભટ્ટ, મહેતાજી ભાવનગર. | ૦ | ૧ | ૧ |
| ૧૯. રા. મહોબતસિંગ મોતીભાઈ રાણા, મહેતાજી ખંભલાવ પ્રાન્ત કાઠિયાવાડ. | ૦ | ૧ | ૧ |
| ૨૦. રા. હરિલાલ નરસિંહરાવ વ્યાસ, મહેતાજી સાન્થળ, તાલુકે ધોળકા. | ૦ | ૧ | ૧ |
| ૨૧. રા. માણેકલાલ છગનલાલ, મહેતાજી વકલાદ તાલુકે આમોદ. | ૦ | ૧ | ૧ |
| ૨૨. રા. કાળીદાસ દેવચંદ, મહેતાજી વડોદરા. | ૦ | ૧ | ૧ |
| ૨૩. રા. ભીમજી લક્ષ્મીરામ, મહેતાજી ભાવનગર. | ૧ | ૦ | ૧ |

| | | | |
|---|---|---|---|
| ૨૪. અમીરમીઆં હમદુમીઆં, મહેતાજી ડૈકા, તાલુકે ધોળકા. | ૧ | ૦ | ૧ |
| ૨૫. રા. પ્રભુરામ ગંગારામ, મહેતાજી ચમારડી, પ્રાન્ત કાઠિયાવાડ. | ૧ | ૦ | ૧ |
| ૨૭. રા. પ્રેમાનન્દ સેવકરામ, મહેતાજી વળાદ તાલુકે દસક્રોઈ. | ૧ | ૦ | ૧ |
| ૨૭. રા. પુરુષોત્તમ બાપુજી, મહેતાજી ઇજેતી જિલ્લે પંચમહાલ. | ૧ | ૦ | ૧ |
| ૨૮. રા. નાગરજી નીછાભાઈ, મહેતાજી રાનકુઆ જિલ્લે સુરત. | ૧ | ૦ | ૧ |
| ૨૯. રા. પ્રભાશંકર ગયાશંકર, મહેતાજી ગોંડળ, પ્રાન્ત કાઠિયાવાડ. | ૧ | ૦ | ૧ |
| ૩૦ રા. દલસુખ સુખલાલ, મહેતાજી ગોધરા જિલ્લે પંચમહાલ. | ૧ | ૦ | ૧ |
| ૩૧ રા. દેવજી ભીકાભાઈ, મહેતાજી કુવાડવા પ્રાન્ત કાઠિયાવાડ. | ૧ | ૦ | ૧ |
| ૩૨. ઉમ્મર ગરબડ, મહેતાજી ઓરાણ તાલુકે પ્રાંતીજ. | ૧ | ૦ | ૧ |
| ૩૩. કડુજી સુલેમાન, મહેતાજી છિદ્રા તાલુકે જમ્બુસર. | ૧ | ૦ | ૧ |

સને ૧૮૯૫ ના ઓકટોબરની તારવણી વખત કુલ ૨૦ જણ ઇનામ લેનાર જણાયા હતા, તેમાંના ૧૬ જણ ગયાં ત્રણ વરસમાં બિલકુલ થાકી ગયા છે, અને તેમને બદલે ૧૩ નવા શિક્ષકો ઇનામ લેવા પામ્યા છે. સને ૧૮૯૫ માં પહેલું નામ રા. મગનલાલ હીરજીનું, બીજુ રા. ગણપતરામ અમ્બાશંકરનું, અને ત્રીજુ રા. રણછોડ દામોદરનું હતું. તે પૈકી રા. રણછોડ દામોદર શાહે પોતાનો ઉત્સાહ જારી રાખ્યો છે, અને અત્યાર સુધીમાં એકંદર ચૌદ ઇનામ મેળવ્યાં છે તે માટે તેમને ધન્યવાદ આપીએ છીએ. રા. રતજી દુર્લભભાઈ ૧૮૯૫ પહેલાં સ્પર્ધામાં દાખલ થયા નહોતા, પરન્તુ તેમણે ગયાં ત્રણ વરસમાં ઇનામોની સારી સંખ્યા મેળવી છે, માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે. રા. પોપટલાલ કેવળચંદનું નામ પાછલાં ત્રણ વરસનાં ઇનામો જોતાં ત્રીજું આવે છે. કેટલાક શિક્ષકો માત્ર એક એક

ઇનામ મેળવીને સન્તોષ પામ્યા છે, પરન્તુ તેમણે વધારે ઉત્સાહ બતાવવો જોઈએ. સ્પર્ધામાં દાખલ થવાથી ઇનામ લેનારને લાભ થાય છે અને આબરૂ મળે છે, એટલું જ નહિ પણ જેમને ઇનામ નથી મળતું તેમને પણ લાભ છે. તેમને પોતાના ધન્ધા વિષે વાંચવા વિચારવાનું મળે છે, તેથી તેઓ શિક્ષક તરીકે વધારે લાયક બને છે એ થોડો લાભ નથી.

ઇંગ્રેજી અને ગાયકવાડી રાજ્યમાં ગુજરાતી નિશાળોની મ્હોટી સંખ્યા છતાં પ્રમાણમાં હજી બહુ થોડા શિક્ષકો સ્પર્ધામાં ઉતરે છે એ ખેદકારક છે. આશા રાખીએ છીએ કે શિક્ષકો વધારે ઉત્સાહી બનશે અને ઘણા જણ સ્પર્ધા કરતા થશે. ગયાં સાડા પાંચ વરસમાં કુલ ૩૩ ઇનામ લેનાર શિક્ષકો પૈકી ૧૦ કાઠિયાવાડના, ૯ અમદાવાદ જિલ્લાના, ૭ ભરૂચ જિલ્લાના, ૩ સુરત જિલ્લાના, ૨ પંચમહાલના, અને ૨ ગાયકવાડી રાજ્યના છે. ખેડા જેવા આગળ વધેલા જિલ્લામાંથી એક પણ શિક્ષક ઇનામ મેળવતો નથી એ અજબ જેવું છે. મહીકાંઠા, રેવાકાંઠા, પાલણપુર, ખંભાત, આદિ એજન્સીઓમાંથી કોઈ શિક્ષકે હજી સુધી ઇનામ લીધું નથી, તે કદાચ તેઓ પછાત હોવાથી બન્યું હશે. પરન્તુ ત્યાંના શિક્ષકોએ પણ હાથ જોડી બેસી રહેવું ઘટતું નથી. સૌથી વધારે નીચું જોવાનું તો અમદાવાદ, સુરત, ભરૂચ, વગેરે શહેરોના શિક્ષકોને છે. ત્યાં ઘણા જૂના, ઘડાયલા, અને ટ્રેન્ડ શિક્ષકો હોવાં છતાં ત્યાંનો એક પણ શિક્ષક ઇનામ મેળવતો નથી. ગામડાંમાં પડેલા શિક્ષકો આગળ વધવાને પ્રયત્ન કરે, અને શહેરના એમ જ બેસી રહે એ શોભતું નથી. જિલ્લા અને શહેરો વાર સન ૧૮૯૮ ના આંકડા નીચે મુજબ માલૂમ પડે છેઃ—

| સન૧૮૯૫ સુધીમાં ઇનામો લેનાર શિક્ષકોની સંખ્યા. | સન૧૮૯૮ સુધીની સંખ્યા | વધારો |
|---|---|---|
| ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ |

| | | | |
|---|---|---|---|
| ખેડા જિલ્લો | ૦ | ૦ | ૦ |
| અમદાવાદ જિલ્લો | ૭ | ૯ | ૨ |
| પંચમહાલ | ૨ | ૨ | ૦ |
| ભરૂચ જિલ્લો | ૩ | ૭ | ૪ |
| સુરત જિલ્લો | ૧ | ૩ | ૨ |
| કાઠિયાવાડ | ૬ | ૧૦ | ૪ |
| ગાયકવાડી રાજ્ય | ૧ | ૨ | ૧ |
| | ૨૦ | ૩૩ | ૧૩ |

ત્રણે મ્હોટાં શહેરો અને ખેડા જિલ્લો સ્પર્ધાની બાબતમાં હજી ઘોર નિદ્રામાં છે. આશા છે કે હવે તેઓ જાગૃત થશે. સને ૧૮૯૫ સુધીમાં ત્રણ મુસલમાન શિક્ષકોએ એક એક ઇનામ મેળવ્યું હતું; ત્યારપછી તે પણ બધા ઊંઘી ગયા છે.

---

# सामान्य पदार्थो विषे पाठ.

( ચાલુ પૃષ્ઠ ૩૪૪ થી. )

## ૩ જું પગથીઉં.

## પાઠ ૧૩ મો.

### પદાર્થોના ગુણ—સ્થિતિસ્થાપક.

ત્રણ પ્રકારનાં સ્થિતિસ્થાપકત્વની સમજણ પાડવા સારૂ શિક્ષકે પોતાની પાસે રબ્બર, વાદળી, અને મગરમચ્છનું હાડકું અથવા પોલાદની ચાંપ રાખવી.

ઉપર ગણાવેલા પદાર્થોનાં નામ બાળકોને શિખવવાં. પછી મગરમચ્છનું હાડકું લઈ વાળવું, અને પહેલા પ્રકારના સ્થિતિસ્થાપકત્વનો ખ્યાલ કરાવવા સારૂ નીચે પ્રમાણે પ્રશ્નો પૂછવા:—

"જુઓ, આ મગરમચ્છનું હાડકું હું વાળું છું. જુઓ, તેને છોડી દેઉં છું, તો તેની કેવી સ્થિતિ થાય છે?" તે પાછું જાય છે. તે છટકીને પાછું જાય છે, તે કુદીને પાછું જાય છે.

"તે છટકીને પોતાનો અસલ આકાર ધારણ કરે છે એમ આપણે કહીશું."

પાછલી તરફ વળેલા ઘણા દાંત છે તેથી તેનું બચકું ઘણું સખ્ત છે. દાંત પાછલી તરફ વળેલા છે તેથી પકડાયલો શિકાર છૂટવા પામતો નથી. ભક્ષને પકડયા પછી તે તેની આસપાસ એટલા જોરથી ચૂડ ભેરવે છે કે પકડાયલો શિકાર ગુંગળાઈને અને શરીરના હાડકાં સુદ્ધાંના ચૂરેચૂરા થઈ મરી જાય છે. આ પ્રમાણે મારેલા શિકારને પોતાના મ્હોમાંથી લાળ કાઢી ચોપડે છે અને માથા તરફથી તેને ધીમે ધીમે આખોને આખો ગળી જાય છે. એક વાર પેટપૂર ખાધા પછી ફરીથી ભૂખ લાગતા સુધી તે સુસ્ત અને વખતે સુષુપ્ત અવસ્થામાં પડી રહે છે. આ અવસ્થા કોઈ વખત થોડા દિવસ અને કોઈ કોઈ વખત તો કેટલાંક અઠવાડિયાં સુધી રહે છે. જ્યારે તે જાગૃત થાય છે ત્યારે બહુ ભૂખ્યો થઈ ભુખુક્ષી બની જાનવરોનાં પાણી પીવાનાં સ્થળોના રસ્તામાં શિકારની વાટ જોતો પડી રહે છે.

પાયથોન અજગર વધારેમાં વધારે પાંત્રીસ ફુટ લાંબો હોય છે. તેનાં ઈંડાં ન્હાના પક્ષીનાં ઈંડાં જેવડાં મ્હોટાં હોય છે. આ જાત આફ્રિકા અને ધરટ ઇન્ડિઝમાં થાય છે.

આનાકોન્ડા અજગર વધારે મ્હોટો હોય છે. તેની વસ્તી લંકા અને અમેરિકામાં વધારે છે. આનાકોન્ડા હરણને આખુંને આખું ગળી જાય છે. તે પરથી અમેરિકન ઇન્ડિયનો તેને "હરણને ગળી જનાર" નામ આપે છે. વાઘ અને ભેંસ જેવડાં મ્હોટાં જાનવરોને તે મારી શકે છે. એવું કહેવાય છે કે આનાકોન્ડા તેની માદાપર બહુ પ્રેમ રાખે છે. એક પ્રસંગે માદાને મારી નાંખી કોઈ ઘસડી ગયા 'ને ત્યારે તે તેના મડદાની ખોળ કરતો પાછળ પાછળ આવ્યો હતો. આફ્રિકામાં એક જાતના અજગર થાય છે તે ફક્ત દશ બાર ફુટ લાંબા થાય છે, અજગરની ચામડીનાં બૂટ અને ઘોડાપર નાંખવાનું ખોગીર બનાવે છે. સુસ્ત સ્થિતિમાં પડેલા અજગરોને મારવા સહેલ પડે છે. આ પ્રાણીના પેટમાં કૃમી ઘણા ઉત્પન્ન થાય છે તેથી ઘણાં અજગર તે પીડાથી મરી જાય છે. અજગરને પેશાબ અને મળ કહાડવાને એક જ દ્વાર હોય છે. તેનો મળ નક્કર સફેદ હોય છે. આ મળમાંથી યુરિક એસિડ (પેશાબમાં રહેલો એક જાતનો તેજાબ) થોડે ખર્ચે ઘણો બનાવી શકાય છે.

# सृष्टिनी उत्पत्ति अने स्थिति.

(લખનાર ગો. ગ. બર્વે.)

(ચાલુ પૃષ્ઠ ૩૪૭ થી.)

પૃથ્વી ઉપરના થરો એક પછી એક શી રીતે થયા તે કહેવાની અગાઉ તે તે થરોમાં મળી આવનારા પદાર્થોના વિભાગો વિષે જરા કહું છું. આને અંગ્રેજીમાં ફૅાસિલ કહે છે. જમીન ખોદતી વખતે અન્દર પુરાઈ રહેલા એવા જે પ્રાણિજ અને વનસ્પતિજ પદાર્થો તથા તેમનાં ઊઠેલાં ચિન્હો એ સર્વે ફૅાસિલ રૂપે ગણી શકાય છે. અર્થાત્ પૂર્વ કાળ દર્શક પ્રાણી અગર વનસ્પતિનું અસ્તિત્વ દર્શક જે ચિન્હ તે જ ફૅાસિલ. આ સર્વે ફૅાસિલો ભૂસ્તર શાસ્ત્રના સ્થંભરૂપ છે. તત્કાલવાચક ભૂગોળની સ્થિતિ, હવા, પાણી અને વસ્તી આ વિષે માહિતી મેળવવી હોય તો ફૅાસીલ વડે જ મેળવી શકાય છે. ઇતિહાસ લખતી વખતે જેમ અમુક વાત અમુક વખતે બની તે ઉપરથી ઇતિહાસ લખી શકાય છે, તેમ જ ભૂસ્તર શાસ્ત્રની અન્દર બધો આધાર ફૅાસિલ ઉપર રાખવો પડે છે. આજ સુધી જેટલા પ્રાણીઓ થઈ ગયા તેટલા હાલમાં આપણને મળી આવશે ? ના. તેમનો એક ભાગ હાલમાં જોવામાં આવતો નથી. કારણ પ્રાણીઓ મરણ પામવાથી તે પંચતત્વોમાં મળી જાય છે અને તેથી તેમના અંગોનું ઘણુંએક રૂપાન્તર થાય છે. ત્યારે તેના ફૅાસિલ શી રીતે બને છે ? ફૅાસિલ ઘણી જાતના છે. કેટલીક વખતે પાછળના (પૂર્વના) પ્રાણીઓ જાણે કે હમણાં જ મરી ગયા છે કે શું ! એવી સ્થિતિમાં જડે છે. ઇટલી દેશમાંના પોમ્પીઆઈ નામના શેહેર પાસે ખોદતાં ખોદતાં માણસોના માણસો જાણે પોતાના ઘરમાં ખાવા બેઠેલા છે, કેટલાક સૂઈ રહ્યા છે, કેટલાક જમે છે, પીરસે છે, તેમનાં ભાણાંમાં અનેક તરેહનાં પક્વાન્નો પડેલાં છે. અને તેમાં પીરસેલા પદાર્થો જાણે હાલમાં જ બનાવેલા તાજા છે. એમ દેખાય છે. આ પ્રમાણે ફૅાસીમો જોવામાં આવ્યા છે. આ બધી વાત તો આપ (વાચકવર્ગો) જાણતા જ હશો. જ્વાળામુખી પર્વતોમાંથી લાવા નામનો રસ એકદમ ઊછળી આવી તેના સપાટામાં જે જે ગામો આવી જાય તે સર્વે (ઘર બાર, માણસો, ઢોર, વાડી, વગેરે, ઇત્યાદી) ઉપર ફરી વળે, એટલે પ્રાણી અગર વનસ્પતિ ન કહેવાય એવી જગ્યામાં દટાઈ જાય એટલે તે જેમના તેમ અનંત કાળ

સુધી કાયમ રહે. આ પદાર્થો જેમના તેમ કાયમ શી રીતે રહેતા હશે! તેનો વિચાર બરાબર કરવો રસિકપનો છે. કાચી કેરીઓ મધમાં ડુબાવીને ગમે તેટલા દિવસ સુધી રાખીશું તો તે કહોવાશે નહિ એટલું જ નહિ પણ તેની પૂર્વે જે સ્થિતિ હતી તે કાયમ રહેશે. તેમ જ ઝાડના ગુંદરમાં માખીઓ લપટાઈ જવાથી મરી જાય છે, તે પણ જાણે હમણાં જ મરી ગઈ હોય તેવી દેખાય છે. અર્થાત્, હવા વગરની જગ્યામાં રહેલા વનસ્પતિજ અને પ્રાણિજ પદાર્થો કહોવાતા નથી. આ નિયમથી જ ઉપર કહેલા ફૉસિલો કાયમ રહે છે. આવી જાતના ફૉસિલો ઘણા જ થોડા જોવામાં આવેલા છે. કેટલાંક પ્રાણીઓનાં હાડકાં જડે છે, કેટલાંકનાં શરીરો દટાઈ જઈ શિલાગત થયેલાં જોવામાં આવે છે; એવી રીતે કહેવાનું તાત્પર્ય એ જ છે કે, જેજે ફૉસિલો જડે છે તે તે ઉપરથી પૃથ્વીની તત્કાલ વાચક સ્થિતિની માહિતી મળે છે. એટલું જ નહિ પણ તે ઉપરથી ઘણી એક રીતે વિશેષ શોધ કરી શકાય છે. આગળ આ વિષે વારંવાર કહેવામાં આવશે માટે ફૉસિલની વ્યાખ્યા લંબાવવી પડી. (અપૂર્ણ.)

---

# ગેરસપ્પાનો ધોધ.

આક્ટોબર ૧૮૫૮ ના શાળાપત્રના અંકમાં "ગિરસાપ્પાનો ધોધ" એ મથાળા નીચે એક લખાણ આવેલું છે. ત્હેમાં કેટલીક હકીકતની બાબતમાં ચૂકો જણાવાથી તે બતાવવી દુરસ્ત ધારું છું. એ સ્થળ મ્હેં ત્રણ જુદી જુદી વખતે (ઇ. સ. ૧૮૯૩, ૧૮૯૪, તથા ૧૮૯૫ માં) જોએલું છે, અને તેથી જાતિ માહિતીથી લખું છું.

૧. ગિરસાપ્પા એમ નામ આપેલું છે તે ખરુ નથી. ગેરસપ્પા એમ એ ગામનું નામ પ્રચલિત છે.

૨. આ ધોધ કારવાડ જિલ્લાની અને મહિસૂર પ્રાન્તની સરહદ ઉપર છે, એમ લખ્યું છે, પરન્તુ 'કારવાડ' એવું જિલ્લાનું નામ નથી. જિલ્લો 'ઉત્તર કાનડા' છે અને 'કારવાડ' એ તો જિલ્લાના સદર સ્ટેશનના શહેરનું નામ છે.

૩. "ધોધ પાસે 'જોગ' નામનું ન્હાનું ગામ આવેલું હોવાથી તે તરફના લોકો તો 'જોગનો ધોધ' એ નામે ત્હેને ઓળખે છે." આ પ્રમાણે છપ્યું છે, પરન્તુ ગામનું નામ "જોગ" નથી: 'કોડકણી' એમ એ ગામનું નામ છે. 'જોગ' એ કાનડી ભાષામાં સામાન્ય નામ

છે અને હેનો અર્થ 'જળ ધોધ.' પછી યુરોપીઅન મુસાફર વગેરે લોકોએ સમજ ફેરથી 'દોડકણી' ને 'જોગ' નામનું ગામ માની લઈ 'જોગનો ધોધ' એમ ઠરાવી દીધેલું જણાય છે.

૪. 'શેરાવતી' નદી લખી છે, પણ ખરું નામ 'શરાવતી' છે (કેટલાક 'શિરાવતી' કહે છે). રામચન્દ્રે પોતાના શર (બાણ) વડે જમીનમાંથી (સીતાને વનમાં તરષ લાગી હતી ત્હારે?) કાઢેલી નદી આ છે, એમ કથા છે. 'કવલુદુર્ગે' (કે 'કવિલદુર્ગ' કે 'કાવલદુર્ગે') પર્વતમાંથી તે નીકળી છે. એ નદીનો પટ હેવો કાંઈ અસાધારણ મ્હોટો નથી, તેમ જ જળધોધની પ્રચંડતા બાદ કરતાં, નદીનું પોતાનું સ્વરૂપ કાંઈ વિશેષ ગંભીર નથી; ધોધ પડી રહ્યા પછી નીચેથી આગળ વ્હે છે ત્હાં તો પાત્ર ઘણું જ સાંકડું થઈને પર્વતમાળાઓની વચ્ચે ચાલ્યું જાય છે. તેથી કરીને એ નદીને 'પ્રચંડ' એ વિશેષણ આપ્યું છે તે અયોગ્ય છે.

૫. ધોધનો "દડદડાટ" (? ધુધવાટ) આઠ માઇલ છેટેથી સંભળાય છે, એમ લખ્યું છે, પણ ત્રણેમાંથી એકે વખત મ્હારા અનુભવમાં તો એ વાત આવી નથી. ચોમાસામાં જ્યહારે નદી ભરપૂર વ્હે છે તે વખતે એ વાત સંભવિત હશે. પાસે જતાં ગર્જનાથી કાન ફાટી જાય છે, એ વર્ણન પણ ચોમાસાના ધોધનું હોય તો કોણ જાણે. બાકી આડે દહાડે તો એ ધોધનો ધુધવાટ પ્રચંડ છતાં ગંભીર અને ગનો વેધક લાગે છે.

૬. ગેરસપ્પાથી દસ માઇલ ઘાટ ચઢયા પછી ઘાટને શિખરે આવેલા ગામનું નામ "ગલેમની" નથી પરન્તુ "મલેમને" છે.

૭. ચાર ધોધમાંના બીજા ધોધનું નામ "શેરર" એમ છપાયલું છે, પરન્તુ નામ છે "રોરર" (Roarer). ૧. Râjâ, ૨. Roarer, ૩. Rocket, અને ૪. La Dame Blanche, એમ ચારે ધોધનાં અંગ્રેજીમાં નામ છે.

૮. પ્રવાહના જોરને લીધે ઉડતા તુષાર, ધોધની નીચેની બખોલની સપાટીથી, લગભગ હજાર ફુટ ઊંચા ઉડે છે, એમ કહેલું છે તે મ્હારાં જોવામાં આવ્યું નથી. વખતે બીજી ઋતુમાં હોય તો કોણ જાણે.

ચૂકો વિષે આટલું લખી એ ધોધ સંબન્ધી બે ચાર વિશેષ વાતો જાણવા લાયક ગણીને ઉમેરું છું.

"મહિસૂરની હદમાં, એટલે નદીને બીજે કાંઠે જ મહિસૂર રાજ્ય તરફથી ત્રણ વર્ષ ઉપર જ નવો બંગલો થયેલો છે. સગવડ ઉત્તમ છે તથા સામાન બધો છે. એ ઠેકાણેથી ચારે ધોધનો ઉત્તમમાં ઉત્તમ દેખાવ નજરે પડે છે.

આ ધોધનાં સૌન્દર્ય તથા ભવ્યતાનું વર્ણન કરવું અશક્ય છે. અંધારી રાત્રે, ચાંદનીમાં, પ્રભાતકાલે, બપોરે, એમ દરેક સમયે જુદી જુદી અને અપૂર્વ શોભા રચાયે જાય છે. ધોધના જળકણમાં રચાતાં ઇંદ્ર ધનુષ્યો તો અદ્‌ભુત જ જણાય છે. ઉપરથી જોતાં ધોધને તળિયે બનેલાં એ ઇંદ્ર ધનુષ્યોને લીધે જાણે પાણીના છાંટાની વરાળો રંગીન ભડકામાં સળગતી ના હોય, તેમ જણાય છે, અને રંગ ક્ષણે ક્ષણે બદલાય છે. જેમ જેમ સૂર્ય ખસતો જાય છે તેમ તેમ આશરે બે કલાક સુધીમાં ઇંદ્ર ધનુષ્ય છેક તળિયેથી ધીમે ધીમે ઊંચે ચઢતું ચઢતું ધોધની શરૂવાતની ટોચ સુધી આવે છે. કેટલીક વાર બબ્બે ઇંદ્ર ધનુષ્ય સામટાં બને છે અને ખસતાં જાય છે. ટૂંકામાં એટલું જ કે દીન મૌન ધારણ કરીને એ ધોધનો ધુધવાટ સાંભળ્યા કરવાની વૃત્તિ મનુષ્યને એ સ્થળે સ્વાભાવિક રીતે થાય છે. એ ધોધ જોવા અનેક દૂર દૂરના દેશથી આવેલા મુસાફરોની લખેલી નોંધો ત્હાંના મુસાફરી બંગલાની વિઝિટર્સ બુક (Visitors' Book) માં છે, તે વાંચતાં રમૂજ, હાસ્ય, ખેદ, તથા કોઈ વાર ગંભીર વિચાર પણ ઉત્પન્ન થાય છે. ગંભીર લેખોમાંથી એક બે નમૂના નીચે આપું છું.

ઇ. સ. ૧૮૪૩ માં મદ્રાસના બિશપે એ ધોધ જોઈને કરેલી નોંધમાં સ્થળને— The most glorious work of Nature's God, that he has ever seen or hopes to see, એમ કરીને કહ્યું છે. Work of Nature's God, એ ટૂંકું પણ ઘણું ગર્ભિત વચન છે. પ્રકૃતિ સ્વપ્રભાવથી કાંઈ સુન્દર, ભવ્ય, ઉન્નત રચનાઓ રચી શકતી નથી. પ્રકૃતિમાં પરમ પુરુષની ઇચ્છાનું અનુપ્રાણન થાય ત્હારે જ સર્વ સૃષ્ટિ રચનાઓ થાય, એ તત્ત્વ આ ચાર શબ્દોમાં સમાયલું છે. કાનડાના એક કલેક્ટર મી. વુડવર્ડની નોંધ ટૂંકી પણ ઉત્તમ છેઃ—

"Would you have music? Then listen to the Falls; the scale is infinite, and God is the organist."*

તા. ૧૮ મી અક્ટોબર ૧૮૯૮. **નરસિંહરાવ ભોળાનાથ.**

* 'તમારે સંગીત સાંભળવું છે? એમ હોય તો આ જળ ધોધનું શ્રવણ કરો; હેનું સ્વર મંડલ અનન્ત છે, અને એ વાદ્યનો વગાડનાર ઈશ્વર છે.'

# ચર્ચાપત્ર. (શબ્દોના ચમત્કાર.)

ગુજરાત શાળા પત્ર, પુ. ૩૭, અં. ૧૦ માઆં "શબ્દોના ચમત્કાર," એ મથાળાના લખાણમાં ખા. સા. નાનજીઆણી લખે છે:—

"ચલો. ગુજરાતી 'ચાલો' શબ્દમાંથી અલ્પ ફેરફાર વડે એટલે કે માત્રા અને કાનો કાઢી નાખ્યાથી આ તેનું ઉર્દુ રૂપ થયેલું છે."

આ વચનમાં બે મહત્ત્વની સરત ચૂકો થયેલી જણાય છે. ખા. સા. નાનજીઆણીએ પોતે જ કેટલાંક વર્ષ ઉપર ઉર્દુ ભાષા વિષે એમ જણાવેલું મ્હને યાદ છે કે 'ઉર્દુ'નો વ્યુત્પત્તિથી અર્થ 'છાવણીની ભાષા,' એમ થાય છે; અર્થાત્ મોગલ વગેરે રાજ્યોના વખતમાં લશ્કરોની છાવણીઓમાં ભિન્ન ભિન્ન દેશના વેપારી, ફેરિયા, વગેરેનો સંસર્ગ થતાં, એક બીજાનું બોલ્યું સમજાય, તે માટે સગવડની ખાતર જે નવીન ભાષા (Lamp Language) ઉત્પન્ન થયેલી, ત્હેમાં જુદાં જુદાં સ્થળની દેશી ભાષાઓ, જેવીકે હિન્દી, વગેરેનો એક પ્રકારનો સ્વચ્છંદ સંકર કરવામાં આવેલો. આ રીતે ઉત્પન્ન થયેલી ભાષા, તે ઉર્દુ. માટે ગુજરાતી ભાષાસમ્બન્ધ ઉર્દુ સાથે નહિ પણ પ્રાકૃત, અપભ્રંશ અને આ જમાનાની હિન્દી સાથે વાસ્તવિક રીતે છે, અને ઇતિહાસ ક્રમ જોતાં તે ભાષાઓમાંથી રૂપાન્તર થઈ ગુજરાતીમાં શબ્દો બનેલા, ગુજરાતીમાંથી રૂપાન્તર પામીને ત્હેની પ્હેલાંની ભાષાઓમાં શબ્દ બને જ નહિ. ગુજરાતી 'ચાલો' ઉપરથી ઉર્દુ 'ચલો,' અથવા તો હિન્દી 'ચલો' બન્યું છે એમ કહેવું, તે અંગ્રેજીમાં putting the cart before the horse, એ કહેવત છે, ત્હેના જેવું છે. સિદ્ધ હેમચન્દ્રના ૮—૪—૨૩૦ મા સૂત્ર ઉપરથી જણાશે કે સંસ્કૃત चलतिने સ્થાને પ્રાકૃતમાં चलइ, તેમ જ चल्लइ, હેવાં બે રૂપ થાય છે; ત્હેમાં चल्लइ ઉપરથી પ્રાકૃત ગુજરાતી સમ્બન્ધી એક પ્રસિદ્ધ ઉત્સર્ગાનુસાર બેવડા લકારમાંથી એકનો લોપ થઈ પૂર્વનો સ્વર લમ્બાઈ ગુજરાતી 'ચાલે' થયું, અને હિન્દી વગેરેમાં 'ચલના,' તે પ્રાકૃતમાં રહેલા चल ઉપરથી થયું. ખરો ઇતિહાસ આમ છે. એટલે ગુજરાતી 'ચાલો' શબ્દ "નિસ્તેજ, ફિક્કો, નિર્જીવ 'અને દીર્ઘ થયેલો ચ, અર્થાત્ આ, તે એ શબ્દનો "રોગિષ્ટ ભાગ," તેમ જ એ શબ્દને "આશ્ચર્યકારક રીતે ટટાર" તથા "બરજોબનની ચપળતા અને તેજ"

વાળો કરવા માટે ગૌણ રોગિષ્ટ ભાગને કાપી નાખવાની શસ્ત્રવિદ્યાની ક્રિયા વગેરે વિલક્ષણ કલ્પનાઓ આધાર વિનાની થઈ પડે છે. 'ચાંસો' કરતાં 'ચસો'માં અર્થનો જોર બતાવવાની શક્તિ વધારે હોવાનું કારણ જુદું જ છે. 'ચાંસો', હેમાં ભાર (accent) પ્રથમ સ્વર ઉપર છે, અને 'ચસો,' હેમાં બીજા સ્વર ઉપર છે, અને તેથી જ 'ચસો' માં કાંઈક જોર વધારે લાગે છે. જે જે શબ્દોમાં પ્રથમ સ્વર છોડીને બીજા, ત્રીજા, વગેરે સ્વર ઉપર ભાર (accent) આવે છે, તે તે શબ્દોમાં કાંઈક જુસ્સો હમેશાં વધારે જણાય છે. હિન્દી વગેરે કેટલીક ભાષાઓમાં જુસ્સો હોવાનું મુખ્ય બીજ એક એ છે કે હેમાં ભાર (accent) ઘણે ભાગે પ્રથમ સ્વર ઉપર નહિ પણ તે પછીના કોઈ પણ સ્વર ઉપર હોય છે.*

અમદાવાદ,<br>તા. ૨૯ મી ઑક્ટોબર, ૧૮૯૮ } નરસિંહરાવ ભોળાનાથ.

---

* Accentની આ સ્થિતિનું પરિણામ એટલે સુધી જાય છે કે ઘણી વાર પ્રથમનો સ્વર, હેના ઉપર accent ન હોવાને લીધે તેનો લોપ પામે છે. ઉદાહરણ:—

| સંસ્કૃત. | હિન્દી. | મરાઠી. | ગુજરાતી. |
|---|---|---|---|
| अभ्यन्तर | ભીતર | —— | —— |
| अरघट्ट | રહટ | रहाट | રેંટ. |
| अभ्यञ्जन | ભીંજના | भिजणें | ભીંજવું. |
| एकस्थम् | ટ્ઠા | —— | —— |
| उपाध्याय. | —— | पाध्या | —— |
| उपरि. | —— | वर (प्राकृत–उवरि नीकाला.) | |
| उपविश् | બૈઠના. | बसणें. | બેસવું. |

(ડૉ. ભાંડારકરે મુમ્બઈની ફ્રી ચર્ચ કૉલેજની લિટરરી સોસાઇટીમાં તા. ૨૧-૨-૮૮ ને રોજ આપેલા—"The Critical, Comparative and Historical Method of Inquiry, as applied to Sanskrit Scholarship and Philosophy and Indian Archeology" નામના ભાષણનું પૃષ્ઠ ૧૫ મું જુઓ.)

---



---

અંકગણિતની સમજુતી. કી. રૂ. ૦॥ પોસ્ટેજ સાથે. પાંચે, દશ; પંદર; વીશે, વીસ; અને પચીશે, પચીસ; ટકા કમીશન. વે. પે. ખર્ચ રને શિર. ખુશાલદાસ ગોકળદાસ. મુંબાઇએક. અમદાવાદ.

---

## લેખનકળા કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

**કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઈલાકાની જરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોના-દ તથા લખાણુની ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડીછે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ:

૧. કોપીબુકોની સફાઇ ને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એકજ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી એ જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એકજવખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રુજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ...ની રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘૂંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘૂંટવાની ને તેની નીચે બીજી લખવાની છે

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ-કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણા જ પસન્દ પડેલાં છે.

એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે ત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો કાશાઈ લઈ